શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા—અં. ૫૮

# દિગ્દર્શન


આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

એમ. એ., એલ એલ. બી., ડી. લિટ્.


સંપાદકો

રામનારાયણ વિ. પાઠક

ઉમાશંકર જે. જોષી


ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક
જેઠાલાલ જીવણલાલ ગાંધી
આસિ. સેક્રેટરી
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર, અમદાવાદ



આવૃત્તિ ૧ લી
પ્રત ૧૮૦૦

ઈ. સ. ૧૯૪૨
વિ. સં. ૧૯૯૯

કીંમત એક રૂપિયો

મુદ્રક
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ
ડાયમન્ડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસ,
સલાપોસ રોડ–અમદાવાદ

## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# પરિચય

સૂરતના વતની અને ધંધાર્થે મુંબાઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬મી સપ્ટેમ્બર સન ૧૮૭૭ ને રોજ વીલ કર્યું હતું, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦માં રૂ. ૨૦૦૦ સોસાયટીને મળ્યા; એવી શરતે કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તકપ્રચારને માટે સોસાયટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪માં રૂ. ૧૮૦૦૦ ની સરકારી નોટો સોસાયટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦ ની નોટો પુસ્તક તૈયાર કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. સદરહુ વીલની રૂએ એમની મિલ્કતની છેવટની રકમ રૂ. ૫૦૦૦ની સરકારી લોનો સન ૧૯૩૩માં સોસાયટીને વધુ મળી એટલે ફંડ વધીને રૂ. ૨૫૦૦૦ નું થયું છે. આજ પર્યન્ત નીચેનાં પુસ્તકો શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ થયાં છે.

૧. કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે અને તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિશે નિબંધ.
૨. માને શિખામણ.
૩. નીતિમંદિર.
૪. બાળલગ્નથી થતી હાનિ.
૫. પુનર્વિવાહની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી.
૬. ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર.
૭. ધાર્મિક પુરુષો.
૮. ઉદ્યોગી પુરુષો.
૯. બેન્જામિન ફ્રેન્કલીન.
૧૦. બોધક ચરિત્ર.
૧૧. સદ્ધર્તન.
૧૨. રઘુવંશ કાવ્ય.
૧૩. બાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર.
૧૪. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભા. ૧.
૧૫. ,, અર્વાચીન ઇતિહાસ ભા. ૨.
૧૬. નીતિસિદ્ધાંત.
૧૭. ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર.
૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર.
૧૯. પરોપકાર.
૨૦. ઢોરનું ખાતર.
૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ.
૨૨. કિરાતાર્જુનીકાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર.
૨૩. વિવિધ પ્રકારના હુન્નર ઉપયોગી તેજાબો.
૨૪. વાર્નિશ.
૨૫. જીવનનો આદર્શ.
૨૬. કીર્તિકૌમુદી.
૨૭. શિશુપાલવધ, પૂર્વાર્ધ.
૨૮. હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય.
૨૯. રસાયનશાસ્ત્ર.
૩૦. બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભા. ૨જો.
૩૧. જાપાનની કેળવણીપદ્ધતિ.
૩૨. શિશુપાલવધ—ઉત્તરાર્ધ.
૩૩. લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૧.
૩૪. ખગોળવિદ્યા.
૩૫. લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૨.
૩૬. વિક્રમાંક દેવચરિત્ર.
૩૭. યુરોપીય પ્રજાના આચરણનો [ઇતિહાસ
૩૮. માનસશાસ્ત્ર.
૩૯. શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય.

૪૦. સહકારપ્રવૃત્તિ.
૪૧. અંગ્રેજી રાજ્યબંધારણ.
૪૨. ઉદારમતવાદ.
૪૩. સચિત્ર શરીરવિદ્યા.
૪૪. હિન્દી તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ–પૂર્વાર્ધ.
૪૫. હિન્દી તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ–ઉત્તરાર્ધ.
૪૬. બંગાળી સાહિત્યનો ઇતિહાસ.
૪૭. સંરક્ષણવાદ.
૪૮. હિન્દી સાહિત્યનો ઇતિહાસ.
૪૯. ઉપનિષદ્‌વિચારણા.
૫૦. હિન્દુ રાજ્યવ્યવસ્થા.
૫૧. સગાળશા આખ્યાન.
૫૨. વહાણવટાની પરિભાષા.
૫૩. અપભ્રંશપાઠાવલિ.
૫૪. અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧.
૫૫. અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૨.
૫૬. અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૩.
૫૭. જન્તુશાસ્ત્રપ્રવેશિકા.
૫૮. દિગ્દર્શન.

ગુ. વ. સોસાયટી,
**અમદાવાદ**
તા. ૨૮–૧૧–૧૯૪૨

**જેઠાલાલ જીવણલાલ ગાંધી**
આસિ. સેક્રેટરી

# ઉપોદ્‌ઘાત

**આ** પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલું સાહિત્ય ઇતિહાસ કેળવણી અને ગ્રન્થાવલોકન એમ ત્રણ વર્ગમાં સ્થૂલરૂપે મૂકી શકાય. આચાર્ય આનંદશંકર કોઈ પણ ગંભીર વિષયના નિરૂપણમાં ઐતિહાસિક પદ્ધતિનો બહુ કુશલતાથી ઉપયોગ કરે છે એ જાણીતું છે. પણ એ પદ્ધતિ પછવાડે ઇતિહાસનું બહોળું જ્ઞાન જોઈએ. એ પદ્ધતિનું પ્રભુત્વ ઇતિહાસના જ્ઞાનથી જ આવે એ આપણે અહીં જોઈ શકીએ છીએ. અને વસ્તુ કરતાં રીતિ કે પદ્ધતિ ઉપર કંઇક વધારે મુગ્ધ થવાનું વલણ હાલમાં કેટલાકમાં જણાય છે માટે એ કહેવાની જરૂર રહે છે.

આચાર્ય આનંદશંકર પ્રાચીન તેમ જ અર્વાચીન બન્ને ઇતિહાસમાં રસ ધરાવતા, જો કે આ સંગ્રહમાં પ્રાચીન ઇતિહાસના જ લેખો છે. આમાં કેટલાક સ્વતંત્ર શોધખોળના છે, જેમકે 'ગૂજરાતનું સંસ્કૃત સાહિત્ય.' કેટલાક ઇતિહાસનાં અમુક મંતવ્યોની પરીક્ષા રૂપ છે, જેમકે "પૌરાણિક ઇતિહાસ" અને "પ્રાચીન ઇતિહાસમાં કેટલીક નવીન શોધો." આ લેખો હિંદના પ્રાચીન ઇતિહાસના છે ત્યારે "ઇતિહાસની આરસી" અને "નારીપ્રતિષ્ઠાઃ એ વિષયનું ઐતિહાસિક દર્શન" એ લેખોમાં પૂર્વ પશ્ચિમ બન્નેના લાંબા ઇતિહાસનું દિગ્દર્શન કરેલું છે. આમાં 'નારીપ્રતિષ્ઠા' લેખનો ઉદ્દેશ તે વિષય ઉપર ઇતિહાસનો પ્રકાશ નાંખી તેનું સંકુલ અને વિશાલ સ્વરૂપ સમજાવવાનો છે. એ પ્રકારનું સાહિત્ય આપણે ત્યાં ઘણું ઓછું છે. તેવી જ રીતે 'ઇતિહાસની આરસી'ની લેખમાળા પણ અમુક ઉદ્દેશથી શરૂ થઈ જણાય છે. તે અધૂરી રહેલી હોવાથી તેના ઉદ્દેશ વિશે તર્ક કરવાનો જ રહે છે, પણ તેમાં છેવટે કંઈક 'ઇતિહાસનું તત્ત્વચિંતન'* ના લેખમાં કહ્યું છે તેવું કહેવાનું ઈષ્ટ હશે એમ કહેવામાં ખાસ બાધ જણાતો

* 'સાહિત્યવિચાર' પૃ. ૫૫૧

નથી. એ ગમે તે હોય, પણ તેના અવાન્તર પ્રકરણમાં ખ્રિસ્તી પ્રોટેસ્ટન્ટનો સુધારો અને આપણા દેશનો રાજા રામમોહનરાયથી શરૂ થતો સુધારો, એ બે વચ્ચેનો ભેદ એમણે દર્શાવ્યો છે તે બોધક છે. અને એ લેખમાં એમણે અર્વાચીન યુરોપીય સામાજિક બળોનું દિગ્દર્શન કરાવ્યું છે તે પણ એટલું જ બોધક છે.

બીજો વિભાગ કેળવણીવિષયક લેખોનો છે. આ વિષયો કંઈક પ્રસંગોપાત્ત લખાયા છે, છતાં તેમાં એમની કેળવણી વિશેની સમગ્ર દૃષ્ટિ આવી જાય છે. વાંચનારને લાગ્યા વિના નહિ રહે કે એમના આ પ્રકારના સઘળા ચિંતનનું મુખ્ય લક્ષણ એ છે કે તેઓ વસ્તુના શુદ્ધ સ્વરૂપનો હમેશાં આગ્રહ કરે છે, એક ક્ષતિ સુધારવાના આવેશમાં સામે છેડે તણાઈ જતા પક્ષકારોને વારે છે, ઉપાય કરવા જતાં અપાય થઈ જતો હોય તો તે બતાવે છે, અને સમતાથી શુદ્ધ ધ્યેયનું પુનઃસ્થાપન કરે છે. અત્યાર સુધી ભણાવાતા હિંદના ઇતિહાસમાં હિન્દનું ગૌરવ આવતું નથી એ બતાવીને પાછો ઇતિહાસ સ્વદેશાભિમાનના પ્રચારનું સાધન ન થઈ જવો જોઈએ એ પણ કહે છે. પ્રાચીન ઇતિહાસ, ધર્મશાસ્ત્રો, વગેરેના તેમના તલસ્પર્શી જ્ઞાનથી કદાચ કોઈ માને કે તેઓ પ્રાચીનના જ માત્ર પક્ષપાતી હશે, પણ કેળવણી સંબંધી લેખની એમની ચર્ચા ઉપરથી જોઈ શકાય છે કે તેઓ કેળવણીને આધુનિક અને વીર્યવાન કરવાના પ્રબળ હિમાયતી હતા. તેઓ ઉચ્ચ કેળવણી પણ સ્વભાષામાં જ અપાવી જોઈએ, હિંદીને જ આપણી રાષ્ટ્રભાષા થવાનો હક છે એમ માનતા અને તે સાથે અંગ્રેજીને વિશ્વભાષાનું સ્થાન આપતા. પણ ભાષાની ખાતર વિષયનું અજ્ઞાન રહે તે તેમને અસહ્ય હતું. "ખરી કેળવણીના એક બિંદુનું વજન પરભાષાના ટનબંધી શબ્દોથી વધુ અંકાશે."

એમનાં અહીં આવતાં ગ્રંથાવલોકનો પણ રસિક છે અને અભ્યાસીને આકર્ષક લાગશે. તેમાંનાં કેટલાંક આજ સુધી ગ્રંથસ્થ ન થવાને

કારણે જ જોઈએ તેટલાં હજી જાણીતાં થયાં નથી. આમાં 'ભદ્રંભદ્ર' નું અવલોકન જરૂર ધ્યાન ખેંચશે. ભદ્રંભદ્રનાં અત્યાર સુધીનાં સાહિત્યમાં સ્થાન પામેલાં બધાં અવલોકનોમાં આ કદાચ સૌથી વધારે કડક હશે. અન્યત્ર કયાંય નહિ જોયેલી ઉગ્રતા આપણે અહીં તેમના મતમાં જોઈ શકીએ છીએ. તેનું કારણ તેમાં તેમને બેવડો અન્યાય દેખાય છે, એ છેઃ આપણી પ્રાચીન સંસ્કૃતિમાં જે ભવ્ય ગંભીર વસ્તુઓ છે અને જે એક જ વ્યકિત એ ગંભીર વસ્તુઓ બતાવવા પ્રયત્ન કરે છે, તે બન્નેની કદર કર્યા વિના અહીં ઉપહાસ થાય છે, એવો અન્યાય. આચાર્ય આનંદશંકર સદ્‌ગત મણિલાલ નભુભાઈની દૃષ્ટિથી જ બધું જોતા નથી, પણ તેમને પોતાના જ્યેષ્ઠ વિદ્યાબંધુ માને છે, અને પ્રાચીન તત્ત્વજ્ઞાનને નવું સ્વરૂપ આપનાર આદ્યદ્રષ્ટા માને છે. તેમને યોગ્ય આદર આપવો તો બાજુ રહ્યો પણ તેમનો ઉપહાસ થાય છે, તેનું તેમને દુઃખ છે. પણ હિન્દુ ધર્મમાં રહેલી ભવ્ય વસ્તુઓને સ્વીકારીએ તોપણ પ્રચલિત હિન્દુધર્મના બાહ્ય રૂઢ સ્વરૂપમાં ઘણું ઘૃણાપાત્ર, ઘણું ઉપહસનીય પણ છે. અને જડતા એ ઉપહાસનો સ્વાભાવિક વિભાવ પણ છે. પણ રમણભાઈનો કટાક્ષ સર્વત્ર આ જડતાને લક્ષ્ય નથી કરતો, પણ સંસારસુધારા સામેની નવી વિચારપદ્ધતિને પણ લક્ષ્ય કરે છે. અને મણિલાલની તર્કપદ્ધતિ પણ એક સરખી દોષરહિત નહોતી એટલું પણ કહેવું જોઇએ. આમ આ વિવેચનને અંગે દૃષ્ટિભેદના, કટાક્ષસાહિત્યના સ્વરૂપના, કટાક્ષના ઔચિત્યના, અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, જે ચર્ચવાનો અહીં પ્રસંગ નથી. પણ એ પ્રશ્નોને લીધે, અને અહીં આવતી ચર્ચાને લીધે આ લેખ હમેશાં મનનયોગ્ય રહેશે.

એમનું કવિશ્રી ખબરદારનાં કાવ્યો ઉપરનું વિવેચન જોતાં જણાય છે કે જરૂર પડયે તેમનું વિવેચન સ્પષ્ટવાદી ને સ્ફુટવાદી થાય છે. 'કાવ્યમાધુર્ય' કે 'ગૂજરાતી ગઝલિસ્તાન' જેવાં પુસ્તકોની સમા-

લોચના કરતાં તેઓ તે તે પ્રકારના આખા સાહિત્યનું દિગ્દર્શન કરી જાય છે. 'સામાજિક સેવાના સન્માર્ગ' 'ભીલોનાં ગીતો' 'પૃથ્વીરાજ રાસો' કે 'ગ્રામલક્ષ્મી' જેવાં પુસ્તકોનાં વિવેચનોમાં પુસ્તકોના ઉદ્દિષ્ટ વિષય વિશે અથવા તેની સાથે જોડાયેલા પ્રશ્નો વિશે સ્વતંત્ર ચર્ચા કરી પોતાનો અભિપ્રાય ટાંકે છે. 'પ્લૂટાર્કનાં જીવનચરિત્રો' કે 'રાજ-રાજેન્દ્રને' જેવાં પુસ્તકોની મુકતકંઠે પ્રશંસા કરે છે, અને 'સ્મરણમુકુર' 'થોડાંક રસદર્શનો' જેવાં પુસ્તકોની પ્રશંસા કરતાં પણ પોતાનો મતભેદ કે ભિન્ન દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ રીતે દર્શાવે છે. આ બધાં વિવેચનોમાં તેમનું ચિંતન એક સરખું સ્પષ્ટ દેખાઈ આવે છે. તે સાથે પદ્ધતિ જડ રીતે એકની એક થઈ જતી નથી એ નોંધવા જેવું છે.

આ બધા લેખોમાં અને વિવેચનોમાં તેઓ વિશાળ દૃષ્ટિબિન્દુથી ઇતિહાસપટો અવલોકે છે અને તે ઉપરથી અનુમાનો બાંધે છે, તેમ નાનામાં નાની વાત પણ તેમની સરત બહાર નથી રહેતી અને તેનો પણ તેઓ ઉપયોગ કરે છે અને તે તરફ આપણું ધ્યાન ખેંચે છે. **हस्तामर्ष** સામે **हस्तादर्श** પાઠાંતર પણ નોંધે છે અને બીજું પાઠાન્તર સાચું હોય તો 'આંધળાના હાથમાં આરસી' એ કહેવત ગુજરાતમાં જ ત્રણસેં વર્ષ જેટલી જૂની ગણાય એ નોંધે છે. કાઠિયાવાડમાં વલભી છે તેવું કાશ્મીરમાં પણ હતું એ હકીકત ઉપરથી કશું ઉતાવળું અનુમાન નથી કાઢતા, પણ આશ્ચર્ય સાથે નોંધે છે, જેથી ભવિષ્યમાં કયાંક ખપ લાગતું હોય તો લાગે. ઉવટ ટકારાન્ત નામ ગુજરાતમાં હોઈ શકે એ ચર્ચતાં બીજેથી આમટ નામ તો શોધી આપે છે, પણ અત્યારે પણ ગુજરાતીઓને પર-પ્રાન્તનાં નામોનો મોહ છે તે તરફ ધ્યાન ખેંચે છે. એ સાથે જ શબ્દો તરફની તેમની જાગરુકતા પણ નોંધવા જેવી છે. આખા પુસ્તકની સમાલોચના કરતાં 'નિદ્રસ્થ' જેવી ભાષાભૂલ પણ પકડતા જાય છે. અને આ સંગ્રહમાં તો ભાષાની તેમની ચીવટ જાણવા વધારે સાધનો છે, ભાષા વિશેની ચર્ચાના આ સંગ્રહમાં ઘણા લેખો

છે. કેટલાક શબ્દોની તેમણે ખાસ ચર્ચા કરી છે.* એ રીતે હજી વધારે ચર્ચા થવાની જરૂર છે. આપણો જમાનો 'ભાવના' 'આદર્શ' 'ધ્યેય' શબ્દો લગભગ પર્યાય તરીકે વાપરે છે પણ તેમણે દરેક શબ્દનો મૂળ અર્થ અને તેની શક્તિની સંપૂર્ણ ચર્ચા કરી છે. ભાષા 'સંસ્કૃતમયી' કે 'ઘરગથ્થુ'? ના લેખમાં ઔચિત્યને જ શબ્દપસંદગીનું મુખ્ય ધોરણ ગણતાં પણ બન્ને મતના પક્ષપાતીઓની તેમણે સુંદર મશ્કરી કરી છે. "એક પક્ષ રાત દિવસ અને બારે માસ—મનોહર ચાંદની જેવી પાતળી અને સફેદ મલમલ પહેરવાને સમયે પણ—કિનખાબ પહેરી રાખવામાં જ મ્હોટાઈ માને છે; બીજો પક્ષ આખા ગામનાં ચીંથરાં વીણીને પહેરવામાં જ સાદાઈ સમજે છે!"

'પંડિત જવાહરલાલ નેહરુની આત્મકથા' વિવેચનનાં બીજાં પુસ્તકોથી જુદી પડે છે. તે સાહિત્યનું પુસ્તક નથી એમ નથી, આનંદશંકરભાઈ તેને એક કાવ્ય જેવું ગણે છે, પણ તેનો મુખ્ય વિષય હિંદનું ચાલુ રાજ્યપ્રકરણ છે. આવાં પુસ્તકોનું અવલોકન પણ આચાર્યશ્રીએ સમર્થ રીતે કરેલું છે અને તે સાથે કહેવું જોઇએ કે વિજ્ઞાન અર્થશાસ્ત્ર રાજ્યપ્રકરણ વગેરે અનેક વિષયોના ગ્રન્થોથી જેમ સાહિત્ય વિશાળ અને બળવાન થાય છે તેમ જ એવા ગ્રન્થોનાં અવલોકનથી વિવેચનસાહિત્ય પણ બળવાન અને વિશાળ બને છે. અહીં તેમણે પંડિતજીના મતો સ્પષ્ટ દર્શાવ્યા છે, તેના પર ટીકા કરી છે, તે સાથેનો પોતાનો મતભેદ પણ દર્શાવ્યો છે, અને પંડિતજીના જીવનની પ્રવૃત્તિનું પૃથક્કરણ કરી બતાવ્યું છે. પંડિતજીના અનેક મતોમાં તેમણે તેમના બોલ્શેવિક મતોનો પણ નિર્દેશ કર્યો છે. પોતે બોલ્શે-

---

*અહીં એટલું નોંધવું જોઈએ કે 'સોંપવું' કે 'સાંપવું' ની ચર્ચામાં બન્નેનો મૂળ ધાતુ તેઓ **संपाद्** માને છે, પણ નરસિંહરાવ **समर्पयति**—**समप्पइ**—**सोंपे** એમ બતાવે છે, તે 'સોંપવું' શિષ્ટ રૂપનો વધારે સારો ખુલાસો છે.

 

વિક મતના નથી એમ ત્યાં સ્પષ્ટ જણાય છે. પણ રશિયા વિશેની જેમ જેમ વધારે માહિતી બહાર આવતી ગઈ તેમ તેમ તેમને તે દેશ માટે પ્રેમ અને માન પણ થયું હતું એ હું જાણું છું. એકવાર તેમણે કહેલું કે રશિયા ભલે ધર્મવિરોધી દેશ છે પણ ખ્રિસ્તી ધર્મનો ખરો ભાવ તો અત્યારે માત્ર રશિયામાં છે. અલબત આ માત્ર એક દૃષ્ટિબિન્દુ જ છે, સમગ્ર મતનું નિરૂપણ નથી. એવો સમગ્ર મત, જો તેઓ 'વસન્ત'માં લખવાની પ્રવૃત્તિ કાયમ રાખી શકયા હોત તો આપણને મળત. પણ એમ ન બની શકયું. ફરી ફરીને તેમણે 'વસન્ત'માં લખવાના પ્રયત્નો કર્યા પણ શરીર ન ચાલ્યું, અને છેવટે તેમણે શરીરની અશક્તિ પણ એ જ સમતા અને દૃઢતાથી સ્વીકારી લીધી. આ પુસ્તકમાં એમની એ 'વસન્ત' માસિક પ્રકાશન પ્રવૃત્તિના જુદે જુદે પ્રસંગે લખેલા લેખો ઉદ્દગારો વગેરે છેવટે મૂકેલા છે તે પણ તેમની પ્રવૃત્તિ ઉપર પ્રકાશ પાડે છે તેટલા જ તેમના વ્યક્તિત્વને પણ આપણી આગળ વ્યક્ત કરે છે.

આ પુસ્તકના લેખો જોતાં એકંદર છાપ એવી પડે છે કે, જો કે એક સામાન્ય નીતિ તરીકે અને એ પોતાના સ્વભાવને વધારે સ્વાભાવિક હતું તેથી, તેઓ સર્વત્ર પોતાના વ્યક્તિત્વને—'હું' ને દૂર જ રાખીને લખતા, તોપણ જાણે આ લેખોમાં આપણે એમની વધારે નિકટ આવીએ છીએ. જાણે આચાર્યશ્રીના શ્રવણખંડમાંથી આપણે એમના દીવાનખાનામાં જઈએ છીએ, જ્યાં તેઓ પાઘડી અને કોટ ઉતારીને હીંચકા પર બેઠા બેઠા ઉઘાડે માથે આપણી સાથે કંઈક વાતો કરે છે, કવચિત્ હસે છે, અને પોતાની અંગત લાગણીઓને પણ આવી જતી હોય તો આવવા દે છે.

આ પુસ્તકમાં અનેક પ્રકારના વિષયોનું દિગ્દર્શન આવે છે – એ શબ્દ પણ વારંવાર વપરાયો છે—તેથી એ નામ આપેલું છે. આચાર્યશ્રીએ એ નામ પસંદ પણ કરેલું હતું.

આ પુસ્તકના નામને તેમણે અનુમોદન આપેલું, પણ આ પુસ્તક આપણે તેમને બતાવીએ તે જોવા તેઓ રહ્યા નથી. એમના જતાં તેમના ગ્રંથોના સંગ્રહનું કામ આપણી ગંભીરતર ફરજ બને છે, અને જણાવતાં આનંદ થાય છે કે તેમના બાકી રહેલા સાહિત્ય-લેખોમાંથી આ જ સંસ્થા એક વિશેષ ગ્રંથ પ્રસિદ્ધ કરવાની છે.

તા. ૨૮-૧૧-૧૯૪૨ **રામનારાયણ વિ. પાઠક**

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૧૧ | સાહિત્યની | આદિત્યની |
| ૧૩ | ૪ | જાજ | જૂજ |
| ૧૫ | ૨૪ | अलपज्ञेम | अल्पज्ञेन |
| ૪૪ | ૨૦ | મનુવૈવસ્વના | મનુવૈવસ્તના |
| ૬૬ | છેલ્લી | લેખાંક ૧ | લેખાંક ૧ (પૃ. ૫૨–૫૭) |
| ૭૩ | ૧૭ | અહિકતાની | ઐહિકતાની |
| ૧૦૭ | ૪ | (શદ્દજાતિ) | (શકજાતિ) |
| ૧૧૯ | ૫ | પરણુત | પરિણુત |
| ૧૨૫ | ૧૫ | Good | God |
| ૨૦૯ | ૧ | thorned | throned |
| ૨૧૧ | ૧૪ | બાદ | બાધ |
| ૨૩૭ | ૧૦ | administrator | administration |
| ૨૫૦ | છેલ્લી | आराण्यकाश्व | आरण्यकाश्व |
| ૨૬૯ | ૧૬ | દુઃખમુંળું | દખમું |
| ,, | ૨૨ | અને | × |
| ૨૮૨ | ૧૨ | चतुर या | चतुरया |
| ૨૮૩ | ૮ | છતાં તો | તો |
| ૩૧૦ | ૧૬ | વિસે | વિલસે |
| ૩૧૪ | ૧૨ | દૈનિક | દૈશિક |
| ૩૫૨ | ૩ | નાનોરે | વાનો રે |
| ૩૫૩ | ૧૪ | શુદ્ધિ | શુદ્ધ |
| ૪૪૧ | છેલ્લી | છે છીએ | છીએ |
| ૪૬૩ | ૧૨ | ઇયન્તા | ઇયત્તા |

# અનુક્રમણિકા

# ગૂજરાતનું સંસ્કૃત સાહિત્ય

## એ વિષયનું થોડુંક રેખાદર્શન

મહેરબાન પ્રમુખ સાહેબ અને સાક્ષર બન્ધુઓ,

આ ત્રીજી સાહિત્યપરિષદ્‌ની કારોબારી કમિટિના સેક્રેટરિ- મ્હારા મિત્ર–રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર અમદાવાદ આવ્યા હતા, ત્યારે અમો–સર્વને નિમન્ત્રણ આપતાં એમણે કહ્યું હતું કે સરસ્વતી દેવીના આ સત્રમાં સર્વ ભક્ત જનોએ આવવું અને બનતાં સૂધી ખાલી હાથે ન આવવું. એ મિત્રની આજ્ઞાને, અને " **रिक्तपाणिर्न गच्छेत्** " એ પ્રાચીન વાક્યને માન આપી, હું આપની સમક્ષ થોડાક 'જીર્ણ તન્દુલ' ધરૂં છું–તે સ્વીકારવાની આપ કૃપા કરશો.*

ગૂજરાત જેવો વૈશ્યવૃત્તિનો દેશ સંસ્કૃત સાહિત્યમાં શો ભાગ લઈ શકે?—એમ પ્રશ્ન થઈ, પ્રથમ દૃષ્ટિએ મ્હારો લેખ કદાચ કોઈને નિર્વિષય લાગશે. પણ વસ્તુસ્થિતિમાં તેમ નથી. યદ્યપિ ગૂજરાતે સંસ્કૃત વાઙ્મયમાં અન્ય પ્રાન્તો જેટલો ભાગ લીધો નથી, તથાપિ જેટલો લીધો છે તેટલો પરિમાણમાં છેક અલ્પ નથી; અને ગુણમાં તો તે આપણે ગૂજરાતીઓને માનને અને અભિમાનને પાત્ર છે. એટલું જ નહિ પણ કેટલાક ગ્રન્થોએ તો અન્ય પ્રાન્તમાં અને પરિણામે આખા હિંદુસ્થાનમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. આમ હોવાથી મને મુશ્કેલી મ્હારા વિષય માટે પૂરતું વસ્તુ મેળવવાની જણાઈ નથી; પણ ઉલટું, એ વસ્તુનો ટુંકા વખતમાં આપની આગળ

---

* સેક્રેટરિ સાહેબોએ પુષ્કળ અનુકૂલતા આપ્યા છતાં, અમુક કૌટુમ્બિક આપત્તિને લીધે, હું મ્હારો લેખ વખતસર તૈયાર કરી શક્યો નહિ તે માટે દિલગીર છું. પણ દેવનિમિત્તે કરેલું તે દેવને જ અર્પવું એ ન્યાયે, જે થયું તે જેવું થયું તેવું–સાહિત્યપરિષદ્‌ને અંગે નહિ તો છૂટું પણ–યજ્ઞવાટમાં નહિ તો દેવઘરમાં પણ–ત્વરાથી સરસ્વતી દેવીને અર્પણ કરવું ઉચિત છે એમ સમજી તે અત્રે ધરૂં છું.

કેવી રીતે વિન્યાસ કરવો એ વધારે દુષ્કર થઈ પડયું છે. આરંભ-કાળથી આપણા પ્રાન્તના સંસ્કૃત લેખકો ક્રમવાર લેવા, તેમના જીવન વિષે જે જે દન્તકથાઓ અને પ્રમાણસિદ્ધ વાર્તાઓ મળે છે તે કથવી, તેમના ગ્રન્થોના પ્રતિપાદ્ય વસ્તુનો સાર સંગ્રહવો, અને તેની સારાસારતાની પરીક્ષા કરી સંસ્કૃત સાહિત્યમાં તેનું ક્યાં સ્થાન છે એ બતાવવું—એ પદ્ધતિ આવા વિષય માટે સ્વાભાવિક રીતે જ સ્ફુરી આવે છે; પણ તે મ્હોટા પુસ્તકમાં ચાલે, ટૂંકા સમયમાં આપનું તે તરફ લક્ષ ખેંચવા સારૂ તો તે અવલમ્બી શકાય તેવી નથી. તેમ વેદની ઋચાઓનાં ઋષિ–દેવતા–અને છન્દની અનુક્રમણિકા જેવી અત્રત્ય ગ્રન્થકારોનાં નામ ગ્રન્થ અને ગ્રન્થના વિષયની અનુક્રમણિકા આપવી તે પણ ઇષ્ટ નથી; એવી અનુક્રમણિકા તો બ્રિટિશ સરકાર અને ગાયકવાડ સરકારની આજ્ઞાથી ડૉ. બ્યૂલર, કીલહોર્ન, ભાંડારકર, પીટર્સન અને રા. મણિલાલ વગેરે વિદ્વાનોએ ગૂજરાતના પ્રાચીન ભંડારોની જે યાદીઓ કરેલી છે તેમાં થોડે ઘણે અંશે વિદ્યમાન છે જ. માટે આ બંને પદ્ધતિઓનો કાંઈક કાંઈક અંશ લઈ, હું આપને ગૂજરાતના સાહિત્યના કાલના ત્રણ ચાર યુગ પાડી તેનું ટુંકામાં રેખાદર્શન જ કરાવીશ: વર્તમાન પ્રસંગ, અને કાલમર્યાદા ધ્યાનમાં રાખી, હું ઘણુંક છોડી દઈશ, પણ મ્હારા લેખને માત્ર એક દિગ્દર્શક 'sign-board' જેવો ગણી આપ તે તે ખામીઓ દરગુજર કરશો.

विषयमर्यादा

**'ગૂજરાતનું સંસ્કૃત સાહિત્ય:'** અત્ર '**સાહિત્ય**' શબ્દ તો '**उपलक्षणमेतत्**' એમ કહી શકાશે; અર્થાત્ આપણી નવીન રૂઢિને અનુસરી સમસ્ત વાઙ્મયના (લાક્ષણિક) અર્થમાં લેવાશે. પણ '**ગૂજરાત**'માં આપણે કેટલી ભૂમિનો સમાવેશ કરીશું? એ જરા વિકટ પ્રશ્ન છે. ગૂજરાતના રાજ્યની હાલની ભૂગોળમાં આપણા પ્રાન્તની જે સીમા બાંધી છે તેટલી જ હમેશાં રહી નથી. આ પ્રાન્તના રાજાઓએ કેટલીક વાર રજપૂતાના અને

માળવા ઉપર રાજ્ય વિસ્તાર્યું છે, અને ગૂજરાતના રાજ્યનો કેટલોક ભાગ દક્ષિણના રાજાઓના તાબામાં ગયો છે. તેમજ 'સૂરત'–નામ 'સૌવીર' ઉપરથી આવ્યું છે એ મત સ્વીકારીએ તો સૌવીર જે આજનું રજપૂતાના મનાય છે તેનો વિસ્તાર પણ એક વખત દક્ષિણ ગૂજરાત સુધી થએલો હોવો જોઈએ, અને સોલોમનનું 'ઓફીર' (Ophir) તે 'સો(સૌ)વીર' જ હોય, અને સૌવીરની રાજ્યધાની તે હાલના ખારાઘોડાની સમીપે હતી અને તે વેપારનું મ્હોટું મથક હતું એમ જો માનીએ તો ઉત્તર ગૂજરાતનો ઘણોખરો ભાગ દક્ષિણ સૌવીરમાં જાય; તે જ પ્રમાણે વળી હાલ આપણે જેને કાઠીઆવાડ કહીએ છીએ તે કેટલીક વાર બાકીના ગૂજરાત સાથે ભળેલું છે અને કેટલીક વાર અળગું રહ્યું છે. વળી પૂર્વે માળવાનો ગૂજરાત સાથે બહુ નિકટ સંબન્ધ હતો અને તેથી મયૂર, સિદ્ધસેન દિવાકર, માનતુઙ્ગાચાર્ય આદિ મહાન ગ્રન્થકારોને આપણા વિષયમાં લેવા હોય તો લઈ શકાય એમ છે; તેમજ ગૂજરાતના વિદ્વાનો ધારાનગરીના ભોજ રાજાની સભામાં માન પામ્યા હતા એ પણ સુપ્રસિદ્ધ છે. તથાપિ, પ્રકૃત લેખને માટે ગૂજરાતની કાંઈક પણ મર્યાદા નિશ્ચિતરૂપે સ્વીકારવી જ પડશે, અને તે સારૂ આપણી વર્તમાન મર્યાદા જેમાં ઉત્તર દક્ષિણ ગૂજરાત અને કચ્છ–કાઠીઆવાડનો સમાવેશ થાય છે તે સ્વીકારીને આગળ ચાલીશું.

**ક્ષિતિજ ઉપર ધુમ્મસ**

ગૂજરાતના ભૂતકાળમાં દૃષ્ટિ નાખતાં ધર્મ રાજ્ય અને વેપારના વિષયમાં એ દૃષ્ટિ ઇ. સ. નો આરંભકાળ ભેદીને એની પાર જઈ શકે છે. પણ સાહિત્યના વિષયમાં તો એ ઇ. સ. ના છઠ્ઠા કે સાતમા શતકની પાર ગાઢ ધુમ્મસ બલ્કે–અભેદ્ય દિવાલ સિવાય બીજું કાંઈ જ જોતી નથી. સરસ્વતીને કાંઠે આવેલું સિદ્ધપુર 'આદિ વિદ્વાન્' અને સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક તરીકે સુપ્રસિદ્ધ કપિલમુનિના નામ સાથે જોડાએલું છે; પણ સરસ્વતીના સ્થાન વિષે અનેક મતભેદ

જોવામાં આવે છે તેનો છેવટનો નિર્ણય જ્યાંસુધી ન થાય ત્યાંસુધી કપિલમુનિ ઉપર આપણો હક્ક સર્વત્ર માન્ય થવો મુશ્કેલ છે.

તે જ પ્રમાણે, નકુલીશદર્શન યાને પાશુપત મત જેનું શંકરાચાર્યના શારીરક ભાષ્યમાં ખંડન વાંચીએ છીએ તે મતવાળાઓનું એક પશુપતિનું મન્દિર વડોદરાની દક્ષિણે નર્મદા પાસે આવેલું છેઃ તથાપિ એ દર્શનના આદ્ય આચાર્યની જ એ ગાદી હશે એમ સિદ્ધ કરનારૂં કાંઈ પ્રમાણ મળતું નથી. અશોકના સમયથી તે ઇ. સ. સાતમી સદી ( જે લગભગ સમયથી ગૂજરાતના સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ આપણે શરૂ કરી શકીએ એમ છે ) ત્યાંસુધીમાં શિલાલેખ વગેરે પ્રમાણો ઉપરથી એટલું સ્પષ્ટ જણાય છે કે વિશેષે કરી જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણઆદિ ( વિશેષે કરી શિવ અને સાહિત્યની ઉપાસના ) ધર્મનું તે વખતે આપણા પ્રાન્તમાં પુષ્કળ જોર હતું, અને તેથી આ અરસામાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા અનેક ગ્રન્થો રચાયા હશે, પણ કાલમહોદધિ એમાંનું ઘણુંખરૂં ખેંચી ગયો છે.

ઇ. સ. પાંચમા સૈકાના મધ્યમાં વલભીપુરમાં જૈન સંઘ મળ્યો અને ત્યાં દેવર્ધિગણિ ક્ષમાશ્રવણ નામના આચાર્યે જૈન સિદ્ધાન્તોને પુસ્તકારૂઢ કર્યા, અને તે સર્વત્ર માન્ય થયા તેથી એ આચાર્યશ્રીની વિદ્વત્તા અને પ્રતિષ્ઠાનું આપણને ભાન થાય છે. પરંતુ એમના કે એમના શિષ્યોના રચેલા ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી.

ઇ. સ. સાતમા શતકના પૂર્વાર્ધમાં પ્રખ્યાત ચીનો યાત્રાળુ હ્યુએનત્સંગ હિંદુસ્થાનમાં ફર્યો તે વખતે એણે વલભીપુરમાં બૌદ્ધ ધર્મની હીનયાન શાખાના હજારો ભિક્ષુઓ જોયા હતા; અને ગુહસેનના એક દાનલેખથી પણ જણાય છે કે હીનયાનના અરાઢ પ્રભેદ ત્યાં પ્રવર્તતા હતા. વળી હ્યુએનત્સંગ વલભીપુરમાં રહેતા गुणमति અને स्थिरमति નામના બોધિસત્ત્વો–ઉત્કૃષ્ટ બૌદ્ધ સાધુઓ–નાં નામ દે છેઃ તેમાંના स्थिरमतिએ પ્રખ્યાત બૌદ્ધ ગ્રન્થકાર वसुबन्धुના ગ્રન્થ ઉપર ટીકા તથા મહાયાન પન્થના–યોગાચાર મતના–બીજા સ્વતન્ત્ર લેખો

પણ લખ્યા છે. એમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તોમાં શાંકરવેદાન્તને એટલું બધું મળતું આવે છે કે બ્રાહ્મણ અને બૌદ્ધ વિજ્ઞાનવાદનો પરસ્પર સંબન્ધ અને તેમનું પૌર્વાપર્ય વધારે સૂક્ષ્મતાથી તપાસવાની જરૂર છે. પરંતુ એ ચર્ચા અત્રે અસ્થાને હોઈ, એટલું જ કહેવું આજના વિષયમાં પ્રાસંગિક છે કે असङ्ग, वसुबन्धु અને स्थिरमति એ યોગાચાર મતનાં જે ત્રણ મ્હોટાં શિખરો છે તેમાંના એક ઉપર ગૂજરાત મમત્વ કરી શકે છે એ થોડું નથી.

હવે આ સમયનાં કાવ્યો ગણાવતાં પહેલાં, साम्बपञ्चाशिका નામના એક સન્દિગ્ધ કાળ અને કર્તૃત્વવાળા કાવ્ય વિષે બોલવાનું પ્રાપ્ત થાય છે. સૂર્યની સ્તુતિરૂપે શ્રીકૃષ્ણના પુત્ર साम्बे આ કાવ્ય રચેલું કહેવાય છે, અને તે શ્રીકૃષ્ણના પુત્ર સામ્બે જ ખરેખર રચેલું છે એમ માનીએ તો ગૂજરાત એના ઉપર હક કરી શકે; પણ એ રીતે તો એ કાવ્ય ઈ. સ. ની બહુ પૂર્વે મૂકવું પડે, અને એટલી પ્રાચીનતા હાલનો કોઈ વિદ્વાન એ ગ્રન્થને આપી શકે એમ નથી. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં આ ઉપરાંત મહાકવિ રત્નાકરની वक्रोक्तिपञ्चाशिका તથા ध्वनिगाथापञ्चाशिका, ધનપાલની ऋषभपञ्चाशिका અને બિહ્લણની चौरपञ्चाशिका પ્રસિદ્ધ છે—જેમાંનો પહેલો કવિ ઈ. સ. ૯મા શતકમાં, બીજો ૧૦મા માં અને ત્રીજો ૧૧મા શતકમાં થયો છે. પરંતુ આ દાખલાઓથી સૂચવાય છે તેટલી અર્વાચીનતા પણ साम्बपञ्चाशिकाની જણાતી નથી. વરાહપુરાણમાં સામ્બે સૂર્યનું આરાધન કર્યાની વાત છે. પણ તે પુરાણના ઉલ્લેખને આધારે પાછળથી કોઈ કવિએ એ સ્તોત્ર રચ્યું હોય એ સંભવિત છે, તેમ એ સ્તોત્ર ઉપરથી પુરાણમાં ઉલ્લેખ દાખલ થયો હોય એ પણ બનવા જોગ છે. પણ આ કાવ્યની ભાષા પ્રતિપાદ્ય વસ્તુ વગેરેનો સમગ્ર વિચાર કરતાં, ઘણું કરી ઈ. સ. પાંચમા અને સાતમા સૈકાની વચમાં આ કાવ્ય રચાયું હશે એમ હું અનુમાન કરૂં છું. એમાં વેદાન્ત અને યોગનાં અતિ ઉત્તમ તત્ત્વો સમાવેલાં છે તથાપિ ભાષા પ્રાસાદિક

અને સમાસબન્ધ અલ્પ હોઈ તે મયૂરના सूर्यशतकનું નહિ પણ ભવભૂતિના ' कल्याणानां त्वमसि महसां भाजनं विश्वमूर्ते ઇત્યાદિ શ્લોકનું સ્મરણ કરાવે છે. સામ્બની સ્તુતિના છેલ્લા શ્લોકમાં જરા કૃત્રિમ રીતે 'सेतुबन्ध'નું નામ ગૂંથ્યું છે, અને તેથી सेतुबन्धના કર્તા પ્રવરસેનનો સમય ડૉ. પીટર્સનના માનવા પ્રમાણે ઈ. સ. ૪૭૨નો લઇએ તો આ કાવ્ય ત્યારપછીનું સિદ્ધ થાય છે. પણ એના કર્તાના ખરા નામનો નિશ્ચય ન થાય ત્યાંસુધી આ કાવ્ય વિષે ગૂજરાતના સંસ્કૃત સાહિત્યને અંગે અધિક ચર્ચા કરવી નકામી છે.

## પ્રથમયુગ ( ઇ. સ. ૬–૮ શતક )

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ગૂજરાતના આદ્ય કવિ તે माघ છે. એના સમય વિષે વિદ્વાનોમાં મતભેદ છે, પણ એની ભૂમિ ભિલ્લમાલ યા ભિન્નમાલ (જેને હ્યુએન્ત્સંગ 'પિલોમિલો' કહે છે તે) હતી એ વિષે સર્વે એકમત છે. આ વખતે ગૂજરાતના બે વિભાગ હતા; ઉત્તર અને દક્ષિણ–તેમાં દક્ષિણ ગૂજરાતની રાજધાની ભરૂચ હતી અને ઉત્તર ગૂજરાતની ભિન્નમાળ હતી. ભિન્નમાળ એ ભારે જાહોજહાલીનું શહેર હતું, અને માઘ કવિ પણ પુષ્કળ વૈભવવાળા ગૃહસ્થ હતા.

માઘ નામના એક વૈશ્ય શેઠ પાસેથી ધન લઈ એક ગરીબ બ્રાહ્મણે પોતાનું કાવ્ય એ વણિકને નામે ચઢાવી દીધું છે એવી એક દન્તકથા છે, તેને અન્ય કોઈ પ્રમાણથી પુષ્ટિ મળતી નથી.

બલ્લાલકૃત भोजप्रबन्ध જેમાં ભોજ રાજા અને માઘ પંડિતના અનેક રસિક પ્રસંગો વર્ણવ્યા છે તેનું પ્રમાણ સ્વીકારીએ તો માઘ અને ભોજ એ સમકાલીન હતા.

शिशुपालवधને અન્તે સ્વવંશવર્ણનમાં કવિ કહે છે કે–શ્રીવર્મલનામે રાજાના સર્વાધિકારી સુપ્રભદેવ, તેમના પુત્ર દત્તક, અને દત્તકના પુત્ર પોતે. સુપ્રભદેવ રાજાને હમેશાં સારી અને હિતકારક સલાહ આપતા અને તે રાજા ખુશીથી માનતા–" तथ्यमुदर्कपथ्यं

तथागतस्येव जनः सचेताः"–ડાહ્યો માણસ તથાગત (બૌદ્ધ)નો ઉપદેશ માને છે તેમ. આમ બૌદ્ધ ધર્મ માટે કવિ ઉદાર મન દાખવે છે. પણ એમનો સ્વીકૃત ધર્મ બ્રાહ્મણ જ છે એ આ મહાકાવ્યના વિષયથી તથા તેમાંનાં કૃષ્ણાદિકના સ્વરૂપથી સ્પષ્ટ પ્રતીત થાય છે. પણ આ ઉપરથી એટલું કહી શકાય કે બૌદ્ધ અને બ્રાહ્મણના અવિરોધકાળનું આ કાવ્ય છે.

અને તે જ પ્રમાણે મેરુતુંગાચાર્ય (ઇ. સ. ૧૩૦૫)ના प्रबन्धचिंतामणिમાં અને શ્રીપ્રભાચંદ્ર (ઇ. સ. ૧૨૭૮)ના प्रभावकचरितમાં પણ માઘને ભોજરાજાના સમયમાં મૂકે છે. વળી પ્રભાવકચરિતમાં સુપ્રભદેવના પુત્ર દત્તક અને શુભંકર, દત્તકનો માઘ અને શુભંકરનો સિદ્ધર્ષિ એમ उपमितिभवप्रपञ्चના કર્તાએ સિદ્ધર્ષિને અને માઘને કાકાના છોકરા ભાઈ કહ્યા છે. સિદ્ધર્ષિનો સમય ઇ. સ. ૯૦૬ ગણાય છે એટલે મ્હોટા ભાઈના પુત્ર માઘને ઇ. સ. ના નવમા શતકનો ઉત્તરાર્ધ મૂકવો એમ એક મત છે. પણ પૂર્વોક્ત ભોજપ્રબન્ધાદિક ગ્રન્થો બહુધા દન્તકથાથી જ ભરેલા છે, અને સ્પષ્ટ રીતે જુદા જુદા સમયના સિદ્ધ થઈ ચૂકેલા છે. ગ્રન્થકારોને એમાં ભોજરાજાની સભામાં એકઠા કર્યા છે તેથી એનું પ્રમાણ વજનદાર નથી એમ પ્રસિદ્ધ જૈનશાસ્ત્રી ડૉ. જેકોબીનો મત છે.

વામન પંડિતે काव्यालंकारवृत्तिમાં માઘનો શ્લોક ઉતાર્યો છે અને એ વામન ઇ. સ. નવમા શતકના મધ્ય ભાગમાં થએલા આનન્દવર્ધનના પહેલાં થએલો એ સિદ્ધ છે, એટલે આનન્દવર્ધન પહેલાં વામન, અને વામન પહેલાં માઘ એમ પૌર્વાપર્ય ગોઠવતાં માઘનો સમય પૂર્વોક્ત પ્રબન્ધોમાં બતાવેલા સમય કરતાં વધારે જૂનો ઠરે છે. પણ જેકોબી તો માઘને બાણ અને સુબન્ધુની પણ પહેલાં મૂકે છે અને ઇ. સ. છઠ્ઠા સૈકાના મધ્ય કરતાં એને વધારે અર્વાચીન ન માની શકાય એમ કહે છે. જેકોબીના મત સ્હામે કેટલુંક વિચારવાનું રહે છે પણ તે ચર્ચા અત્રે વધારે પડતી થશે ધારી વિરમું છું.

માઘના કેટલાક શ્લોક જે सुभाषितावलिમાં વલ્લભદેવે ઉતાર્યા છે તે જોતાં शिशुपालवध ઉપરાંત એના બીજા ગ્રન્થો પણ હશે એમ લાગે છે. પણ અત્યારે તો शिशुपालवध જ ઉપલબ્ધ થાય છે. 'शिशुपालवध' એ આ યુગનાં અનેક વધવિષયક કાવ્યમાંનું એક છે. પણ આ વર્ગનાં કાવ્યોમાં કોઇએ પ્રાપ્ત ન કરેલી એવી અસાધારણ પ્રતિષ્ઠા—પંચમહાકાવ્યની બૃહત્ત્રયીમાં એક મ્હોટું સ્થાન—આ કાવ્યે પ્રાપ્ત કર્યું છે. વિષય ગૂજરાતના કવિને શોભતો—દ્વારકાધીશ શ્રીકૃષ્ણના યશોગાનનો—છે, અને એમાં સમુદ્ર પર્વત (રૈવત—ગિરનાર) વગેરેનાં બહુ ભવ્ય વર્ણનો છે. નીતિબોધ અને તત્ત્વજ્ઞાનથી મહાકાવ્યને જે ગાંભીર્ય મળે છે તે પણ અત્રે વિદ્યમાન છે. અને એકાદશ સર્ગમાં માલિનીવૃત્તમાં જે પ્રભાતવર્ણન કર્યું છે તે અસાધારણ કવિત્વથી અંકાએલું છે. વળી એક ખાસ લક્ષમાં રાખવા જેવું એ છે કે કવિએ કાવ્યના લક્ષણ ગુણ રસ વગેરે સંબન્ધી પણ પોતાના વિચાર એક સ્થળે દાખલ કરી દીધા છે,* અને એ જ આપણે આગળ જતાં વામન અને મમ્મટ જેઓ માઘમાંથી ઉદાહરણો લે છે તેમના લેખમાં પણ જોઇએ છીએ.

ઇ. સ. સાતમા સૈકાથી આપણા ઇતિહાસની ભૂમિ વધારે દૃઢ થાય છે. આ સમયનું જૂનામાં જૂનું કાવ્ય જૈન વિદ્વાન धनेश्वरसूरिએ શીલાદિત્ય રાજાના વખતમાં રચેલું शत्रुंजयमाहात्म्य નામનું છે. પણ એ શતકને દીપાવનાર કૃતિ તો મહાકવિ भट्टिની છે. એ કવિએ વલભીપુરમાં શ્રીધરસેન રાજાના વખતમાં रावणवध નામનું બાવીસ

* तेजः क्षमा वा नैकान्तं कालज्ञस्य महीपतेः ।
नैकमोजः प्रसादो वा रसभावविदः कवेः ॥
नालम्बते दैष्टिकतां न निषीदति पौरुषे ।
शब्दार्थौ सत्कविरिव द्वयं विद्वानपेक्षते ॥
स्थायिनोऽर्थे प्रवर्तन्ते भावाः संचारिणो यथा ।
रसस्यैकस्य भूयांसस्तथा नेतुर्महीभृतः ॥ (सर्ग २–८३,८६,८७)

સર્ગનું મહાકાવ્ય રચ્યું છે જે भट्टिकाव्यने નામે સુપ્રસિદ્ધ છે. ગ્રન્થનો ઉદ્દેશ પાણિનિનાં સૂત્રોનાં ઉદાહરણો આપવાનો છે, પણ તે ઉદાહરણો રામાયણની કથામાં ગૂંથી કાવ્યના આનન્દ સાથે વ્યાકરણનું શિક્ષણ જોડ્યું છે. ગ્રન્થને અન્તે કવિ કહે છે:

" दीपतुल्यः प्रबन्धोऽयं शब्दलक्षणचक्षुषाम् ।
हस्तादर्श(मर्ष) इवान्धानां भवेद् व्याकरणादृते ॥ "

= જેઓને શબ્દશાસ્ત્રની અર્થાત્ વ્યાકરણની દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે તેમને આ પ્રબન્ધ દીવા જેવો છે; અને વ્યાકરણ ન જાણવાથી જેઓ આંધળા કહી શકાય તેમને માટે તો 'આંધળાના હાથમાં આરસી' આપવા જેવું છે—हस्तामर्ष(र्श) પાઠ લઈએ તો—હસ્તસ્પર્શથી આંધળાને પદાર્થોનો પરિચય કરાવીએ છીએ તેમ અત્રે વ્યાકરણના તેજ વિના કાવ્યના સ્પર્શમાત્રથી તે તે પદોનો પરિચય કરાવાય છે.* પરંતુ આમ વ્યાકરણશિક્ષાને પ્રધાન ઉદ્દેશ તરીકે બતાવી, કવિ પોતે જ પોતાના કાવ્યને અન્યાય કરે છે: કારણ કે કેટલાક ભાગમાં કવિએ રસને બીલકુલ ક્ષતિ પહોંચાડ્યા વિના બહુ સહજ રીતે વ્યાકરણનાં ઉદાહરણો ગોઠવી દીધાં છે, અને થોડાક સર્ગો રસ અને અલંકારના ઉદાહરણથી પણ મનોહર અને સુશોભિત કર્યાં છે; તેમજ શરદ્ ચન્દ્રોદય વગેરેનાં વર્ણનો તથા નીતિશાસ્ત્રના ઘણા સંવાદો પ્રથમ પંક્તિના સંસ્કૃત કવિઓમાં ભટ્ટિની ગણના કરાવે તેવાં છે. છેલ્લા સર્ગમાં રામ અને સીતા અયોધ્યા પાછાં વળે છે એ વર્ણનમાં તેમ જ

'तप्तेन तप्तस्य यथायसो नः
सन्धिः परेणास्तु विमुञ्च सीताम्'

એવી છૂટક પંક્તિઓમાં આપણને કાલિદાસના ભણકારા સંભળાય છે, અને એ 'કવિકુલગુરુ'નાં કાવ્યોએ ભટ્ટિના સમય સુધીમાં

* 'हस्तादर्श' પાઠ ખરો હોય તો આપણી 'આંધળાના હાથમાં આરસી' એ કહેવત ગૂજરાતમાં જ ત્રણસેં વર્ષ જૂની થઈ જાય છે.

ગૂજરાતમાં પ્રવેશ કર્યો હશે, તથા ભટ્ટિના અને પ્રવરસેનના કાવ્યનો વિષય એક છે અને બંનેનું નામ रावणवध છે એ જોતાં પ્રવરસેનની કીર્તિ પણ ગૂજરાતમાં પહોંચી ચૂકી હશે એમ લાગે છે. આ વાત ઉપર ભાર મૂકવામાં મારું તાત્પર્ય એમ બતાવવાનું છે કે ગૂજરાત અને પંજાબ અને કાશ્મીર વચ્ચે આ સમયમાં–તેથી કાંઇક પહેલાં–પુષ્કળ વ્યવહાર ચાલતો;ઉત્તર હિન્દુસ્થાનના ગુપ્તવંશના રાજાઓની આણ ગૂજરાત ઉપર પણ ફરી વળી હતી, અને ગુર્જરલોક પંજાબ-માંથી અત્રે આવ્યા કહેવાય છે ઇત્યાદિ ઐતિહાસિક વસ્તુસ્થિતિને ભટ્ટિના કાવ્યથી પણ ટેકો મળે છે. વળી આ જ અરસામાં ( ઇ. સ. ૬૦૩માં ) ગૂજરાતનો રાજકુંવર જાવામાં જઈ વસ્યાની જાવામાં દંતકથા ચાલે છે, અને ગૂજરાત–સિન્ધથી જાવા જવાનાં વહાણો લંકાદ્વીપ થઈને જતાં એ વિચારીએ છીએ ત્યારે ભટ્ટિને રાવણ-વધનો વિષય પોતાના કાવ્ય માટે કેમ સૂઝ્યા હશે એનો પણ સહજ ખુલાસો થઈ જાય છે.

ઇ. સ. ૮–૯ સદીમાં बप्पभट्टिसूरि અને દસમીમાં उपमितिभव-प्रपञ्चના કર્તા सिद्धर्षि શિવાય ગૂજરાતના સંસ્કૃત સાહિત્યમાં કોઈ મ્હોટાં નામ સંભળાતાં નથી.

ઇ. સ. ૭મા સૈકાના ત્રીજા ધરસેન મહારાજના દાનપત્રમાં 'बप्पपुत्रभट्टिभट'નું નામ છે, તેથી જણાય છે કે આ સમયમાં 'ભટ્ટિ' નામ ગૂજરાતમાં ઘણું પ્રચલિત હશે. 'बप्पभट्टिसूरि' માં बप्प એ પોતાનું અને भट्टि એ પિતાનું નામ છે, અને ભટ્ટિ એ પંચાલ દેશના વતની હતા એમ કહેવાય છે એ કિંવદન્તીમાં સત્ય હોય તો મહાકવિ ભટ્ટિ વિષેના ઉપલા નિરૂપણમાં ગૂજરાત અને પંજાબ વચ્ચે જે સંબન્ધ બતાવ્યો છે તેને આ પ્રમાણથી અધિક પુષ્ટિ મળે છે. ઉપર જોયું તેમ સિદ્ધર્ષિ અને માઘ કાકા કાકાના છોકરા કહેવાય છે પરંતુ માઘનો સમય ઇ. સ. ૬ઠ્ઠી સદી માનીએ તો સિદ્ધર્ષિ તે માઘના પીતરાઈ વંશમાં થએલ હશે એટલું જ એમાંથી અનુમાન

કાઢી શકાય. उपमितिभवप्रपञ्च એ શ્રીપ્રભાચન્દ્ર કહે છે તેમ ખરેખર એક 'રમ્ય' 'સુબોધકવિત્વપૂર્ણ' અને 'વિદ્વજ્જનોના મસ્તકને હલાવે' એવી મહાકથા છે. પણ ઇ. સ. ૮–૯–૧૦ બલ્કે ૧૧ મી સદી એટલા ચારસેં વર્ષના કાળમહોદધિમાં આવી બે ત્રણ જાજ દીવાદાંડી શિવાય આપણને અધિક પ્રકાશ પથરાએલો નજરે પડતો નથી. પરંતુ એમ માનવાને કારણ છે કે આ પ્રદેશમાં એક વખતે તેજથી છવાએલી અનેક દ્વીપોની માળ વિસ્તરેલી હોવી જોઇએ જે અત્યારે કાળસમુદ્રના પાણીમાં ડૂબી ગઈ છે. આ સમયમાં કાઠીઆવાડ અને ઉત્તર ગૂજરાત પછી સાહિત્યસેવા માટે દક્ષિણ ગૂજરાતનો વારો આવ્યો હશે એમ લાગે છે.

ઇ. સ. છઠ્ઠા સૈકાના મહાકવિ દંડી 'काव्यादर्श' માં વૈદર્ભી અને ગૌડી એ બે રીતિઓ કહે છે. આઠમા સૈકાના અન્તભાગનો વામન વૈદર્ભી ગૌડી અને પાંચાલી એમ ત્રણ ગણાવે છે. અને ઇ. સ. ૧૧ સૈકાના પૂર્વાર્ધમાં થએલા सरस्वतीकण्ठाभरणના કર્તા ભોજરાજ એમાં લાટી અવન્તિકા અને માગધી એમ બીજી ત્રણ ઉમેરે છે. આ લાટી ક્યાંથી આવી? અનુમાન કરવું યોગ્ય છે કે આઠમા અને અગીઆરમા સૈકાની વચ્ચે લાટ દેશ( દક્ષિણ ગૂજરાત )માં ઘણાં કવિ-રત્નો થયાં હોવાં જોઈએ, નહિ તો "लाटी" એવી વિશિષ્ટ રીતિનું નામ ઉત્પન્ન થયું ન હોત. ૧૧મા સૈકાના ઉત્તરાર્ધમાં 'काव्यप्रकाश'કાર મમ્મટ પોતાના સ્વદેશબન્ધુ વામનને અનુસરીને રીતિ તો ત્રણ જ ગણાવે છે, પણ 'लाटानुप्रास' નામે અનુપ્રાસ–વિશેષનો ઉલ્લેખ છે.

પાંચ–સાત પદના સમાસવાળી રીતિ તે 'લાટી' કહેવાય છે; ગૌડીથી એનો બહુ ભેદ નથી તેથી કેટલાક આલંકારિકોએ એને ગૌડીમાં સમાવી લીધી છે, અને ગૂજરાતના ૧૨મા સૈકાનો વિદ્વાન વાગ્ભટ પણ કાવ્યપ્રકાશને પગલે પગલે ચાલી લાટીની અવગણના કરે છે. પરંતુ એ પણ મમ્મટની માફક लाटानुप्रास તો સ્વીકારે છે.

લાટ કવિઓને હાસ્યરસ બહુ પ્રિય હશે એમ લાગે છે, કારણ કે હાસ્યરસને અને પાંચ–સાત પદના સમાસને કાંઈ ખાસ સંબન્ધ દેખાતો નથી છતાં વાગ્ભટનો ટીકાકાર सिंहदेवगणि—

" लाटी हास्यरसे प्रयोगनिपुणे रीतिः प्रबन्धे कृता "

એમ લાટી રીતિને હાસ્યરસ સાથે જોડે છે. હાલ પણ સૂરતી ભરૂચીઓનો વિનોદી સ્વભાવ ક્યાં અજાણ્યો છે?

## દ્વિતીય યુગ (ઇ. સ. ૧૧–૧૩ શતક)

ગૂજરાતના સંસ્કૃત વાઙ્મયના ઉપલબ્ધ ગ્રન્થોનો બીજો યુગ ઇ. સ. અગીઆરમા સૈકાથી શરૂ થાય છે. આરંભકાળમાં કાવ્ય-દેવીની વીણા આરામ લે છે, અને તે અરસામાંના વરદત્ત આનર્તીય વિષ્ણુ વજ્જટ ઉવ્વટ દ્યાદ્વિવેદ ઇત્યાદિ પાટણ અને વડનગરના વિદ્વાન અને ધનસંપન્ન બ્રાહ્મણોના વેદધ્વનિથી ગૂજરાત ગાજે છે. સદ્દાની શરૂઆતમાં उ(औ)व्वटे प्रातिशाख्यसूत्रों ઉપર તથા वाजसनेयिसंहिता ઉપર ભાષ્ય રચ્યાં. વેદભાષ્યકર્તા આ ઉવટ અને પતંજલિમહાભાષ્યના ટીકાકાર કૈયટ એ બે કાવ્યપ્રકાશકાર મમ્મટના ભાઈ હોઈ કાશ્મીરી પંડિત હતા એમ કેટલાકનું કહેવું છે અને આ મતને વે. શા. સં. ઝળકીકર પણ અવલંબે છે. પરંતુ યજુર્વેદભાષ્યમાં 'ભોજરાજાના વખતમાં આનન્દપુર(વડનગર)-વાસી વજ્જટના પુત્ર ઉવટે આ મન્ત્રભાષ્ય લખ્યું' એમ સ્પષ્ટ નિર્દેશ છે; અને તેથી ઉવટ એ જૈયટના પુત્ર મમ્મટનો ભાઇ હોય એ સંભવતું નથી. જૈયટના સગોત્ર કોઇ વજ્જટનો એ દત્તકપુત્ર હશે— શાસ્ત્રી ઝળકીકરની એ કલ્પનાની અવાસ્તવિકતા તો સ્વયંપ્રકાશ છે. ટકારાન્ત નામ ઉપરથી ઉવટને કાશ્મીરી માનવો જોઇએ એ દલીલ પણ 'બિપિનબિહારી' અને 'રામમોહનરાય' આદિ બંગાળી નામના શોખીન ગૂજરાતને જલદી ગ્રાહ્ય થાય એવી નથી. વજ્જટ ઉવટ આદિ નામ સ્વતન્ત્ર રીતે ગૂજરાતમાં ઉદ્ભવ્યાં હશે એમ કહેવાનું મ્હારૂં

તાત્પર્ય નથી. ગૂજરાતને તે સમયમાં પંજાબ-કાશ્મીર સાથે પુષ્કળ સંબન્ધ હતો, અને સરસ્વતીના તેજથી જાજ્વલ્યમાન કાશ્મીર દેશનાં ટાન્ત નામનું અનુકરણ ગૂજરાતમાં થયું એ બીજા એક પ્રમાણથી—

"अध्वरविधौ परीयान् आमटनामा ततोऽभवत्तनयः" ઇત્યાદિ તે જ સમયના ગૂજરાતના એક બ્રાહ્મણ કુટુમ્બની વંશાવળિના "આમટ" નામથી આપણે જાણીએ છીએ.

ઉવટના જ વખતના અને એમના જ ગામના द्याद्विवेद નામે એક બીજા વિદ્વાને 'नीतिमञ्जरी' નામે ગ્રન્થ ઇ. સ. ૧૦૫૪માં પૂરો કર્યો. આ ગ્રન્થમાં 'વેદમાંની પ્રાચીન ઇતિહાસની કથાઓ નીતિ-ધર્મના ઉપદેશ અર્થે' શ્લોકબદ્ધ કરીને વર્ણવી છે.* પૂર્વોક્ત ઉવટ અને દ્યાદ્વિવેદ બંને વેદના જગપ્રસિદ્ધ ભાષ્યકાર સાયણાચાર્યથી પ્રાચીન છે. અને સાયણાચાર્ય અને દ્યાદ્વિવેદના ગ્રન્થોમાં જે સમાન ભાગ નજરે પડે છે તે દ્યાદ્વિવેદની કીર્તિ ત્રણસો વર્ષમાં ક્યાંસુધી પહોંચી હતી એનો પુરાવો છે. (ઘણું કરીને આ જ સમયના) વિષ્ણુ નામે शांखायन-पद्धति ના કર્તાની વંશાવળિમાં એક જાણવા જોગ હકીકત છે. ગ્રન્થ-કર્તા કહે છે કે એના પૂર્વજો ઘણા વિદ્વાન હતા, અને એમાંના એક વિદ્વાન વામન નામના તે દેશાન્તરેથી ઘેર આવ્યા ત્યારે અદષ્ટ-વશાત્ પોતાનું આખું કુટુમ્બ નાશ પામી ગએલું જોયું. પોતે ૬૫ વર્ષના હતા છતાં વિદર્ભનગરથી એક કન્યા પરણી લાવ્યા અને એમનો વેલો ચાલ્યો.

---

* "विलोक्य संहितामध्ये इतिहासान् पुरातनान् ।
कृता वै धर्मसंयुक्ता श्लोकैर्बद्धा सुबुद्धिदा ।
अध्येया चार्थदा विप्रैर्धर्मिष्ठैः सत्यवादिभिः ।
अलपज्ञेन कृता यस्माच्छोधनीयोरुबुद्धिभिः ।
वेददृष्टान्तरूपेयं द्याद्विवेदकृता शुभा ।
नीतिधर्मपरा रम्या सेतिहासकथात्मिका ॥"

ઇ. સ. ૧૧મા શતકના ઉત્તરાર્ધથી પાછો લૌકિક વાઙ્મયનો પ્રાદુર્ભાવ થાય છે. ઇ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩ એ વર્ષો 'કલિકાલ-સર્વજ્ઞ' हेमचन्द्रના તેજથી દેદીપ્યમાન છે. આ જૈન આચાર્યના કોષ વ્યાકરણ અલંકાર ચરિત સ્તુતિ આદિ વિષયના અનેક ગ્રન્થો સુપ્રસિદ્ધ છે, જેનું નિરૂપણ અવકાશને અભાવે આ સ્થળે છોડી દેવું પડશે. એટલું જ કહેવું બસ છે કે સંસ્કૃત જેવા ગ્રન્થો ગૂજરાતીમાં રચીને પ્રેમાનન્દે જેમ ગૂજરાતી ભાષા દીપાવી તેમ હેમચન્દ્રાચાર્યે જૈન શાસ્ત્રોમાં બ્રાહ્મણ જેવા ભાષા અને સાહિત્યના ગ્રન્થોની જે ખોટ જણાતી હતી તે પૂરી કરવા शब्दानुशासन काव्यानुशासन વગેરે રચ્યાં છે. એ ગ્રન્થો જો કે અનુકરણની અભિ-લાષામાંથી ઉદ્ભવ્યા છે, તથાપિ અર્વાચીન સમયના જૈન ગ્રન્થોમાં તે યોગ્ય રીતે પ્રથમ પદ ભોગવે છે. હેમચન્દ્રાચાર્ય ધર્મ અને તત્ત્વજ્ઞાનના પણ બેશક સારા વિદ્વાન હતા, અને તે વિષયના પણ द्वात्रिंशिका વગેરે એમના કેટલાક ગ્રન્થો છે, પરંતુ જૈન વાઙ્મયને એમની ચિરસ્થાયી સેવા તો આ વિષય કરતાં ભાષા અને સાહિત્ય વિષયમાં વધારે થઈ છે—એમાં સંશય નથી. સંસ્કૃત ભાષા ઉપર એમનો હાથ કેવો સફાઈથી અને સરળતાથી ફરતો, એમનું કવિત્વ કેવું મધુર હતું, એ 'त्रिषष्टिशलाकापुरुषचरित्र' વગેરે ગ્રન્થોની શૈલી અલંકાર કલ્પના વગેરે જોતાં જણાય છે. એ વિદ્વાનના કુમારપાળ રાજા સાથેના અને એની સભાના બીજા બ્રાહ્મણ વિદ્વાનો સાથેના પ્રસંગો સુપ્રસિદ્ધ છે.

હેમચન્દ્રાચાર્યની સાથે તેમજ એમની આગળ પાછળ બીજા જૈન વિદ્વાનો પણ થયા છે, અને એમણે જૈન ધર્મશાસ્ત્રમાં સારો શ્રમ કર્યો છે. પરંતુ એ ચન્દ્રના તેજ આગળ તારલાઓનું તેજ ઝાંખું પડી ગયું છે.

હેમચન્દ્રના વખતમાં શરૂ થએલી સાહિત્યવિષયક પ્રવૃત્તિ એમના પછી પણ ચાલુ રહી છે. એમના સમકાલીન વાગ્ભટે અણહિલપુરપાટણમાં वाग्भटालंकार લખ્યો છે. હેમચન્દ્રાચાર્યના

काव्यानुशासन કરતાં એ નાનો ગ્રન્થ છે, પણ તે પણ બહુધા काव्यानुशासनની પેઠે काव्यप्रकाशને અનુસરે છે એ જોતાં આ વખતે કાશ્મીરી વિદ્વાન મમ્મટે ગૂજરાતમાં કેટલી અને કેવી પ્રતિષ્ઠા મેળવી હશે એનો પ્રસિદ્ધ ખ્યાલ આવે છે.*

ઇ. સ. ૧૩ મો સૈકો સોમેશ્વરદેવ, નાનાક પંડિત, સુભટ, અરિસિંહ, અમરચન્દ્રસૂરિ વગેરે સમકાલીન કવિઓના તેજથી ઉજ્જ્વળ દીપે છે. આ યુગ સાહિત્યના વિલાસનો હતો. કુમારપાળ, ભીમદેવ, લવણપ્રસાદ, વીરધવલ, વીશળદેવ, વસ્તુપાલ, તેજપાળ વગેરે સાહિત્યના શોખીન ઉત્તેજકો હતા. ભોજ અને વિક્રમરાજાની સભામાં જેમ કવિમંડળો મળતાં, તેમ આ સમયમાં ગૂજરાતના રાજાઓની સભાઓ પણ વિવિધ દેશના કવિઓની ચાતુરી બતાવવાનું સ્થાન હતું. અનેક ન્હાના મ્હોટા કવિઓ ત્યાં એકઠા થતા, પરસ્પર સ્પર્ધા કરતા, અને જ્યાં કવિતા અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરવાનું સાધન હતી ત્યાં 'કાવ્યચૌર'નો પણ અભાવ ન હોય એ સ્વાભાવિક છે.+ આ મંડળનો પ્રધાન કવિ सोमेश्वरदेव પોતાને 'ગૂર્જરેશ્વર પુરોહિત' એવું વિશેષણ લગાડે છે, અને પોતાના વંશની હકીકત 'सुरथोत्सव' નામના પોતાના કાવ્યને અન્તે આપે છે.

એમના ઘરમાં ગુર્જરરાજની પુરોહિતિ કેટલીક પેઢીઓથી

* આ જ સમયના भीम નામના એક કાશ્મીરી કવિએ ભટ્ટિની માફક એક વ્યાકરણકાવ્ય રચ્યું છે. ગ્રન્થને અન્તે એ કવિનું સ્થાન કાશ્મીરમાં 'શારદાદેશાન્તર્ગત વલભી' જણાવ્યું છે. કાઠીઆવાડમાં પણ શારદાપીઠ અને વલભી છે એ સામ્ય આશ્ચર્યજનક છે.

+ रसप्रधानः कवितावितानैर्मान्या न मान्याः कवयो वयोभिः ।
तेजोविशेषान् मणयोर्हणीया भवन्ति न प्रस्तरवत् प्रथिम्ना ॥
परस्य काव्यं स्वमिति ब्रुवाणो विज्ञायते यैरिह काव्यचौरः ।
विलोक्य माणिक्यमयोग्यहस्ते प्रत्येति को नाम यदेतदस्य ॥ "

ચાલતી આવતી હતી. વડનગરમાં 'ગુલેચા'[1] કુળમાં સોમશર્મા નામે એક વિદ્વાન બ્રાહ્મણ હતા. તેમણે પ્રયાગમાં સોમયાગ કર્યો હતો અને મૂળરાજે એમને રાજ્યપુરોહિત સ્થાપ્યા હતા. એમના વંશજોએ વખતોવખત રાજ્યની લડાઈમાં, યજ્ઞમાં તેમ જ મન્ત્રિસ્થાને સેવા બજાવી હતી. સોમેશ્વરના પિતા કુમારે અજયપાળ રાજાને રણક્ષેત્ર ઉપર મૂએલો જીવતો કર્યો કહેવાય છે. એ રાજાએ ગ્રહણ વખતે રત્નરાશિનું દાન આપવા માંડ્યું તે તેણે ન લીધું અને મૂળરાજના વખતમાં એક ભારે દુકાળ પડેલો તે વખતે રૈયતનો કર એણે માફ કરાવ્યો હતો.[2] એમનાં પત્નીનું નામ લક્ષ્મી અને ત્રણ પુત્રોમાંનો મધ્યમ તે સોમેશ્વરદેવ. ભીમદેવ, વીરધવલ તથા વીશળદેવ રાજાના વખતમાં એ પુરોહિત સ્થાને હતા અને અડધા પ્રહરમાં એમણે નાટક રચી કાઢ્યું હતું એવી એમની શીઘ્રકવિત્વની શક્તિ હતી.

सुरथोत्सव કાવ્યનો વિષય માર્કંડેયપુરાણાન્તર્ગત પ્રસિદ્ધ ચંડી-આખ્યાનમાંથી લીધો છે; સુરથ રાજાએ પોતાનું ખોએલું રાજપાટ દેવીની કૃપાથી કેવું પાછું મેળવ્યું એ એ આખ્યાનનો વિષય છે, અને તેને અંગે મહાકાવ્યમાં અવશ્ય ગણાતાં સર્વ ઋતુ વસન્ત-ચન્દ્રોદય પર્વત ( હિમાલય ) વગેરેનાં વર્ણન પણ દાખલ કર્યાં છે. ઉપમા ને ઉત્પ્રેક્ષા આદિ અલંકારો મનોહર કલ્પ્યા છે, અને માઘ ભારવિ વગેરે પૂર્વ કવિઓને અનુસરી શબ્દાલંકારના વિવિધ બન્ધો અને ચમત્કારો પણ દર્શાવ્યા છે.

---

૧ નાગરોના લગ્નપ્રસંગે વિદાયગીરી વખતે કરવામાં આવતા કુલોચ્ચારમાં આજે પણ આ 'ગુલેચા' નામ આવે છે એ જાણવા જેવું અને અધિક જિજ્ઞાસા પ્રેરે એવું છે.

૨ "अरुन्धतीव कान्तास्य पत्युराज्ञामरुन्धती ।
अभूदभिधया लक्ष्मीः साक्षाल्लक्ष्मीरिव क्षितौ ।
विलोक्य दुष्कालवशेन लोकं कङ्कालशेषं सविशेषशोकः ।
श्रीमूलराजं दलितारिरागमचीकरस्तत्करमोचनं यः ॥"

આરંભમાં કવિ વાલ્મીકિ વ્યાસ ગુણાઢ્ય સુબન્ધુ કાલિદાસ માઘ અને મુરારિ એટલા પૂર્વ કવિઓની પ્રશંસા કર્યા કરે છે; તેમાં કાલિદાસ માટે તો કહે છે કેઃ—

"श्रीकालिदासस्य वचो विचार्य नैवान्यकाव्ये रमते मतिर्मे ।
किं पारिजातं परिहृत्य हन्त भृङ्गालिरानन्दति सिन्धुवारे ॥"

કાલિદાસની કવિતાની આ કદર એના પ્રસાદના અનુકરણથી સાર્થક બને છે. સોમેશ્વરદેવનું બીજું કાવ્ય 'कीर्तिकौमुदी' એ એના સમયના ગૂજરાતના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડે છે એનું ગૂજરાતી ભાષાન્તર ગુ. વ. સોસાઇટિએ સાક્ષરશ્રી વલ્લભજી હરિદત્ત આચાર્ય પાસે કરાવ્યું છે એટલે એ સંબન્ધી અધિક વિસ્તારની જરૂર નથી. માત્ર એના મંગલાચરણમાં सुरथोत्सवमां જણાવેલા કવિઓ ઉપરાંત ભારવિ, બાણ, ધનપાલ, બિહ્લણ, હેમસૂરિ, નીલકંઠ, પ્રહ્લાદન, સુભટ, હરિહર અને યશોવીરનાં નામ વિશેષ ગણાવ્યાં છે, અને ગુણાઢ્ય, સુબન્ધુ અને મુરારિનાં મૂકી દીધાં છે. સોમેશ્વરના પોતાના સમયમાં કેટલાક નવીન કવિઓની કદર થવા માંડી હતી એમ આ યાદી ઉપરથી જણાય છે. જૈન–બ્રાહ્મણ વચ્ચેનો ભેદ ભૂલાઈ જઈ હેમચન્દ્રની વાણી કેવી લોકપ્રિય થઈ હશે એ પણ એમના વિષેના શ્લોક થકી જણાય છે. વળી જૈન મન્ત્રી પણ બ્રાહ્મણોને દાન આપતા એવો એ બે ધર્મના અનુયાયીઓનો પરસ્પર પ્રીતિભર્યો સંબન્ધ હતો.*

આ કાવ્યમાં સ્થળે સ્થળે ઘણાં મનોહર વર્ણનો છે. પરંતુ સૌથી રસિક અને અપૂર્વ કલ્પના તો લવણપ્રસાદનું સ્વપ્નું છે–જેમાં શ્વેત ચન્દ્ર જેવા મુખવાળી ગુર્જર રાજ્યલક્ષ્મી, શ્વેત ચન્દન લગાવીને, શ્વેત વસ્ત્ર પહેરીને, શ્વેતમાળા હાથમાં ધરીને, રાજા સમીપ આવે છે અને રાજાના પ્રશ્નના જવાબમાં—

---

* नानर्च भक्तिमान्नेमौ नेमौ शंकरकेशवौ ।
जैनोऽपि यः सवेदानां दानाम्भः कुरुते करे ॥

"हे वीर वैरिध्वजिनीगजेन्द्र गण्डस्थलीमण्डनखण्डचण्ड ।
प्रत्यर्थिसार्थेन कदर्थ्यमाना जानीहि मां गूर्जरराज्यलक्ष्मीम् ॥
दिवं गतास्ते वत गूर्जरेन्द्रास्ते कुञ्जरेन्द्राश्च हताः सपत्नैः ।
येषां क्षमाभृद्दलनक्षमेषु भुजेषु दन्तेषु च मे निवासः ॥"

ઇત્યાદિ કરુણ–વીર આદિ અનેક રસસંભિન્ન ઉત્તર દે છે.

પ્રહ્લાદનદેવે શ્રી ભોજ અને મુંજ સંબન્ધી એક કરુણરસ-પ્રધાન કથા રચ્યાનું સોમેશ્વર કહે છે પરંતુ તે કથા કે પ્રહ્લાદન-દેવના બીજા ગ્રન્થો હાથ લાગતા નથી. પણ આ પંડિત જે સોમેશ્વરના પિતાના ગુરુ થાય તે અત્યન્ત પરોપકારપરાયણ પુરુષ હશે એમ સોમેશ્વરના એક વચનથી જણાય છે.× સોમેશ્વર જે सुभट કવિનો ઉલ્લેખ કરે છે, તેમનું રચેલું दूताङ्गद નામે એક અતિ લઘુ નાટક વાંચવા જેવું છે. દેવશ્રી કુમારપાલદેવના મેળામાં મહારાજાધિરાજ ત્રિભુવનપાલની પરિષદ્‌ની આજ્ઞાથી આ નાટક ભજવાય છે એમ આરંભમાં સૂત્રધાર જાહેર કરે છે. માત્ર એક જ અંકનું આ નાટક છે, અને તેમાં પણ રાજશેખર ભર્તૃહરિ આદિ પૂર્વના કવિઓમાંથી કાંઇક કાંઇક લીધું છે–છતાં આ કવિ સોમેશ્વર કહે છે કે—

"सुभटेन पदन्यासः स कोऽपि समितौ कृतः ॥
येनाधुनाऽपि धीराणां रोमाञ्चो नापचीयते ॥"

दूताङ्गदમાંના કેટલાક શ્લોકને આ પ્રશંસા લાગુ પાડી શકાય એવી છે ખરી, પરંતુ અત્રે તેમજ અન્યત્ર પણ 'કવિપ્રવર'માં એમની ગણના થઇ છે તે માટે તો આ લઘુ નાટક કરતાં કાંઇક વધારે મહત્ત્વની કૃતિ હોવી જોઇએ એમ લાગે છે.

તે જ સમયના બીજા એક ગુર્જર સંસ્કૃત કવિ नानाकपंडित હતા. વડનગર પાસેના એક ગામમાં કપિષ્ઠલ ગોત્રના એક કુળમાં એ

---

×वैदुष्यं विगताश्रयं श्रितवति श्रीहेमचन्द्रे दिवं
श्रीप्रह्लादनमन्तरेण विरतं विश्वोपकारव्रतम् ॥

જન્મ્યા હતા. ઉપર સોમેશ્વરની માતા લક્ષ્મી વિષે જે કાંઈ કહેવામાં આવ્યું તેમ એમના કુળમાં અને કુટુંબમાં અનેક સન્નારીઓ થઈ છે.* એ 'કવિપંડિત' જ્ઞાતિએ નાગર, શ્રીમાન્, અને વેદ રામાયણ ભારત નાટક અલંકાર આદિ વિષયોમાં ઘણા નિપુણ હતા. એમનું એકે કાવ્ય ઉપલબ્ધ થતું નથી, પણ એમ કહેવાય છે કે વીશળદેવ રાજાની સભામાં જ્યારે અમરચન્દ્રસૂરિ આવ્યા તે વખતે ગૂર્જરેશ્વરપુરોહિત સોમેશ્વરદેવ, વામનસ્થલીના કવિ સોમાદિત્ય, કૃષ્ણનગરના કમલાદિત્ય તથા વીસલનગરના નાનાકપંડિત બેઠા હતા. તેમાં જુદા જુદા કવિઓએ અમરચન્દ્રને જે સમસ્યા પૂછી તેમાં નાનાકપંડિતની—गीतं न गायतितरां युवतिर्निशासुની પૂર્તિમાં અમરચન્દ્રે કહ્યું:—

> श्रुत्वा ध्वनेर्मधुरतां सहसावतीर्णे भूमौ मृगे विगतलाञ्छन एष चन्द्रः ।
> मागान् मदीयवदनस्य तुलामतीव गीतं न गायतितरां युवतिर्निशासु ।

તાત્પર્ય કે હું ગાઈશ તો આ ચંદ્રમાનો મૃગ તે સાંભળવા નીચે ઊતરી આવશે, અને આમ મૃગલાંછનથી મુક્ત થઈને ચન્દ્ર મ્હારા મુખની બરાબરી કરી શકશેઃ તેથી એ સ્ત્રી રાત્રે ગાતી નથી !

આ પ્રસંગે अमरचन्द्रसूरिએ કુલ ૧૦૮ સમસ્યા પૂર્યાનું કહેવાય છે. એ અણહિલપુરપાટણ પાસેના વાઘટ યા વાયટ ગામના કવિ

---

* " प्रमेव महसां पत्युर्ज्योत्स्नेवामृतदीधितेः ।
तस्यासीद्द्विजमस्तापा **सीते**ति सहचारिणी ॥
सज्जनीतिगृहिणी गृहाम्बुधेस्तस्य भूरिगुणरत्नभूषणा ।
सर्वकालमवलोकते स्म या भर्तृपादमुखदर्पणे मुखम् ॥
**लक्ष्मी**रमुष्य पत्नी द्वितीयमङ्गं बहिश्चराः प्राणाः ।
विमलकुलद्वयभूषा प्रत्यूषाम्भोजमञ्जुमुखी " ॥

આ સર્વ નાગરી નાતની સન્નારીઓનાં—એમના પતિની સાથે સાથે થતાં,—પ્રેમ અને ગુણનાં વખાણ વાંચી આ સર્વ પંડિતો અને કવિઓના ગૃહસંસારના સુખનો પણ ખ્યાલ આવે છે.

શ્રીજિનદત્તસૂરિ નામે જૈન આચાર્યના શિષ્ય હતા. એમનો મુખ્ય ગ્રન્થ बालभारत નામે કાશ્મીર કવિ ક્ષેમેન્દ્રકૃત—भारतमञ्जरीની તરેહનો ગ્રન્થ છે. આ बालभारतમાં રાજશેખરના એ જ નામના નાટક જેટલી અપૂર્વતા નથી; તેમ ક્ષેમેન્દ્રની કૃતિ સાથે બરાબરી કરી શકે એટલું તે તેજસ્વી નથી. પણ કાવ્યકલ્પલતા, છન્દોરત્નાવલી, કલાકલાપ વગેરે અનેક સાહિત્યગ્રન્થો કરીને એમણે પોતાના સમયમાં ઘણી પ્રતિષ્ઠા મેળવેલી જણાય છે. કવિએ સરસ્વતીની ઉપાસના કરી હતી અને એકવીસ દિવસના વ્રતને અન્તે મધ્ય રાત્રે આકાશમાં ચન્દ્રબિમ્બ પ્રકાશતું હતું તેમાંથી ભારતી પોતે ઊતરી આવ્યાં અને કરકમંડલુમાંથી અમરને જળ પાયું અને વરદાન આપ્યું કે તું સિદ્ધ કવિ થા અને સર્વ નૃપતિથી માન મેળવ એવી કિંવદન્તી છે. બાલભારતમાં પ્રભાતવર્ણનના એક શ્લોકમાં વેણીને કૃપાણ (કામદેવની તરવાર) સાથે સરખાવવાથી 'वेणीकृपाणोऽमरः' એવું બિરુદ એમને મળ્યું છે. આ કવિ જૈનધર્મી હોઈ એમણે કેટલાક જૈન ગ્રન્થો પણ રચ્યા છે. પરંતુ બ્રાહ્મણ ધર્મ ઉપરનો એમનો નૈસર્ગિક ભાવ बालभारतના દરેક સર્ગના આરંભમાં કરેલી વ્યાસજીની સ્તુતિમાં સ્પષ્ટ દીસી આવે છે.+

ઈ. સ. ૧૧૬૦માં माणिक्यचन्द्रे કાવ્યપ્રકાશ ઉપર सङ्केत નામે ટીકા લખી, અને આ સમયને અન્તે (ઈ. સ. ૧૨૯૪) जयन्त નામે એક વિદ્વાને जयन्ती નામે ટીકા લખી છે. એ બંને ટીકાની મહત્તા એ છે કે કાવ્યપ્રકાશ ઉપર ઘેર ઘેર ટીકાઓ લખાઈ છે તેમાં સૌથી જૂનામાં જૂની ટીકા सङ्केत છે, અને ત્યારપછીની બીજી છોડીને ત્રીજી તે जयन्ती છે. सारसमुच्चय નામની ટીકાનો લખનાર રત્નકંઠ સર્વ ટીકાઓમાં આ जयन्तीને મુખ્યપદ આપે છે. વળી તે જ વખતનો બીજો એક પ્રખ્યાત ગ્રન્થ મલ્લિષેણસૂરિની स्याद्वादमञ्जरी

+ ओंकारो यः सदाद्यैकवर्णोऽपीशस्त्रयीमयः ।
व्यासनिःश्वसितान् वेदान् पायाद्व्यासमुनिः स नः ॥

નામની હેમચન્દ્રાચાર્યની **अन्ययोगद्वात्रिंशिका** ઉપર કરેલી ટીકા છે. એ જૈન તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ મલ્લિષેણે અનેક બ્રાહ્મણ દર્શનોના ગ્રન્થો અવલોકીને લખ્યો છે. ગ્રન્થ બુદ્ધિવૈભવથી અંકિત છે.

જૈન ગ્રન્થકારોએ ચરિત્રો લખવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત કરી છે: લગભગ પોતાના સમયના ભોજ કુમારપાલ જેવા રાજાઓ, વસ્તુપાલ તેજપાલ જગડૂશા જેવા શ્રીમંતો અને માઘ વગેરે કવિઓનાં ચરિત્રોમાં તેઓએ સારો રસ લીધો છે—અને હેમચન્દ્રાચાર્યના સમયથી ઉદ્દ્ભવેલી આ પ્રવૃત્તિના ઉદાહરણોમાં ચૌદમા સૈકાના '**प्रबन्धचिन्तामणि**'કાર મેરુતુંગાચાર્ય વગેરે ગણાવી શકાય.

## ત્રીજો યુગ ( ઈ. સ. ૧૭–૧૮ શતક )

આ સમય છોડીને ઈ. સ. ૧૭–૧૮ શતકે પહોંચતાં સુધી **अचल द्विवेदी**ના નિર્ણયદીપક જેવા કે જૈન ધર્મશાસ્ત્રના છૂટા છવાયા લેખ શિવાય સંસ્કૃત વાઙ્મય વધારવામાં ગૂજરાતે કાંઈ શ્રમ લીધો જણાતો નથી. ઈ. સ. ૧૭મા સૈકાના આરંભ પછી થએલા **देवविमलगणि** નામે જન પંડિતે **हीरसौभाग्य** નામે સત્તર સર્ગનું એક મહાકાવ્ય લખ્યું છે. એ કાવ્ય હીરવિજયગણિની યાત્રા અને ધર્મપ્રવર્તન સંબન્ધી છે. હીરવિજયગણિએ ઈ. સ. ૧૫૯૫માં દેહ છોડ્યો એમ લખે છે તેથી ત્યારપછીનું આ કાવ્ય છે એ સ્પષ્ટ છે, પણ એની ચોક્કસ સાલ અત્યારે નક્કી કરી શકાતી નથી. મહાવીરસ્વામીની પટ્ટપરંપરાના આચાર્યોનું એક સર્ગમાં વર્ણન આપ્યું છે, તથા જૈન ધર્મનાં વ્રત, દહેરાં વગેરેને લગતી બીજી ઘણીખરી હકીકત અંદર સમાવી છે. પણ આ જમાનાના સામાન્ય વાચકને રસ ઊપજાવનાર વસ્તુ તો હીરવિજયજીએ અકબર પાદશાહની સભામાં મેળવેલું માન, એમના ઉપદેશથી ગૂજરાતમાં જજીયા વેરાની કરવામાં આવેલી માફી, તથા એમની મુસાફરીમાં એમણે જોએલાં શહેરો-નદીઓ–ડુંગરોનાં વર્ણનો તથા તે તે સ્થળોનાં સંસ્કૃત નામ વગેરે છે. આ જૈન આચાર્ય

ઉત્તરે દિલ્હી અને કંદહાર સુધી, દક્ષિણે ખાનદેશ અને વરાડ સુધી અને કાઠીઆવાડમાં દીવ અને ઉના સુધી ફર્યા હતા. ગૂજરાતના વર્ણનમાં આ સ્વદેશાભિમાની કવિ કહે છેઃ—

तद्दक्षिणार्धे सुरगेहगर्वसर्वंकषो गूर्जरनीवृदास्ते ।
श्रियेव रन्तुं पुरुषोत्तमेन जगत्कृताकारि विलासवेश्म ॥
अशेषदेशेषु विशेषितश्रीर्यो मज्जिमानं वहते स्म देशः ।
आक्रान्तदिक्चक्र इवाखिलेषु वसुन्धराभर्तृषु सार्वभौमः ॥

એમાં 'આનન્દપુર' 'વૃદ્ધનગર' = વડનગર, તારંગાનો ડુંગર, આદિથી માંડીને વર્ણન ચાલે છે. એક સ્થળે 'ઝંઝુવાડા'ના સૂર્યદેવની પ્રતિમાનો ઉલ્લેખ આવે છે. સાભ્રમતી અને એના કાંઠાની ભૂમિના ડુંગરો, ડાંગરના ક્યારડાઓ અને એમાં શોભતાં પક્ષીઓ–સારસો–ગાયો વગેરેનાં બહુ સુન્દર વર્ણનો છે. ગુર્જર દેશનું ' અહમ્મદાબાદ ' તે મુખ અને મ્હોટું પાટણ અને ખંભાત ( 'સ્તંભતીર્થ ' ) તે કુંડલ એમ ઉપમા કલ્પી છે.* 'રાજનગર' (અમદાવાદ )થી અણહિલપુરપાટણ જતાં રસ્તાની 'કુંજભૂમિ' વિવિધ છન્દોના નામદ્વારા વર્ણવી છે.[1]

રસ્તાનાં ઝાડ ઉપર ઉડતાં પોપટનાં ટોળાંઓ પણ કવિના લક્ષ બહાર ગયાં નથી. 'ભિલ્લપલ્લી' માં કિરાતોનું મદ્ય( કાદમ્બરી )–પાન, ભીલરાજા અર્જુનજીને કરેલું જીવદયાનું નિયમદાન વગેરેના વર્ણન પછી આબુ અને એનાં દહેરાં આવે છે. અને એમ એક પછી એક સ્થાનમાં થઇ આગળ મુસાફરી ચાલે છે. દેવવિમલગણિએ

* श्रीस्तम्भतीर्थं पुटभेदनं ( बृहत्पत्तनं ) च यत्रोभयत्र स्फुरतः पुरे द्वे ।
अहम्मदावादपुराननायाः किं कुण्डले गुर्जरदेशलक्ष्म्याः ॥

१ कुत्रचिद्वाणिनी स्त्रग्विणी शालिनी यत्र लोकंपृणा क्वापि वातोर्मिका ।
हंसमाला क्वचित् क्वापि कन्या मृगी कुत्रचिन्मालती पुष्पिताग्रा पुनः ॥
क्वापि शार्दूलविक्रीडितं दृश्यते क्वापि दृप्यद्भुजंगप्रयातं पुनः ॥
सूरिशीतद्युतेः सर्पतः पद्धतौ छन्दसां जातिवत्कुञ्जभूमिः स्वभूत् ॥

વર્ણવેલાં સ્થળોમાંનાં થોડાંક જાણવાજોગ સંસ્કૃત–ગૂજરાતી નામો નીચે નોંધું છું:—

| સંસ્કૃત નામ | કવિએ પોતે પોતાની ટીકામાં આપેલું ભાષાનામ | હાલ આપણામાં પ્રસિદ્ધ નામ |
|---|---|---|
| श्रीरोहिणी | સીરોહી | શિરોહી |
| मेदिर्नापुर | મેડતાખ્યનગર | મેડતા |
| विक्रमनगर | વીકાનેર | |
| *गोपालशैल | ગ્વાલેરગઢ | ગ્વાલિયર |
| *पादलिप्तपुर | પાલીતાણું | |
| द्वीपपुर | દ્વીપબન્દિર | દીવબંદર |
| उन्नतनगर | | ઉના |
| खान | | ખાનદેશ |
| विराट | વઇરાડ | વરાડ |
| महाराष्ट्रल | મરહડ | મરાઠા |

પ્રાચીન 'तक्षशिला' જેને આપણે પેશાવર પાસે હતું એમ જાણીએ છીએ તેને આપણા કવિ 'મક્કા' ધારે છે!—આ બાદ કરતાં, કાવનાં સંસ્કૃત નામોની યોજના બરાબર જણાય છે. આ ઉપરાંત, 'जेजीयक' (જજીયાવેરો) 'फुरमान' (ફરમાન) 'हुमाउंसूनु' (હુંમાયુનો છોકરો અકબર), 'मुद्गलेन्द्र' (મોગલ રાજા) 'पीराज पातिसाह' (પીરોજ પાદશાહ), चतुरिका ('चउरी'–ચૉરી) આદિ શબ્દો પણ વાંચતાં રમૂજ આપે છે.

આ યુગના બીજા મહાન ગ્રન્થકાર તે यशोविजयजी છે. તે ખંભાત વગેરે સ્થળે રહ્યા હતા. એમણે न्यायरहस्य, न्यायलोक, खण्डनखाद्य આદિ ઘણા કુશાગ્રબુદ્ધિમત્તાથી શોભતા ગ્રન્થો રચ્યા છે, અને

* નાગાર્જુન નામના યોગીન્દ્રે પાદલિપ્તસૂરિના નામ ઉપરથી ગામ વસાવ્યું અને નામ પાડ્યું એમ કવિ કહે છે.

એમની વિદ્વત્તાથી ચકિત થઇ કાશીના પંડિતોએ એમને 'આચાર્ય' પદ આપ્યું હતું. એમના ગ્રન્થોમાં બ્રાહ્મણ ગ્રન્થોનો અભ્યાસ પુષ્કળ પ્રતીત થાય છે. न्यायखण्डनखाद्यનું નામ શ્રીહર્ષના તેવા જ ગ્રન્થનું સ્મરણ કરાવે છે, પરંતુ આ બે ગ્રન્થ વચ્ચે નામ સિવાય બીજું થોડુંક જ સામ્ય છે. અને યશોવિજયજી તો આત્માના અસ્તિત્વાદિ સંબંધી બૌદ્ધ નૈયાયિક વગેરેના સિદ્ધાન્તોની પરીક્ષા કરીને સ્યાદ્વાદનું પ્રતિપાદન કરે છે. એ શ્રીહર્ષ અને યશોવિજય એ બેના ગ્રન્થની પદ્ધતિ વચ્ચે ભેદ છે. खण्डनखाद्यની વાણી પ્રૌઢ અને સંસ્કારી છે, અને વિષય બહુ વૈશદ્યથી ઉપસ્થિત કર્યો છે.

ત્યારબાદ છેક અર્વાચીન સમયમાં ઓગણીસમા શતકમાં-પણ विजयलक्ष्मीसूरि વગેરે કેટલાક જૈન આચાર્યોએ उपदेशप्रासाद વગેરે ગ્રન્થ રચ્યા છે, અને અહીં તહીં કોઈ બ્રાહ્મણ ગ્રન્થકાર પણ નજરે પડે છે. પણ આ સમયને એક યુગની પ્રતિષ્ઠા આપી શકાય એમ નથી.

## ઉપસંહાર

સાક્ષરબન્ધુઓ, આટલું નિરૂપણ કરી હું હવે મ્હારો નિબન્ધ સમાપ્ત કરૂં છું. મ્હેં મ્હારા લેખના નામ સાથે જણાવ્યું છે તેમ આ કેવલ રેખાદર્શન છે. દરેક ગ્રન્થકાર લેવાનો તથા તે ઉપર ચર્ચા કરવાનો મ્હેં લોભ રાખ્યો નથી, તેમ જે કવિઓ અને વિદ્વાનો લીધા છે તેમના પણ સર્વ ગ્રન્થનું કે એક પણ ગ્રન્થનું સર્વાંગે વિવેચન કર્યું નથી, કારણ કે એવું વિવેચન સંસ્કૃતસાક્ષરપરિષદ્ આગળ જ ઉચિત ગણાય. મ્હારો ઉદ્દેશ ગૂજરાતના ઇતિહાસમાં સંસ્કૃત સાહિત્યના જે ત્રણ યુગો મને પ્રતીત થાય છે તે તરફ આપનું લક્ષ ખેંચવાનો, અને સંસ્કૃત સાહિત્યમાં ગૂજરાતે શો ભાગ લીધો છે તે દર્શાવવાનો હતો. આ ભાગ અલ્પ નથી, બલ્કે અભિમાન કરવા યોગ્ય છે એ આપને જણાયું જ હશે. બૌદ્ધધર્મની મહાયાન શાખામાં ત્રણ મ્હોટાં નામ તેમાંનું એક ગૂજરાતમાં જ; જૈન વિદ્વાનોમાં 'કલિકાલસર્વજ્ઞ'નું ઉપપદ

પામેલા આચાર્યશ્રી તે ગૂજરાતના જ; સાયણાચાર્યથી પણ પ્રાચીન વેદ-વેદાંગપારંગત ભાષ્યાદિગ્રન્થના પ્રણેતા તે ગૂજરાતના જ, સંસ્કૃત પંચ મહાકાવ્યમાંના એક પ્રૌઢ કાવ્યનો કર્તા તે ગૂજરાતનો જ, વ્યાકરણ-કાવ્યોનો સૌથી પહેલો રચનાર તે ગૂજરાતનો જ, અને કાવ્યપ્રકાશની એક જૂનામાં જૂની ટીકા લખનાર તે પણ ગૂજરાતનો જ. ગીર્વાણ વાગ્દેવીની આ સેવા અલ્પ નથી. અને તેથી આપણે પણ દેવવિમલ-ગણિના શબ્દોમાં સહજ ફેરફાર કરીને સાભિમાન આનન્દપૂર્વક કહીશું કે આપણો દેશ તે—

गीर्वाणवाचः पुरुषोत्तमेन जगत्कृताकारि विलासवेश्म ।

**જગતકર્તા પરમાત્માએ આ દેશને ગીર્વાણવાગ્દેવીનું વિલાસભવન બનાવ્યો છે.**

[ વસન્ત : વર્ષ ૮, અંક ૧૦; આશ્વિન, સં. ૧૯૬૫ ]

# પૌરાણિક ઇતિહાસ*

વિદ્યાપ્રેમી બન્ધુઓ અને બ્હેનો,

મ્હેં આજના વિષય માટે એક સૂકો વિષય પસંદ કર્યો છે, અને તે સૂકી ભાષામાં આપની સમક્ષ મૂકાશે એટલે અધિક સૂકો લાગશે. ગયા વર્ષના રસીલા વિષયનું સ્મરણ કરશો તો તમારા દુઃખનો પાર નહિ રહે—" Sorrow's crown of sorrow is remembering happier things "—તેથી મ્હારી આરંભમાં જ આપ સૌને એટલી વિનંતિ છે કે અત્યારે ઉગ્ર ગ્રીષ્મનો તાપ જેમ તિતિક્ષાથી સહી લો છો તેમ મ્હારા લેખની રૂક્ષતા પણ સહી લેશો.

" પૌરાણિક ઇતિહાસ "—એ નામનિર્દેશ જ ઘણાને અન્તર્વિરોધ ભરેલો લાગશે. યૂરોપના વિચાર ઉપર જેમ હજી પ્લેટો રાજ્ય કરતો કહેવાય છે, તેમ આપણાં પશ્ચિમની કેળવણીથી ભરાએલાં મગજો ઉપર પેલી પ્રસિદ્ધ મૅકૉલેની મિનિટ ( નોંધ ) હજી પણ પ્રભાવ પાડી રહી છે. એ મિનિટે હિન્દુસ્થાનનું ભવિષ્ય બગાડયું નથી જ, તેમ એણે શરૂ કરેલી કેળવણીની અસર આપણા ઉપર સર્વથા ખોટી નથી જ થઈ: એ જ કેળવણી લઈને આપણે આપણો ભૂતકાળ જોતા અને સમઝતા થયા છીએ: આપણને પ્રથમ પશ્ચિમના મોહમાં નાંખ્યા છતાં, એ કેળવણીએ બુદ્ધિસ્વાતન્ત્ર્યનું એક એવું બીજ આપણામાં રોપ્યું છે કે જેને પરિણામે પશ્ચિમના દોષ અને આપણા પોતાના ગુણ પણ એ જ કેળવણીએ ઊઘાડેલાં નેત્રોથી આપણે જોવા લાગ્યા છીએ એમ કહીએ તો ચાલે. અત્યારે આપણે પશ્ચિમની વર્તમાન સંસ્કૃતિની સામે આપણી પ્રાચીન સાદી અને અધ્યાત્મબળથી દીપતી સુન્દર જીવનવ્યવસ્થા મૂકીએ છીએ, અથવા મહાવીરસ્વામી કે બુદ્ધ ભગવાનના ઉપદેશની કદર હિન્દુ-

---

* અમદાવાદમાં ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિની વાર્ષિક સભાના મેળાવડામાં આપેલું ભાષણ. તા. ૨૭–૬–૨૪ શુક્રવાર.

ધર્મના જ એક વિભાગ તરીકે કરી શકીએ છીએ. અથવા તો મૌર્ય અને ગુપ્ત રાજ્યોનો વિસ્તાર જાણીને વા હર્ષવર્ધનની ઉદાર ધર્મનીતિ અવલોકીને તથા પ્રાચીન અને મધ્યકાલીન હિન્દના વ્હેપાર-ઉદ્યોગની જાહોજલાલી સ્મરીને આપણા સ્વદેશાભિમાનની જ્યોત પ્રકટાવીએ છીએ તો તે મૅકૉલેએ શરૂ કરેલી નવી કેળવણીનું જ પરિણામ છે એ ભૂલી શકાતું નથી. પરંતુ મૅકૉલેની દૃષ્ટિ પણ એના સમયના ધર્મથી નિયન્ત્રિત હતી. આપણા શાસ્ત્રકારો કહે છે કે યુગ–યુગના ધર્મ જુદા હોય છે, અને એ કહેવું ખરૂં છે: તે 'ધર્મ' શબ્દના બંને અર્થમાં: યુગયુગનાં કર્તવ્યો જુદાં છે એટલું જ નહિ પણ એનાં સ્વાભાવિક લક્ષણો પણ જુદાં છે, જેને લઇને કર્તવ્યો જુદાં પડે છે. મૅકૉલેએ કરેલા પુરાણના ઉપહાસના જવાબમાં પુરાણનો સત્યાર્થ-પ્રકાશ ન રચાયો. ખ્રિસ્તીધર્મના જ રણક્ષેત્રમાં ખ્રિસ્તીધર્મને પહોંચી વળે એવી શક્તિની—જે બુદ્ધિ ઉપર ખ્રિસ્તીધર્મની પ્રબળ અસર થવા માંડી હતી તે જ બુદ્ધિને સન્તોષી શકે એવાં પ્રમાણની જરૂર હતી. તેથી સ્વાભાવિક રીતે જ—જાણીબૂઝીને સાધ્યસાધનની યોજનાપૂર્વક નહિ, પણ સ્વાભાવિક રીતે જ,—બ્રાહ્મધર્મના સ્થાપક અને આદ્યપ્રવર્તકો તરફથી ઉપનિષદ્‌નો પુરસ્કાર થયો. પણ બ્રાહ્મધર્મના પાછળના અનુયાયીઓ ક્રમેક્રમે હિન્દુધર્મને સ્થાને સર્વ ધર્મમાંથી સામાન્ય તત્ત્વો તારવી કાઢી એને પૂજતા થયા, અને એ સ્થિતિ પણ ઘણા વખત સૂધી ચાલી. ગયા ઇસ્વી શતકના તૃતીયપાદને અન્તે દયાનન્દ સરસ્વતીએ હિન્દુધર્મના રક્ષણ માટે મહાન પ્રયત્ન કર્યો તેમાં વેદનું પ્રામાણ્ય બહુ જોરથી પ્રતિપાદન કર્યું, પણ પોતે જે કાર્ય આરંભ્યું હતું તેમાં પુરાણો પ્રતિકૂળ પડવાથી એનો ખાસ ત્યાગ કર્યો. અત્યારે પણ પુરાણો પ્રત્યેની મૅકૉલેની કેળવણીથી કેળવાએલા હિન્દુઓની વૃત્તિ જુદી નથી એમ સામાન્ય રીતે કહી શકાય. અત્યારના અંગ્રેજી કેળવણીથી સંસ્કારાએલા ઘણા હિન્દુઓ ઉપનિષદ્, ગીતા કે શાંકરભાષ્ય ઉપર મમત્વ દર્શાવશે, પણ એમાંના કેટલા થોડા

શ્રીમદ્ ભાગવતની દરકાર કરશે ? વસ્તુતઃ, પુરાણોના જેટલો અન્યાય જગતનાં ભાગ્યે જ કોઈ ધાર્મિક પુસ્તકોને થયો હશેઃ વધારે ચોકસ રીતે કહીએ તો પુરાણોના દોષને ન્યાય થયો છે, પણ એના ગુણને અન્યાય થયો છે. થિઓસૉફિકલ સોસાઇટિએ પુરાણો પ્રતિ પ્રેમ જાગૃત કર્યો, પણ તે ઘણે ભાગે એની મન્વન્તરકથાઓ પૂરતો જ. અત્યારે પુરાણો અને તત્સહભૂત તન્ત્રોની કદર કરી એનો મહિમા જગત્ આગળ રજુ કરવાનું માન કલકત્તા–હાઇકોર્ટના બે માજી અંગ્રેજ જજ્જોને છેઃ એક મિ. જસ્ટિસ વૂડરૉફ, અને બીજા મિ. જસ્ટિસ પાર્જિટરઃ મિ. વૂડરૉફે તન્ત્રોનું તત્ત્વજ્ઞાન બહુ સુન્દર રીતે અને વસ્તુગત શ્રદ્ધાથી પ્રતિપાદન કર્યું છે. મિ. પાર્જિટરે પુરાણોમાં સમાએલા ઇતિહાસને તારવી કાઢ્યો છે, એના પ્રામાણ્ય માટે જબરો વાદ કર્યો છે, અને એને આધારે, અત્યાર સુધી સ્થપાએલા અને સર્વમાન્ય થઈ પડેલા કેટલાક ઐતિહાસિક નિર્ણયો ઉપર પણ, હલ્લો કર્યો છે. મિ. રમેશચન્દ્ર દત્તે એમના “ પ્રાચીન હિન્દની સંસ્કૃતિ ” એ નામના પુસ્તકમાં વિષ્ણુપુરાણમાં આપેલી કલિકાલના રાજાઓની વંશાવળિનો ઉપયોગ કર્યો હતો. તે પછી વિન્સેન્ટ સ્મિથે (૧૯૦૨) પણ હિન્દના પ્રાચીન ઇતિહાસનાં પ્રમાણોમાં પુરાણોને ગણાવી એમાંથી મુખ્યત્વે કરી વિષ્ણુ–વાયુ–અને મત્સ્ય પુરાણનો એ જ વંશાવળિ માટે આધાર લીધો. પણ પુરાણોમાં કલિકાલના રાજાઓની વંશાવળિને લગતાં જેટલાં વચન છે તે સઘળાંને એકઠાં કરી વાચક આગળ રજુ કરવાનું અને એ સંબન્ધી પોતાના દીર્ઘ અભ્યાસનું ફળ પ્રકટ કરવાનું પ્રથમ માન મિ. પાર્જિટરે ૧૯૧૩માં લીધું. પણ તેટલાથી હિન્દના પ્રાચીન ઇતિહાસ સંબન્ધી સિદ્ધાન્તોમાં કશો ભારે ફેરફાર થયો નહોતો. પરંતુ તે પછી હમણાં જ—એટલે બે વર્ષ ઉપર, ૧૯૨૨ માં—પ્રસિદ્ધ થએલા એમના “ The Ancient Indian Historical Tradition ” એ નામના પુસ્તકે, હિન્દના પ્રાચીન ઇતિહાસના ક્ષેત્રમાં બહુ શ્રમપૂર્વક બંધાએલી કેટલીક જબર-

દસ્ત ઇમારતો ઉપર ભારે ગોળા નાંખ્યા છે. એથી એ ઇમારતો જમીનદોસ્ત થઈ ગઈ છે એમ તો હજી નથી કહેવાતું, પણ એ ધ્રૂજી છે અને દીવાલમાં ચીરા પડયા છે એટલું તો કહી શકાય છે. એ વિદ્વાનનાં આ જાતનાં કેટલાંક મહત્ત્વનાં પ્રતિપાદન આપની સમક્ષ ઉપસ્થિત કરવાનો, તથા એ સંબન્ધી મ્હારા નમ્ર વિચાર દર્શાવવાનો, આ નમ્ર હેતુ છે.

૧. પાર્જિટર કહે છે કે મૂળ પુરાણ વેદ જેટલાં જ પ્રાચીન, ફેર એટલો છે કે વૈદિક સાહિત્યમાં **બ્રાહ્મણસંપ્રદાય** અને પુરાણમાં **ક્ષત્રિયસંપ્રદાય** પ્રકટ થયો છે. એ બેમાં પાર્જિટરના મત પ્રમાણે ક્ષત્રિયસંપ્રદાય જ વિશ્વસનીય છે, બ્રાહ્મણસંપ્રદાય વિશ્વસનીય નથી. એનાં એ બે કારણો આપે છે: એક તો બ્રાહ્મણોમાં 'historical sense' યાને 'ઐતિહાસિક ઇન્દ્રિય'નો જ અભાવ હતો; અને બીજું, એઓએ સ્વાર્થ ખાતર પોતાનો મહિમા વધારવા માટે પોતાને જ અનુકૂળ પડતું સાહિત્ય રચી દીધું છે, ઐતિહાસિક વિષય કે જેનો સંપ્રદાય ક્ષત્રિયોમાં જ સચવાઈ રહ્યો હતો તે તરફ તેઓએ ધ્યાન દીધું નથી. આમ હોવાથી વૈદિક સાહિત્યમાં જેનો પુરાવો ન મળે તેવો પૌરાણિક ઇતિહાસ જે અત્યારસુધી કપોલકલ્પિત મનાતો આવ્યો છે તે વસ્તુતઃ તેવો નથી; બલ્કે, બ્રાહ્મણોના પૂર્વોક્ત દોષને લીધે, પુરાણ અને વેદ વચ્ચે જ્યાં વિરોધ જોવામાં આવે ત્યાં પુરાણ જ પ્રમાણ, વેદ પ્રમાણ નહિ. આ સિદ્ધાન્તાનુસાર પાર્જિટરે વૈદિક સાહિત્યને આધારે મૅકડોનેલ અને કીથે રચેલા "Vedic India"-ની કેટલીક નોંધોનું સ્થળે સ્થળે ખંડન કર્યું છે.

૨. પાર્જિટરે કરેલું એક બીજું પ્રતિપાદન એ છે કે **સૂર્ય** અને ચન્દ્રવંશ પૈકી સૂર્યવંશ અનાર્ય-દ્રાવિડ—હતો, અને ચન્દ્રવંશ આર્ય હતો. મનુનો પુત્ર ઇલ; ઇલ સ્ત્રીત્વ પામી ઇલા થયો, ઇલા ચન્દ્ર ( સોમ )ના પુત્ર બુદ્ધને પરણી, અને એમનો પુત્ર પુરૂરવા ઐલ થયો. **ઐલ=આર્ય.** એની રાજધાની અલ્લાહબાદ પાસે પ્રતિષ્ઠાન

નગર. એના વંશજોનાં રાજ્યોનો જે વિસ્તાર પુરાણોમાં વર્ણવ્યો છે તેનો સારસંગ્રહ મિ. પાર્જિટર આ પ્રમાણે કરે છેઃ—

પુરૂરવાનો આયુ, આયુનો નહુષ, નહુષનો યયાતિ. એ યયાતિના પાંચ પુત્રોઃ પૂરૂ, યદુ, અનુ, દ્રુહ્યુ અને તુર્વસુ, તેમાં—

પૂરૂના પૌરવો, મધ્યદેશમાં એટલે ગંગા યમુનાના પ્રદેશમાં, હસ્તિનાપુરથી મગધ પર્યન્ત;

યદુના યાદવો, યમુનાથી આનર્ત, સૌરાષ્ટ્ર, અનૂપ, અપરાન્ત અને વિદર્ભમાં;

અનુના આનવ, પશ્ચિમે સિન્ધુ, સૌવીર, કેકય વગેરે મળીને હાલ જે પંજાબ થાય છે તે, અને પૂર્વમાં અંગ, વંગ, કલિંગ, પુંડ્ર, અને સુહ્મ—એટલે કે બિહાર અને મગધની પૂર્વે બંગાળમાં;

દ્રુહ્યુ—ગાન્ધાર અને હિન્દુસ્થાનની વાયવ્ય સરહદ ઉપર;
તુર્વસુ—પાંડ્ય, ચોલ અને કેરલમાં.

વાયુપુરાણે કરેલો દેશનિર્દેશ આથી કાંઈક જુદો પડે છે, પરંતુ તેથી પાર્જિટરનો સિદ્ધાન્ત ફેરવવો પડે એવો તે જુદો પડતો નથી. વાયુપુરાણ પ્રમાણે—

दिशि दक्षिणपूर्वस्यां तुर्वसुं च न्यवेशयत् ।
दक्षिणापरतो राजा यदुं श्रेष्ठं न्यवेशयत् ।
प्रतीच्यामुत्तरस्यां च द्रुह्युं चानुं च तावुभौ ।

અર્થાત્ દક્ષિણ-પૂર્વ ( અગ્નિકોણ )માં તુર્વસુને સ્થાપ્યો, દક્ષિણ-પશ્ચિમમાં યદુને મૂકયો, પશ્ચિમમાં દ્રુહ્યુને અને ઉત્તરમાં અનુને. પાર્જિટર બતાવે છે કે પૂર્વોક્ત સઘળા દેશોનો સરવાળો કરો તો મનુષ્યજાતિશાસ્ત્રના આધુનિક વિદ્વાનોએ હિન્દુસ્થાનના જે ભાગને વધતી ઓછી આર્ય વસ્તીવાળો ગણ્યો છે તેની સાથે મળી રહે છે, અને ગ્રિયર્સને હિન્દુસ્થાનની ભાષાઓના પ્રદેશના જે નિર્ણયો કર્યા છે તેને પણ આ વસ્તુસ્થિતિ અનુકૂળ છે.

હવે સૂર્યવંશ લઇએ. મનુ વૈવસ્વતના પુત્ર સૂર્યવંશી તરીકે પ્રસિદ્ધ ઇક્ષ્વાકુ અને બીજા ભાઇઓનાં રાજ્યનો વિસ્તાર દ્રાવિડ જાતિની વસ્તીના દેશ સાથે મળે છે. આપણો આનર્ત પ્રાન્ત મનુવૈવસ્વતનો પુત્ર શર્યાતિ, તેનો પુત્ર આનર્ત તેણે વસાવ્યો હતો. બીજો પુત્ર કરૂષ અને એના વંશજ—કારૂષ ક્ષત્રિયો—વિન્ધ્યની દક્ષિણની તળેટીએ વસતા હતા. દંડકા દંડકનું હતું. આ રીતે, મૂળ અયોધ્યા, વિદેહ અને વૈશાલી ઉપરાંત, આનર્ત, દંડક, વિન્ધ્ય અને દક્ષિણના મ્હોટા ભાગનાં રાજ્યો સૂર્યવંશી રાજાઓએ સ્થાપ્યાં હતાં એમ પુરાણ કહે છે. એટલું જ નહિ, પણ પૌલસ્ત્ય વંશ જેમાં રાવણ વગેરે રાક્ષસોનો જન્મ થયો હતો તે પણ સૂર્યવંશી વૈશાલીના રાજાઓમાંથી નીકળ્યો હતો એમ એ જણાવે છેઃ એટલે કે રામ દાશરથિ, જનક વિદેહી, અને પૌલસ્ત્ય રાવણ ત્રણે સૂર્યવંશી અને તેથી દ્રાવિડ!

૩. પાર્જિટરનો ત્રીજો સિદ્ધાન્ત એ છે કે આર્યો હિન્દુસ્થાનને વાયવ્યકોણેથી ઊતરી આવ્યા, અથવા તો એક વાર સ્ત્રીઓ સુદ્ધાં એ તરફથી ઊતરી આવ્યા અને બીજી વાર સ્ત્રીઓ વગરના એકલા પુરુષો જ જરા ઉત્તર તરફ ચિત્રાલ ગિલ્ગિટ અને કાશ્મીર તરફથી આવી જૂના આર્યોની અને ગંગાના પ્રદેશની દ્રાવિડ જાતિની વચ્ચે ફાચરની માફક પેઠા અને પછી પૂર્વ પંજાબ તરફ વધીને પહેલાંના આર્યોને પશ્ચિમ, પૂર્વ અને દક્ષિણ તરફ ખસેડ્યા એવી આધુનિક વિદ્વાનોની અત્યાર સુધી જે કલ્પના ચાલી આવી છે એ નિર્મૂલ છે. વસ્તુતઃ ઐલ એટલે કે આર્યો મધ્ય હિમાલયના પ્રદેશમાંથી પ્રતિષ્ઠાન –પ્રયાગમાં આવી વસ્યા, અને એ જ પુણ્ય ભૂમિમાંથી પશ્ચિમ પૂર્વ અને દક્ષિણ તરફ પ્રસર્યાઃ એ જ કારણથી ઋગ્વેદસંહિતામાં જે નદીઓનું નામસંકીર્તન છે તે પૂર્વથી પશ્ચિમના ક્રમમાં છે, પશ્ચિમથી પૂર્વ તરફ નથી.* એ જ કારણથી ગંગા–યમુનાનો પ્રદેશ પવિત્ર

* इमं मे गङ्गे यमुने सरस्वति शुतुद्रि स्तोमं सचता परुष्ण्या ।

ગણાયો છે, પંજાબ નહિ. અને એશિઆ માઇનિરમાં ઇ. સ. પૂર્વે ૧૪૦૦ નો મિટાની રાજાઓનો વરુણ ઇન્દ્ર મિત્ર અને નાસત્ય-( અશ્વિનૌ )ના નામવાળો જે ઇષ્ટિકાલેખ જડયો છે તે ગાંધારવાસી યયાતિપુત્ર દ્રુહ્યુના વંશજોનો હોવો જોઇએ. દ્રુહ્યુ મહાભારતના યુદ્ધ પહેલાં ૫૫ મી પેઢીએ એટલે મિ. પાર્જિટરની ગણતરી પ્રમાણે મહાભારતનું યુદ્ધ ઇ. સ. પૂ. ૯૫૦ માં મૂકતાં ૯૫૦ + ૫૫ × ૧૨ =૯૫૦ + ૬૬૦ = આશરે ૧૬૦૦ એ દ્રુહ્યુના પ્રસ્થાનનો સમય થયો. મિ. પાર્જિટર પ્રાચીન ઇરાનીઓને પણ હિન્દમાંથી પશ્ચિમ તરફ પ્રસરેલા દ્રુહ્યુઓ જ માને છે. આર્યોના આન્તર વિગ્રહથી એક શાખા ઇરાનમાં ગઈ અને બીજી હિન્દુસ્થાનમાં આવી એ કલ્પના એ નિરર્થક ગણે છે.

૪. પાર્જિટરનો ( પૂર્વોક્ત અંક ૨માં નોંધેલા સિદ્ધાન્ત જેવો જ ચોંકાવનારો ) ચોથો સિદ્ધાન્ત એ છે કે ઋગ્વેદનાં પ્રાચીન સૂક્તો અનાર્ય-દ્રાવિડોનાં એટલે સૂર્યવંશી અનાર્ય રાજાઓનાં, અથવા તો એ રાજાઓ અને 'દૈત્ય અને દાનવો' સાથે સંબન્ધ ધરાવતા ઋષિઓનાં બનાવેલાં હતાં; ઐલોનાં એટલે કે આર્યોનાં નહિ-જો કે વેદ અને વેદધર્મ જામ્યા પછી એનો પ્રચાર ઐલોના છત્ર નીચે થયો. આવો જ અદ્ભુત મત મદ્રાસ યુનિવ્હર્સિટિના યુનિવ્હર્સિટિ પ્રોફેસર ડૉ. ગિલ્બર્ટ સ્લેટરે હમણાં જ "The Dravidian Element in Indian Culture" નામના એમના પુસ્તકમાં પ્રતિપાદન કર્યો છે-એ પ્રમાણે, દ્રાવિડો મૂળ ઇજિપ્ટનિવાસી હતા, અને નાગપૂજા અને સૂર્યપૂજા પણ ઇજિપ્ટમાંથી હિન્દુસ્થાનમાં આવી છે. અત્યારસુધી પાશ્ચાત્ય વિદ્વાનો

---

असिक्न्या मरुद्वृधे वितस्तयाऽऽर्जीकीये शृणुह्या सुषोमया ॥
तृष्टामया प्रथमं यातवे सजूः सुसर्त्वा रसया श्वेत्या त्या ।
त्वं सिन्धो कुभया गोमतीं क्रुमुं मेहत्न्वा सरथं याभिरीयसे ।
मं. १०, ७५, ७, ६.

આપણને શિવ તે દ્રાવિડ દેવ છે એમ મનાવતા હતા, હવે વિષ્ણુને પણ દ્રાવિડ મનાવવા ઇચ્છે છે !*

હવે પાર્જિટરના પુસ્તકનાં આ ચાર મહત્ત્વનાં પ્રતિપાદનોનું અવલોકન કરીએ.

૧. મિ. પાર્જિટરે જે અતુલ શ્રમથી અને અભ્યાસપૂર્વક, પુરાણોનો ( પ્રથમ ) તિરસ્કારની અને ( પછી ) ઉપેક્ષાની દશામાંથી, ઉદ્ધાર કર્યો છે તે માટે પ્રાચીન હિન્દના ઇતિહાસનો હરકોઈ પ્રેમી એમનો ઉપકાર માનશે.

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रह(त)रिष्यति ॥

ઇતિહાસ અને પુરાણ વડે વેદનું સમુપબૃંહણ કરવું યાને સારી રીતનો વિસ્તાર કરવો, કારણ કે જેણે થોડુંજ—અર્થાત્ વેદનું જ શ્રવણ કરેલું છે એનાથી વેદ બ્હીએ છે કે રખેને એ મ્હારો નાશ કરે: એટલે કે વેદનું પુરેપૂરૂં જ્ઞાન ઇતિહાસ–પુરાણ જાણવાથી જ થાય છે—આવું મહાભારતનું વચન છે, એ યથાર્થ છે. પણ પાર્જિટર એ કરતાં આગળ જાય છે, અને પ્રાચીન ઇતિહાસના જ્ઞાન માટે પુરાણ સામે વેદને અપ્રમાણ ઠરાવે છે. આ એક અભ્યાસનો પક્ષપાત છે. ઇતિહાસની બાબતમાં વેદનું પ્રામાણ્ય પુરાણ કરતાં અધિક ગણાવું જોઇએ તેનું સ્પષ્ટ કારણ એ છે કે વેદ મૂળરૂપમાં જળવાઈ રહ્યો છે અને પુરાણોમાં પ્રક્ષેપ અને રૂપાન્તર પુષ્કળ થયાં છે. પરંતુ એ પ્રક્ષેપ અને રૂપાન્તર વિવેચક બુદ્ધિ તારવી શકે એવાં હોઈ, પુરાણોને સર્વથા ત્યાજ્ય ગણી શકાતાં નથી એટલે સુધી મિ. પાર્જિટર

* મિ. પાર્જિટરનો અભ્યાસ એકદેશી છે, પણ એમાં કરેલો શ્રમ માનને પાત્ર છે. પણ ગિલ્બર્ટ સ્લેટરનું પુસ્તક વાંચીને તો મને થયું કે ધારાસભાઓમાં દેશી સભાસદોની કહેવાતી political irresponsibility કે આ વિદ્વાનોની intellectual irresponsibility જેને માટે ધૃષ્ટતા એ કોમળમાં કોમળ શબ્દ છે—એ થોડી નથી.

સાથે આપણે મળી શકીએ છીએ. મીમાંસાદર્શનમાં કહ્યું છે કે "विरोधे त्वनपेक्षं स्यादसत्यनुमानम्"—શ્રુતિ અને સ્મૃતિ (સ્મૃતિમાં પુરાણનો સમાવેશ થાય છે) એ વચ્ચે વિરોધ આવતાં સ્મૃતિને ત્યજવી, અને સ્મૃતિની આધારભૂત શ્રુતિ ન જડે તો પણ, શ્રુતિ એક વખત હતી, કાળે કરી વેદની શાખાઓ લુપ્ત થઈ તેમાં એ શ્રુતિ લુપ્ત થઈ પણ તે મૂળ તો હતી જ, એમ અનુમાન કરવું. આ સિદ્ધાન્તમાં એક વાત એ માની લેવામાં આવે છે કે જેની શ્રુતિ તેની જ સ્મૃતિ—અર્થાત્ સ્મૃતિઓની આધારભૂત શ્રુતિ એક વાર હતી જ. ઘણી શ્રુતિઓ લુપ્ત થઈ છે એમ તો કબૂલ કરવું જ પડશે, પણ જેનું શ્રવણ ન જ થએલું અને જે વંશપરંપરયા જનસમાજની સ્મૃતિ માત્રમાં જ ચાલ્યું આવેલું એવું પણ ઘણું હતું, અને એને માટે 'સ્મૃતિ' નામ સર્વથા બંધબેસતું થાય છે. ઘણી વાતો એવી પણ હશે કે જે આર્યોની અમુક જાતિઓના સાહિત્યમાં નોંધાઈ ન હોય, અને પાસેની બીજી આર્યજાતિઓએ નોંધી હોય અને તે પછીથી લુપ્ત થઈ ગઈ હોય, અથવા તેઓની નોંધે પણ ન જ ચઢી હોય અને સૌની સ્મૃતિમાં જ રહી હોય. આનું સમાન દૃષ્ટાન્ત સંસ્કૃત ભાષાના ઇતિહાસમાં પણ મળે છે: હાલ આપણે જેને વૈદિક અને સંસ્કૃત ભાષા તરીકે જાણીએ છીએ તે હિન્દના આર્યોની અમુક સ્થળમાં વસેલી અમુક જાતિની જ ભાષા હતી, જેમાં બીજી આર્યજાતિઓની ભાષાના તેમ જ દ્રાવિડ ભાષાના શબ્દો પાછળથી દેખા દે છે. આ રીતે સ્મૃતિઓ પ્રાચીન આચારવિચાર પરત્વે જેમ વેદમાં પરિપૂર્તિ કરે છે, તેમ ઇતિહાસના વિષયમાં પુરાણો કરે છે—અર્થાત્, વેદમાં ન સમાએલી એવી તે સમયની તેમ જ તે પહેલાંની ઘણી હકીકત પૂરી પાડે છે. પુરાણ માટે આપણે પાર્જિટરને પક્ષપાતી ગણી કાઢીએ, પણ સિક્કા તપાસવામાં જેનો ઘણો વખત ગયો છે એવો બીજો વિદ્વાન પ્રો. રૅપ્સન "Cambridge History of India"ના Ancient India વિભાગના એક પ્રકરણમાં આ પ્રમાણે લખે છે:

"Whatever may be the historical value of these prologues (of the Puranas), they certainly carry us back to the same period of the Atharva Veda and the Brahmanas to which modern research has traced the existence of an Itihasa-Purana literature. To suppose that they are altogether concoctions of the Middle Ages is to place too great a strain on our credulity. They can scarcely have been reconstructed from the fragmentary evidence supplied by Vedas and Brahmans at a period when no one could have dreamed of treating Vedas and Brahmanas as historical documents-a task reserved for the nineteenth century. We cannot escape from the only possible conclusion, that the Puranas have preserved in however perverted and distorted a form, an independent tradition of the Vedas and Brahmanas, and which goes back to the same period. This tradition, as we may gather from the prologues, was handed down from one generation of bards to another and was solemnly promulgated on the occasion of great sacrifices."

આ જ વિદ્વાને ૧૯૧૪માં પ્રસિદ્ધ થએલા એમના "Ancient India" નામના પુસ્તકમાં શું કહ્યું હતું તે સાંભળો: ( મ્હારૂં પુસ્તક અહીં ન હોવાથી, સર રિચર્ડ કાર્નાક ટેમ્પલે આપેલું એનું વર્ણન અત્રે ટાંકું છું: )

"Tradition of every kind dies hard, and in a well-known book published so lately as 1914—Professor Rapson's *Ancient India*—one finds the writer following the tradition established by modern European scholarship and regarding the Puranas and the like as purely Brahmanical books of no historical value whatever, leaving it to epigraphy and the works of foreign contemporary writers to supply what true historical data are obtainable about Ancient India. But he does express a hope that some day a scholar will be found who can separate the Brahmanic dross from the old literature and thus bring out the history that is buried in it."

૧૯૧૪ માં "કાંઈ જ ઐતિહાસિક કિંમતનાં નહિ એવાં પુસ્તકો" ૧૯૨૨માં એવાં કિંમતી થાય છે કે એમને મધ્યકાળની કપોલકલ્પનાઓ માનવી એ "ભોળપણ" ઠરે છે ! અને રૅપ્સન જેવો વિદ્વાન માગતા હતા તેવો મિ. પાર્જિટર નીકળી આવે છે. પુરાણો એના છેલ્લા રૂપમાં બેશક ઇ. સ. પછી કેટલેક સૈકે મૂકાયાં, પણ એના મૂળરૂપમાં એ અથર્વ વેદ અને બ્રાહ્મણકાળ જેટલાં જૂનાં છે એમ પ્રતિષ્ઠિત વિદ્વાનોના પ્રતિષ્ઠિત લેખોમાં પણ હવે સ્વીકારાય છે. પુરાણોની હાલની આવૃત્તિમાં કલિકાલના રાજાઓની જે નોંધ જોવામાં આવે છે તે ઘણુંખરૂં તે તે પુરાણના અન્તભાગમાં સ્પષ્ટ ઉમેરા જેવી દેખાઈ આવે છે. અને એટલો જ ભાગ ભવિષ્યવાણી રૂપે મૂકાય છે અને એમાં રાજ્યોની વિગતો કે તે સંબન્ધી આખ્યાનો જોવામાં આવતાં નથી તેથી જણાઈ આવે છે કે એ ભાગ પાંચસો સાતસો વર્ષના

તાજા ઐતિહાસિક સ્મરણમાંથી આન્ધ્રકાળમાં ઉમેરાયો હશે. પણ પુરાણોમાં જે મુખ્ય રાજાઓની કથા વર્ણવી છે તેમાંથી કોઈ રાજા ગૌતમ બુદ્ધ પછીના ઐતિહાસિક સમયમાં થએલો અન્ય કોઈ જ પ્રમાણથી જાણવામાં આવ્યો નથી. તેથી એ રાજાઓ જો પુરાણોના જ કલ્પિત રાજાઓ ન હોય ( અતિશંકા એ પણ 'Credulity'–ભોળપણ છે ) તો ગૌતમ બુદ્ધ પહેલાંના અતિ પ્રાચીન કાળમાં એ થએલા હોવા જોઇએ. પુરાણના એક પ્રસિદ્ધ લક્ષણ પ્રમાણે રાજ-વંશોનાં ચરિત્રો એ એનું એક લાક્ષણિક વસ્તુ છે. એ વંશોની કથાઓ બ્રાહ્મણ કાળથી પણ પૂર્વેના કાળથી વેદની માફક જ ચાલી આવતી હતી–જે વ્યાસે એકઠી કરી સૂતને ભણાવી અને સૂત પછી એના જ વંશજ તેમજ એમના શ્રોતાજન શૌનકાદિક બ્રાહ્મણ મુનિઓ દ્વારા સર્વત્ર પ્રસરી.

પાર્જિટરની બે ભૂલો થાય છે: પાર્જિટર એમ માને છે કે પુરાણો મૂળ ક્ષત્રિયોનાં હતાં અને બ્રાહ્મણોનાં નહિ એ યથાર્થ નથી.* તે વખતનું વાઙ્મય આ બે વર્ણમાં વિભક્ત થઈ ગયું હોય એમ માનવાને કારણ નથી. યજ્ઞવાટમાં જેમ કર્મનું અને જ્ઞાનનું સાહિત્ય ઉત્પન્ન થતું હતું તે જ પ્રમાણે આખ્યાનોનું સાહિત્ય પણ કેળવાતું હતું. અશ્વમેધ યજ્ઞને અંગે એવી આખ્યાયિકાઓ શ્રવણ કરવાનો વિધિ છે. એ જાતનું પુષ્કળ સાહિત્ય જનસમાજમાં જનશ્રુતિરૂપે પ્રચલિત હશે અને તે જ ઇ. સ. પૂર્વે ૧૦૦૦+ વર્ષ ઉપર મૂળ પુરાણરૂપે—આદિ પુરાણરૂપે–બંધાયું. એ બાંધનાર–ગ્રથનાર–બ્રાહ્મણો જ હતા, જો કે શ્રોતાઓ બ્રાહ્મણ સુદ્ધાં આખો જનસમાજ હતો, અને સૂતો એના કથાકાર હતા. પાર્જિટરની બીજી ભૂલ એ છે કે પુરાણ સામે વેદને એ અપ્રમાણ ઠરાવે છે. આ વિષે આગળ કહેવાઈ ગયું છે.

---

* એ જ રીતે ઉપનિષદ્ ક્ષત્રિયોનાં જ હતાં એમ કહેવામાં આવે છે તે પણ ભૂલ છે.

+ પાર્જિટરની ગણતરી લેતાં.

૨. પાર્જિટર સોમવંશી ઐલ તે આર્ય અને સૂર્યવંશી ઇક્ષ્વાકુ તે અનાર્ય–દ્રાવિડ એમ સોમ અને સૂર્યવંશના રાજાઓને બે જુદી જુદી મનુષ્યજાતિઓમાં વ્હેંચી નાંખે છે એ કપોલકલ્પના છે. આર્ય અને દ્રાવિડની સંસ્કૃતિ જેમ એક બીજાની ભિન્ન છે તેમ સોમ અને સૂર્યવંશી રાજાઓની નથી; એટલું જ નહિ, બલ્કે એક જ છે. સૂર્યવંશી રાજાઓને દ્રાવિડ કરવા જતાં, રામ અને રાવણ એક કુળના થઇ જાય છે! વળી આશ્ચર્ય તો એ છે કે પૌલસ્ત્યો સૂર્યવંશી હતા એમ પાર્જિટર સ્પષ્ટ સિદ્ધ કરવા જાય છે! પુરાણોની સઘળી વિગત પ્રમાણભૂત લેતાં પણ એટલું જ નીકળે છે કે વૈશાલીના રાજાઓ દાક્ષિણમાં ગયા, અને ત્યાં અનાર્યજાતિની સ્ત્રીઓ—જેમકે કૈકયી આદિ રાક્ષસીઓ—સાથે તેઓનો વિવાહ થઈ, રાવણાદિ બ્રહ્મરાક્ષસો એટલે કે આર્ય–અનાર્ય જાતિના સંકરવાળા જનો ઉત્પન્ન થયા. રાવણના અનાર્યત્વ ઉપરથી એના દૂરના પૂર્વજ વૈશાલીના રાજવંશને અનાર્ય–દ્રાવિડ માનવો એ વિપરીત ગતિ છે. તે જ પ્રમાણે આપણા પ્રાન્તમાં શક અને દ્રાવિડની સંકર જાતિ વસે છે× એમ સર હર્બર્ટ રિસ્લી ૧૯૦૧ના સેન્સસ રિપોર્ટમાં કહે છે. એમાંની શકની વાત અત્રે અપ્રસ્તુત છે, પરંતુ આપણા શરીરમાં દ્રાવિડ રુધિર વહે છે એમ માનીએ તો પણ એનો ખુલાસો કરવા માટે આનર્તમાં આવી વસનાર સૂર્યવંશી રાજા શર્યાતિને અને એના વંશજોને દ્રાવિડ માનવાની જરૂર પડતી નથી. વળી, અહીં આવેલા યાદવોના પૂર્વજ ઐલના આયુનો વિવાહ દાનવરાજ સ્વર્ભાનુની પુત્રી સાથે થયો હતો એમ પુરાણમાં કથા છે તથા પુણ્યજન નામના રાક્ષસોએ કુશસ્થળી જીતીને શર્યાતિના વંશજોને હાંકી કાઢયા એમ પણ એમાં વાંચીએ છીએ. વળી હું ભૂલતો ન હોઉં તો એક સ્થળે નૃત્ય–આનન્દ–સુખસમૃદ્ધિનો દેશ તે 'આનર્ત' એમ પુરાણ નામનિર્વચન સૂચવે છે, અને શર્યાતિના પુત્ર આનર્તે વસાવેલો દેશ તે આનર્ત કહેવાયો એમ પણ પુરાણનું જ

× પાર્જિટર આપણા પ્રાન્તને નકશામાં આર્ય દર્શાવે છે.

વચન છે એને આધારે પાર્જિટર પણ એ જ પ્રમાણે માને છે. પરંતુ મ્હારૂં એવું ધારવું છે કે अनृत ઉપરથી આનર્ત શબ્દ થયો છે, અને ऋत કહેતાં બ્રાહ્મણોનો યજ્ઞધર્મ તેને ન પાળનાર દસ્યુઓ–અનાર્યો–જ્યાં વસે છે તે આનર્ત. વળી, આબુપર્વતની આસપાસનો દેશ શાલ્વ નામના દાનવને તાબે હતો, અને હિડિમ્બ રાક્ષસ અને એની બ્હેન હિડિમ્બા જે ભીમને પરણી અને ઘટોત્કચની માતા થઇ તે પણ આપણા જ પ્રાન્તનાં હતાં. તે ઉપરાંત સામાન્ય આકારે આપણે એમ પણ જોઇએ છીએ કે પ્રાચીનકાળમાં આર્ય અને અનાર્યના વિવાહો થતા. એટલાથી આપણા દ્રાવિડ રુધિરનો ખુલાસો જોઇતો હશે તો તે મળી શકશે. તે માટે સૂર્યવંશી રાજાઓને દ્રાવિડ ઠરાવવાની જરૂર રહેતી નથી.

૩. ત્રીજો પ્રશ્ન વિચારવાનો છે તે એ કે-પાર્જિટર માને છે તેમ આર્યો મધ્ય હિમાલયમાંથી–ગન્ધમાદન અને ગન્ધર્વોના વસતિ-સ્થાનમાંથી આવીને ગંગા યમુનાના પ્રદેશમાં વસ્યા અને ત્યાંથી પંજાબ તરફ ગયા કે આધુનિક વિદ્વાનોનો મત ચાલે છે તેમ વાયવ્ય કોણમાંથી પંજાબમાં આવી પૂર્વ તરફ વધ્યા? આર્યો મૂળથી જ હિન્દનિવાસી હતા કે બહારથી આવ્યા એ પ્રશ્નને અત્યારે બાજુપર મૂકીએ, કારણ કે પરદેશી પ્રજાએ આવીને ઊંચી સંસ્કૃતિ ઉત્પન્ન કર્યાનાં ગ્રીસ–રોમ–ચીન વગેરેનાં ઘણાં દૃષ્ટાન્તો છે પરંતુ એટલા જ સામ્ય-રૂપી પ્રમાણથી આપણે સન્તોષ પામી શકીએ નહિ. પણ આપણા દેશના ડુંગરાઓમાં આપણા જનસમાજરૂપી મહાસમુદ્રમાં ટાપુઓ પેઠે આપણાથી સ્પષ્ટ ભિન્ન દીસી આવતી મુંડાદિક જાતિઓ જોવામાં આવે છે, તેનો ખુલાસો પૂર્વોક્ત કલ્પના વિના થઈ શકતો નથી. બીજી એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે હિન્દને જ આર્ય જાતિનું પ્રભવસ્થાન માનીએ તો આર્ય જાતિ હિન્દમાંથી નીકળી એક દિશામાં એટલે પશ્ચિમમાં પ્રસરતી યૂરોપના છેક પશ્ચિમ ભાગ સૂધી પહોંચી એમ માનવું પડે, કારણ કે છેક એ ભાગ સૂધી વેદની

ભાષાનો ત્યાંની ભાષા સાથે સંબન્ધ જોવામાં આવે છે. આમ એક જ દિશામાં અને તે આટલે દૂર સુધી ગતિ આશ્ચર્યકારક છે. જો કે આ સાથે કબૂલ કરવું જોઇએ કે આર્યો હિન્દ બહારથી હિન્દમાં આવ્યાનો એક રેખા માત્ર ઉલ્લેખ પણ વેદમાં ઉપલબ્ધ થતો નથી. પરંતુ હમણાં જ કહ્યું તેમ આ પ્રશ્ન અત્યારે અપ્રસ્તુત હોઈ એની ચર્ચા આપણે પડતી મૂકીએ, અને પાર્જિટરે ઉપસ્થિત કરેલો પ્રશ્ન જ વિચારીએ. એ પ્રશ્નનો નિર્ણય પણ વિકટ છે. પાર્જિટરના પક્ષમાં જે બે ત્રણ વસ્તુઓ છે એનું સ્મરણ કરી જઇએઃ એક તો વેદમાં કોઈ સ્થળે વાયવ્ય કોણમાંથી આવ્યાનો દૂર દૂરનો ઉલ્લેખ પણ નથી, અને પુરાણ મધ્ય હિમાલય (ગન્ધર્વ દેશ–ગન્ધમાદન) માંથી ઐલ=આર્ય આવ્યાનું જણાવે છે, બીજું ગંગા–યમુનાનો પ્રદેશ જ પવિત્ર છે, પંજાબ તો મ્લેચ્છ જેવો ગણાય છે; ત્રીજું, વેદની નદીઓનાં નામ પૂર્વથી પશ્ચિમ તરફ ગણાવાય છે, પશ્ચિમથી પૂર્વ તરફ નહિ. હવે, વેદમાં વાયવ્ય કોણ-માંથી આવ્યાનું શબ્દપ્રમાણ નથી એ ખરૂં, પણ બહારથી આવ્યાનું ઉપર જણાવ્યું તેવું અર્થાપત્તિ પ્રમાણ તો છે જ; બીજું, ગ્રન્થોના અન્યપ્રમાણ નિર્ધારિત કાલિક ક્રમને અનુસરતો જ તે તે દેશ અને નદીઓનો ઉલ્લેખ પશ્ચિમથી પૂર્વ તરફ જાય છેઃ ઉદા૦ જૂનાં ઋગ્વેદ-સૂક્તોમાં સિન્ધુ અને એની શાખાઓ છે, ગંગા નથી; છેલ્લાં ઋગ્વેદ સૂત્રોમાં અને જૂનાં બ્રાહ્મણોમાં ગંગા છે, વિદેહ નથી; આરણ્યક અને ઉપનિષદ્‌માં વિદેહ છે, કાવેરી તુંગભદ્રા કે દંડકા નથી. પાર્જિટરના ઐલ=આર્ય માટે કાંઇ પ્રમાણ નથી. અને ઋગ્વેદમાં જ્યાં નદીઓનો ઉલ્લેખ છે ત્યાં તે એક જ સૂક્તમાં હોઈ એમાં પૂર્વથી પશ્ચિમનો ક્રમ છે એટલાથી એમ સિદ્ધ ન થાય કે આર્યો પૂર્વથી પશ્ચિમમાં ગયા. નામસંકીર્તન તો દૃષ્ટથી અદૃષ્ટનું, પાસેથી દૂરનું પણ થઇ શકે, અને તેથી આ સૂક્ત પૂર્વમાં રચાએલું હોઈ એમાં પૂર્વથી માંડી પશ્ચિમને ક્રમે નદીઓનાં નામ અપાયાં છે

એમ ખુલાસો આપી શકાય. ગંગા યમુનાનો પ્રદેશ પવિત્ર મનાય છે અને પંજાબનો નહિ તેનું કારણ ખુલ્લું છે કે ગંગા-યમુનાના પ્રદેશમાં જ બ્રાહ્મણ સંસ્કૃતિનો વિકાસ થયો, અને પંજાબ જતે દહાડે મ્લેચ્છાદિક પરદેશી પ્રજાથી આક્રાન્ત થયું. આમ વાયવ્ય-વાદીઓ પાર્જિટરની બધી દલીલોનો ઉત્તર આપી શકે. વળી આર્યો વાયવ્યકોણમાંથી આવ્યા એ વાતનું સમર્થન કરનાર વેદમાં કોઈ ઉલ્લેખ નથી તેનું કારણ એ હોઈ શકે કે આર્યો વેદ કરતાં પણ બહુ પહેલાંના કાળમાં આવી વસેલા—એટલે પુરાણોમાં દ્રુહ્યુની પશ્ચિમ તરફ ગયાની જે કથા છે અને જેના વડે મિ. પાર્જિટર મિટાની શિલાલેખનો ખુલાસો કરે છે તથા ઈરાનીઓને પણ હિન્દુસ્થાનમાંથી જ ઈરાન ગએલા માને છે એ વાતને બાધ આવતો નથી.

૪. ચોથો પ્રશ્ન—વેદનાં સૂક્તોના પ્રાચીન ઋષિઓ આર્ય કે અનાર્ય? સૂર્યવંશી રાજાઓને અનાર્ય દ્રાવિડ માનવાનું કાંઇ કારણ નથી એ ઉપર બતાવ્યું. એજ માર્ગે આ પ્રશ્નનો પણ ઉત્તર મળી જાય છે. ઋગ્વેદ સંહિતાનું સમગ્ર વાતાવરણ આર્ય છે; અને તે અનાર્ય નથી એ સમઝવા માટે અનાર્ય વાતાવરણ એટલે શું એ બતાવનાર અથર્વવેદ સંહિતાનાં અમુક સૂક્તો બસ છે. વેદનાં સૂક્તોની સંહિતા ગંગાના પ્રદેશમાં રચાઇ એ સમય સુધીમાં આર્યો અનાર્યોના સંબન્ધમાં આવી ચૂક્યા હતા, અને અનાર્યોને આર્ય જનતામાં લેવાની ક્રિયા પણ શરૂ થઈ ગઈ હતી. એટલે વેદમાં અનાર્ય ધર્મની છાંટ હોય એમાં આશ્ચર્ય જેવું નથી. પણ તેથી વેદોનાં સૂક્તો મૂળ અનાર્યોએ રચેલાં છે એમ કહેવું એ તો બહુ જુદું જ, અને પ્રમાણથી ટેકવી શકાય એ કરતાં બહુ ભારે છે.

હવે પુરાણો સંબન્ધી આ નવું દૃષ્ટિબિન્દુ આપણા પોતાના પ્રાન્તના ઇતિહાસ ઉપર શો પ્રકાશ નાંખે છે એ જોઇએ.

ગૂજરાતના ઇતિહાસમાં પાછળ પગલાં ભરતા જઈએ તો—મરાઠા કાળનો ઇતિહાસ પેશવાઈ અને ગાયકવાડી દફતરોમાંથી

નીકળી શકે છે; બ્રિટિશ સત્તાને લગતી હકીકત માટે સૂરતની કોઠીનાં ઈસ્ટઇન્ડિયા કંપનીનાં દફતર ઉપયોગી થાય છે; મુસલમાન સમય માટે તવારીખો અને સિક્કાઓ છે; અને તે પહેલાંનો રાજપૂત સમય રાસાઓ–પ્રબન્ધો વગેરે સાધનોથી તેમજ સંસ્કૃત અને પ્રાકૃત કાવ્યોથી આપણે ઊભો કરી શકીએ છીએ; વલભી રાજ્ય જે ગુપ્ત સામ્રાજ્ય સાથે ગૂજરાતનું સગપણ કરે છે તે માટે, તથા તે પહેલાંના ત્રૈકૂટક ક્ષત્રપ (શક) વગેરે વંશો માટે, શિલાલેખો અને દાનપત્રો મળી આવે છે; તે પહેલાં બૅક્ટ્રિયન ગ્રીક યાને યવન અને મૌર્ય–તેઓનું રાજ્ય પણ શિલાલેખ અને સિક્કાઓથી પૂરવાર થાય છે. આ રીતે આપણે વર્તમાન સમયથી પાછળ પગલાં ભરતા ભરતા ચન્દ્રગુપ્ત અને અશોકની વચગાળાના સમય સુધી પહોંચી જઈએ. કદાચ એથી પણ પહેલાં ગૌતમબુદ્ધ અને અશોકના સમય વચ્ચે બૌદ્ધ જાતકની મદદથી દક્ષિણ ગૂજરાતનાં ભરૂચ અને સોપારાનાં બંદર વિષે માહિતી મેળવી શકીએ. પરંતુ એથી પહેલાંના ઇતિહાસ માટે તો "આ બધું ઘોર અંધારૂં"–એ સિવાય બીજો ઉદ્ગાર ભાગ્યે જ અત્યાર સુધી નીકળી શકતો હતો. પરંતુ જો હવે પુરાણોનું પ્રામાણ્ય સ્વીકારીએ, અને એના પ્રામાણ્ય માટે અતિશંકા એ 'ભોળપણ' ('credulity') છે એમ માનીએ તો એ ઘોર અંધારામાં થોડાંક કિરણો નજરે પડે છે. આપણે જોયું કે પુરાણની કથા પ્રમાણે મનુવૈવસ્વતના પુત્ર શર્યાતિને હિન્દનો પશ્ચિમ–દક્ષિણ ભાગ મળ્યો હતો, અને એના પુત્ર આનર્તે આનર્ત વસાવ્યું* એમ પુરાણ કહે છે. એ રાજાઓ સૂર્યવંશી હતા, પણ તેઓ દ્રાવિડ હતા એમ પાર્જિટરે જે પ્રતિપાદન કર્યું છે એમાં સંમત થવાને કારણ નથી. વળી અત્રે યાદવોની વસ્તી થઇ હતી એમ પણ આપણે સાંભળીએ છીએ. એ યાદવો આર્ય હતા, પણ એ વંશના આદિ પુરુષ ઐલ પુરૂરવાનો પુત્ર આયુ સ્વર્ભાનુ દાનવની પુત્રીને પરણ્યો હતો તે પૂરતું

* મ્હારો મતભેદ મેં ઉપર નોંધ્યો છે.

યાદવોમાં દ્રાવિડ રુધિર માની શકાય. એ વંશમાં મધુ નામે એક દાનવ (અનાર્ય) રાજા થઈ ગયો એમ કેટલાંક પુરાણો કહે છે, પણ મિ. પાર્જિટર બીજાં પુરાણોની મદદથી બતાવે છે કે આ ભૂલ છે. યાદવો આ પ્રાન્તમાં કયારે આવ્યા એ વિષે વિચાર કરતાં જણાય છે કે ઇક્ષ્વાકુના પુત્ર શર્યાતિ અને આનર્તના વંશ પછી જ. કૃષ્ણે દ્વારકાં વસાવી ત્યારથી જ યાદવ વંશનો અહીં આરંભ થયો એમ નથી, કારણ કે કૃષ્ણ પછી થોડાક જ સમયમાં યાદવોનો ક્ષય થયો, અને આભીર યૌધેય આદિ જાતિઓએ આનો કબજો લીધો એમ અનુમાન થાય છે. કૃષ્ણના પહેલાંના યુગમાં હૈહય ક્ષત્રિયોનો ઉલ્લેખ આવે છે. પુરાણો પ્રમાણે આ હૈહયો યદુના કુળના, પણ યાદવોની મુખ્ય શાખાથી ભિન્ન, હતા. સહસ્રાર્જુન કાર્તવીર્યના પરાક્રમથી એ વંશ પ્રખ્યાત છે. ખોવાએલી વસ્તુ સહસ્રાર્જુન કાર્તવીર્યના સ્મરણથી જડે છે એમ પ્રાચીન મન્ત્રવિનિયોગ છે એથી એ રાજાનું રાજ્ય કેવું જાગતું હશે એમ અનુમાન કરી શકાય છે. એણે દશ હજાર યજ્ઞો કર્યા હતા. તે સાથે એ સાધુ પુરુષનો ભક્ત પણ હતો. દત્ત આત્રેય (અત્રિપુત્ર) ને પ્રસન્ન કરી એણે ચાર વરદાન માગ્યાં તેમાં એક धर्मेण पृथिवीं जित्वा धर्मेणैवानुपालनम्—એવું હતું. તેથી જણાય છે કે એ પરાક્રમી તેમજ ધર્મપ્રિય રાજા હતો. એણે કર્કોટક નાગ પાસેથી એટલે કે કોઈ અનાર્ય દ્રાવિડ જાતિ પાસેથી નર્મદા કાંઠે આવેલી માહિષ્મતી નગરી જીતીને એને પોતાની રાજધાની કરી હતી. એણે રાવણને પણ હરાવ્યો અને કેદ કર્યો કહેવાય છે એટલે એ પણ દ્રાવિડ જાતિ સાથેના એના વિગ્રહનો બીજો દાખલો છે. એ દત્ત આત્રેયનો શિષ્ય આર્ય સંપ્રદાયનો જ હતો, પણ જ્ઞાની ગુરુના ભક્તને કર્મપરાયણ ભાર્ગવો સાથે અણબનાવ થયો, અને પરશુરામ ભાર્ગવે કાર્તવીર્ય અને હૈહયોનો ક્ષય કર્યો. પરશુરામે હૈહયોનો ક્ષય કર્યો તે જ પ્રમાણે તે પહેલાંના યુગમાં સગર રાજાએ પણ કર્યો હતો કહેવાય છે. સગર રાજાએ વસ્તુતઃ એના પિતા બાહુનું

વૈર વાળ્યું, કારણ કે હૈહયોએ અયોધ્યા સુધી ધસીને એને પદભ્રષ્ટ કર્યો હતો. આ આક્રમણમાં હૈહયો સાથે શક-યવન-કામ્બોજાદિક જોડાયા હતા એમ પુરાણો કહે છે.

હવે પુરાણ સંબન્ધી અત્રે પ્રતિપાદન કરેલા નવા દૃષ્ટિબિન્દુથી આપણા ઐતિહાસિક નિર્ણયોમાં શો પરિવર્ત થાય છે એનું આ હૈહયોનો ઇતિહાસ બહુ સારૂં દૃષ્ટાન્ત પૂરૂં પાડે છે. જૂના મત પ્રમાણે —પ્રો. દેવદત્ત ભાંડારકર "Foreign Elements in the Hindu Population" એ નામના પોતાના લેખમાં (ઇન્ડિયન ઍન્ટિક્વરી ૧૯૧૧ જાન્યુઆરી) લખે છે:

"After the overthrow of the Kushans the *Haihayas* poured into India. The Harivamsa and the Visnu-Purana state that they seized the kingdom of the indigenous Indian king Bahu and that they were assisted in this expedition by the Sakas, Yavanas, Paradas, Kambojas, Pahlavas, and Khasas. Bahu retired to a forest and killed himself. One of his wives, who was pregnant at that time, went to the hermitage of Aurva-Bhargava, and was there delivered of a son called Sagara. The latter in course of time, learnt the use of various miraculous weapons from the former, and made a fearful slaughter of the Haihayas. He then turned his arms against the Sakas, Yavanas, etc., but the sage Vasishtha intervened, and Sagara had to content himself with depriving them of the true religion and regarding them as Ksatriyas. Now, as the

Haihayas are here classed with Sakas, Yavanas, Paradas, Kambojas, and so forth, there can be little doubt that they were regarded as mlechchhas i. e. foreigners, at about the close of the fourth century A. D. when the Harivamsa was composed. It does not seem difficult to determine which part of India they held. In the Anusasana Parvan of the Mahabharata and also in the Harivamsa, we are informed that the thousand-armed Haihaya king Kartavirya-Arjuna reigned over the whole earth at Mahishmati which, I think, has been rightly identified by Fleet with Mandhata in the Central Provinces.

Kalachuris of Central Provinces in many of their inscriptions call themselves Haihayas and trace their lineage to Kartavirya. They were probably a sect of the Haihayas. Their power however, does not date earlier than circa 875 A. D. A branch of this family went to Western India, and established itself at Kalyani, under the leadership of Bijjal by supplanting the Chalukya dynasty".

અર્થાત્, ૩૯ મત પ્રમાણે હૈહયો તે કુષાણ વંશ પછી હિન્દુસ્થાનમાં ઊતરી આવેલી પરદેશી જાતિ હતી. હૈહયને શક યવનાદિક સાથે જોડયા છે તેથી તેઓ પણ એમના જ સહચર પરદેશીઓ, પણ તે પછીના, એટલે ઇ. સ. ત્રીજા સૈકામાં કુષાણ રાજ્યની પડતી

થઈ તે પછીના. આમ પૌરાણિક હૈહયોના વર્ણનમાં શક યવનાદિકનો ઉલ્લેખ આવે છે તેટલો જ હૈહયોનો સંબન્ધ નક્કી કરવામાં કામે લઈ, બાકીની બધી વિગત બાજુપર ફેંકી દીધી છે. પરંતુ આ સામે નીચેના પ્રશ્નો ઊઠે છેઃ

(૧) કુષાણ અને એના પછીના સમયને લગતા સિક્કા અને શિલાલેખો ઘણા જડયા છે, એમાં પુરાણપ્રોક્ત કોઈપણ હૈહય રાજાનો કે હૈહય સાથે સંબન્ધમાં આવેલા રાજાનો—જેમ કે કાર્તવીર્યનો કે સગરનો કે બાહુનો ઉલ્લેખ મળે છે ?

(૨) હૈહયોના સંબન્ધમાં એક મ્હોટો બનાવ પુરાણોએ એ નોંધ્યો છે કે એમને પરશુરામ ભાર્ગવ સાથે વિરોધ થયોઃ એ વાતનો સામાન્ય આકારમાં ઉલ્લેખ પણ હૈહય માટે માનેલા ઉપલા સમયમાં ( ઇ. સ. પછી ૩–૪ શતકમાં ) કોઈ સ્થળે થએલો જોવામાં આવે છે ? માટે, જો પુરાણો પ્રમાણ હોય—નથી જ એમ માનતાં સત્યને પ્રહાર અને ઐતિહાસિક બુદ્ધિની પ્રતારણા થાય છે—તો બહુ પુરાણા સમયમાં હૈહયોનો ઇતિહાસ શરૂ થાય છે એમ માનવું જોઇએ. પુરાણાં બ્રાહ્મણગોત્ર અને રાજવંશથી હાલના બ્રાહ્મણો અને ક્ષત્રિયો ઓળખાય છે, તે જ રીતે ઇ. સ.ના નવમા સૈકામાં મધ્ય પ્રાન્તના કલચુરિ રાજાઓ પોતાને હૈહય કહે અને પોતે કાર્તવીર્યના છે એમ દાવો કરે તો તેથી હૈહયોની પુરાતનતામાં બાધ આવતો નથી. પુરાણોના સમસ્ત ઇતિહાસને કપોલકલ્પિત માનીને ફેંકી દેવો એ ભૂલ છે, પણ એ ભૂલમાં ઐકાન્તિક સંગતિ (logic) છે; પણ પુરાણની બધી વાતમાંથી માત્ર શકયવનાદિકનો ઉલ્લેખ જ કામમાં લેવો અને બાકીનું બધું છોડી દેવું એમાં પુરાણને ન્યાય નથી. બેશક, કોઈ વાજબી ધોરણસર એમાં સાર–અસારનો વિવેક પણ કરવો જોઇએ. પણ પાર્જિટર પૂછી શકે, અને હું પુછું છું કે, કથાના પ્રધાન ભાગને અર્ધચન્દ્ર દઈ, એના એક પ્રાસંગિક ઉલ્લેખ અને—શકયવનાદિવિષયક ઉલ્લેખની બે રીતે ગતિ થઈ શકેઃ એક તો એમ માની શકાય કે ચન્દ્રગુપ્ત અને ચાણકયના

સમયમાં અજ્ઞાત એવી કેટલીક જાતિઓનો ઉલ્લેખ જેમ વિશાખદત્તે મુદ્રારાક્ષસમાં કરી દીધો છે તેમ પુરાણની છેલ્લી આવૃત્તિમાં આ શકયવનાદિકનો ઉલ્લેખ દાખલ થઈ ગયો હોય; અથવા એમ પણ થઈ શકે કે જો કે સિકંદરના આક્રમણની પહેલાંના કાળમાં શક યવનાદિક જાતિઓ હિન્દુસ્થાનમાં આવ્યાનો પશ્ચિમના ઇતિહાસમાં પુરાવો નથી, તોપણ આ જાતિઓ હિન્દુસ્થાનમાં આવી હતી એમાં સંશય નહિ એમ મહાભારત અને પુરાણનાં જ પ્રમાણને આધારે માની શકાય. આ પરદેશી કહેવાતી જાતોએ મહાભારતના યુદ્ધમાં ભાગ લીધો હતો એમ હાલના મહાભારતમાં આપણે વાંચીએ છીએ, પણ હાલનું મહાભારત એ સિકંદરના હલા પછીનું છેક ઇ. સ. પછી બીજા સૈકા સૂધીનું હોઈ, એમાં આશ્ચર્ય પામવાનું કારણ નથી અને વસ્તુતઃ મહાભારતના યુદ્ધમાં એ જાતોએ ભાગ લીધેલો નહિ જ એમ ૩૬ મત છે. પરંતુ મહાભારતના ઉલ્લેખને એમ ફેંકી ન દેતાં, અને હૈહય સાથે જોડાએલી જાતિઓ મૂળ બ્રાહ્મણ ધર્મને અનુસરનારી હતી એમ પુરાણો કહે છે તેને આધારે પાર્જિટર ૧૯૧૯ ના J. R. A. S.માં આખો પ્રશ્ન ચર્ચી એવા અનુમાન ઉપર આવે છે કે એ હિન્દુસ્થાન બહારની જાતિઓમાં દ્રુહ્યુઓએ બ્રાહ્મણધર્મ વિસ્તાર્યો હતો, અને એ જ જાતિઓમાંથી કેટલાક લોક મહાભારતના યુદ્ધ પહેલાં અતિ પ્રાચીન કાળમાં પંજાબમાં આવીને વસેલા હતા. એટલે હૈહયો સાથે અયોધ્યા ઉપર હલ્લો કરવામાં એ જોડાયા હતા એમ માનવામાં મુશ્કેલી આવતી નથી. એ ૧૯૧૯ ના લેખમાં કહે છે:

"It is not necessary to enquire what was the racial position of the tribes mentioned. Sakas certainly were not Aryans by origin, even if the others were. How then could these invading bands of Sakas and others be regarded as Ksatriyas possessing Brahmanical

privileges? The statement made in Indian tradition that the Druhyus of Gandhara spread out to the north and other regions beyond, and founded kingdoms among the mleccha countries here supplies an explanation. Those Druhyu offshoots would naturally have established a Ksatriya class in the tribes which they ruled over, and have introduced their Brahmanic religion there. These bands probably came from such kingdoms; they would thus have been Ksatriyas and of the same religion as the people of North India, and as Druhyus, might naturally have joined to help the Haihayas (who were descendants of Yadu), as the ballad says."

આ પ્રમાણે આપણા પ્રાચીન ઇતિહાસની શોધમાં પાર્જિટરે જે નવી દિશા ઉઘાડી છે એના સ્વરૂપનું મ્હેં આપની આગળ થોડુંક વિવેચન કર્યું. મ્હારૂં વિવેચન પૌરાણિક ઇતિહાસની મિ. પાર્જિટરે બહુ શ્રમ લઈ તૈયાર કરેલી રાજવંશાવળિ કે એના ક્રમનું પરીક્ષણ નથી, માત્ર એના મૂળમાં રહેલા થોડાક સિદ્ધાન્તોનું જ નિરૂપણ અને એનું પર્યાલોચન છે. એ સઘળી રાજવંશાવળિ તૈયાર થઈ તોપણ એમાં બે અપૂર્ણતાઓ રહે છે: એક તો એ રાજવંશાવળિ કેવળ પુરાણોને જ આધારે રચાએલી છે, બાહ્દ અને જૈન ધર્મનો સંપ્રદાય એ જ વિષયને લગતી જે હકીકત પૂરી પાડે છે તેનો એમાં ઉપયોગ કરવામાં આવ્યો નથી. બીજું, રાજવંશાવળિ પૂરી કર્યા પછી પણ—ઇતિહાસનું સ્વરૂપ પૂરૂં કરવામાં બહુ ન્યૂનતા રહે છે. ગ્રીનની " History of the English People " બહાર

પડી તે દહાડાથી ઇતિહાસ સંબન્ધી વિદ્વાનોનો ખ્યાલ બહુ જુદો થયો છે. રાજાઓની વંશાવળિ કરતાં પ્રજાજીવનનું સ્વરૂપ અધિક મહત્ત્વનું લેખાય છે, અને પાર્જિટરે જે રાજવંશોનાં વૃક્ષ આપણાં નેત્ર આગળ ખડાં કર્યાં છે એની છાયામાં પ્રજા કેવું જીવન ગાળતી હતી, પુષ્પો અને ફળોથી પોષાતી હતી કે કાંટાથી ભોંકાતી હતી, અને તે સઘળું કેવી કેવી રીતે--એ જાણવાની આપણા હૃદયમાં સ્વાભાવિક ઇચ્છા પ્રકટે છે. આ બંને જાતની અપૂર્ણતાઓ કોઈ ભવિષ્યનો ઇતિહાસકાર પૂરે એવી આશા દર્શાવી હું વિરમું છું.

[ વસંત : વર્ષ ૨૩, અંક ૬; આષાઢ, સં. ૧૯૮૦ ]

## " ઇતિહાસની આરસી "

### :૧:

### ગ્રીસ અને રોમ

" Politics are vulgar when they are not liberalized by history, and history fades into mere literature when it loses sight of its relation to practical politics. "

—*Sir John Seeley*

આદિકાળના જનસમાજે અનેક અસાધારણ પુરુષો ઉત્પન્ન કર્યાં છે, અને આર્થિક તેમ જ રાજકીય જીવનના સામાન્ય રીતે ઉચ્ચ ગણી શકાય એવા નમૂનાઓ પણ દર્શાવ્યા છે. દષ્ટાન્ત તરીકે, ઇજિપ્તમાં બહુ જૂના વખતમાં ઘણી સ્થાનિક વસ્તીઓ હતી–જેઓનું બળવાન રાજાઓના હાથ નીચે એક સામ્રાજ્ય બન્ધાયું હતું, અને જેમનામાં વિદ્વાન ધર્મગુરુઓ પણ હતા. પણ આ સર્વ લાભ છતાં, ઇજિપ્તના જનસમાજની સ્થિતિ સન્તોષકારક નહોતી. રાજ્ય જુલમી હતું, ધર્મગુરુઓ ઘણા ખોટા ખોટા સિદ્ધાન્તો ઉપદેશતા હતા* તથા લોકો અજ્ઞાન અને ઉડાઉ હોઈ, ઘણું ખરું તંગીમાં જીવન ગુજારતા. ઇજિપ્તના જ્ઞાની જનોને આ દોષો દૂર કરવાનો વિચાર સરખો પણ આવ્યો નહતો. જનસુધારણા—સામાજિક અભિવૃદ્ધિ શક્ય છે એની એમને કલ્પના પણ નહતી. માટે આપણે એમ કહીએ તો ચાલે કે આદિકાળના ઉત્તમોત્તમ જનસમાજમાં પણ જનસુધારણાનું કામ ભાગ્યે જ શરૂ થયું હતું.

---

* પ્રાચીન ધર્મ, અને રાજ્ય સંબન્ધે પહેલાં કરતાં હાલ આપણને વિશેષ માહિતી મળેલી છે, અને આપણું દૃષ્ટિબિન્દુ પણ વધારે ન્યાયી અને વિચારવન્ત થયું છે–તેથી આ બંને ઉક્તિઓ થોડી ઘણી ભૂલભરેલી ઠરે છે.

૧. ગ્રીક લોકોએ કલા, સાહિત્ય અને આધિભૌતિક શાસ્ત્ર સંબન્ધી જ્ઞાન પહેલવહેલું ઇજિપ્તના લોક પાસેથી મેળવ્યું. પણ આ સર્વ વિષયમાં એમણે એમના પોતાના ખાસ ગુણો દાખલ કર્યા. તેઓ જ્ઞાનને માટે અતિ ઉત્સુક, વિચારમાં ઘણા બહાદુર અને બીજી સર્વ પ્રજા કરતાં વધારે ચાલાક હતા; અને મનુષ્યને જે જે વિષયમાં રસ આવે છે એ સર્વમાં મનુષ્યબુદ્ધિનો સ્વતન્ત્ર નિરર્ગલ ( બન્ધન-રહિત ) ઉપયોગ કર્યાં વિના એમને સન્તોષ થતો નહિ. તેઓએ કલા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં શું શું કર્યું એ ગણાવવાની અત્રે જરૂર નથી. પણ તેઓએ રાજ્યશાસ્ત્રની બાબતમાં કેટલી ફત્તેહ મેળવી અને તેઓ ક્યાં ક્યાં નિષ્ફળ થયા એ ટૂંકામાં જોઈ જઇએ.

ગ્રીક લોકો યૂરોપમાં આવી વસ્યા, ત્યારે તેઓની જૂદી જૂદી સ્થાનિક વસ્તી થઈ હતી, અને તેઓનું સમાજબન્ધારણ આદિ-કાળના જનસમાજના જેવું, એટલે કે જાતિના ( લોહીના ) ધોરણ ઉપર રચાએલું હતું. તેઓના ઇતિહાસમાં, અને તેમાં પણ ખાસ કરીને એથેન્સના ઇતિહાસમાં રાજ્યબન્ધારણના તત્ત્વ તરીકે જાતિને બદલે *નિવાસસ્થાનને ધીમે ધીમે દાખલ થતું આપણે જોઈએ છીએ. અને એમાં વધતાં વધતાં સ્થાનિક વસ્તીઓનાં નગર થયાં, અને નગરવાર રાજ્યવ્યવસ્થા થઈ. નગરવાર રાજ્યવ્યવસ્થા એ રાજ્ય-બન્ધારણનું એક ખાસ સ્વરૂપ છે, અને તે ગ્રીક લોકોએ પહેલવહેલું રચ્યું. હાલના ' રાજ્ય ' શબ્દના અર્થમાં, ગ્રીક નગર એક ખરેખરૂં રાજ્ય હતું: એ જનમંડળમાં રાજકીય મુસદ્દીપણાને, વક્તૃત્વને અને રાજ્ય ચલાવવાની નિપુણતાને પૂર્ણ પ્રસંગ અને અવકાશ હતો. દરેક જનસમાજ અ–બુદ્ધિપૂર્વક પણ વિકસતો હોય છે, પણ જ્યારે

* રાજ્યશાસ્ત્રીઓ જણાવે છે કે અસલ જાતવાર રાજ્ય હતાં; અર્થાત્ અમુક જાતિના લોકોનું એક રાજ્ય-જેમકે હૂણ, બર્બર, યાદવ, વગેરે, પછીથી દેશવાર થયાં–એટલે જૂદી જૂદી જાતના લોક પણ એક દેશમાં વસી એક રાજ્યમાં જોડાયા–જેમકે વર્તમાન રાજ્યો.

બુદ્ધિપૂર્વક એના વિકાસ માટે કાયદા વગેરે સંસ્થાઓ રચવામાં આવે છે, ત્યારે એમાં ખાસ મનુષ્યવિચારની ખુબી દાખલ થાય છે. ગ્રીક જનસમાજ અ-બુદ્ધિપૂર્વક સુધારણામાંથી આગળ વધી બુદ્ધિપૂર્વક સુધારણાની ભૂમિકામાં પ્રવેશ કરતો હતોઃ એના પ્રયત્નો 'સ્વાતન્ત્ર્ય' અને 'સમાન કાયદા' પ્રાપ્ત કરવા તરફ વળવા માંડ્યા હતા.

ઍથેન્સ, એની કીર્તિની ટોચે, ગ્રીક રાજકીય વિચારનું મૂર્તિમન્ત શિખર હતું. પણ એના ઇતિહાસકારો અને રાજ્યપુરુષોના શબ્દો તરફ નજર ફેરવીએ છીએ તો જણાય છે કે તેઓના વખતનો ગ્રીક સમાજ તેમને સંગીન સ્થિતિમાં લાગતો નહતો. તત્ત્વજ્ઞાનીઓ ફરી ફરીને આ પ્રશ્ન ઉપર આવીને ઊભા રહેતા કે—સદ્‌ગુણ એટલે શું, અને તે કેવી રીતે શીખવી શકાય? અને આ પ્રશ્નને તત્ત્વજ્ઞાનના એક રમુજી કે જાણવા જેવા પ્રશ્ન તરીકે જ નહિ, પણ તુરત ઉપયોગના અને ઘણા જ જરૂરના પ્રશ્ન તરીકે તેઓ ગણતા હતા. તેઓને જણાતું હતું કે—એમના સ્વદેશબન્ધુઓ **સ્વાતન્ત્ર્યનો** જ વિચાર કર્યા કરતા હતા, પણ **સંયમ** તરફ ભાગ્યેજ લક્ષ દેતા હતા. અને એ મહાન પુરુષોને ગ્રીસનું ભવિષ્ય પણ સૂઝયું હતુંઃ તેઓ કહેતા હતા કે, કેવળ સ્વાતન્ત્ર્યાભિલાષી ગ્રીક પ્રજા કોઈક વખતે, એના કરતાં વિદ્વત્તામાં ઓછી પણ સંયમમાં ચઢતી પ્રજાને હાથે માર ખાશે. થયું પણ એમ જ. પહેલાં મેસિડોનિયન અને પછી રોમન લોકોએ એમના ઉપર સત્તા મેળવી.

ઉચ્ચતર નીતિના ધોરણના અભાવે ગ્રીક જનસમાજે કયા કયા બાબતમાં ભૂલ કરી એ આજ આપણે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ કરતાં પણ વધારે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ. (૧) એક તો ગ્રીક લોકોમાં, સઘળા દરજ્જાનાં મનુષ્ય તરફ જે **બન્ધુભાવ** હોવો જોઇએ તે નહતો. ઉપલા વર્ગના લોકો—જેઓ ગ્રીક રાજ્યમાં ભાગ લેવાને લાયક ગણાતા—તેઓને જ સ્વતન્ત્રતા ભોગવવાનો હક હતો. દૃષ્ટાન્ત તરીકે, ઍથેન્સ શહેરમાં ફક્ત વીસેક હજાર જ એવા શહેરીઓ

હતા કે જેમને લોકોપયોગી કર્તવ્ય કરવા માટે ફુરસદ આપવામાં આવી હતી: એ કરતાં વધારે મ્હોટો વર્ગ ગુલામોનો હતો, અને સઘળું જાડી મહેનતનું કામ એમને માથે નાંખવામાં આવ્યું હતું. ગ્રીક લોકોના ડાહ્યામાં ડાહ્યા પુરુષોને પણ સ્વપ્નામાં નહતું કે ગુલામગીરી વગર સુધરેલું જીવન શકય છે. હવે આપણે એથી ઉલટું એમ જોઈ શકીએ છીએ કે ગુલામગીરી એ સુધરેલા જીવન સાથે અસંગત છે. કેળવણી, સંસ્કાર અને વિનયની ટેવો અમુક વર્ગના લોકોમાં જ બન્ધાય એટલું બસ નથી. સામાન્ય લોકમાં—અર્થાત્ બહોળા પ્રજાવર્ગમાં–એની કેવી અસર થાય છે એ જ દરેક સામાજિક સંસ્થાની ખરી કસોટી છે. (૨) બીજું, આપણે જેને **નમ્રતાના** ગુણો કહીએ છીએ તેવા ગુણોની–જેમકે ક્ષમા, સ્વાર્થત્યાગ, પરમત-સહિષ્ણુતા વગેરેની–તેઓમાં મોટી ખામી હતી. તેઓની અહંતાને લીધે શહેરોમાં ગરીબ અને તવંગર, અમીર અને આમ, એથેન્સના મિત્રો અને સ્પાર્ટાના મિત્રો વચ્ચે વિખવાદ ઉત્પન્ન થયા. સ્વપક્ષનો જય પ્રાપ્ત કરવા માટે કોઈ પણ સાધન ખોટું ગણાતું નહિ–પ્રતિપક્ષી સામે નિન્દા, દગલબાજી અને પરરાજ્યની મદદ માગવા સુધીના માર્ગો લેવામાં આવતા. પક્ષપરાયણતાના દોષો અને નીતિના ગુણો—બંને સાથે વસતા. ગ્રીક જનસમાજમાં મનુષ્યસ્વભાવને વિકસવાનો પહેલો પ્રસંગ મળ્યો, અને તે સારા તેમ જ ખોટા પરિણામ તરફ પૂર્ણ જુસ્સાથી વિકસ્યો.

૨. રોમનોમાં કાંઈ પણ ખાસ ચમત્કાર નહતો. તેઓએ કલા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં ભાગ્યે જ કાંઈ અપૂર્વ કાર્ય સંપાદન કર્યું છે. પણ ગ્રીક લોકોમાં જે વ્યાવહારિક સદ્‌ગુણોની ખામી હતી, એ સદ્‌ગુણો રોમન લોકોમાં પૂરેપૂરા હતા. તેઓ ધૈર્યવાળા અને નિયમ–પદ્ધતિ–વાળા હતા, હિસાબ અને નોંધના શોખીન હતા, ટંટામાંથી વચલો રસ્તો કાઢવામાં અને કાયદાના વિધિ ઘડવામાં કુશળ હતા. ગ્રીક લોકો 'સ્વાતન્ત્ર્ય અને સમાન કાયદા'ની ભાવના

પાછળ દોડયા, પણ સંયમ અને અધિકાર માટે માનનો મહિમા ભૂલી ગયા. રોમન લોકો **અધિકારને માન આપવું અને આજ્ઞા પાળવી** એની કિંમત પૂરેપૂરી સમજતા હતા, અને તેથી તેઓ ગૃહ તેમ જ રાજ્યમાં એ સદ્ગુણને સજ્જડ વળગી રહ્યા. પણ તાબાના લોકોને સ્વતન્ત્રતાના હકો બક્ષવામાં તેઓ ઘણા સરળ હતા. તેઓએ ગુલામોને, છોકરાંને અને સ્ત્રીઓને મિલ્કત ઉપર અમુક હક આપ્યા. અને જ્યારે તેઓનું રાજ્ય વિસ્તાર પામ્યું, અને પરદેશીઓ સાથે તેઓ પ્રસંગમાં આવ્યા ત્યારે તેઓને પણ પોતાના—રોમન શહેરીઓના—ખાસ હકો છૂટે હાથે આપ્યા. એથેન્સ અને રોમની પરદેશીઓ પ્રત્યેની રાજ્યનીતિ વચ્ચે આ મ્હોટો તફાવત હતો. એથેન્સને તાબે થવું એટલે એથેન્સને ખંડણી ભરવી અને એનો તિરસ્કાર સહન કરવો; રોમને તાબે થવું એટલે દુનિયાના મ્હોટામાં મ્હોટા શહેરીપણામાં જે લાભ અને શોભા રહેલાં છે તે પ્રાપ્ત કરવાં; રોમન લોકોની આ સામ્રાજ્યનીતિ કાંઈક વિચારવાળા સ્વાર્થથી અને કાંઈક વધારે ઊંચા હેતુઓથી પ્રેરાએલી હતી. રોમન લોકોમાં રાજ્ય કરવાની સ્વાભાવિક આવડત હતી. એ ગુણને લીધે, એમના તાબાના લોકોના રિવાજો અને સંસ્થાઓ સમઝવાની તેઓની વૃત્તિ થઇ. એ અવલોકનને પરિણામે તેઓને જણાયું કે એ સર્વ રિવાજો અને સંસ્થાઓમાં અમુક ન્યાય અને સગવડનું તત્ત્વ રહેલું છે. આ તત્ત્વને તેઓ 'law of nations'—યાને 'પ્રજાઓનો કાયદો' કહેતા. આ એક મહાન શોધ હતી, જેણે રોમના રાજ્યતન્ત્રીઓના તથા કાયદાના વિદ્વાનોના વિચારોને વિશાળ કર્યા. રોમન લોકોએ જ્યારે ગ્રીક ફિલસુફીનો અભ્યાસ કર્યો ત્યારે તેઓને એક બીજું તત્ત્વ જડયું—જે પૂર્વોક્ત 'પ્રજાઓના કાયદા' કરતાં પણ વધારે વિશાળ હતું. આને તેઓએ 'law of nature'—એટલે 'પ્રકૃતિનો કાયદો' એવું નામ આપ્યું. આ કાયદાને રોમના વિદ્વજ્જનોએ સદાચારના ધોરણરૂપે સ્થાપ્યો, અને જેમ બને તેમ પોતાની વર્તણુકને તેમજ દેશના-

કાયદાના સ્વરૂપને એને અનુસરતાં કરવાં—એ તરફ પોતાનો પ્રયત્ન વાળ્યો. ગ્રીક તત્ત્વજ્ઞાનમાંથી તેઓએ આ જ્ઞાન મેળવ્યું, છતાં આજ્ઞાનુપાલન જે રોમન પ્રજાનો ખાસ ગુણ હતો અને જેની ગ્રીક લોકમાં તદ્દન ખામી હતી—એમાં ન્યૂનતા આવવા દીધી નહિ. રોમનો જેમ એક પછી એક દેશ જીતતા તથા વ્યવસ્થિત કરતા જતા હતા, તેમ તેમ તેઓ પોતાનો કાયદો પણ યોગ્યવિચારાનુસાર વિકસાવતા હતા: નકામાં બન્ધનો તોડી નાખતા હતા, અને વ્યવહારપરાયણ જનસમાજને અનુકૂળ પડતા નવા નિયમો ઘડતા હતા.

પણ ગ્રીક લોકોથી જે મહાપ્રશ્નનું સમાધાન ન થઈ શક્યું, તેનું રોમન લોકોથી પણ ન થઈ શક્યું: તે એ કે—**સામાન્યજનને સદ્ગુણી શી રીતે કરવા?** 'પ્રકૃતિનો નિયમ', માત્ર વિદ્વાન-જનોના જ મન ઉપર અસર કરતો: અર્થાત્ જેઓમાં સ્વાભાવિક રીતે જ આત્મકેળવણી અને વિચાર તરફ વલણ હોય તેઓ ઉપર જ એ ઉપયોગી થતો. પણ જે પ્રાકૃત સામાન્ય-જન છે તેઓ તો એનો બિલકુલ લાભ લઈ શકતા નહતા: તેઓ તો હંમેશાં ભ્રષ્ટ, ક્રૂર અને પાપાચરણમાં સંકોચ વિનાના જ રહેતા. આગસ્ટસના વખતનો જન-સમાજ ભારે દુર્ગુણો અને વ્હેમોથી ભરેલો હતો. કેટલાકને જણાવા માંડયું હતું કે દુનિયામાં સદ્ગુણ કરતાં દુર્ગુણ વધારે ફાવે છે, અને તેથી તેઓ નવી જાહોઝલાલી નાપસન્દ કરતા. તે વખતના કેટલાક કવિઓએ જનસમાજની સ્થિતિ સમ્બન્ધી મશ્કરી અને તિરસ્કાર ભર્યાં કાવ્યો રચ્યાં છે, તેમાં તેઓ જણાવે છે કે—આ નવા સામ્રાજ્ય કરતાં તો અસલનું ન્હાનું પ્રજાસત્તાક રાજ્ય સારૂં હતું—કે જ્યારે દારિદ્ર્યનો દુષ્ટતા ઉપર અંકુશ હતો.

: ૨ :

## ક્રિશ્ચૅનિટિ, પ્રાચીન અને અર્વાચીન: એમાંથી લેવા જેવો બોધ

પાછળના અંકમાં આપણે જોયું કે સ્વાતન્ત્ર્ય પ્રેમ એ ગ્રીક પ્રજાનું અને અધિકારમાન એ રોમન પ્રજાનું ખાસ લક્ષણ હતું. ગ્રીક પ્રજા આત્મસંયમને અભાવે પડતીમાં આવી. રોમન પ્રજામાં આ ખામી નહતી તેથી તે રાજ્ય વિસ્તારવામાં અને ચલાવવામાં ફતેહમન્દ નીવડી. પરન્તુ એક મહાપ્રશ્ન—પ્રાકૃત જનોને અર્થાત્ સામાન્ય જનમંડળને શી રીતે સુધારવું ?—એનું સમાધાન એ બેમાંથી એક્કે પ્રજા કરી શકી નહિ.

રોમન સામ્રાજ્યના ઉત્તરકાળમાં ક્રિશ્ચૅનિટિ અસ્તિત્વમાં આવી.

(૧) ક્રિશ્ચયન ધર્મસંઘ શરુઆતમાં ક્રાઇસ્ટ ઉપર શ્રદ્ધાથી, એ પાછો પૃથ્વી ઉપર ઊતરશે એવી આશાથી, અને એના ઉપર અને પોતામાં પરસ્પર પ્રેમથી જોડાએલા થોડાક માણસોની મંડળીરૂપ હતો. એમાં કશો રાજકીય અર્થ ન હતો. બાઇબિલનો ઉત્તરાર્ધ જે ક્રિશ્ચયન પંથનું પ્રથમ પુસ્તક છે એમાં ક્રિશ્ચયનોએ સામાજિક અને રાજકીય સુધારણા કરવી અને નવીન સુધારણાનું તત્ત્વ ઉત્પન્ન કરવું, એવો કાંઈ ઉદ્દેશ જોવામાં આવતો નથી. જગત્માં જે કાંઈ ખોટું હોય તે સર્વથી દૂર રહેવું, અને ક્રાઇસ્ટ પાછો પૃથ્વી ઉપર આવી ખોટા ઉપર જય મેળવી જગત્ ઉપર પોતાનું રાજ્ય સ્થાપે એની વાટ જોવી—એટલું જ તેઓ સમજતા હતા. એના આવતા સુધી એના ભક્તોએ સહનશીલ થવું અને રાજ્યના હુકમને તાબે રહેવું આવશ્યક હતું. જ્યારે આ જગત્ના રાજાઓ ક્રિશ્ચયન પંથમાં ભળ્યા, ત્યારે જૂદી જ તરેહના ધર્મસંઘો અસ્તિત્વમાં આવ્યાઃ આ ધર્મસંઘો તે પૂર્વેની ખાનગી મંડળી મટી, રાજ્યની સાથે કાર્યભારમાં ભાગ લેનારાં બળવાન મહાજનમંડળ બન્યાં હતાં. શરુઆતમાં જે એમ માન્યતા હતી કે ક્રિશ્ચયનો દુનીઆમાં છતાં દુનીઆ સાથે એમને લેવા દેવા નથી, એ માન્યતા જો કે તદ્દન લુપ્ત થઈ નહિ—તો પણ એમાં ઘણો ફેરફાર થયો

અને હવેથી ક્રિશ્ચયન ધર્મ રાજ્યધર્મ બન્યો, અને દરેક ક્રિશ્ચયન રાજ્યમાં કાયદાથી એ પળાવવામાં આવ્યો.

રોમન સામ્રાજ્યની કેટલીક સામાજિક શક્તિઓ સાથે બાઈબલનો ધર્મ તથા બાઈબલની નીતિ ભળ્યાં, અને એને પરિણામે જૂદી જૂદી કોમના અસલી ધારાઓમાં સુધારો થવા માંડ્યો, અને કોમવાર રાજ્યપદ્ધતિ બદલાઈ દેશવાર રાજ્યો રચાવા લાગ્યાં, અને એમાં જે પ્રજાનું ઐક્ય અને બન્ધુભાવ જોઈએ એ ક્રિશ્ચૅનિટિએ પૂરાં પાડયાં. રોમન સામ્રાજ્યે હવે નવું રૂપ ધારણ કર્યું. એક મહારાજાને બદલે, મહારાજા અને પોપ ( મુખ્ય ધર્મગુરુ ) બેનું એકત્ર રાજ્ય થયું. અને જ્યાં જ્યાં ક્રિશ્ચયન ઉપદેશકો જઈને વસ્યા, ત્યાં ત્યાં તેઓએ પોતાની સાથે કેટલીક વિદ્વત્તા, ઉદ્યોગ અને કળા દાખલ કર્યાં.

આ ક્રિશ્ચયન રોમન કૅથૉલિક પન્થે રાજ્યશાસ્ત્રમાં એક મહત્ત્વનો ઉમેરો કર્યો—અને તે એ કે રાજકીય સત્તાને ધર્મના પાયા ઉપર સ્થાપી. આ ક્રિશ્ચયન ધર્મગુરુઓનો સદા એ જ ઉપદેશ હતો કે મનુષ્ય હંમેશાં ભૂલ કરનારૂં અને સ્વચ્છન્દી ( આત્મસંયમરહિત ) પ્રાણી છે, અને એને નિયમમાં રાખવા માટે રાજકીય તેમ જ ધાર્મિક કાયદાની જરૂર છે. બરાબર રૂપમાં મૂકવામાં આવે, તો આ સિદ્ધાન્ત મનુષ્ય સ્વભાવની ખરી સમઝણ ઉપર રચાએલો છે. પણ ધર્મગુરુઓ એ સિદ્ધાન્તને બહુ આઘે સૂધી ખેંચી ગયા અને એને ખોટું સ્વરૂપ આપ્યું. મનુષ્ય સ્વાભાવિક રીતે પાપી છે એટલું જ કહીને એ ન અટકયા પણ મનુષ્યને જે જે સ્વાભાવિક ઇચ્છાઓ અને પ્રેરણાઓ થાય છે એ હંમેશાં ખરાબ—અસન્માર્ગી જ હોય છે, અને એ ઇચ્છાઓને તથા બુદ્ધિવિલાસોને હમેશાં દબાવવાથી અને મારવાથી જ મનુષ્ય સારો થઈ શકે છે એમ ઉપદેશ કરવા માંડ્યો. વળી સાધારણ રીતે અધિકારને માન આપ્યા વગર રાજ્ય ચાલી ન શકે, એટલી વાતથી જ તેઓએ બસ ન કર્યું; પણ જે રાજ્ય અને જે ધર્મ હાલ ચાલે છે એને જ કાંઈ પણ તર્ક, વિતર્ક કે આનાકાની કર્યાં વગર

માન આપવું જ જોઇએ એવો તેઓએ આગ્રહ કર્યો—અને દુનીઆના રાજ્યાધિકારીઓ અને ધર્માધિકારીઓ પણ આખરે મનુષ્ય જ છે અને તેઓ પણ બીજા મનુષ્યોની પેઠે ભૂલ કરે છે તથા સ્વચ્છન્દી નીવડે છે, એ વાતનું તેમને લક્ષ રહ્યું નહિ. પોપ (ધર્મગુરુ) અને રાજાઓ ઈશ્વરદત્ત સત્તા ભોગવે છે, અને એ સત્તાની સ્હામે થવું, બલ્કે ટીકા કરવી એમાં પણ પાપ રહેલું છે એવો મત પ્રચલિત થયો. મધ્યયુગની ક્રિશ્ચૅનિટિએ ઉત્તમ ચારિત્ર્યના નમૂનાઓ ઉત્પન્ન કર્યાં, અને જે મહાપ્રશ્નનું નિરાકરણ ગ્રીક તત્ત્વજ્ઞાન અને રોમન કાયદાઓથી થઈ ન શકયું તેનું નિરાકરણ કેમ કરવું એનો માર્ગ પણ બતાવ્યો. મનુષ્ય માત્ર એક જ પરમ પિતાનાં બાલકો છે, અને તેથી સર્વેએ પરસ્પર બન્ધુભાવ રાખવો જોઇએ—એ સાદો ઉપદેશ અજ્ઞાનમાં અજ્ઞાન માણસ પણ સમજી શકે અને ઉપયોગમાં લઈ શકે એવો હતો, અને એ વડે આખો જનસમાજ એક બન્ધુભાવમાં જોડાઈ શકે એ સ્વાભાવિક છે. પણ આ ઉપદેશ કર્યાં છતાં જનસમાજને હમેશાં નૈતિક દૃષ્ટિબિન્દુથી જ અવલોકવો જોઇએ, આચાર વિચારનું સ્વાતન્ત્ર્ય આપી સઘળી જવાબદારી એને જ શિર રાખવી જોઈએ એ વાત ક્રિશ્ચયન ધર્મોપદેશકોએ સતત સ્મરણમાં રાખી નહિ. બીજા ઉપર અંકુશ રાખવામાં તેઓ સખ્ત હતા, પણ પોતાની ફરજ ભૂલી જતા. તેઓ સત્ય કરતાં સંપ્રદાય માટે, નીતિ કરતાં સાંકડી ધાર્મિકતા માટે, વધારે કાળજી ધરાવતા. તેઓ પોતાને લોકના ‘ભરવાડ’ કહેવડાવતા, પણ લોકો તો ભરવાડ વગરનાં બકરાંના જેવી અનાથ દશામાં પડ્યા હતા.

(૨) હવે આપણે પ્રાચીનકાળ છોડી અર્વાચીનકાળ ઉપર આવીએ. ખરૂં જોતાં ઇતિહાસના પ્રાચીન અને અર્વાચીન એવા અત્યન્ત ભેદ પાડવા એ બરાબર નથી. કોઈ પણ જમાનામાં માણસો ભૂતકાળને છેક લુપ્ત કરી નાંખી તદ્દન નવો જ માર્ગ ઊપજાવી શકતાં નથીઃ ભૂતકાળમાંથી ઊતરી આવેલી ટેવો અને માન્યતાઓથી યુક્ત રહીને જ હરેક નવો જમાનો શરુ થઈ શકે છે.

એમ કહીએ તો ચાલે કે અર્વાચીન (ઈ. સ. સોળમા સૈકા પછીનો) જનસમાજ બે પ્રવૃત્તિઓથી ઘડાયો છેઃ એક ધર્મને લગતી અને બીજી વિદ્યાને લગતી. આ બંને પ્રવૃત્તિઓ એકએકની સાથે બહુ જ ગાઢ રીતે જોડાએલી છે. સોળમા સૈકામાં પ્રોટેસ્ટન્ટ ક્રિશ્ચયનોએ સાંપ્રદાયિક પન્થ સ્હામે પોકાર ઊઠાવી નવો ધાર્મિક ઉત્સાહ ઉત્પન્ન કર્યો ન હોત તો નવી વિદ્યાએ ખગોળશાસ્ત્ર—ન્યાયશાસ્ત્ર આદિ વિવિધ શાસ્ત્રોમાં જે પરાક્રમો કર્યાં છે એ ભાગ્યે જ બની શકયાં હોત. તેમ જ આ નવી વિદ્યા અને સાહિત્યનો ઉત્સાહ અસ્તિત્વમાં આવ્યો ન હોત તો પોપની સત્તા અને રોમન કૅથોલિક તત્ત્વજ્ઞાનને શિથિલ કરવાં અશકય હતાં. આ પ્રમાણે જેમ એક તરફથી વિદ્યા અને ધર્મ બંને એક એકને સાહાય્યકારક થયાં, તેમ બીજી તરફ તેઓ સ્હામસ્હામાં પડ્યાં. આ સર્વનો વિગતવાર ઇતિહાસ આપવાનું આ સ્થાન નથી. માત્ર થોડું સૂચન જ અત્રે કરી શકાશે.

નવા ધર્મસુધારકોનું એમ કહેવું હતું કે સત્ય અને કર્તવ્યનો નિર્ણય પોપના શબ્દ અને સંપ્રદાયને અવલંબીને બાઇબલનો અર્થ કરવાથી થઈ શકતો નથીઃ એ નિર્ણય માટે દરેક મનુષ્યે પોતપોતાની બુદ્ધિનો–મનોદેવતાનો ઉપયોગ કરવો જોઈએ. આના જવાબમાં સાંપ્રદાયિકોનું એમ કહેવું હતું કે જો દરેક માણસને પોતાની બુદ્ધિ પ્રમાણે બાઈબલનો અર્થ કરવાની છૂટ હોય તો કોઈ પણ પ્રકારનો સર્વમાન્ય સિદ્ધાન્ત અને નિયમ બની શકે નહિ. તેઓએ, સ્હામા (પ્રોટેસ્ટન્ટ) પક્ષવાળાઓમાં માંહોમાંહ્ય કેવા મતભેદ છે, અને એમાંના કેટલાક બાઇબલનો સ્વચ્છન્દી અર્થ કરીને વિચાર અને આચારની કેવી ભયંકર વિલક્ષણતાઓનું સમર્થન કરે છે એ બતાવી આપ્યું. આ આક્ષેપના જવાબમાં પ્રોટેસ્ટન્ટ પન્થના અગ્રણીઓને નવા સિદ્ધાન્તને ચોક્કસ સ્થાપવાની જરૂર પડી. એમણે પોતાના સર્વમાન્ય સિદ્ધાન્ત તરીકે એક મુખ્ય સિદ્ધાન્ત એ સ્વીકાર્યો કે મનુષ્ય જન્મથી તદ્દન પાપી છે. આ વખત સુધી પ્રોટેસ્ટન્ટોની સંખ્યા ન્હાની

હતી. અને તેમાં પણ સાચા હૃદયના મૂળ બાઇબલને વળગી ચાલનારા રાજ્યશાસ્ત્રના વિદ્વાનો એથી પણ થોડા હતા. જેઓની સંખ્યા ન્હાની હોય તેઓ સ્હામા પક્ષ પાસે પરમતસહિષ્ણુતા માગે એ સ્વાભાવિક છે, અને તેથી તેઓ હમેશાં આ સદ્‌ગુણ ઉપર ભાર મૂકતા. અને દરેકને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વિચાર અને આચાર કરવાની છૂટ છે એ મત બહુ આગ્રહથી પ્રતિપાદન કરતા. આ સિદ્ધાન્તની એમના પોતાના વર્તન ઉપર પણ અસર થતી, પણ જ્યાં તેઓના હાથમાં સત્તા હતી, ત્યાં ત્યાં સ્હામા પક્ષને ( રોમન કૅથોલિક સંપ્રદાયને ) ચગદી નાંખવા ચૂકતા નહિ. અને પ્રોટેસ્ટન્ટ પન્થ એક વખત સ્થપાઈ ગયો એટલે પ્રત્યેક જણને વિચારની સ્વતન્ત્રતાનો હક છે એ પોતાનો જ સિદ્ધાન્ત હવે તેઓએ નિષેધ્યો. આ પરમત–અસહિષ્ણુતા તદ્દન ખોટી અને વિનાકારણ હતી એમ સમજવાનું નથી. ધર્મસુધારાની હિલચાલને પરિણામે વિવિધ નવા મતો જાગ્યા, અને એ સર્વ ઉપર કોઈ પણ તરેહનું વ્યાવહારિક નિયન્ત્રણ રાખ્યું ન હોત તો તેઓમાં અવ્યવસ્થાનો પાર રહેત નહિ.

આ ધર્મસુધારો જે ' રેફૉર્મેશન 'ને નામે પ્રસિદ્ધ છે એમાં બેશક ઘણા દોષો હતા. પણ એ સર્વ દોષો ગણતરીમાં લીધા છતાં પણ એટલું કબૂલ કર્યા વિના ચાલશે નહિ કે જનસુધારણાના ઇતિહાસમાં આ ખરેખર એક આગળ પગલું હતું. એક તો, રોમનકૅથોલિક સંપ્રદાયની નીતિ સ્હામે પોકાર ઉઠાવી આખા ક્રિશ્ચયન પન્થની નીતિમાં એણે સુધારો કર્યો. બીજું, આજ સુધી જે સત્તા બધી પોપમાં જ એકત્રિત થઈ રહી હતી એમાં વિભાગ પાડ્યો, અને ધાર્મિક જીવન-પ્રવાહનાં એક કરતાં વધારે સ્થાન ઉત્પન્ન કર્યાં. ત્રીજું, જો કે વિચારસ્વાતન્ત્ર્યનો નવો મત કેટલીક વખત વિચિત્ર સ્વરૂપ ધારણ કરતો હતો, તથાપિ એ એક રીતે બહુ ઉપયોગી થઈ પડ્યો: દરેક માણસને સ્વતન્ત્ર વિચાર કરવાની ટેવ પડી, અમુક ધર્મમંડળમાં આપણે દાખલ હોઈએ એટલે એની મેળે આપણું ધાર્મિક કલ્યાણ થઈ જ જાય એવી ભ્રાન્તિ હવે દૂર થઈ, અને દરેકને પોતપોતાની જવાબદારીનું ભાન થવા માંડ્યું.

ક્રિશ્ચયન પંથનો આ ઇતિહાસ અત્રે, એક માત્ર ઇતિહાસ—પ્રાચીન બનાવ—તરીકે જ યા પરધર્મ ઉપર કાંઈ ખાસ શોખથી, આપ્યો નથી. એ ઇતિહાસ બહુ બોધદાયક છે, અને આપણા વર્તમાન ધાર્મિક સુધારાના માર્ગ ઉપર કેટલુંક ઉપયોગી અજવાળું નાંખે છે. વાચકને એક વાત સહજ સમઝાઈ હશે, ન સમઝાઈ હોય તો સમઝાવી જોઈએ, કે મનુષ્યજાતિનો અભ્યુદય પ્રાકૃતજનના અભ્યુદય શિવાય અશક્ય છે. જનતા એ એક જીવન્ત સંઘાત—દેહ છે, અને એનું કોઈ પણ અવયવ વગર કેળવાએલું રાખવામાં આવે તો એ ઉપેક્ષાની અસર આખા શરીરમાં વ્યાપી જાય છે. ગ્રીસ અને રોમ બહુ બુદ્ધિમન્ત અને પરાક્રમી રાજ્યો હતાં, પણ પ્રાકૃતજનને શી રીતે સુધારવા એનો માર્ગ તેઓને જડેલો ન હોવાથી તેઓ એક મહત્ત્વના અંશમાં નિર્બળ રહ્યાં, અને આખરે જનસુધારણના નવા તત્ત્વ માટે—ક્રિશ્ચૅનિટિ માટે—માર્ગ કરવો પડયો. ક્રિશ્ચૅનિટિએ બન્ધુભાવના સાદા ઉપદેશથી આખા જનમંડળને એક સૂત્રમાં પરોવ્યું. વરાહાવતાર ભગવાન જેમ પોતાનું શરીર વિસ્તારતા ગયા અને છેવટે જળમાં ડૂબેલી પૃથ્વીને બહાર ઉદ્ધારી કાઢી, તેમ ક્રિશ્ચયન પંથ પહેલાં એક ન્હાના મંડળાકારમાંથી વધતાં વધતાં સર્વત્ર યૂરોપમાં પ્રસરી ગયો અને ઉપેક્ષામાં ડુબેલા જનોનો ઉદ્ધાર કરી આખા જનસમાજમાં વ્યવસ્થા આણી. ક્રિશ્ચયન પંથની ફતેહનાં ઘણાં બહિરંગ–બહારનાં કારણો હતાં, પણ એક મહત્ત્વનું અન્તરંગ–અન્દરનું કારણ એ પન્થનો સાદો બન્ધુભાવનો ઉપદેશ એ જ હતું. પણ નવો જનસમાજ જ્યાં કાંઈક વ્યવસ્થિત થયો કે તુરત એમાં રાજા અને પ્રજાનો ભેદ શરૂ થયોઃ સર્વ સત્તા પોપ અને રાજામાં એકત્રિત થઈ, અને એમના આશ્રય નીચે ધર્મગુરુઓ પણ સામાન્ય પ્રજાના હિતની અવગણના કરી પોતાના સ્વાર્થ તરફ જ લક્ષ આપવા લાગ્યા. બન્ધુભાવનો ઉપદેશ માત્ર શબ્દમાં રહ્યો. રોમન લોકની નિયન્ત્રણા અને અધિકાર માટે માનની ભાવના નવા આકારમાં અમલમાં આવી. પોપનું

વાક્ય પ્રમાણ, આખા જનસમાજે વગર વિચારે એની આજ્ઞા પાળવી, અને પોપ અને એના હાથ નીચેના ધર્માધિકારીઓને દ્રવ્યાદિથી સંતોષવા એટલે મનુષ્યનું સર્વ ધાર્મિક કલ્યાણ સિદ્ધ થઈ ગયું એવી વિપરીત સમઝણ પ્રચાર પામી. અને આ સમઝણ સ્હામે નવા ધર્મસુધારકો—પ્રોટેસ્ટન્ટો—એ પોકાર ઊઠાવ્યો. તેઓએ વિચાર અને કર્તવ્યના સ્વાતન્ત્ર્યની ભાવના ઊપજાવીને પોપની સત્તાને તોડી. પરન્તુ પોતામાં વ્યવસ્થા કરવાનો પ્રસંગ આવ્યો એટલે તુરત પોતે પણ વિચાર સ્વાતન્ત્ર્યને બેડીઓ પહેરાવી.

રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ પન્થોનો આ ઇતિહાસ આપણા દેશની છેલ્લી બે ત્રણ પચ્ચીશીની ધાર્મિક હિલચાલનું સ્મરણ કરાવે છે. રોમન કેથોલિક ધર્મગુરુઓથી અને એમના ચાલતા ધર્મથી અનેક રીતે કંટાળી જેમ લ્યૂથરે નવો પ્રોટેસ્ટન્ટ સુધારો ચલાવ્યો, તેમ જ આપણે ત્યાં પણ બ્રાહ્મણોથી અને એમના ચાલતા ધર્મથી કંટાળી રાજા રામમોહનરાયે 'બ્રાહ્મધર્મ' ઊભો કર્યો. યૂરોપના ધર્મસુધારકોએ રોમન કેથોલિક ગ્રન્થોને અપ્રમાણ માની બાઈબલમાં જ ખરા ધર્મનું જ્ઞાન શોધ્યું, તેમ આપણે ત્યાંના સુધારકોએ પણ પુરાણોને છોડી વેદ (ઉપનિષદ્)નો ધર્મ પાળવાનો ઉપદેશ કર્યો. પ્રોટેસ્ટન્ટ પન્થમાં જેમ અનેક મતમતાન્તરોની અવ્યવસ્થા જાગી, તેમ અત્રે પણ આદિ બ્રહ્મસમાજ, સાધારણ બ્રહ્મસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ વગેરે અનેક મંડળો ઉત્પન્ન થયાં. અને જેમ યૂરોપમાં જતે દહાડે પ્રોટેસ્ટન્ટ પન્થે ધર્મહીનતા અને સંશયવાદને દ્વાર ઊઘાડી આપ્યાં, તેમ આપણા દેશમાં નવા સુધારાએ પ્રાચીન ધર્મ ઉપર અશ્રદ્ધાથી શરુઆત કરી ધર્મ માત્ર ઉપર અશ્રદ્ધા અને બેદરકારી ઉત્પન્ન કર્યાં. વળી જેમ યૂરોપનો ધર્મસુધારો સાહિત્યની જોડે જોડાઈ આવ્યો હતો તેમ આપણો ધર્મસુધારો પણ કેળવણીના વિસ્તાર સાથે નિકટ સંબન્ધ ધરાવે છે. એટલું જ નહિ પણ, ઐહિક સુખની ઇચ્છા

એ જેમ યૂરોપના અર્વાચીન યુગનું ખાસ લક્ષણ છે તેમ આપણો આ નવો યુગ પણ એ જ ઇચ્છાથી પ્રેરાએલો છે.

યૂરોપમાં જેમ પ્રોટેસ્ટન્ટ પન્થે દરેક જણને વિચારનું સ્વાતન્ત્ર્ય આપ્યું અને સ્વાતન્ત્ર્ય સાથે જવાબદારી ઊભી કરી, તેમ આપણા નવીન ધર્મસુધારાએ પણ દરેક જણ માટે પોતપોતાનો ધર્મ શોધી લેવાની છૂટ અને ફરજ ઉભય ઉત્પન્ન કર્યાં.

યૂરોપના મધ્યયુગના રોમન કૅથોલિક પંડિતો અને સન્તોએ જગતને ઘણો અસાધારણ ઉપકાર કર્યો છે. અને એવા વિદ્યાવ્યાસંગ અને ઊંડી ધાર્મિકતાના નમૂના પ્રોટેસ્ટન્ટ પન્થમાં પણ મળવા અશક્ય છે. આ વાત જેમ પ્રોટેસ્ટન્ટો તદ્દન ભૂલી ગયા, તેમ આપણે ત્યાં પણ બ્રાહ્મણોએ એમની વિદ્યાથી અને ધાર્મિકતાથી જનસમાજને કરેલી સેવા નવા સુધારકો જોઈ ન શક્યા. પુરાણ અને સ્મૃતિઓને તેઓએ સ્વાર્થપરાયણતા અને મૂર્ખ બાલિશતાનાં પોથાં ગણ્યાં. નવા તેજથી અંજાએલી એમની દૃષ્ટિ સારા ખોટા વચ્ચે શાન્ત વિવેક કરવા અશક્તિમાન થઈ. વળી જેમ પ્રોટેસ્ટન્ટોની દૃષ્ટિ આ દુનીઆ તરફ—ઐહિકતા તરફ—વિશેષ વળેલી હતી, તેમ આપણા ધાર્મિક સુધારકો પણ ત્યાગ—સંન્યાસ—નિવૃત્તિમાર્ગ એ ભાવનાથી તદ્દન વિમુખ હતા.

આપણો ધર્મસુધારો યૂરોપના ધર્મસુધારા કરતાં બે ત્રણ વાતમાં જૂદો પડે છે. એક તો એ કે યૂરોપનો સુધારો ઘણે ભાગે લ્યૂથરથી જન્મ પામ્યો છે એટલું જ નહિ પણ એના વિસ્તાર માટે યૂરોપ એનું અને એના અનુયાયીઓનું સવિશેષ આભારી છે. રાજા રામમોહનરાય આપણા અર્વાચીન ધર્મસુધારાના આદ્ય પ્રવર્તક છે ખરા, પણ એમણે અને એમનાં અનુયાયી મંડળોએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હોત તોપણ આજની નવી કેળવણીને પરિણામે ધર્મસુધારો થયા વિના રહેત નહિ. લ્યૂથરે બાઈબલને પ્રમાણ માન્યું; આપણા નવા સુધારકો વેદરૂપી ડાળને પકડી રહ્યા નહિ અને નવો

પવન જ્યાં ખેંચી ગયો ત્યાં અવશ રીતે ખેંચાતા ગયા. આપણા નવા ધર્મસુધારાનું સામ્ય પ્રોટેસ્ટન્ટ પન્થ કરતાં પણ અમને રોમન "Law of Nations" 'પ્રજાઓના કાયદા'* સાથે વિશેષ લાગે છે. રોમન લોકો જેમ નવી પ્રજાઓ સાથે સંબન્ધમાં આવતા ગયા અને એમના રીત રીવાજો જોઈ પોતાના કાયદામાં ફેરફાર કરતા ગયા, તેમ આપણા નવા ધર્મસુધારકો બાઈબિલ વગેરે પરધર્મનાં પુસ્તકો જોઈ હિન્દુ ધર્મના વિચાર ફેરવતા ગયા. પણ રોમનો પોતે રાજ્યકર્તા હતા, અને બીજી પ્રજાઓ જેમના રીવાજો એમણે અવલોકયા એ જીતાએલી પ્રજા હતી, એટલે રાજ્યકર્તા પ્રજાને જે પોતાની જાતનું અભિમાન રહે તે રહ્યું, અને તેથી એમના પોતાના જૂના કાયદાનો તિરસ્કાર કર્યા વગર એમાં ફેરફાર કર્યો. એથી ઊલટું, આપણા સુધારકો જીતાએલી પ્રજાના હોઈ, એમણે જે નવા ધર્મો અવલોકયા એ રાજ્યકર્તા પ્રજાના હતા, અને તેથી તેઓ સ્વાભિમાન ભૂલી રાજ્યકર્તા પ્રજાના ધર્મ ઉપર મોહી પડયા, અને સ્વધર્મનો તિરસ્કાર કર્યો. આ જ કારણથી બીજું એ પરિણામ નીપજ્યું છે કે લ્યૂથરે જેમ યૂરોપને હલાવ્યું તેમ આપણા દેશને આ સુધારકો હલાવી શકયા નહિ: એમનો પ્રયત્ન હંમેશાં દૂબળો અને ઝાંખો જ રહ્યો છે. ત્રીજું, યૂરોપના ઇતિહાસમાં લ્યૂથરનો પ્રયત્ન અપૂર્વ છે. આપણે ત્યાં ધર્મ-સુધારો યુગે યુગે થાય છે. 'જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે હું ઉત્પન્ન થાઉં છું' એ વચન પાળી પ્રભુ અત્રે સન્તોરૂપે વખતોવખત જન્મ લે છે. અને આપણા પ્રાચીન અને મધ્યકાળના સન્તોમાં ઇશ્વરની ખાસ પ્રેરણા નજરે પડે છે—તે એવી રીતે કે પ્રાચીન ધર્મના સદંશને ખંડિત કર્યા વગર એના અસદંશ સ્હામે જ તેઓ પોકાર ઊઠાવે છે. કબીર, તુકારામ વગેરેએ ભારતવર્ષનો પ્રાચીન ધર્મ ઉદ્ધારવા પ્રયત્ન કર્યો હતો, અને એમના ઉપદેશે આખા દેશમાં ઐશ્વરી ચૈતન્ય જાગ્રત્ કર્યું હતું, જેની અસર અદ્યાપિ સુધી સર્વથા

---

* જુઓ લેખાંક ૧.

લુપ્ત થઈ નથી. પણ આપણા આધુનિક ધર્મસુધારકોએ આરંભમાં પ્રાચીનકાળ તરફ દૃષ્ટિ રાખી, પણ લોકમાં એમનો ઉપદેશ પ્રસરે તે પહેલાં તો જણ જણની બુદ્ધિને પ્રમાણ માનવાનું જે પરિણામ આવવું જોઇએ તે આવ્યું—અને તે એ કે ધર્મસંસ્થા–વ્યવસ્થા અશક્ય થઇ પડી; અને વ્યવસ્થાના મહાનિયમોનો અનાદર થતાં ધાર્મિક વૃત્તિ વિશીર્ણ થઈ ગઈ. આર્યસમાજીઓ વેદને પ્રમાણ માની અવ્યવસ્થાથી મુક્ત રહ્યા, પણ એમના આદ્ય ગુરુ દયાનન્દ સરસ્વતીમાં પ્રથમથી જ ધાર્મિક રસ–માધુર્ય, કોમળતા, આર્દ્રતા–એનો અભાવ હતો અને તેથી જોકે એમનામાં ધર્મનો આગ્રહ અને ધર્મ ખાતર લઢવાનું બળ વિશેષ જોવામાં આવે છે, અને એ ગુણથી ઘણા ક્રિશ્ચયન પાદરીઓ સ્હામે એમણે ટક્કર લીધી છે, તથાપિ ખરૂં મનુષ્યહૃદયને પીગળાવે એવું ધર્મતત્ત્વ એમને અપરિચિત હોવાને લીધે એમનો પન્થ હજી ફાવી શક્યો નથી. સ્વામીનારાયણનો પંથ પણ અર્વાચીન ધર્મસુધારાઓમાં આવે છે, પણ એની સુધારાની રીત જૂદી છે–જેનું વિવેચન કરવા જતાં બહુ વિષયાન્તર થઇ જવાનો ભય છે. માટે આટલેથી જ યૂરોપના અને આપણા ધર્મસુધારાનો વિષય સમાપ્ત કરીશું.

: ૩ :

## યુરોપનો અર્વાચીન યુગ

ઉપરના મથાળા* નીચે આ પત્રમાં પૂર્વે બે લેખ પ્રસિદ્ધ થયા છે. એમાંનો પહેલો લેખ "ગ્રીસ અને રોમ" સંબન્ધી, અને બીજો "ક્રિશ્ચૅનિટિ : પ્રાચીન અને અર્વાચીન" સંબન્ધી હતો. એમાં પ્રતિપાદન કરવામાં આવ્યું કે સ્વાતન્ત્ર્યપ્રેમ એ ગ્રીક પ્રજાનું અને આધિકારમાન રોમન પ્રજાનું લક્ષણ હતું. ગ્રીક પ્રજા આત્મ-સંયમને અભાવે પડતીમાં આવી. રોમન પ્રજામાં આ ખામી ન હતી, તેથી તે રાજ્ય વિસ્તારવામાં અને ચલાવવામાં ફતેહમન્દ નીવડી. પરન્તુ એક મહાપ્રશ્ન—પ્રાકૃત જનોનું અર્થાત્ સામાન્ય જનમંડળનું

* "ઇતિહાસની આરસી" એ મથાળા નીચે. સં૦

કલ્યાણ કેમ કરવું ?—એનું સમાધાન એ બેમાંથી એકે કરી શક્યાં નહિ. મનુષ્યજાતિનો અભ્યુદય પ્રાકૃત જનોના અભ્યુદય શિવાય અશક્ય છે : જનતા એ એક જીવન્ત સંઘાત—દેહ છે, અને એનું કોઈ પણ અવયવ જડ નિર્બળ કે દુઃખી રહેવા દેવામાં આવે તો એ ઉપેક્ષાની અસર સમસ્ત દેહમાં વ્યાપી જાય છે. ગ્રીસ અને રોમ જેવાં બુદ્ધિમન્ત અને પરાક્રમી રાજ્યો આ દોષને લીધે પડી ભાગ્યાં, અને ક્રિશ્ચૅનિટિને માટે એમને માર્ગ કરવો પડ્યો. ક્રિશ્ચૅનિટિએ બન્ધુભાવના સાદા ઉપદેશથી આખા જનમંડળને એક સૂત્રમાં પરોવવા માંડ્યું, અને ઉપેક્ષામાં ડૂબેલા જનોનો ઉદ્ધાર કરી આખા જનસમાજમાં વ્યવસ્થા આણી. પણ નવો જનસમાજ જ્યાં કાંઈક વ્યવસ્થિત થયો કે તુરત એમાં પણ રાજા અને પ્રજાનો ભેદ શરૂ થયો: સર્વ સત્તા રાજા અને પોપમાં એકત્રિત થઈ, અને એમના આશ્રય નીચેના અધિકારીઓએ પ્રજાના હિતની અવગણના કરી સ્વાર્થ તરફ જ લક્ષ આપવા માંડ્યું. જતે દહાડે આ અનર્થ સ્હામે કેટલાકે પોકાર ઊઠાવ્યો, તેઓએ વિચાર અને કર્તવ્યના સ્વાતન્ત્ર્યની ભાવના ઊપજાવીને પોપની સત્તાને તોડી. પણ પોતામાં વ્યવસ્થા કરવાનો વખત આવ્યો એટલે આ નવા-પ્રોટેસ્ટન્ટ-પન્થે પણ તુરત વિચારસ્વાતન્ત્ર્યને બેડીઓ પહેરાવવા માંડી—ન પહેરાવી શકાઈ એટલે અવ્યવસ્થા શરૂ થઈ, અને **ઐહિકતા** અને **વ્યક્તિદૃષ્ટિ** એ બે વર્તમાન યુગની પ્રબળ શક્તિઓએ, પોતાની સત્તા બેસાડી. આ દુનીઆની પાર કોઈ પદાર્થ નથી, હોય તો પણ ભલે—આપણે તો આપણો સઘળો વ્યવહાર આ દુનીઆના લાભાલાભની દૃષ્ટિએ જ ચલાવવાનો છે, એવા દૃષ્ટિબિન્દુને ઘટતું જે વર્તન તે **ઐહિકતા**; અને એમાં પણ જનમંડળ( સમષ્ટિ )માં પોતાની જાત ( વ્યક્તિ ) ડૂબાવવાને બદલે આખા જનમંડળનું મધ્યબિન્દુ દરેક જણ પોતાની જાતને માને એ **વ્યક્તિદૃષ્ટિ.** મુખમાં ભલે ઈશ્વર અને પરલોકનો સ્વીકાર હોય, પણ જ્યાં વર્તન પૂર્વોક્ત દૃષ્ટિબિન્દુથી થવા માંડે એટલે એને ઐહિકતા

સમઝવી; તેમજ, જનહિતવાદ સ્વીકાર્યો એટલે વ્યક્તિદાષ્ટ મટી ગઈ એમ પણ ધારવું નહિ; જનહિત શેમાં રહેલું છે એનો નિર્ણય દરેક વ્યક્તિએ પોતપોતાના હાથમાં જ રાખ્યો એટલે વ્યક્તિવાદનું દ્વાર ઊઘડ્યું; અને પોતાનું સ્વાતન્ત્ર્ય સ્વતઃસિદ્ધ રાખી, એના ઉપર જનમંડળનો જરૂર પડતો જ કાબુ કબૂલ કર્યો, એટલે એ વ્યક્તિદૃષ્ટિ થઈ. આ ઐહિકતા અને વ્યક્તિદૃષ્ટિ સારાં છે કે ખોટાં એ વિષે વિચાર કરવાનો પ્રસંગ છેવટે આવશે. અત્યારે તો આપણે એ બેને વર્તમાનયુગની માત્ર લક્ષણભૂત શક્તિઓ તરીકે જ લઇશું, અને એના વિકાસક્રમની રેખા દોરીશું.

( ૧ )

ઇ. સ. ૧૬મા અને ૧૭મા સૈકામાં સઘળા રાજકીય પ્રશ્નો હજી ધર્મ સાથે જોડાએલા રહેતા. પરન્તુ આ જ અરસામાં તત્ત્વચિન્તકોએ અને રાજ્યપુરુષોએ એમને ઐહિક દૃષ્ટિથી વિલોકવાનું શરૂ કર્યું. મેકયાવેલિના રાજ્યશાસ્ત્રમાં કાંઇપણ ધાર્મિક કે નૈતિક દૃષ્ટિબિન્દુ ન હતું. રાજ્યતન્ત્ર તે એ એક બુદ્ધિનો વ્યાપાર છે, અને એમાં ભાગ લેનાર જનોના પોતાના લાભ માટે જ છે એમ એ સમઝે છે. અને આ સમઝણથી જ તે સમયના નિપુણમાં નિપુણ રાજ્યપુરુષો વર્તતા. રાજ્યશાસ્ત્રમાંથી ધાર્મિક દૃષ્ટિ તેઓએ કાઢી નાંખી હતી એટલું જ નહિ, પણ ધર્મને પણ તેઓ રાજ્યનું સાધન માત્ર માનતા. આ ઐહિકતાએ ઇંગ્લંડમાં રાજાનું બળ વધાર્યું, અને મધ્યમ વર્ગના લોકનું પોપ ઉપરથી મન ઊઠાડી નાંખ્યું. ઇલિઝાબેથ ખરા અન્તઃકરણથી પ્રોટેસ્ટન્ટ ધર્મની ન હતી, એના મનમાં એક પ્રકારનો રોમન કેથોલિક ભાવ કાયમ હતો, પણ રાજ્યમાંથી ધર્મદૃષ્ટિ ખશી જવાને લીધે, એની રાજકીય પ્રવૃત્તિ રોમન કેથોલિક ન હોતાં પ્રોટેસ્ટન્ટ રાજ્યના અગ્રણી તરીકેની હતી. વળી, આ સમયમાં મધ્યમ વર્ગના લોકોમાં લક્ષ્મીનો અને બળનો ઘણો વધારો થયો હતો, અને તેઓમાં પણ ઐહિકતાએ પ્રવેશ કર્યો હતો. રોમન કેથોલિક પન્થને

બદલે નવો પ્રોટેસ્ટન્ટ પન્થ વેપારી અને વચલા વર્ગના શ્રીમન્તોમાં દાખલ થયો હતો, અને વેપારના વહેણની સાથે જ નવા વિચારોનું વહેણ પણ ચાલવા લાગ્યું. રોમન કૅથોલિક પન્થનું બળ માત્ર અમીર વર્ગમાં હતું, પણ અમીરોને તોડી પાડવામાં રાજાને મધ્યમ વર્ગે મદદ કરી. ધર્મના ઊંચા ઊંચા વિચારોને બદલે ઐહિક લાભની દૃષ્ટિ તેઓએ વિસ્તારી. અને આ નવો વર્ગ અને એમના વિચારો એવા જામી ગયા કે આગળ જતાં કેટલાક રાજાઓએ કૅથોલિક પન્થનું પુનરુજ્જીવન કરવા યત્ન કર્યો ત્યારે તેઓ નિષ્ફળ ગયા.

આ ઐહિકતાની એક અસર જેમ મધ્યમ વર્ગનું બળ વધારવા તરફ થઈ, તેમ એની બીજી અસર ધર્મની બાબતમાં પરસ્પરસહનતા ઉત્પન્ન કરવામાં જણાઈ. કોઈપણ ધર્મમંડળ સઘળા મતમતાન્તરોને સરખા ગણી શકે નહિ, પણ જ્યાં લોકોમાં ધર્મને બદલે રાજ્યની સ્વતન્ત્ર ભાવના ઉત્પન્ન થઇ અને રાજ્યતન્ત્રમાં જુદા જુદા પન્થના લોકોએ સાથે ભાગ લેવા માંડયો ત્યાં તેઓને એકબીજાના ધાર્મિક ભેદ સહન કરતાં આવડયું. ઑલિવર ક્રોમવેલના લશ્કરમાં વિવિધ ધર્મના માણસો હતા, છતાં તેઓ એક જ રાજકીય પ્રવૃત્તિમાં ઉત્સાહથી એકદા થઈ શકયા હતા. આ રીતે દરેક જણને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ હોવી જોઇએ એ વિચાર જન્મ પામ્યો. અને ઑલિવર ક્રોમ્વેલના હાથમાં સત્તા આવી તે વારે એણે, પોતે પોતાના ધર્મમાં પૂર્ણ ઉત્સાહવાળો અને દૃઢ હોવા છતાં, બીજાના ધર્મને કાંઈ જ અડચણ કરી નહિ.

સત્તરમા સૈકામાં પ્રોટેસ્ટન્ટ પન્થે સાંપ્રદાયિક ધર્મની સ્હામે કેવળ બાઈબલનું પ્રામાણ્ય સિદ્ધ કર્યું હતું. અઢારમા સૈકામાં વિચારશીલ પુરુષોએ બાઈબલ પણ કોરાણે મૂક્યું—અને બાહ્ય પ્રમાણને સ્થળે સ્વતન્ત્ર મનુષ્યબુદ્ધિ અને મનુષ્યભાવનું સામ્રાજ્ય સ્થપાવા લાગ્યું. મનુષ્ય દોષથી ભરેલો—‘પાપી’—છે એવો સિદ્ધાન્ત ક્રિશ્ચૅનિટિના પ્રોટેસ્ટન્ટ અને રોમન કૅથોલિક ઉભય પન્થમાં ચાલ્યો આવતો હતો, એ સ્હામે

એવું પ્રતિપાદન થયું કે મનુષ્ય સ્વભાવ થકી પવિત્ર અને સારો જ છે, અને તેથી બાહ્યથી એના ઉપર કૃત્રિમ પ્રમાણુસત્તાનું દબાણુ મૂકવાને બદલે, એને સ્વાભાવિક ઇચ્છાનુસાર વર્તવા દેવાની છૂટ આપીએ તો તેથી એનામાં પરિપૂર્ણતા આવવાનો અધિક સંભવ છે. જનસમાજમાં જે કાંઈ અનિષ્ટ દેખાય છે એ ખોટી સંસ્થાઓનું, અને રાજ્ય તથા કેળવણીનું કામ ચલાવનારા માણસોના ભૂલભરેલા વિચારોનું પરિણામ છે. માટે, ચાલતી સંસ્થાઓને સુધારીને વા તદ્દન કાઢી નાંખીને મનુષ્યે પોતાની નૈસર્ગિક (સ્વાભાવિક) સ્થિતિ પ્રાપ્ત કરવા યત્ન કરવો અને તે સારૂ મનુષ્યના સ્વાભાવિક હક વિષે અને સ્વાભાવિક સારાઈ વિષે વિશ્વાસ અને માનની દૃષ્ટિ રાખી એ ધોરણે કાયદા ઘડવા જોઇએ—એમ આ નવીન વિચારકોએ માગણી કરી.

આ વિચારો પૈકી રૂસોએ (૧૭૧૨–૧૭૭૮) લોકના મન ઉપર ઘણી અસર કરી. એણે મનુષ્યની સ્વાભાવિક સ્થિતિનાં મનોહર વાણીમાં વખાણ કર્યાં, અને રાજ્યદ્વારી પુરુષો તથા પાદરી લોકો મનુષ્યના સુખ માટે જે જે કાયદા જરૂરના માનતા હતા તેમાંના કેટલાક કેવી નિર્દયતા અને મૂર્ખતાના ભરેલા છે, એ એણે જગજાહેર કરી આપ્યું; અને એવી રીતે એણે કેટલોક લાભ કર્યો. બહારથી વાપરવામાં આવતી સત્તાથી મનુષ્યસમાજ સુધરી શકતો નથી, કારણ કે એથી લોક પોતાના ઉચ્ચતર સ્વભાવ ઉપર વિશ્વાસ રાખી વર્તવાનું અને એ સ્વભાવ વિકસાવવાનું ભૂલી જાય છે. આ કહેવું પણ ઠીક છે. પણ તે સાથે એટલું યાદ રાખવું જોઇએ કે 'મનુષ્ય સ્વભાવ થકી સારો જ છે' એમ માનવું સર્વથા ખરૂં નથી, અને આ ભ્રાન્તિનાં જગતના રાજકીય ઇતિહાસમાં ઘણાં જ માઠાં પરિણામ નીવડયાં છે. દરેક માણસમાં જેમ દૈવી પ્રકૃતિ છે તેમ આસુરી પ્રકૃતિ પણ છે. તેમાંના એકને વિકસાવવા દેવા માટે સ્વાતન્ત્ર્યની જરૂર છે, અને બીજાના નિરોધ માટે કાયદાના નિયન્ત્રણની પણ તેટલી જ જરૂર છે. આવા નિયન્ત્રણ વગર માત્ર સ્વાભાવિક યત્નથી પ્રમાદ,

મોહ, લોભ વગેરે દુર્ગુણોનો નાશ કરવો અશક્ય છે. રૂસોના ઉપદેશને પરિણામે લોકો એવી ભ્રાન્તિમાં પડ્યા કે જાણે આ આસુરી પ્રકૃતિના જય માટે કાંઈ શ્રમ કરવાની જરૂર જ ન હોય; અને જાણે સમાજમાં કૃત્રિમતા છે તે દૂર કરી એટલે સર્વ સુધરી ગયું !

ફ્રેંચ રેવોલ્યુશન(૧૭૮૯)ના અનુભવથી સૌજન્યવાદીઓનો—મનુષ્યની સ્વાભાવિક સુજનતાનો—સિદ્ધાન્ત ખંડિત થયો. ફ્રેન્ચ વિદ્વાનોએ સામાજિક સંસ્થાઓ તોડી સ્વાભાવિક સ્થિતિમાં લોકહિત મેળવવા યત્ન કર્યો; એ યત્નમાં તેઓ નિષ્ફળ ગયા ત્યારે કેટલીકવાર એમ ખુલાસો આપવામાં આવ્યો કે હજી સામાજિક સંસ્થાઓનું જોઇએ તેટલું નિકન્દન થયું નથી ! રાજાને ફાંસીએ ચઢાવ્યો, અમીર વર્ગને દેશપાર કર્યો, અને દેવસ્થાનધર્માદાખર્ચ બંધ કર્યું, દુશ્મનોને કાપી નાંખ્યા, અને માંહેમાંહે પણ કાપાકાપી ચલાવી—પણ છેવટે એટલું જ સિદ્ધ કર્યું કે તેઓએ અશક્ય વસ્તુ હાથ ધરી હતી ! એમણે અપૂર્ણ મૂકેલું કામ નેપોલિયનને હાથ ગયું. નેપોલિયન પણ કાંઇક ઉપરના વિચાર ધરાવતો હતો, પણ એ વિચારને તે પોતાના કામમાં આડા આવવા દેતો નહિ.

મનુષ્યનું સ્વાભાવિક સૌજન્ય અને એની સહજસાધ્ય પરિપૂર્ણતા —એ સિદ્ધાન્ત હજી પણ પ્રજાસત્તાક રાજ્યબન્ધારણમાં અને લિબરલ પક્ષમાં પ્રસરેલો છે. પણ ખરૂં જોતાં મનુષ્યસ્વભાવનું પૂરેપૂરૂં અવલોકન કરી સિદ્ધાન્ત બાંધવાની જરૂર છે. કેટલાક રાજદ્વારી પુરુષો હજી પણ જણાવે છે કે કાયદાઓ ખોટા હોય, અધિકારી વર્ગ દુષ્ટ હોય, પણ 'લોક તો કદી ખોટા ન જ હોય' ! પણ લોકમાં આવો નિરવધિ વિશ્વાસ મૂકવાનું કહેવામાં આવે છે તે સર્વથા બરાબર નથી. એટલું સ્મરણમાં રાખવા જેવું છે કે લોક તે આપણે પોતે જ છીએ. અને આપણા દોષ આપણે સારી પેઠે જાણીએ છીએ. આંખો મીંચીને પોતાની સારાઈ ઉપર વિશ્વાસ રાખવાથી આત્મસંયમને અવકાશ રહેતો નથી. દૈવીપ્રકૃતિ ઉપર બેશક વિશ્વાસ રાખવો, પણ

તેજ સાથે આસુરી પ્રકૃતિથી ચેતતા પણ રહેવું. અને એના નિરોધ માટે કાયદા વગેરેની યોજના કરવી. જનસમાજે કાયદાનું નિયન્ત્રણ નાખવાનું છે તે એક અંગે બીજા અંગ ઉપર નહિ પણ આખી પ્રજાએ પોતાના ઉપર જ છે, કારણ કે કાયદાનું ખરૂં પ્રયોજન આખી પ્રજાને આત્મસંયમ વડે ઉન્નત બનાવવી એ છે—નહિ કે પ્રજાના એક વર્ગે બીજા વર્ગ ઉપર જુલમ ગુજારવો કે સ્વાર્થ સાધવો. આ પ્રમાણે સૌજન્યવાદીએ વ્યક્તિનું નિરર્ગલ સ્વાતન્ત્ર્ય સ્થાપવા યત્ન કર્યો એ ભૂલ કરી—પણ દુષ્ટ જુલમની બેડીઓ તોડી એ એની મનુષ્ય ઉન્નતિના ઇતિહાસમાં કદી ન ભૂલાય એવી સેવા છે.

( ૨ )

ઉપરના મથાળા * નીચે આ પત્રમાં પૂર્વે ગ્રીસ અને રોમના ઇતિહાસમાંથી સૂત્રરૂપે કેટલોક બોધ તારવી કાઢવામાં આવ્યો હતો, તથા યૂરોપના અર્વાચીન યુગનાં ખાસ લક્ષણ—ઐહિકતા (Secularism) અને વ્યક્તિદૃષ્ટિ ( Individualism )—બતાવી, એની રાજકીય ઇતિહાસ ઉપર થએલી અસરનું દિગ્દર્શન કરાવ્યું હતું. આજ એ અર્વાચીન ભાવનાની યૂરોપના, ખાસ કરીને ઇંગ્લંડના, આર્થિક ઇતિહાસ ઉપર થએલી અસર બહુ જ સંક્ષિપ્ત રૂપે અવલોકીએ.

અર્વાચીન યૂરોપના આર્થિક ઇતિહાસમાં ઐહિકતાની ભાવના કેવી વ્યાપેલી છે, એ બતાવવા માટે તો બિલકુલ વિગતવાર ચર્ચા કરવાની જરૂર પડે એમ નથી. અર્વાચીન યૂરોપની ' વિત્તૈષણા '—દ્રવ્યલાલસા—એ પરલોકનું હિત સંપાદન કરવા માટે નથી, પણ ઐહિક સુખ અને બળના સાધન રૂપે જ છે એ સુપ્રસિદ્ધ છે. જરાક વિગતમાં ઉતરીને બતાવવા જેવી બાબત છે તે આર્થિક ઇતિહાસમાં પ્રકટ થતી વ્યક્તિદૃષ્ટિ છે. કુદરતથી મનુષ્ય માત્ર સમાન સ્વતન્ત્ર અને સૌજન્યથી ભરેલાં છે; મનુષ્યના કાયદાઓ એ જ સર્વ દુઃખનું મૂળ છે; અને કુદરતના સ્વાભાવિક નિયમોને અનુસરવામાં આવે તો સર્વ દુઃખ શમી જાય—આ સિદ્ધાન્તને જેમ રાજકીય બાજુ છે તેમ આર્થિક

* ચાલુ લેખમાળાનું " ઇતિહાસની આરસી " એ મથાળું. સં૦

બાજુ પણ છે. 'કુદરતના નિયમો' ને જનસમાજને લગાડનારાઓમાં અઢારમી સદીના અર્થશાસ્ત્રીઓ પહેલ વહેલા હતા. એ વખત સુધી સુધરેલાં રાજ્યોમાં પણ વેપાર અને ઉદ્યોગ ઉપર રાજ્યનો અંકુશ મૂકવામાં આવતો હતો. દેશમાં ઉત્પન્ન થતા માલને પૈસાની મદદ આપવાથી અને પરદેશથી આવતા માલ પર જકાત નાંખવાથી પોતાના દેશના વેપાર ઉદ્યોગને પુષ્ટિ મળે છે એમ આગળના રાજ્યકર્તા સમજતા હતા. આ સિદ્ધાન્ત ગેરસમઝણ ભરેલો છે એમ ઍડમ સ્મિથ ( ઇ. સ. ૧૭૨૩–૧૭૯૦ ) નામના એક પ્રખ્યાત અર્થશાસ્ત્રીએ પહેલવહેલું પ્રતિપાદન કર્યું. ઍડમ સ્મિથ અને એના અનુયાયીઓનું એમ કહેવું હતું કે લોકો વેપાર ઉદ્યોગ કરે છે તે પોતાના હિત માટે જ કરે છે, અને તેથી શું કર્યાથી પોતાને લાભ થશે તે તેઓ પોતાની મેળે જ શોધી કાઢે છે. રાજ્યકર્તાએ લોકોને પોતાને સૂઝે તેવી રીતે ધન્ધો કરવાની છૂટ આપવી જોઇએ. રાજ્યે વેપાર અને ઉદ્યોગને લગતા કાયદા ઘડી લોકના સ્વતન્ત્ર વ્યવહારમાં વચ્ચે પડવાની જરૂર નથી; જેમ જેમ ધન્ધામાં હરીફાઈ ચાલતી જશે તેમ તેમ જે ધન્ધામાં ખરો નફો હશે તે ટકશે અને નફો નહિ હોય તે એની મેળે નાશ પામશે. કોઈ પણ રાજ્યે આ સિદ્ધાન્ત પૂરેપૂરો તો અમલમાં મૂક્યો નથી. ઇ. સ. ૧૮૪૬માં કૉબ્ડનના ભગીરથ પ્રયત્નને પરિણામે પરદેશથી આવતા અનાજ ઉપરથી જકાત ઊઠાડીને ઈંગ્લંડના રાજ્યકર્તાઓએ આ સિદ્ધાન્ત ઘણે ભાગે પોતાની આર્થિક નીતિમાં સ્વીકાર્યો છે. આની ઈંગ્લંડના વેપાર અને ઉદ્યોગ ઉપર સારી માઠી એમ મિશ્ર પ્રકારની અસર થઈ છે. તેમાંની બે ત્રણ બાબતોની ખાસ નોંધ લઇએ.

પહેલી અસર તો એ કે એથી વેપારનો મ્હોટો વિસ્તાર થયો. મ્હોટાં મ્હોટાં કામ માથે લેવા માટે લોકમાં હિંમત, સાહસ, અને ઉત્સાહ પેદા થયાં; નવી નવી શોધો થવા માંડી; અને જેટલો પૈસો મેળવવો પહેલાંનાં સોએક વર્ષ ઉપર તદ્દન અશક્ય લાગતો હતો

તેટલો હવે સહેલાઇથી સંપાદન થઈ શકતો. પૈસાની જરૂર અને મહત્ત્વ સમઝાતાં, પૈસાનો બચાવ થવા લાગ્યો, અને જેમ જેમ પૈસો બચતો ગયો તેમ તેમ તે પૈસો નવા ઉદ્યોગમાં ધીરાવા લાગ્યો, અને જેમ જેમ ધન્ધામાં વધારે મૂડી રોકાવા લાગી તેમ તેમ પેદાશ વધતી ગઈ. બીજો લાભ એ થયો કે લોકો પોતપોતાને અનુકૂળ પડે તેવા વેપાર ચલાવવામાં એક બીજા સાથે એકઠા જોડાયા, અને લક્ષ્મીની સેરો ચોતરફથી એકઠી વહેવા લાગી. મ્હોટી મ્હોટી કંપનીઓ સ્થપાઈ અને એકત્રતાથી શા લાભ થાય છે તે લોકને સમઝાયું. રેલ્વે, બેંકો અને બીજી અનેક તરેહની કંપનીઓ થઈ તેમાં મધ્યમ વર્ગને તેમ જ મજૂર વર્ગને ઘણો લાભ થતો ગયો. ટુંકામાં, પૈસો એક ઠેકાણે ભરાઈ ન રહેતાં, ચારે તરફ વેરાવા માંડ્યો—અને વેરાવાથી ઘટ્યો નહિ, બલ્કે વધ્યો.

ત્રીજું—જેમ જેમ રાજકીય પ્રતિબન્ધ અને વગસગ દૂર થયાં તેમ તેમ પ્રવીણ અને બુદ્ધિમાન પુરુષોને પોતપોતાને અનુકૂળ હોય તેવા ધન્ધા કરવાનું સ્વાતન્ત્ર્ય મળ્યું. પણ તે સાથે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે પૈસાવાળો જેવી સહેલાઈથી હરીફાઇમાં ઉતરી શકે છે તેટલી સહેલાઇથી ગરીબ માણસ ઉતરી શકતો નથી. તેથી પરિણામ એ થયું કે પૈસાવાળા ફાવવા લાગ્યા, અને કહેવત છે તેમ ' ભરતામાં ભરાવા માંડયું ', અને સાધારણ ધનાઢ્ય માણસો અથાગ ધનાઢ્ય થઇ પડયા. એટલે જેમ એક અસર પૈસો વિવિધ માર્ગે વ્હેંચાવાની થઇ તેમ બીજી અસર એથી ઉલટી થઇ: ધનિકના હાથમાં ધન ભરાવા લાગ્યું.

ચોથું—જેમ જેમ આપણી કને પૈસો આવતો જાય છે તેમ આપણને વધારે ને વધારે વસ્તુઓનો ખપ જણાતો જાય છે. વળી ઉદ્યોગ વધતો ગયો તેમ તેમ લોકોને મજૂરી મળતી ગઈ, અને નિર્વાહનાં સાધન વધ્યાં, અને પ્રજા પણ વધતી ચાલી. પૈસાદાર લોકો જેમ જેમ વધારે પૈસો સંપાદન કરતા ગયા તેમ તેમ તેમનું

ખર્ચ તેટલા પ્રમાણમાં વધતું ગયું, અને તે ખર્ચાએલો પૈસો કેટલેક અંશે ગરીબ લોકને મળતો ગયો, અને તેથી તેઓની સ્થિતિમાં સુધારો થયો—એ પણ આપણે કલ્પી શકીએ. આ સ્હામે, ગરીબ લોકની સ્થિતિ પરત્વે એ પણ યાદ રાખવું જોઇએ કે પ્રજાની સંખ્યા વધવાથી નિર્વાહનાં સાધનમાં ભીડ થાય, અને એ ભીડની અસર મ્હોટે ભાગે તવંગરને નહિ પણ ગરીબને જ સહન કરવી પડે.

આમ ધમધોકાર અને સ્વતન્ત્ર આર્થિક પ્રવૃત્તિથી તવંગરને જેટલો લાભ છે તેટલો ગરીબને નથી. ગરીબને લાભ-હાનિ એકઠાં છે. વળી, વર્તમાનકાળમાં વેપાર-ઉદ્યોગમાં જે અણધારી ઝડપથી ફેરફાર થાય છે તેને લીધે ઘણા વેપારીઓ વેપારમાં અટકી પડે છે. અને મજૂરો એકદમ બિનરોજગાર બની જાય છે. પરન્તુ આની સ્હામી બાજુએ એ પણ યાદ રાખવું જોઇએ કે ગરીબ પ્રજામાં જે લોકોને મરી ફીટવું પડે છે તેઓને તવંગર પ્રજામાં કાંઇને કાંઈ ધન્ધો મળી રહે છે. વળી તવંગર પ્રજામાં જે છૂટે હાથે ધર્માદા ખર્ચ થાય છે તેથી નબળાં અને નિર્ભાગીઓનું ગુજરાન ચાલે છે. ઘણા જનસમાજને તળીએ હજી પણ એવો એક નિર્ધનતારૂપી પંકનો ખાડો રહે છે કે જેમાં ગરીબ મજૂર વર્ગ નિર્વાહનાં સાધનમાં સહેજ ઘટાડો થતાં કે બાળબચ્ચાંની સંખ્યામાં સહેજ વધારો થતાં આવી પડે છે. આમ દેશની લક્ષ્મી વધ્યા છતાં પણ ગરીબ લોકની ફિકર તો દરેક રાજ્યમાં કાયમ રહે છે જ. વેપાર ધન્ધામાં લોકને સ્વાતન્ત્ર્ય આપીને હરીફાઈ ઉપજાવવાથી સર્વથા ફાયદો જ થયો છે એમ નથી. ઍડમ સ્મિથ અને એના અનુયાયી સ્વાતન્ત્ર્યવાદીઓએ કાંઇક આ પ્રકારનું અનુમાન કર્યું જણાય છે: —'ધન્ધામાં નફાની આશા એ માણસને સ્વાભાવિક રીતે દોરનાર વસ્તુ છે. માટે એ આશામાં કોઇ પણ રીતે આડા ન આવવું, અને એ આશા જ્યાં દોરે ત્યાં જવું.' પણ આ અનુમાનમાં ભૂલ એક થાય છે તે એ કે—જે સ્વાભાવિક રીતે માણસને ખેંચી જાય છે તે જ ઘણીવાર

માણુસને ફસાવે છે. માટે સ્વાભાવિક નફાના લોભની વૃત્તિ ઉપર સાવચેતી, ડહાપણ, અને મધ્યમસરપણાનો અંકુશ—આર્થિક લાભ ખાતર, પણ–મૂકવો જોઈએ. વળી આ અંકુશ વગરની માણુસની સ્વાભાવિક વૃત્તિ એને અનેક અનર્થમાં ફસાવે છે. આથી કેટલાક માણુસ અતિલોભી બની જાય છે, અને પોતે ઉપયોગમાં લઇ શકે કે પરાર્થમાં ખર્ચવા ઇચ્છે તે કરતાં અતિ અધિક ધન એકઠું કરે છે. કેટલાક, લક્ષ્મી ઉકરડાની માફક વધતાં, આળસુ બની જાય છે અને સુખચેનમાં પડી રહે છે. જનસમાજની દરેક વ્યક્તિ ઉપર આ અતિલોભ કે અતિઆલસ્યની થોડી ઘણી અસર પણ દેખાયા વિના રહેતી નથી. વળી, કેટલીક પ્રજાને બીજી પ્રજાના વ્યાપાર–વિષયક સ્વાતન્ત્ર્યથી નુકસાન થાય છે: જેમકે અંગ્રેજ વેપારીઓ સ્વતન્ત્રતાના સિદ્ધાન્તને નામે, જો કે ખરું જોતાં મોહક માલથી લોકનાં મન પરવશ કરીને, લાખો રૂપીઆ હિન્દુસ્થાનમાંથી પરદેશ ખેંચી જાય છે, અને પૂરતી જકાતના અંકુશને અભાવે નવા ઉદ્યોગો જામી શકતા નથી.

આ પ્રમાણે વર્તમાન યુગના વ્યક્તિવાદે મનુષ્યની આસુરી સંપત્‌ને ગણતરીમાં લેવાનું ભૂલી જઈને રાજકીય વિષયમાં જેમ ફ્રેંચ રેવોલ્યૂશન ઉપજાવ્યો, તેમ આર્થિક વિષયમાં પણ આસુરી સંપત્‌ને વિસ્તાર દઇને ગંજાવર સટ્ટાને, અને સ્હામાને હેરાન કરીને મ્હોંએ માગ્યા ભાવ લેવા સારૂ જગત્‌નો બધો માલ ખરીદી લેવાની યોજનાઓને જન્મ આપ્યો.

આમ જનસમાજનાં દૂષણો દૂર કરવાના ગ્રીસ, રોમ, પ્રાચીન (ખ્રિસ્તી) યૂરોપ અને અર્વાચીન યૂરોપના વિવિધ પ્રયત્નો કેટલે દરજ્જે સફળ યા નિષ્ફળ થયા છે એ બતાવ્યું છેક વર્તમાન સમયની જગત્‌ની પ્રવૃત્તિનું તત્ત્વ શું છે એ હવે પછી એક બે લેખમાં વિચારીશું.*

[ વસંત: વર્ષ ૨, અંક ૧૦, ૧૨; કાર્તિક, પૌષ, સં. ૧૯૬૦
,, વર્ષ ૪, અંક ૩, ૧૦; ચૈત્ર, સં. ૧૯૬૧, કાર્તિક, સં. ૧૯૬૨ ]

* અપૂર્ણ. જુઓ 'સાહિત્યવિચાર' પૃ૦ ૫૫૧. સં૦

# ઇતિહાસનું શિક્ષણ

હમણાં થોડા વખત ઉપર ઇંગ્લંડના 'Historical Association' યાને ઇતિહાસમંડળનો વાર્ષિક મેળાવડો થયો હતો. તેમાં પ્રોફેસર ટાઉટે વાર્ષિક સમારંભના પ્રસંગનું ભાષણ આપ્યું હતું, તથા તે પછી ઇતિહાસના શિક્ષણ સંબન્ધી ચર્ચા થઇ હતી. પ્રોફેસર ટાઉટે 'વર્તમાન યુગ' નું સ્વરૂપ બરાબર સમઝવા માટે **'મધ્યયુગ'** ના ઇતિહાસના અધ્યયનની જરૂર બતાવી અને એમાં 'વર્તમાન યુગ'ના અભ્યાસકો અને હિમાયતીઓએ ('modernists') પણ આમાં સંમતિ દર્શાવી. ઇતિહાસના શિક્ષણ સંબન્ધી ચર્ચામાં—ઇતિહાસનું શિક્ષણ શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી જ અપાવું જોઇએ, એમાં સ્વદેશાભિમાન અને સ્વજાત્યભિમાનનો ઉપદેશ ( Propaganda ) પ્રચારવાનો શિક્ષક તરફથી યત્ન થવો ન જોઇએ એવો ઘણાનો મત થયો. મિ. માર્વિને—એક દેખીતા અપવાદ રૂપે—સત્ય અને મનુષ્યજાતિ પ્રતિ બન્ધુભાવનો ઉપદેશ પ્રચારવાની ('for truth and huminity') જરૂર જણાવી. વળી, આ ચર્ચામાં એક બીજી મહત્ત્વની બાબત વિષે સૌ એકમત થયા તે એ કે—સિનેમામાં 'unhistorical historical films' 'અનૈતિહાસિક ઐતિહાસિક ચિત્રો'—એટલે કે સાદી અને સીધી ભાષામાં બોલીએ તો જૂઠો ઇતિહાસ, દર્શાવવામાં આવે છે તે સામે શિક્ષકોએ સાચો નિષ્પક્ષપાત ઇતિહાસ શીખવવો જોઇએ.

આ ઉપર જણાવેલી ત્રણે વસ્તુઓ આપણે મનન કરવા જેવી છે. ઘણા વખત સુધી આપણે બ્રિટિશ રાજ્યના ઇતિહાસને જ મુખ્ય ગણતા હતા, અને હમણાં કાંઇક પ્રાચીન હિન્દના ઇતિહાસને મહત્ત્વ આપવા લાગ્યા છીએ. હજી જોકે આ બંને વિષયમાં ઘણા અધિક અભ્યાસની જરૂર છે—બ્રિટિશ રાજ્યનો ઇતિહાસ વધારે પૂર્ણ સાધનોથી—યાને ઉભયપક્ષી પુરાવા સાથે—જાણવાનો છે, તેમજ

પ્રાચીન હિન્દના ઇતિહાસમાં હજી ઘણો અન્ધકાર આપણે ફેડવાનો છે, તોપણ કહેવું જોઇએ કે હિન્દના મધ્યયુગના ઇતિહાસને એના પૂર્ણ ગૌરવમાં યથાર્થરૂપે જણાવવાની કેટલી અગત્ય છે એ ઘણે ભાગે વીસરાઈ જાય છે. આપણા પ્રાચીન પૂર્વજો વિષે આપણે ઘણું બોલીએ લખીએ છીએ, પણ આપણા અવ્યવહિત પૂર્વજોનું* તથા એમના અવ્યવહિત પૂર્વજોનું× જીવન સમઝવા માટે આપણે બહુ થોડો જ યત્ન કરીએ છીએ. બ્રિટિશ રાજ્ય લુચ્ચાઇ અને દોંગાઈથી સ્થપાઈ ગયું છે એમ સ્હેલાઈથી માની લઇએ છીએ, પણ એ સ્થપાતી વખતના આપણા પૂર્વજોના દોષો તરફ અન્ધ રહીએ છીએ; અગર તો અત્યારે બ્રિટિશ રાજ્યમાં જે સુખસંપત્તિનાં સાધન જોઇએ છીએ તથા શાન્તિ નીતિ અને વ્યવસ્થાનાં સુખ ભોગવીએ છીએ તેથી ચકિત થઇ પહેલી વારના જ—જગત્ સર્જાયું તે પછી પહેલી વારના જ!—આપણે આ સુખ ભોગવીએ છીએ એમ કેટલાકને લાગે છે! આ ભ્રાન્તિ દૂર થવા માટે હિન્દના મધ્યયુગનો અભ્યાસ બહુ જરૂરનો છે. જેમ ઇંગ્લંડમાં ઍંગ્લોસૅક્સનને સ્થાને ફ્રેંચ (નૉર્મન) રાજ્ય થવું આવશ્યક હતું, અને જેમ ૧૬૮૮ ની રાજ્યક્રાન્તિ વડે બ્રિટિશ રાજાને સ્થાને જર્મન રાજાને સ્થાપવાની જરૂર પડી હતી—તે જ પ્રમાણે આ દેશમાં આપણી છેલ્લી પડતીના સમયની અંધાધુંધીમાંથી ઉદ્ધાર થવા માટે બ્રિટિશ રાજ્ય અનિવાર્ય હતું. સામી બાજુએ જેઓ **વર્તમાન** બ્રિટિશ રાજ્ય સાથે તે સમયના—**ભૂતકાળના**—હિન્દને સરખાવે છે તેઓ સરખામણીનું ખોટું ધોરણ ગ્રહણ કરે છે. તે જ સમયમાં સુખસંપત્તિનાં સાધનની બાબતમાં બ્રિટન કેવું હતું એ વીસરવું ન જોઇએ. બ્રિટનનું વર્તમાન ગૌરવ જેમ એના મહાપુરુષોને લીધે થયું છે, તેમ કેટલાક અણધાર્યા સંજોગો પણ એમાં કારણભૂત છે.

---

* મોઘલ અને મરાઠા સામ્રાજ્ય તૂટ્યું અને બ્રિટિશ અમલ શરૂ થયો તે વખતના આપણા પડતીના સમયના પૂર્વજો.

× તે પહેલાંના મોઘલ અને મરાઠા સામ્રાજ્યની ચઢતીના સમયના પૂર્વજો.

નેપોલિયનનાં યુદ્ધોથી યૂરોપ પાયમાલ થઇ ગયું હતું અને આર્થિક, સામાજિક અને રાજકીય અંધાધુંધીમાં ડૂબેલું હતું તે વખતે ઇંગ્લંડને હિન્દુસ્થાનમાં જમાવટ કરવાની તેમજ પૃથ્વી ઉપર સ્થળે સ્થળે પોતાનાં સંસ્થાનો પાથરી દેવાની અનુકૂળતા મળી; અને તે જ વખતે યાન્ત્રિક શોધોથી એના ધનમાં વધારો થયો, જેથી યૂરોપને એક ખૂણે પડેલો બેટ પૃથ્વીનું મ્હોટામાં મ્હોટું સામ્રાજ્ય થઈ પડ્યું. હવે, આપણા અવ્યવહિત પૂર્વજોના પડતીના દિવસોની પૂર્વે જઈ, મોગલ અને મરાઠા રાજ્યની જાહોજલાલીના દિવસો જોઈએ, અને હાલના સુખસંપત્તિનાં નવાં ધોરણો—જે ઇંગ્લંડમાં પણ નવાં જ છે—એને બાજુ પર મૂકીને વિચાર કરીએ, તો તે વખતના લોકો સુખી નહોતા એમ કહી શકાશે નહિ. તે વખતની જીવનની ભાવના અને સુખનાં ધોરણ જૂદાં હતાં, અને તદનુસાર વિચાર કરતાં એ સમય પણ ખરેખર સુખનો હતો. હાલમાં પ્રકટ થએલા પ્રસિદ્ધ લેખક મિ. જ્યૉર્જ મૅકૉલે ટ્રેવેલ્યનના "British History in the Nineteenth Century" નામના પુસ્તકના આરંભમાં અઢારમા સદીના ઇંગ્લંડનું જે વર્ણન આપ્યું છે તેમાંનો ઘણો ભાગ તે સમયના હિન્દુસ્થાનને એવો સચોટ લાગુ પડે છે કે એમાંથી છૂટાં-છવાયાં વાક્યો ટાંકીને વિષયને કદર્થિત ન કરતાં એ મૂળ વર્ણન જ વાંચવાની વાચકને હું ભલામણ કરૂં છું. વાંચીને વાચકને અનેકવિધ સામ્યનું ભાન થવાની સાથે આટલું લાગ્યા વિના નહિ રહે કે: "the common life, though often narrow, ignorant and rough, was more near to beauty and to poetry than it has since become in a world driven by machines, and vulgarised by hustle and advertisement." પણ મધ્યયુગના ઇતિહાસના અધ્યયનની જરૂર—એ સામાન્ય વિષય જ પ્રસ્તુત હતો તેને બદલે હિન્દુસ્થાનના મધ્યયુગના ઇતિહાસની વિગત ઉપર હું ઊતરી ગયો! આશા છે કે

આ અપ્રસ્તુત ચર્ચા "વિચારમાધુકરી*" જેવા મથાળાના લેખમાં વાચક સહી લેશે.

પૂર્વોક્ત ઇતિહાસ મંડળમાં ચાલેલી ચર્ચામાં–ઇતિહાસશિક્ષણને અંગે 'propaganda' યાને સ્વદેશાભિમાન આદિ પોષવા માટે અમુક ઉપદેશ પ્રચારવાનો યત્ન શિક્ષકે કરવો ન જોઈએ એમ જે પ્રતિપાદન કરવામાં આવ્યું એ ખરેખર સાચું છે, અને વર્તમાન સમયમાં એ વાતનું આપણા શિક્ષણપદ્ધતિના સ્વદેશાભિમાની સુધારકોને અને નવીન ઇતિહાસના લેખકોને ખાસ સ્મરણ આપવાની આવશ્યકતા છે. અત્યાર સુધી આપણી શાળાઓમાં ચાલતાં ઇતિહાસનાં પુસ્તકો ઘણે ભાગે અશુદ્ધ, નિર્માલ્ય અને દેશના ગૌરવને પણ અન્યાય કરનારાં હતાં બલ્કે છે. પરંતુ તે સામે અત્યારે જે પોકાર શરૂ થયો છે તેનાથી સત્યને ઉલટી જાતનો અન્યાય થવાનો ભય નજરે પડે છે, એ પણ લક્ષમાં રાખવાની જરૂર છે.

ત્રીજી બાબત—સીનેમાના વ્હેપારીઓ લોકરંજન ખાતર ચિત્રોમાં ઘણું જુઠાણું દાખલ કરે છે તે માટે શિક્ષકોએ યથાર્થ ઇતિહાસનાં ચિત્રો બનાવી શાળામાં વિદ્યાર્થીઓને બતાવવાં જોઇએ —એવી જે સૂચના થઈ છે તેને આપણી શાળાઓમાં અવકાશ નથી, કારણ કે ભાગ્યે જ કોઈ શાળામાં ઇતિહાસ શીખવવા માટે સીનેમાનું સાધન હશે. પણ આને મળતો દોષ એક બીજા દ્વારથી પણ આવે છે —અને તે ઐતિહાસિક નવલકથા અને નાટકો.

ઇતિહાસને ફેરવીને પોતાની કલાને અનુકૂલ કરવાનો હક કવિઓ, નાટકકારો અને નવલકથાના લેખકો ભોગવે છે. પરંતુ તેમાં કલાની મર્યાદા હોય છે, અને કલા ઇતિહાસ સાથે બહુ વિરોધી થાય ત્યારે વૈરસ્ય ઊપજાવે એ પણ કલાના શાસ્ત્રનો જ એક

* આ લઘુ લેખ "વિચારમાધુકરી" ના મથાળા હેઠળ છપાયો હતો. 'વસન્ત'માં "પ્રાસંગિક નોંધ", "દિગ્દર્શન" અને "વિચારમાધુકરી" એ ત્રણ મથાળાં નીચે લઘુ લેખો આવતા. સં૦

નિયમ છે. શેક્સપિયર અને કાલિદાસે પણ મૂળ વસ્તુમાં ફેરફાર કર્યો છે એ ખરું, પણ તે પૂર્વોક્ત નિયમને બાધ ન આવે એવી રીતે. અને એ મહાન કવિઓની વાસ્તવિક મહત્તા એટલી બધી છે કે એમનાં પુસ્તકોમાં વાચક દોષ કાઢવાને બદલે એમના દેખીતા દોષની પાછળ કાંઈક વાસ્તવિક કલાવિધાન રહ્યું હશે એમ વાજબી રીતે માની લઈ એ શોધવા એનું મન ગૂંથાય છે. પરંતુ આપણા આધુનિક લેખકોને તો ઇતિહાસમાં ફેરફાર કરવાનો હક થોડો જ હોય છે. વળી આ મૂળ કારણની સાથે એક આનુષંગિક કારણ એ પણ છે કે કલાને નામે ખોટો ઇતિહાસ રજુ કરનારાં પુસ્તકો ઇતિહાસની અનભિજ્ઞ એવી આપણી પ્રજામાં અસત્ય વિચારો ફેલાવી સવિશેષ હાનિ કરે છે. ઇતિહાસને બગાડી કલાને પણ બગાડનાર કૃતિઓ વિષે તો કહેવું જ શું ?

[ વસન્ત : વર્ષ ૨૨, અંક ૧; માઘ, સં. ૧૯૭૯ ]

# ઐતિહાસિક દૃષ્ટિઓ

ઇતિહાસકારને કોઈ ને કોઈ જાતનાં ચશ્માં આંખે ચઢાવ્યા વગર ભૂતકાળમાં દૂર નજર પહોંચાડવી કઠણ છે. કવિને જેટલી સૌન્દર્યની પ્રતિભા જોઇએ, તેટલી જ ઇતિહાસકારને ઇતિવૃત્તની જોઇએ. એ પ્રતિભામાં જેમ કોઈ કવિ અલંકારપ્રિય હોય છે, કોઈ રસપ્રવણ હોય છે, કોઈ સૃષ્ટિસૌન્દર્યમાં મહાલે છે, કોઈ મનુષ્યહૃદયને પૂજે છે, તેમ ઇતિહાસકારમાં પણ કોઈ રાજ્ય તો કોઇ સમાજ, કોઇ અર્થ તો કોઇ ધર્મ, અને કોઇ વળી સંસ્કૃતિની ભાવનાની જ દૃષ્ટિએ ભૂતકાળ જુવે છે. કોઇ પરસ્પર રાજ્યોની લઢાઈઓ, તો કોઇ રાજા પ્રજાના ઝઘડા, કોઇ આમ અમીરના કલહ તો કોઇ ધર્મના વિગ્રહ, કોઇ જડ ચૈતન્યના વાદ તો કોઈ વ્યક્તિ-સમષ્ટિનાં બળ—એમ અનેક દૃષ્ટિએ ભૂતકાળનાં પાનાં વાંચે છે.

આ બધાં વા આવાં બીજાં અગણિત દૃષ્ટિબિન્દુ પ્રકટ થાય એટલો આપણા દેશના ઇતિહાસનો અભ્યાસ વિકસ્યો નથી. પણ ક્રમે ક્રમે કેટલાંક ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુ ઉત્પન્ન થતાં જાય છે. મૅક્સમૂલર અને એમના વર્ગના વિદ્વાનોએ પ્રાચીન હિન્દુસ્થાનનો ઇતિહાસ માત્ર બ્રાહ્મણ ગ્રન્થોને આધારે જ જોયો હતો પણ બૌદ્ધ ગ્રન્થો ઉવેખ્યા હતા એમ કહી, બૌદ્ધ દૃષ્ટિબિન્દુથી પ્રો. ર્‍હાઇસ ડેવિડ્સે કેટલોક ઇતિહાસ રજુ કર્યો. પ્રો. યૅકોબીએ જૈનદૃષ્ટિથી વૈદિકકાળ સંબન્ધી પૂર્વજોની કલ્પનામાં કેટલોક ફેરફાર કર્યો. પાર્જિટરે બ્રાહ્મણોના મનાતા ગ્રન્થોમાં—વસ્તુતઃ બ્રાહ્મણોના, અને બીજા બ્રાહ્મણોના નહિ પણ ક્ષત્રિયોના, સૂતોના—એક વેદ અને બીજાં પુરાણ—એમ ભેદ પાડ્યા, અને એમાં ઇતિહાસ માટે વૈદિક સંપ્રદાય કરતાં ક્ષત્રિય સંપ્રદાયને અનુસરવાનું વધારે કારણ માન્યું. વળી હાલમાં ઍસીરિયન સંસ્કૃતિના અવશેષો હિન્દુસ્થાનની ભૂમિમાં જડતા જાય છે, અને દ્રાવિડ સંસ્કૃતિનો ઇતિહાસ પણ વધારે પ્રકાશમાં આવતો

જાય છે તેમ એ સર્વ જાતિઓનાં સ્વરૂપ, સંબન્ધ અને પ્રાચીન વસતિસ્થાન વિષે વિવિધ કલ્પનાઓ થવા માંડી છે. હિન્દના મધ્યકાલીન અને અર્વાચીન ઇતિહાસ ઉપર આવતાં, તેલંગ, રાનડે વગેરે વિદ્વાનોએ, મહારાષ્ટ્રના બલ્કે હિન્દના મધ્યકાલીન ઇતિહાસમાં, અંગ્રેજ અને મુસલ્માન ઇતિહાસકારો થકી ભિન્ન નવું જ દૃષ્ટિબિન્દુ ઉત્પન્ન કર્યું, અને મહારાષ્ટ્રના ઇતિહાસમાં ભાગવતધર્મનો પ્રકાશ જોયો. તથા હિન્દ અને બ્રિટૅનીઆના વ્યવહારમાં પણ હિન્દને અનેક જાતનાં નુકસાન થયાં છે છતાં એ સંબન્ધ જગન્નિયન્તાએ હિન્દના અન્તિમ કલ્યાણ માટે જ કર્યો છે એવી ધાર્મિક શ્રદ્ધા રાનડેએ પ્રકટ કરી. અને આજ પણ, બ્રિટિશ રાજ્યના અનેક દોષો જાણતાં છતાં, અને એ સામે વિકરાળ લડત ચલાવતાં છતાં, એ દોષોમાં અને એ સામેની લડતમાં જ હિન્દનું કલ્યાણ છે એમ ઘણા ચિન્તકો, રાનડે જેટલી ધાર્મિક દૃષ્ટિ ધરાવ્યા વિના પણ, માને છે.

હાલમાં હિન્દના ઇતિહાસ ઉપર મુસલ્માન વિદ્વાનોએ દૃષ્ટિ ફેરવવા માંડી છે. મિ. યુસુફઅલી—જે સંયુક્ત પ્રાન્તમાં એક નામાંકિત સિવિલિયન હતા અને અત્યારે પેશાવરમાં ઇસ્લામિઆ કૉલેજના પ્રિન્સિપાલ છે એમણે "The Making of India" એ નામે વેદકાળથી અત્યાર સુધીનો હિન્દનો ઇતિહાસ લખ્યો છે. અને એક બીજા મુસલ્માન વિદ્વાને પોતાનું નામ આપ્યા વિના "British India from Queen Elizabeth to Lord Reading—By an Indian Mahomedan" એ નામે હિન્દનો બ્રિટિશ સલ્તનતના બીજકાળથી અત્યાર સુધીનો ઇતિહાસ આપ્યો છે. બંને મુસલ્માન વિદ્વાનોનું આ ઇતિહાસ ઉપરનું સામાન્ય દૃષ્ટિબિન્દુ આ પ્રમાણે લક્ષી શકાય: પ્રથમ મુસલ્માન, પછી બ્રિટિશ, અને બાકી રહે તે હિન્દનું. મુસલ્માન દૃષ્ટિએ હિન્દનો, ખાસ કરીને મુસલ્માન અને બ્રિટિશ સમયનો ઇતિહાસ જાણવો હોય—અને જેઓને વસ્તુ સઘળી બાજુએથી જોવાની ઇચ્છા હોય તેમણે તે જાણવો જ જોઇએ—

તેમને આ બે પુસ્તકો વાંચવાની અમારી ભલામણ છે. બહુ જ્ઞાન વધશે એમ તો અમે આશા આપી શકતા નથી, પણ કેટલીક શાન્તિનો ગુણ કેળવાશે, અને મુસલ્માન સમય મુસલ્માન દૃષ્ટિએ જોવાથી કાંઈક તો લાભ થશે જ. એમાંનાં કેટલાંક પ્રતિપાદન અમે આગળ ઉપર નોંધીશું.

[ વસંત : વર્ષ ૨૫, અંક ૫; જ્યેઠ, સં. ૧૯૮૨ ]

# પ્રાચીન ઇતિહાસમાં કેટલીક નવીન શોધો

હમણાં એક અમેરિકન પ્રોફેસર થોડાક વખત ઉપર થએલી એક મ્હોટી ઐતિહાસિક શોધ વિષે વિશેષ માહીતી મેળવવા, હિન્દુસ્થાન આવ્યા છે. એમણે એ શોધના સંબન્ધમાં સિમલામાં એક ભાષણ આપ્યું એની પૂરતી વિગત હજુ વાચકને મળી નથી. તથાપિ વર્તમાનપત્રોમાં જે ટૂંકી નોંધ પ્રસિદ્ધ થઈ છે એ જાણવા જેવી છે. હકીકત એવી છે કે હિન્દુસ્થાનના વાયવ્ય કોણમાં હિમાલયના પાદરૂપ શિવાલિક નામની જે પર્વતમાળ છે એના થરોમાં મનુષ્ય અને કપિની વચ્ચેની, ઉભય જાતિને સાંધતી એવી, એક પ્રાણિજાતિ—જેને જ 'વાનર' (વનનર, વા+નર) નામ ખરેખર લગાડી શકાય—એનાં અવશેષ નજરે પડયાં છે—જેવાં પૃથ્વીના કોઇ પણ બીજા ભાગમાં હજુ સુધી જોવામાં આવ્યાં નથી. આ ઉપરથી એવી કલ્પના કરવામાં આવે છે કે આદ્ય મનુષ્ય પ્રાણીનો જન્મ ભૂગોલના આ ભાગમાં થયો હશે. આ અનુમાનને વિશેષ પુષ્ટિ મળે તો હિન્દુસ્થાન મનુષ્યજાતિનું પ્રભવસ્થાન છે એ પ્રાચીન માન્યતા, જે અર્વાચીન દૃષ્ટિએ શિથિલ થઇ પડી છે, તે ફરી દૃઢતા પામે. મધ્યપ્રાન્તમાં પણ કેટલાક પદાર્થો એવા જડયા છે કે જે હજારો વર્ષ ઉપરના અતિપ્રાચીન કાળની સાખ્ય પૂરે છે, તથા એ ઉપર પ્રકાશ નાંખે છે.

પુરાતત્ત્વવિદ્‌ને ચકિત કરે એવી નહિ, તથાપિ નવીન અને રસ ઊપજાવે એવી, એક શોધ સિન્ધ અને પંજાબમાં થઈ છે. એ શોધનાં સ્થાન મોહેન-જો-ડેરો અને હરપ્પા નામનાં બે સ્થળ છે. ત્યાં પ્રાચીન વસ્તુ શોધવાનાં સરકારી ખાતાં ખોદકામ કરે છે, તેમાં મોહેન-જો-ડેરોમાં જમીન નીચે કેટલીક કબરો નીકળી છે, અને એમાં દાટેલાં મનુષ્યનાં હાડપિંજર અને તે સાથે કેટલીક વસ્તુઓ જેવી કે શરીરના શણગાર અને ચીતરેલાં પાત્રો નીકળ્યાં છે. અત્રેના પ્રાચીન વસ્તુ-શોધ ખાતાના અધિકારીઓએ તો આ પદાર્થોની પ્રાચીનતા

ઇ. સ. પૂર્વે આશરે પંદરસો વર્ષની નિર્ધારી હતી. પરંતુ જ્યારે એ હકીકત ઇંગ્લંડમાં બહાર પાડવામાં આવી અને એ વસ્તુઓ ત્યાંના વિદ્વાનોએ તપાસી, ત્યારે ઍસીરિયાના પ્રાચીન ઇતિહાસવેત્તા પ્રો. સેઇસે એવો મત પ્રકટ કર્યો કે એ વસ્તુઓ ઉપર ઍસીરિયાની સુમેરિયન સંસ્કૃતિની ચોખ્ખી છાપ છે, અને તેથી તે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ (ત્રણ હજાર) વર્ષ ઉપર હિન્દુસ્થાનના એ ભાગમાં ઍસીરિયન (સુમેરિયન) વસ્તી હતી એમ બતાવી આપે છે. વેદ સંબન્ધી અર્વાચીન શોધોના અભ્યાસીને સુવિદિત છે કે ઇ. સ. ૧૯૧૫માં જર્મન વિદ્વાન પ્રો. વિંકલરને એશિયા માઇનરમાં ખોદકામ કરતાં એક એવો લેખ જડી આવ્યો હતો કે જેમાં મિત્તની અને હિટાઇટ નામની બે પ્રજા વચ્ચે લગ્ન સંબન્ધી કરાર થયાનો ઉલ્લેખ છે, અને એનું કરારનામું છે તેમાં ઇન્દ્ર, વરુણ, મિત્ર અને નાસત્ય (અશ્વિની કુમાર) એ ચાર ઋગ્વેદના દેવોનાં નામ છે. આ ઉપરથી વેદધર્માનુયાયી લોક ત્યાં વસતા હશે એમ સ્પષ્ટ અનુમાન થાય છે. પરંતુ આ સંબન્ધમાં પ્રશ્ન એ ઊઠ્યો છે કે આર્યો યૂરોપમાંથી હિન્દુસ્થાનમાં દાખલ થયા તે પહેલાં એ રસ્તામાં જ વશી ગયા? કે હિન્દુસ્થાનમાં દાખલ થયા પછી એમની કેટલીક વસ્તી ઍસીરિયામાં જઇને પડી? આ પ્રશ્નના બંને પક્ષના વાદીઓ છે, તથાપિ વધારે સંભવિત મત આ બીજા પક્ષનો છે. એટલે હવે આ બંને શોધો એકત્ર કરીએ તો એ સિદ્ધ થયું કે પ્રાચીનકાળમાં કેટલાક આર્યો ઍસીરિયામાં જઇને રહ્યા હતા, તેમ કેટલાક ઍસીરિયનો હિન્દુસ્થાનમાં વસેલા હતા.

હવે બીજો પ્રશ્ન એ થાય છે કે આ ઍસીરિયનો તે મનુષ્ય જાતિની કયી શાખા? ઍસીરિયનો તે દ્રાવિડ જાતિ છે એમ અત્યારે પ્રતિષ્ઠિત વિદ્વાનો તરફથી મનાય છે. અને તેઓ ઇજિપ્ત, ઍસીરિયા વગેરે સ્થળેથી આર્યોના પહેલાં હિન્દુસ્થાનમાં આવ્યા એમ પણ કલ્પના થઇ છે. આ સંબન્ધમાં શબ્દશાસ્ત્ર એક અણધાર્યો પુરાવો પૂરો પાડે છે; મોહેન-જો-ડેરોવાળા ભાગમાં, તુર્કી-ઇરાનિયન પરિ-

સ્થિતિની વચમાં, બ્રાહુઇ નામની એક બોલી બોલાય છે તે દ્રાવિડ ભાષાની છે. ઋગ્વેદના 'દસ્યુ'ઓ તે દ્રાવિડ એમ અત્યારે મનાય છે. અને 'અસુર' શબ્દ ઋગ્વેદસંહિતામાં મ્હોટે ભાગે સારા અર્થમાં વપરાતો તે એના પાછળના ભાગમાં ખૂરા અર્થમાં વપરાવા લાગ્યો. અને તે ઍસીરિયનો માટેનો શબ્દ હતો એમ ઘણાં વર્ષો ઉપર ડૉ. કૃષ્ણમોહન બૅનરજીએ સાથી પહેલવહેલું કલ્પેલું, અને ત્યાર પછી વિદ્વાન શ્રી બાળગંગાધર ટિળકે એના સમર્થનમાં વિશેષ પુરાવો ઉમેરેલો, અને ડૉ. ભાંડારકરે પણ એ જ મત સ્વીકારેલો સુવિદિત છે. આર્યો પણ શબ દાટતા, અને અગ્નિદાહ દાખલ થયો ત્યાર પછી પણ અસ્થિ એકઠાં કરી દાટવામાં આવે છે અને તદનુસાર ઋગ્વેદનો મંત્ર છે એ મૂળ દાટવાની રૂઢિ હતી એમ બતાવી આપે છે, અને તેથી પૂર્વોક્ત શોધ ઍસીરિયન વસ્તીનો પુરાવો છે એમ સિદ્ધ થતું નથી એમ એક કહેવું છે. પણ સામો પક્ષ એમ દલીલ કરે છે કે આર્યોએ ઘણા પ્રાચીન કાળથી દાટવાની રૂઢિ છોડી દીધી હતી એમ યૂરોપના પ્રાચીન આર્યોની રૂઢિ જોતાં પણ જણાય છે, અને દાટવાની રૂઢિ તો ઇજીપ્ત ઍસીરિયા વગેરે સ્થળની આર્યેતર જાતિની હતી એ સ્પષ્ટ છે. પરંતુ આ બંને વાદીઓનું એ પુરાવા તરફ લક્ષ ગયું લાગતું નથી–તે છાન્દોગ્ય ઉપનિષદ્નો એક ઉલ્લેખ છે. એ ઉપનિષદ્માં અસુરો શબને વસ્ત્રાભૂષણ પહેરાવે છે એમ એક સ્થળે કહ્યું છે.

" असुराणां ह्येषोपनिषत् प्रेतस्य शरीरं भिक्षया वसनेनालङ्कारेणेति संस्कुर्वन्ति अनेन ह्यमुं लोकं जेष्यन्तो मन्यन्ते । "

આ વાત ઍસીરિયન અને અસુરોની એકતા સિદ્ધ કરે છે. ડૉ. ભાંડારકરે મિત્તનીના લેખ ઉપરથી એવી કલ્પના કરી છે કે આર્યોની કેટલીક વસ્તી ઍસીરિયામાં જઇને વસી અને ત્યાં ઍસીરિયનો સાથે એમને વિરોધ થયો ત્યારથી અસુર શબ્દ ખરાબ અર્થમાં વપરાવા લાગ્યો–અને એ કાળ તે ઇ. સ. પૂર્વે પંદરસો વર્ષના અરસાનો કાળ, જે પછી થોડાક વખતમાં બૅબિલોનિયન જલપ્રલયની વાતવાળું

શતપથ બ્રાહ્મણ રચાયું. પરંતુ હવે મોહેન-જો-ડેરોની શોધ પછી ઍસીરિયનનો પડોશ અને વિગ્રહ મેળવવા માટે ઍસીરિયા સુધી જવું પડે એમ નથી, સિન્ધની સરહદ ઉપર એ મળી રહેશે. અને એ વસ્તીનો સમય ઇ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષનો ઠરે છે, તો ઋગ્વેદ-સંહિતાનો કાળ એનાથી પણ પૂર્વે જાય છે.

હજુ એક પ્રશ્ન ખુલ્લો રહે છે. પૂર્વોક્ત સિન્ધમાં વસતા ઍસીરિયનો યાને દ્રાવિડો તે ઍસીરિયામાંથી આવીને ત્યાં વસેલા? કે મૂળ ત્યાંના જ વાસી હોઇ પુરાણોમાં જણાવ્યું છે અને મિ. પાર્જિટરે અનુમોદ્યું છે તેમ હિન્દુસ્થાનમાંથી કેટલીક વસ્તી ઍસીરિયામાં જઇને ઠરેલી? એ વસ્તી મૂળ આર્યોની તે આચારભ્રષ્ટતાથી અનાર્ય થઇ ગઈ એમ પુરાણકારોનું કહેવું છે. આમાં કાંઇક તથ્યાંશ હશે, કારણ કે વેદધર્મી આર્યો પશ્ચિમમાં જઇને વસ્યાનો ચોખ્ખો પુરાવો છે. પણ તે જ પ્રમાણે દ્રાવિડો પણ પશ્ચિમમાં જઇને વસ્યા હોય એ સંભવિત છે, જેઓમાંનો એક અવશેષ ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ ઉપર સિન્ધમાં રહ્યો હોય. આ કલ્પના દ્રાવિડો મૂળ હિન્દુસ્થાનના જ વતની કે બહારથી આવીને વસેલા એ પ્રશ્નના બંને ઉત્તર સાથે ઘટી શકે છે, માત્ર એટલું કે દ્રાવિડોનું અત્રે આવવું ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ કરતાં ઘણું પૂર્વતર માનવું પડે. પણ તે માનવામાં બાધ નથી, બલ્કે મનાય છે જ. આ રીતે, મોહેન-જો-ડેરોની શોધથી અત્યાર સુધી મનાતા પ્રાચીન ઇતિહાસમાં કોઇ પણ પ્રકારની ઉથલપાથલ થતી નથી, પણ ફક્ત એ ઇતિહાસમાં એ શોધની હકીકતને ક્યાં અને કેવી રીતે ગોઠવવી એટલો જ પ્રશ્ન ઊભો થાય છે.*

[ વસન્તઃ વર્ષ ૨૪, અંક ૧; માઘ, સં. ૧૯૮૧ ]

* વિશેષ માહિતી માટે જુવો સચિત્ર લંડન ન્યુઝ. ૨૦, ૨૭ સપ્ટેંબર, ૪ ઑક્ટોબર ૧૯૨૪; મૉડર્ન રિવ્યૂ, ડિસેમ્બર, ૧૯૪૦.

# પ્રાચીન હિન્દના ઇતિહાસમાં એક અદ્‌ભુત કલ્પના

ગયા અંકમાં અમે મોહેન–જો–ડેરો અને હરપ્પાની શોધથી હિન્દુસ્થાનના પ્રાચીન ઇતિહાસમાં આર્ય અને સુમેરિયન પ્રજાના સંબન્ધ વિષે જે રસિક પ્રશ્ન ઉત્પન્ન થયો છે એ વિષે વાચકને દિગ્‌દર્શન કરાવ્યું હતું. એ શોધે અનેક ડાહી–ગાંડી કલ્પનાઓ ઉપજાવી છે તેમાંની એક ચમત્કારક હોઇ અત્રે નોંધીએ છીએ.

સુમેરિયન અને ઍસીરિયન પ્રજા તે દ્રાવિડ જાતિની હતી એવો પ્રતિષ્ઠિત વિદ્વાનોનો મત છે અને તે કારણો સાથે અમારા ગયા લેખમાં અમે જણાવ્યો હતો, એથી ઉલટો મિ. વૅાડેલ નામે એક વિદ્વાનનો મત છેઃ એ સુમેરિયન પ્રજાને પ્રાચીન આર્યજાતિની માને છે, અને એને લગતાં એમણે "The Phoenician Origin of the Britons Scots the Anglo–Saxons" એ નામના પુસ્તકમાં કેટલાંક પ્રમાણ આપ્યાં છે એનો ઉલ્લેખ કરી, મિ. વૅાડલ 'ઇન્ડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લિ'માં પોતાની અદ્‌ભુત શોધો–શબ્દ-શાસ્ત્રની કલ્પનાઓ–નીચે પ્રમાણે રજુ કરે છેઃ—

૧. આર્યોનો કુરુપંચાલ દેશ તે સીરિયા—ફિનિશિયાઃ
   સીરિયા, ક્રીરિયા=કુરુ+ફિનિશિયા=પંચાલ (પંચ+અલ એટલે કે જબરા)
૨. 'હિટાઇટ્સ્' પ્રજાનો મૂળ પોતા માટે શબ્દ Khatti–ખત્તી હતો. ખત્તી=ખત્તિય (જૂની પાલિ)=ક્ષત્રિય (સંસ્કૃત).
૩. આ ખત્તી પ્રજા પોતાને 'અરિ' યાને 'અરૂરી' કહેતી* અને એનો અર્થ ગુણવાચક અર્થમાં (જાતિવાચક અર્થમાં નહિ) 'આર્ય' યાને ઉમદા થતો.
   અરિ (હિટાઇટ)=અરિય (પાલિ)=આર્ય (સંસ્કૃત).
૪. આ પ્રજાનું ગોત્રનામ 'બરત' (જેમાંથી પાશ્ચાત્ય બરતન–બ્રિટન) હતું.

---

* મિ. વૅાડેલને અનુસરીએ તો અમે ઉમેરીએ કે વેદનો 'अरि' તે આ જ.

બરત=ભરત, ભારત.

૫. બરત અને ભરત વંશના રાજાઓનાં ઘણાં નામ અને અનુક્રમ એકસરખાં છે.

૬. સુમેરિયન અને ફિનિશિયન્સના દેવાધિદેવ–દેવપિતાનું નામ ‘ઇન્દુરુ’ હતું.
ઇન્દુરુ = ઇન્દ્ર.

સઘળું કેવું સુન્દર! ઘણાં વર્ષો ઉપર પોકોક નામના એક વિદ્વાને આવી જ સરખામણીઓ કરીને ગ્રીકને રજપૂત ઠરાવ્યા હતા એ વાચકના જાણ્યામાં હશે.

મિ. વૅાડેલના મત પ્રમાણે આર્યો પ્રથમ એશીઆમાઇનર–સુમેરિયા–ફિનિશિયામાં વસ્યા, અને પછી હિન્દુસ્થાનમાં આવ્યા. એશીયામાઈનરના હિટાઇટ ‘ખત્તી’ શબ્દ સાથે સંસ્કૃત ‘ક્ષત્રિય’ કરતાં પાલિ ‘ખત્તિય’, અને તે જ પ્રમાણે ‘અરિ’ (ખત્તી) સાથે ‘આર્ય’ (સંસ્કૃત) કરતાં ‘અરિય’ (પાલિ), વધારે નિકટ છે. તેથી ફલિત એ થાય છે કે જો સુમેરિયાના આર્યો હિન્દુસ્થાનના આર્યોના પૂર્વજો હોય તો સંસ્કૃત કરતાં પાલિ વધારે જૂની ઠરે! હવે, બંનેની સરખામણી કરી જોતાં બે સ્વતંત્ર ભાષા નથી જ, એકમાંથી બીજી નીકળેલી છે એ તો સ્પષ્ટ જ છે, એટલે પાલિને સંસ્કૃતની માતા માનવી પડે, પરંતુ હજી સુધી કોઈ પણ શબ્દશાસ્ત્રીએ પાલિને સંસ્કૃતની પુત્રી નહિ તો ન્હાની બ્હેન માનવા કરતાં વધારે ધૃષ્ટતા કરી નથી. બીજું વૈદિક ‘ઇન્દ્ર’નો સમાનાકાર શબ્દ ઇરાની–આર્ય ભાષામાં મળતો નથી, અને તેથી ‘ઇન્દ્ર’ હિન્દી આર્ય ભાષાનો મનાય છે. પણ હિટાઇટ ‘ઇન્દુરુ’ને હિન્દી અને ઇરાની કરતાં પ્રાચીનતર આર્ય ભાષાનો માનીએ તો ઇરાની આર્ય ભાષામાં એનો સમાન શબ્દ કેમ નથી એ પ્રશ્ન ઊભો રહે છે. આ મુશ્કેલીઓ આગળ મિ. વૅાડેલનો સિદ્ધાન્ત ટકે એમ અમને લાગતું નથી.

[વસન્તઃ વર્ષ ૨૪, અંક ૨; ફાલ્ગુન, સં. ૧૯૮૧]

# "સમુદ્રગુપ્તનો ક્રમપ્રાપ્ત ઉત્તરાધિકારી"

નવમી ગૂજરાતી સાહિત્યપરિષદ્‌માં સાક્ષરશ્રી કેશવલાલભાઇએ વાંચેલા આ નિબન્ધની એક નકલ એમણે મને, તેમજ બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિના મ્હારા બે બન્ધુઓ પ્રોફેસર રખાલદાસ બૅનરજી અને પ્રોફેસર અળટેકર, જેઓ અત્રે પ્રાચીન હિન્દના ઇતિહાસના અધ્યાપક છે, એમને કૃપા કરી મોકલી છે. રા. કેશવલાલભાઇનો લેખ વિશેષતઃ પ્રો. અળટેકરે અત્રે ભાષણ રૂપે આપેલા અને "બિહાર ઓરિસા રિસર્ચ સોસાઇટિ જર્નલ"માં પ્રસિદ્ધ કરેલા એક લેખને સમક્ષ રાખીને લખાએલો છે. તેથી એમાં પ્રો. અળટેકર સાથે જે જે વાતમાં રા. કેશવલાલભાઇએ મતભેદ દર્શાવ્યો છે તે તે વાતના પુનરવલોકન રૂપે પ્રોફેસર અળટેકરે આજ અહીં (બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિમાં) એક નિબન્ધ વાંચ્યો. એનું ભાષાન્તર એક ગૂજરાતી ભાઇએ તૈયાર કરી મોકલ્યું છે તે 'વસન્ત'ના આવતા અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. દરમિયાન એ નિબન્ધના મુદ્દા તથા પ્રો. બૅનરજીનું ટુંકું વિવેચન અને પ્રમુખ તરીકે મ્હેં જણાવેલા વિચારો એ સર્વને અત્રે એકત્રિત કરી નોંધું છું.

કેટલાંક વર્ષો ઉપર પ્રો. બૅનરજીએ "देवीचन्द्रगुप्तम्" નામે વિશાખદત્તના નાટકના ઉતારાવાળા, ગુણચન્દ્ર અને રામચન્દ્ર નામે કર્તાઓએ રચેલા, नाट्यदर्पण નામના એક ગ્રન્થની પ્રત જોઈ હતી. એ સુભાગ્યવશાત્ પ્રો. સિલ્વેઇન લેવિના હાથમાં આવી અને એમણે એ "એશિયાટીક જર્નલ" માં પ્રસિદ્ધ કરી. આખા નાટકની પ્રત તો હજી બીજે ઉપલબ્ધ થઈ નથી. પણ એનો અલ્પ ભાગ જે नाट्य-दर्पणમાં ઊતાર્યો છે એને રાજશેખરે કરેલા ઉલ્લેખથી અને ઊતારાથી પુષ્ટિ મળી છે. એ સર્વની મદદ લઇને જેટલો ભાગ સંશોધી શકાયો છે તેમાંથી આટલી વાત નીકળી આવી છે કે સમુદ્રગુપ્ત પછી તરત ચન્દ્રગુપ્ત ગાદીએ આવ્યાનું આપણે માનતા આવ્યા છીએ એ ભૂલ

છે; એની વચ્ચે ચન્દ્રગુપ્તનો મ્હોટો ભાઈ રામગુપ્ત ગાદીએ આવ્યો હતો. પણ એને ન્હાનાભાઇ ચંદ્રગુપ્તે મારીને ગાદી લીધી, તથા એની વિધવા રાણી ધ્રુવદેવીને ચંદ્રગુપ્ત પરણ્યો. રામગુપ્તના નામના સિક્કા મળી આવતા નથી તેનું કારણ એ જણાય છે કે એનો રાજ્યકાળ બહુ ટુંકો હતો. "देवीचन्द्रगुप्तम्"માં એક પ્રસંગ એવો આવે છે કે રામગુપ્તના રાજ્ય ઉપર એક શકરાજા આક્રમણ કરે છે, અને બળ બતાવી રામગુપ્ત પાસે ધ્રુવદેવી(રાણી)ની માગણી કરે છેઃ પ્રજાને બચાવવા ખાતર રાજા એ માગણી સ્વીકારવા તૈયાર થાય છે. ત્યાં ચંદ્રગુપ્ત રાણીને (ભાભીને) સ્થાને સ્ત્રીને વેષે પોતે જવા તત્પર થાય છે અને જાય છે, અને શક–રાજાનો વધ કરી પાછો વળે છે. તે પછી ચંદ્રગુપ્ત પોતાના મ્હોટા ભાઇ રામગુપ્તને મારી નાંખે છે અને ઉપર કહ્યું તેમ ગાદીએ બેસે છે તથા ધ્રુવદેવીને પરણે છે. હાલમાં એ જ વૃત્તાન્ત ઉપર એક બીજો પ્રકાશ પડ્યો છે. સ્વર્ગસ્થ પ્રો. શ્રીધર ભાંડારકરને મળેલા સંજાણના એક તામ્રપત્રનો લેખ એમના ભાઇ પ્રો. દેવદત્ત ભાંડારકરે ૧૯૨૬ના જાન્યુઆરી અને એપ્રિલના અંકમાં પ્રસિદ્ધ કર્યો છે. એમાં એક ગુપ્તવંશી રાજાનો ઉલ્લેખ થએલો જોવામાં આવે છે. આ ઉપર ગયા જાન માસના "બિહાર ઓરિસા જર્નલ"-માં પ્રો. અળટેકરે એક લેખ લખ્યો હતો, અને એને અવલંબીને, અને કેટલીક વાતમાં એમનાથી જુદા પડીને, રા. કેશવલાલભાઈએ એમનો પરિષદ્નો લેખ રચ્યો હતો. અને તે હાલમાં વસન્ત, બુદ્ધિ-પ્રકાશ અને ગૂજરાતી પત્રમાં પ્રસિદ્ધ થયો છે. એમાં જે મતભેદ પડ્યા છે તે એ છે કેઃ—

(૧) ચંદ્રગુપ્તે રામગુપ્તને માર્યાની જે વાત છે તે રા. કેશવલાલભાઈ માનતા નથી. પ્રો. અળટેકર વગેરે સહુ માને છે.

(૨) શકરાજા તે મથુરાનો એમ પ્રો. બૅનરજીનું કહેવું છે, જૂનાગઢનો એમ રા. કેશવલાલભાઈ બતાવવા માગે છે, અને એ મતના આધાર માટે રા. કેશવલાલભાઈ બાણના हर्षचरितની ટીકામાં

જેમાં આ વાતનો ઉલ્લેખ છે ત્યાં "अरिपुरे" ને ઠેકાણે "गिरिपुरे" (જૂનાગઢમાં) પાઠ કલ્પે છે.

(૩) પૂર્વોક્ત સંજાણના–અમોઘવર્ષના તામ્રપત્રમાં રા. કેશવલાલભાઈ કેટલાક પાઠ બદલે છે. એ કલ્પિત પાઠને મુખ્ય વિવાદના વિષય સાથે સંબન્ધ નથી, પરંતુ તેમાં એમની કલ્પનાઓ ખરી છે કે કેમ એ વિચારવાનું છે.

"देवीचन्द्रगुप्त" નો કર્તા રામગુપ્તને બન્ધુવત્સલ અને સાહસિક વર્ણવે છે. એવા ભાઈનું ચન્દ્રગુપ્ત ખૂન કરે કે કરાવે એ શું સંભવિત છે? વિશાખદત્ત એના નાયકનો એવો અપકર્ષ કરે ખરો? देवीचन्द्रगुप्त સંસ્કૃત નાટક છે, Greek tragedy નથી. ગિરિપુરમાં શબર–સ્ત્રીઓએ રાસ લીધા તે ચંદ્રગુપ્તે કરેલા બેવડા ખૂનના?–અને પ્રો. બૅનરજી તથા પ્રો. અળટેકર કહે છે તે પ્રમાણે હત્યા વ્હોરી મોટા ભાઈનું રાજ્ય અને તેની રાણી અપનાવી લેવાના? નહિ, નહિ, એવી અધમતા ચંદ્રગુપ્તમાં કલ્પી શકાતી નથી. રામગુપ્ત ઉપરાંત બીજો એક ભાઈ ચંદ્રગુપ્તને હતો. સંભવે છે કે એ રામગુપ્તથી ન્હાનો, પણ ચંદ્રગુપ્તથી મોટો હોય. તે વચટ ભાઈએ ગિરિપુરમાં મોટો ભાઈ રાજ્યાધિકારથી નિવૃત્ત થયાની અને ન્હાનો ભાઈ અભિષિક્ત થયાની ખબર મળતાં પાટલિપુત્રમાં રાજચિહ્ન ધારણ કર્યાં હોય, અને કેટલાક ખંડિયા રાજાની સહાયતા મેળવી તે ચંદ્રગુપ્તના સામો થયો હોય. રાજ્યપાટના માટેના એ વિગ્રહમાં ન્હાના ભાઇના હાથે વચટ માર્યો ગયાનો અને ચંદ્રગુપ્ત સામ્રાજ્યનો ધણી થયાનો સંજાણના તામ્રપત્રના પ્રસ્તુત શ્લોકમાં નિર્દેશ છે, એવું મ્હારૂં માનવું છે."

મને લાગે છે કે રા. કેશવલાલભાઇના માનવાના પાયામાં ઇતિહાસ સહન કરી શકે તે કરતાં ઘણી વધારે કલ્પનાઓ રહેલી છે. પ્રો. અળટેકરે પહેલા લેખમાં યથાસ્થિત વાત રજુ કરી હતી. એને हर्षचरितના ટીકાકારનો આધાર છે અને વિશેષમાં અત્યારે એની વિશેષ પુષ્ટિ માટે એક મુસલમાન સિંધના ઇતિહાસકારની

નોંધમાંથી વાર્તા મળી આવેલી પ્રો. અળટેકરે બતાવી છે. એમાં "રવ્વલ અને બર્કમારિસ" એ નામની વાર્તા છે. એમાં "બર્કમારિસ" એ વિક્રમાદિત્યનું ભ્રષ્ટ રૂપ છે. અને સઘળી વાર્તા રામગુપ્ત અને ચન્દ્રગુપ્ત (જે વિક્રમાદિત્ય નામે પ્રસિદ્ધ છે) એમના સંબન્ધી પૂર્વોક્ત देवीचन्द्रगुप्तના વસ્તુ સાથે મળતી આવે છે. અને એ વસ્તુતઃ જે ખંડિત રૂપમાં આપણને મળ્યું છે એની ત્રુટીઓ પૂરે છે. "पत्युः क्लीबजनोचितेन चरितेन" ઇત્યાદિ ઉક્તિ જોતાં ચન્દ્રગુપ્તને એમના મ્હોટા ભાઈ રામગુપ્ત માટે કાંઈ પણ માન હોય એમ મને લાગતું નથી–અને ન હોય એ સ્વાભાવિક છે. બલ્કે મને તો ત્યાં સુધી લાગે છે કે ચન્દ્રગુપ્તનો પ્રેમ પહેલેથી જ ધ્રુવદેવી સાથે હતો (વળી બર્કમારિસની વાતમાં આનો સ્પષ્ટ ઉલ્લેખ છે), અને તેમ શત્રુને ત્યાં ધ્રુવદેવીને ઠેકાણે જવા તત્પર થવામાં એનો હેતુ મ્હોટા ભાઈની આબરૂ બચાવવાનો નહિ પણ પોતાના પ્રેમસ્થાનને ભ્રષ્ટ થતું અટકાવવાનો હતો. એ જ 'ચાન્દ્રી કલા'ના* પ્રેમથી દોરાઇ એણે શત્રુને ત્યાં જવાનું અને એને હણવાનું બીડું ઝડપ્યું, અને શક રાજાને મારી, પાછા આવી, 'ક્લીબ જન'+નો વધ કર્યો. બર્કમારિસની વાત ધ્રુવદેવી સાથે ચંદ્રગુપ્તનો સ્નેહ રામગુપ્તને પરણતાં પહેલાંનો હતો એમ બતાવે છે, અને ચંદ્રગુપ્તે ગાંડપણનો ડોળ ઘાલ્યાની વાત જે સંસ્કૃત નાટકમાં મળે છે તેનો હેતુ તથા એને લગતો સઘળો વૃત્તાન્ત પૂરો પાડે છે.

---

* रम्यां चारतिकारिणीं च करुणां शोकेन नीता दशां
तत्कालोपगतेन राहुशिरसा ग्रस्तेव चान्द्री कला ।
पत्युः क्लीबजनोचितेन चरितेनानेन पुंसः सतो
लज्जाकोपविषादभीत्यरतिभिः क्षेत्रीकृता वर्तते ॥

\+ "तनूश्च राज्यमसकृत्" એમ પાઠ પણ સંભવિત છે.
येनात्याजि तनुः स्वराज्यमसकृद्बाह्यार्थकैः का कथा
ह्रीस्तस्योन्नतराष्ट्रकूटतिलको दातेति कीर्तावपि ॥

(૨) અમોઘવર્ષના તામ્રપત્રમાં ઊતારેલા શ્લોકમાં રા. કેશવલાલભાઈએ પાઠ બદલ્યા છે એટલું જ નહિ કિંતુ એ શ્લોકની ઉપરના શ્લોક ઉપર એમણે લક્ષ દીધું નથી એમ લાગે છે. इत्थं भ्रातरमेव राज्यमहरत् પછી તામ્રપત્રનું પ્રતિબિંબ ( facsimile ) સૂક્ષ્મતાથી મ્હેં જોયું છે, અને એમાં સ્પષ્ટ देवी શબ્દ છે એને કોઈ પણ રીતે, એ અક્ષરો તપાસતાં, द्रव्य વાંચી શકાય એમ નથી, અને ત્રીજી પંક્તિમાં,

" येनात्याजि तनुः +स्वराज्यमसकृद् बाह्यार्थकैः का कथा " ત્યાં " येनात्याज्य ( जि+अ ) तनु स्वराज्य—"

—ઇત્યાદિ પાઠ કલ્પીને अतनु स्वराज्यं 'પોતાનું વિશાળ રાજ્ય' એવો અર્થ કર્યો છે એ તામ્રપત્રના અક્ષરોથી સમર્થિત નથી એટલું જ નહિ પણ એમ અર્થ કરવામાં એ વાત ભૂલાઈ જાય છે કે તુરત જ ઉપરના શ્લોકમાં× तनु શબ્દ શરીરના અર્થમાં વપરાયો છે અને 'તનુત્યાગ'ની જ વાત થઈ રહી છે. तनु અર્થાત્ શરીર ત્યજનાર જીમૂતવાહન, શિબિ અને દધીચનાં ઉદાહરણો આપી એમના તનુત્યાગમાં ખામી એ બતાવવામાં આવી છે કે એક એક જન માટે જ તનુત્યાગ કર્યો હતો અને આ વીર નારાયણ ( અમોઘવર્ષનું બીજું નામ ) રાજાએ તો 'લોકોપદ્રવશાન્તિ માટે' અર્થાત્ આખી જનતાનું દુઃખ ટાળવા માટે મહાલક્ષ્મી દેવીને પોતાની આંગળી કાપીને સમર્પણ કરી હતી. આ જોતાં સ્પષ્ટ છે કે અત્ર तनु શબ્દના શરીર અર્થનો જ પ્રસંગ છે, બીજો કોઈ અર્થ સંભવતો જ નથી. બીજી પંક્તિનો

× सर्वं पातुमसौ ददौ निजतनुं जीमूतकेतोः सुतः
श्येनायाथ शिबिः कपोतपरिरक्षार्थं दधीचोऽर्थिने
तेऽप्येकैकमतर्पयन् किल महालक्ष्म्यै स्ववामाङ्गुलिं
लोकोपद्रवशान्तये स्म दिशति श्रीवीरनारायणः ।
हत्वा भ्रातरमेव राज्यमहरद्देवीं च दीनस्ततो
लक्षं कोटिमलेखयत् किल कलौ दाता स गुप्तान्वयः ।

અર્થ ડૉ. દેવદત્ત ભાંડારકરે ખોટો કર્યો છે. ત્યાં રા. કેશવલાલભાઇનો અર્થ જ બરાબર છે. ત્રીજી પંક્તિમાં 'બાહ્ય અર્થ' અર્થાત્ શરીરથી બાહ્ય એવું દ્રવ્ય એ પરિચિત અર્થ અહીં બંધબેસતો છે, એને બદલે बाह्य એટલે જંગમ, એટલે કે સ્થાવર રાજ્યથી ભિન્ન, એવો बाह्यનો અર્થ કરવાની જરૂર જણાતી નથી. છેલ્લી પંક્તિમાં तस्योन्नत ને બદલે तस्याजनि પાઠ કલ્પવો પણ ઉચિત નથી, કારણ કે તામ્રપત્રના આરંભમાં જ उन्नतનો પર્યાય उच्छ्रित શબ્દ રાષ્ટ્રકૂટ વંશને લગાડેલો આપણે વાંચીએ છીએ અને એ જ પ્રિય વિશેષણ અત્રે લગાડેલું છે.*

(૩) હવે ત્રીજું વિચારસ્થાન—આ શકરાજા કોણ? મથુરાનો શકરાજા એમ પ્રોફેસર બૅનરજી કહે છે. પણ વસ્તુતઃ મથુરામાં કોઈ શકરાજા તે વખતે રાજ્ય કરતો હતો એનું કાંઈ પ્રમાણ જાણવામાં નથીઃ તે પછી કેટલાંક શતકો વ્યતીત થતાં, મથુરાના શકરાજાઓ વિષે આપણે સાંભળીએ છીએ—પણ તે ઉપરથી પાછલાં શતકોમાં મથુરામાં શકોનું રાજ્ય કલ્પી લેવું એ બરાબર નથી. પ્રો. બૅનરજી મથુરાની વસ્તુતઃ નિરાધાર કલ્પના કરે છે તે માત્ર એટલા જ માટે કે સૌરાષ્ટ્રના શક રાજ્યનો તો ચન્દ્રગુપ્તના પિતાએ અન્ત આણ્યો હતો, અને હજી કાંઈક નબળું રાજ્ય ચાલતું હતું એમ માનીએ તો એક નબળો શકરાજા પાટલિપુત્ર સુધી પોતાનું સૈન્ય લઈ જઈ શકે અને ત્યાં રામગુપ્ત ઉપર આટલું બધું—ધ્રુવદેવી આપી દેવાની ફરજ પડે એટલું બધું—ભારે દબાણ કરી શકે એ સંભવતું નથી. પ્રો. અળટેકર કહે છે કે શકરાજાએ પાટલિપુત્ર ઉપર હલ્લો કર્યો હતો એમ માનવાની જરૂર નથી—રામગુપ્તના રાજ્યના સીમાડા ઉપર પણ

* રા. કેશવલાલભાઇનાં પાઠાન્તરઃ—

१ ... ... ... द्रव्यं च ... ...

२ — — — — — — —।

३ त्याज्यतनु ... ... बाह्यार्थकैः

४ ... तस्याजनि ... ... ... ... ॥

એ હોઈ શકે—અને તે સમયમાં શકરાજધાની ઉજ્જયિનીમાં હતી એ જોતાં પ્રો. બૅનરજીનો વાંધો દૂર થાય છે. પ્રો. અળટેકરની ટીકામાં अरिपुरे ને બદલે गिरिपुरे વાંચવાનું કારણ નથી એટલું જ નહિ પણ આધાર નથી, અને ખાસ કરીને એટલા માટે કે તે સમયના અક્ષરોની આકૃતિ જોતાં अ અને ग વચ્ચે ગોટાળો થવાનો સંભવ જ નથી એમ બૅનરજી અને અળટેકર કહે છે. આમ હોઈ રા. કેશવલાલભાઈએ काव्यमीमांसाના શ્લોકમાં ' हिमालये ' ને બદલે ' रैवते ' ( ગિરનાર ) પાઠ કલ્પી એના પરિણામમાં બીજાં અનેક પાઠાન્તરો કલ્પ્યાં છે—

જેમકે किन्नरને સ્થાને कीचक, नगरને સ્થાને शबर એ બિનજરૂરી છે.

પ્રો. બૅનરજીએ કહ્યું તેમ, ખરેખર પ્રો. અળટેકરે ગુપ્તસમય જેવા સંપૂર્ણ શોધાઈ ગયેલા વિષયમાં પણ નવો પ્રકાશ ઉમેર્યો છે.

[ વસન્તઃ વર્ષ ૨૭, અંક ૧૨; પૌષ, સં. ૧૯૮૫ ]

## યૂરોપ અને એશિયા

## Renascence and Revolt in Asia

"This ferment of modernism has been called by many names, mostly pronounced in accents of alarm to make our flesh creep; and when we hear of the " Revolt against Civilisation, " the "Rising Tide of Colour," and the "Yellow Peril," we may keep cool heads on our shoulders and reflect that these picturesque captions are invented to catch our eye, not to convince our mind. The tide in the East is rising, no doubt with no such grim omen on its crest as gleamed o'er Sands o' Dee. Asia is in revolt, but not with the menace to Europe which some of our panic-stricken writers would have us believe. The whole Asiatic movement, in a word, is a reality which we must acknowledge; but its threat to our peace, progress, and power—if any is offered—is one which we can meet with equanimity. Not by any challenge to our security in Europe, not by any attack in force on the sources of our political power, can the East threaten the future of Europe. The vast numbers of Asia are irrelevant. God is no longer on the side of the big battalians, if, indeed, He ever was ! He backs those who use best the brains He gave them.

* * * *

અનુકંપાથી આ વચન નીકળ્યું હોય તો માબાપ ઉપર આપણને ગુસ્સો ન આવે; સાસરીઆં ઉપર તો, તો પણ, આવશે જ.

યાસ્કનો સમય વેદના સમયથી કેવો જુદો હતો તે આટલાથી જ સમઝાશે કે દીકરીના વારસાનો સવાલ જેમ યાસ્કે ચર્ચ્યો છે તેમ ઋગ્વેદસંહિતાની કેટલીક ઋચાઓમાં પણ ચર્ચાયો છે. પણ એ ઋચાઓમાં દીકરીને વારસો ન આપવાનું કારણ દીકરી સ્ત્રી હોઈ દીકરા કરતાં ઊતરતી છે એમ બતાવ્યું નથી; પણ દીકરી ગર્ભમાં હોય ત્યારથી એ જમાઈનું જ ધન (નિક્ષેપ-deposit) છે, અને એની માને છોકરો હોય છતાં તે દીકરીને વારસો આપે તો વંશનું કલ્યાણ એક કરે અને દ્રવ્યનો ઉપભોગ બીજો કરે એવી વિષમ સ્થિતિ પ્રાપ્ત થાય—એમ કહ્યું છે.*

યાસ્કનો સમય ધર્મની બાબતમાં પણ અસન્તોષકારક હતો. વેદના અર્થમાંથી ધાર્મિક તેજ ઊડી ગયું હતું. અને તેથી સંસારની અધિદેવતા—સ્ત્રી સંબન્ધી પણ એ સમયના વિચારો નિકૃષ્ટ હોય એમાં શું આશ્ચર્ય? એ સમયની ધર્મહીનતામાંથી દેશનો નિસ્તાર બે રીતે થયોઃ બુદ્ધદેવ અને મહાવીરસ્વામીએ ફરી જગાવેલી વૈરાગ્યની ભાવનાદ્વારા, અને કૃષ્ણ ભગવાને પ્રવર્તાવેલી કર્મ ભક્તિ અને જ્ઞાનની અદ્‌ભુત એકતાવાળા ઉપદેશદ્વારા. ગૌતમબુદ્ધના વિષયપરાઙ્‌મુખ હૃદયને સંસારી સ્ત્રીનો ઘણો કંટાળો હતો. આનન્દે એને પૂછયું કેઃ અમારી ભિક્ષુઓની નજરે સ્ત્રી પડે તો અમારે શું કરવું? ગૌ૦ જોવી નહિ. આ૦ પણ નજરે પડી જાય તો? ગૌ૦ એમની સાથે બોલવું નહિ. આ૦ પણ એ બોલે તો? ગૌ૦ ધ્યાનમાં વૃત્તિ સ્થાપી દેવી. આનન્દના આગ્રહથી ગૌતમબુદ્ધે સ્ત્રીઓને ભિક્ષુકી થવાનો અધિકાર આપ્યો, અને તે પ્રમાણે એમની ધાત્રેયિકા—મહાપ્રજાપતિ નામની—પહેલી

---

* न जामये तन्वो रिक्थमारैक् चकार गर्भं सनितुर्निधानम् ।
यदी मातरो जनयन्त बह्निमन्यः कर्ता सुकृतोरन्य ऋन्धन् ।

ભિક્ષુકી થઈ. ભિક્ષુકી થયા પછી સ્ત્રી અર્હત્‌પણું પ્રાપ્ત કરી શકે એટલો સ્ત્રીનો અધિકાર ગૌતમબુદ્ધને માન્ય હતો. આ સંસ્થાનું પરિણામ એ આવ્યું કે બૌદ્ધધર્મની અંદર તેમ જ બહાર ઘણી વિદુષી સ્ત્રીઓ આચાર્યા-એટલે કે 'સ્વયંવ્યાખ્યાત્રી'-થઈ અને પરમ જ્ઞાન માટેનો સ્ત્રીઓનો અધિકાર અમલમાં આવ્યો. પણ સ્ત્રીઓના કર્તવ્યનો મુખ્ય પ્રદેશ-જે ગૃહસ્થાશ્રમ-તે તો અંધારા મઠ જેવો જ રહ્યો. ભગવદ્ગીતામાં કૃષ્ણે ભક્તિની પરબે ચારે વર્ણનાં સ્ત્રીપુરુષોને એકઠાં કર્યાં, અને "स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्"-સ્ત્રીઓ વૈશ્યો અને શૂદ્રો (જેઓ તે વખતમાં પરાગતિનાં અનધિકારી મનાતાં હતાં અને તેથી જ ભગવદ્ગીતામાં એકઠાં મૂક્યાં છે-નહિ કે કૃષ્ણની દૃષ્ટિએ તેઓ અધમ હતાં) તેમને પણ પરાગતિનું દ્વાર ઊઘાડી આપ્યું; અને તે સંસાર ત્યજીને નહિ, પણ સંસારમાં રહીને. આ રીતે વિધાતાની સૃષ્ટિમાં સ્ત્રીનું પ્રયોજન સચવાઈ રહ્યું. અને મહાભારતમાં વ્યાસજીએ પણ ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમમાં શ્રેષ્ઠ છે, અને વિશુદ્ધ ગૃહસ્થાશ્રમ એ બ્રહ્મચર્ય જ છે એમ બહુ ભાવથી જણાવ્યું. પણ આ દરમિયાન બૌદ્ધધર્મનાં કેટલાંક અનિષ્ટ પરિણામો નીપજી ચૂક્યાં હતાં. ઉચ્ચ મનોવૃત્તિની સ્ત્રીઓ સંસાર ત્યજી ભિક્ષુકીઓ થઈ એટલે એમના વિના સંસાર અંધારો રહ્યો. સામાન્ય જનસમાજમાં અધમવૃત્તિના આત્માઓનું પ્રાધાન્ય થયું. અને એક તરફ ભિક્ષુકીઓ તો બીજી તરફ વેશ્યાઓ એવી વિચિત્ર સ્થિતિ પ્રાપ્ત થઈ! અને જતે દહાડે વિષયની અસર ભિક્ષુકીઓ ઉપર પણ થવા લાગી. આ વખતે દેશમાં પૈસો પુષ્કળ હતો અને એનો વ્યાપાર પણ ધમધોકાર ચાલતો. સમૃદ્ધિની સાથે વિલાસ આવે એ સ્વાભાવિક છે. અને તે પ્રમાણે ઇ. સ. ના આરંભ સમયમાં રચાએલા વાત્સ્યાયન કામસૂત્રમાં અનેક કલામાં નિપુણ ગણિકાઓનાં વર્ણન આપણે વાંચીએ છીએ. એ ગણિકાઓ સઘળી દુષ્ટ જ હતી એમ માનવાને કારણ નથી. સ્ત્રીના હૃદયની સ્વાભાવિક ઉચ્ચતા ગણિકા-

વસ્થામાં પણ બહાર પ્રકટી આવે છે અને તેથી કામસૂત્રમાં કલાગ્રહણનાં ફળ ગણાવતાં કહ્યું છે કે—

" आभिरभ्युच्छ्रिता वेश्या शीलरूपगुणान्विता ।
लभते गणिकाशब्दं स्थानं च जनसंसदि ।
पूजिता सा सदा राज्ञा गुणवद्भिश्च संस्तुता । "

આ વર્ણન વાંચતાં ગ્રીસની વારાંગનાઓનું સ્મરણ થાય છે અને ગ્રીસની Hetairae (વારાંગના) તે 'Stranger-women' હતી, અને એ શબ્દનો અર્થ સાથે રહેનારી થાય છે તેટલાથી મારા મનમાં તર્ક ઊપજે છે કે કદાચ એ Stranger-women ઉપરથી જ આપણો 'वेश्या–immigrant, from विशू to enter–(કેટલાક કહે છે તેમ विशः–immigrants. એ પણ સરખાવો) શબ્દ તો ન આવ્યો હોય? તેમ वृ–to surround ઉપરથી નિષ્પન્ન થતો वार–(वाराङ्गना–वारविलासिनी) શબ્દ તે ગ્રીક Hetairae ના " They wished to have women in their walks, in their banquets, in their military expeditions " એ વાક્યમાં કરેલા વર્ણન સાથે તો સમ્બન્ધ ધરાવતો ન હોય? અને એમ હોય તો જેમ ફલજ્યોતિષના કેટલાક વહેમ બાબિલોનમાંથી આવેલા કહેવાય છે તેમ આ ગણિકાની સંસ્થા પણ કદાચ ગ્રીસમાંથી આવી હોય એમ સ્વાભાવિક કલ્પના ઊપજે છે. આ વખતના મૃચ્છકટિક નાટકમાં ચારુદત્તની સ્ત્રી ધૂતા અને ગણિકા વસન્તસેના તે ગ્રીસની કુલાંગના અને વારાંગનાનો બરાબર દાખલો છે. પણ વિશેષ પુષ્ટિદાયક પ્રમાણને અભાવે, તેમ જ એક જ સંસ્થા મનુષ્યસ્વભાવમાં રહેલાં ત્રિગુણાત્મિકા પ્રકૃતિનાં ગૂઢ બીજોમાંથી અનેક સ્થળે ઉદ્‌ભવી આવે એ સંભવિત છે—એ કારણથી, હું આ સંબન્ધમાં વિશેષ આગ્રહથી કાંઈ પ્રતિપાદન નહિ કરૂં. વાત્સ્યાયન કા. સૂ. જોતાં ગણિકા રાજપુત્રીઓ અને મહામાત્યની છોકરીઓ સવિશેષ કેળવણી પામતી એમ જણાય છે.

કલાની કેળવણી તો વધારે સામાન્ય હશે એમ અનુમાન થાય છે કારણ કે—

" तथा पतिवियोगे च व्यसनं दारुणं गता ।
दशान्तरेऽपि विद्याभिः सा सुखेनैव जीवति "

એમ કલાને દુઃખના વખતમાં આજીવિકાના સાધન તરીકે પણ કહી છે. અત્રે એટલું ધ્યાનમાં રાખવું કે કલાની કેળવણી ખીલી છે પણ મહાભારતના સમયમાં " કુન્તી તે કૃષ્ણ અને વિદુરના જેવી જ નીતિશાસ્ત્રમાં પ્રમાણભૂત છે" એમ જે વર્ણન વાંચવામાં આવતું તે સમય હવે વીતી ગયો છે.

કન્યા વર કરતાં ત્રણ વર્ષ ન્હાની હોય તો સારું એમ મનાતું. અને જે કન્યામાં મન અને આંખ ઠરે ત્યાં જ કલ્યાણ થાય; બીજીની દરકાર કરવી નહિ એમ એક મત દર્શાવ્યો છે. સપત્નીનાં દુઃખ જામી ગયાં છે—અને પતિને કેવી રીતે વશ કરવો એનાં સુકુમાર પણ કુટિલ સાધનો ( પણ તે અથર્વવેદની માફક જડીબુટ્ટીનાં નહિ પણ માનસિક અને વ્યાવહારિક ) યોજાયાં છે. સાધારણ રીતે જડતા, ખરાબ સ્વભાવ, અકર્મીપણું, છોકરાં ન થવાં, ફરી ફરીને છોકરીઓ જ થવી, અને છેવટે ધણીનો સ્વચ્છન્દ-એટલાં સ્ત્રી ઉપર સ્ત્રી કરવામાં કારણ કહ્યાં છે.

કાલિદાસના શાકુંતલ નાટકમાં એક સમુદ્રવ્યવહારી વણિક્ મરી ગએલાની વાત આવે છે. તે પ્રસંગે કવિએ રાજા પાસે કહેવડાવ્યું છે કે बहुधनत्वात् बहुपत्नीकेन तत्रभवता भाव्यम् આથી કાલિદાસના સમયમાં ધનિકોમાં બહુ સ્ત્રી કરવાનો રિવાજ હશે એમ લાગે છે. વળી, લાજ અને પડદાનો રિવાજ—જે વેદકાળમાં તેમ જ ત્યાર પછી પણ લાંબા વખત સુધી નહોતો એમ માનવાને પુષ્કળ કારણ છે—તે કાલિદાસના વખતમાં થોડોક પણ હોય એમ દેખાય છે. સાધારણ રીતે પડદાના રિવાજની સઘળી જવાબદારી મુસલમાનોના ઉપર જ નાંખવામાં આવે છે, પણ કાલિદાસના ગ્રન્થોમાં જનાના માટે शुद्धान्त

અને अवरोध શબ્દ વાંચ્યા પછી એ વિચાર ભાગ્યે જ ટકી શકશે. शुद्धान्त એટલે ઘરનો શુદ્ધભાગ, જેમાં કોઈ જા આવ ન કરે તેવો સ્ત્રીઓને રહેવાનો ખંડ; અને अवरोध ( रुध to confine or to obstruct ) એટલે જે ભાગમાં સ્ત્રીઓને રાખવામાં આવે, અગર તો જેમાં પારકા માણસને પેસતો અટકાવવામાં આવે તે ભાગ. પડદાનો રિવાજ આખી પ્રજામાં તો તે વખતે નહિ હોય, પણ મને લાગે છે કે હાલ પણ જેમ પરદેશી રિવાજની અસર ઊંચા વર્ગ ઉપર સૌથી પહેલી થાય છે તેમ કાલિદાસના વખતમાં પણ ગ્રીસની અસર રાજા અને રાજા જેવા ધનિકોને ત્યાં સૌથી પહેલી થઈ ચૂકી હશે–અને તેથી ગ્રીસમાં જેમ કુલાંગનાઓ ઘરની મેડીએ જ ભરાઈ રહેતી, તેમ અત્રે પણ કાલિદાસના વખતમાં રાજાની રાણીઓ તો જનાનામાં જ રહે એવી માન્યતા જામી હશે. સંસારમાં સ્ત્રીના ઉપયોગ સંબન્ધી કાલિદાસની ભાવના ઘણી ઊંચી હતી. गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ । करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम् । રઘુવંશમાં ઇન્દુમતીને ઉદ્દેશીને અજ રાજાએ ઉચ્ચારેલો એ શ્લોક કોને અજાણ્યો છે ? “ स्त्रीणामशिक्षित-पटुत्वम् ”–“ સ્ત્રીઓ સ્વભાવિક રીતે જ પક્કી હોય છે. ” ઇત્યાદિ વચન દુષ્યન્ત રાજાના મુખમાં કવિએ મૂક્યું છે ખરૂં–પણ તેનું ખંડન પણ કવિએ પોતે જ પોતાના પાત્રોદ્વારા કરી નાંખ્યું છે. મહાભારત અને કાલિદાસના સમય વચ્ચે દેશના આચારવિચારમાં થઈ ગએલા ફેરફારો પણ ધ્યાનમાં લેવા જેવા છે; (૧) વ્યાસની શંકુતલા કેવળ પ્રેમમાં ડૂબાડૂબ થએલી નથી: મારા છોકરાને ગાદી આપવી પડશે એમ છોકરાનું હિત જાળવવાના ચોખ્ખા કરાર સાથે તે પરણે છે. (૨) શકુંતલોપાખ્યાનમાં શકુન્તલા લાજ કાઢીને–રાજા સમીપ આવી નથી; કાલિદાસે શકુન્તલાને લાજ કાઢીને—‘ अवगुण्ठनवत्ती ’ આવેલી કહી છે. (૩) કાલિદાસની શકુન્તલા તો કોમળતા અને સ્ત્રીની સહિષ્ણુતાની જ મૂર્તિ છે; વ્યાસની શકુંતલામાં બેધડકપણું અને

પુરુષની પ્રગલ્ભતા પુષ્કળ છે. રાજા અસત્ય બોલે છે એમ લાગતાં એનાં રૂંવેરૂંવાં ઊભાં થાય છે. અને સત્યના મહિમા પરત્વે રાજાને ઉપાલંભ અને ઉપદેશ રૂપે એ જે ઉદ્‌ગાર કાઢે છે તેવા, કોઈપણ દેશના સાહિત્યમાં મળવા મુશ્કેલ છે.

આવો જ વિચારનો પરિવર્ત કાલિદાસ પછીના મહાકવિ ભારવિના રચેલા કિરાતાર્જુનીયમાં પણ નજરે પડે છેઃ મહાભારતમાં દ્રાપદી રાજ્યનીતિના પ્રશ્નમાં પણ યુધિષ્ઠિર સાથે વખતોવખત વાદવિવાદ કરે છે–અને દ્યૂતમાં થએલા યુધિષ્ઠિરના પરાજય પછી સભામાં વૃદ્ધ વિદ્વાનોને વિવાદમાં પરાસ્ત કરતી આપણે જોઇએ છીએ. ભારવિએ યુધિષ્ઠિર સાથેનો એનો સંવાદ કાયમ રાખ્યો છે પણ પ્રારંભમાં એની પાસે એટલું કહેવડાવ્યું છે કેઃ—

भवादृशेषु प्रमदाजनोचितं भवत्यधिक्षेप इवानुशासनम् ।
तथापि वक्तुं व्यवसाययन्ति मां निरस्तनारीसमया दुराधयः ॥

તાત્પર્ય કે હું સ્ત્રી છું, તમને ઉપદેશ કરવા યોગ્ય નથી–છતાં બોલવાની હિંમત ધરૂં છું–કારણ કે દુઃખને વખતે નારીની મર્યાદા પણ મારાથી છૂટી જાય છે.

ભવભૂતિએ ઉત્તરરામચરિત્રમાં આત્રેયીને બ્રહ્મવિદ્યા સંપાદન કરવા માટે અગસ્ત્ય ઋષિના આશ્રમે જતી વર્ણવી છે. અને એણે

" अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्
विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्नहार्यो रसः "

—એ શ્લોકમાં પ્રાચીન ઋષિઓના વાક્યમાં પ્રતીત થતી દામ્પત્યસુખની પરમ ભાવના આપણી આગળ ઉપસ્થિત કરી છે. વળી એના ઉદાર હૃદયને તળીએથી ઊછળી આવેલો

" गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः "

—એ ઉદ્‌ગાર તો હવે ડૉ. ભાંડારકરની વ્યાકરણમાળા વાંચનાર પાંચમા ધોરણના વિદ્યાર્થીને પણ સુવિદિત છે. પરંતુ કદાચ ઘણાને

આ વિદિત નહિ હોય કે રાજશેખર કવિ (ઇ. સ. ૯ મો સૈકો) વિદ્ધશાલભંજિકા નામની નાટિકામાં મૃગાંકાવલીને 'કન્દુક' (દડો) રમાડે છે અને એ રમત આપણા દેશમાં એ કરતાં પણ ઘણી પ્રાચીન હતી. નવશિક્ષિત સ્ત્રીઓને બૅડમિન્ટન રમતી જોઈ ભડકી ઊઠતા ટીકાકારોએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે.

સદ્‌ગૃહસ્થો—વિષય જાતે જ વિશાળ છે, અને આ લેખ તમે સહન કરી શકો તે કરતાં ઘણો લાંબો થઈ ગયો છે. છતાં, હજી તે ઘણા ભાગમાં અપૂર્ણ છે: હજી તો મેં મહાભારત અને રામાયણની ભાવનાનું વિવેચન કર્યું નથી: પહેલાનો તો ઉલ્લેખ પણ કર્યો છે, બીજાનો તો સ્પર્શ કર્યો નથી, કારણ કે આ બે પુસ્તકોમાં જુદા જુદા સમયના થરો ચઢેલા છે, અને તેથી એને આધારે દલીલ રચતા પહેલાં મારે આપની આગળ એ થરોનું પૃથક્કરણ કરવું જોઈએ—જે સાંભળવા જેટલી આપને આજ ફુરસદ નથી. બીજું—એ જ પ્રમાણે સ્મૃતિઓનું આખું વાઙ્મય પણ મેં કોરાણે જ રહેવા દીધું છે અને તે પણ એમને કાલિક ક્રમમાં પ્રથમ ગોઠવવાની જરૂર હોવાથી-જે કરવા જેટલો અત્યારે વખત નથી.

ભવભૂતિ અને રાજશેખર પછીના સંસ્કૃત કવિઓમાં આ પ્રશ્ન ઉપર અજવાળું પાડે એવી બહુ નૂતનતા નથી. તથાપિ પ્રાકૃત અને પ્રચલિત દેશી ભાષાઓના ગ્રન્થોમાંથી આ બાબત ઘણું કહી શકાય એમ છે. તુલસીદાસ તુકારામ આદિનો તીવ્ર વૈરાગ્ય અને તજ્જન્ય સ્ત્રી પ્રત્યેનો એમનો અનાદર—એ મધ્યયુગના ક્રિશ્ચન ઉદ્‌ગારો સાથે સરખાવવા જેવાં છે. અને તે સ્હામે આપણા ગુર્જર મહાકવિ પ્રેમાનન્દે અષ્ટાવક્રાખ્યાનમાં પ્રીતિથી ગાએલો ગૃહસ્થાશ્રમનો મહિમા મૂકવા જેવો છે. વિદ્યારણ્ય મુનિએ જીવન્મુક્તિવિવેકમાં સ્ત્રીને બ્રહ્મ-વિદ્યાનો અધિકાર આપ્યો છે તે વિષે પણ કેટલુંક બોલવા જેવું છે. વાચસ્પતિમિશ્રે પોતાની પત્નીને છોકરૂં ન હતું તેથી તેના આશ્વાસન

અર્થે "ભામતી" નામની શાંકર શારીરક ભાષ્ય ઉપર પોતાની સ્ત્રીનું નામ અમર કરતી ટીકા લખી—અને સીતા, શિલાભટ્ટારિકા વગેરે બાઇઓએ કાવ્ય રચીને જે નામના મેળવી, તથા લીલાવતીએ ગણિતશાસ્ત્રની જે વિદ્યા પ્રાપ્ત કરી તે વગેરે ને ઘણી બાબતો વિષે કહેવું રહી જાય છે. બલ્કે, કાલસંકોચને લીધે (મારા લખવાના તેમ જ આપના સાંભળવાના કાલસંકોચને લીધે) રહેવા દેવું પડે છે.

છેવટે હવે ઉપસંહાર કરતાં મારે જણાવવું જોઈએ કે મેં તો આપની સમક્ષ માત્ર આ મહાપ્રશ્નનાં ઐતિહાસિક સાધનો જ મૂક્યાં છે—એના ઉપર વિવેકબુદ્ધિ વાપરી દેશ કાલ અને મનુષ્યના સનાતન ધર્મને અનુસરી જે કર્તવ્યનો માર્ગ નક્કી કરવો જોઈએ તે વિષેનો વિચાર તો અત્યારે હું આપને જ સોંપું છું.

પ્રો. સીલિ એક ઠેકાણે કહે છે તેમ

Politics without History has no root;
History without politics has no fruit.

ઇતિહાસ વિના નીતિશાસ્ત્ર નિર્મૂલ છે, નીતિશાસ્ત્ર વિના ઇતિહાસ નિષ્ફળ છે.

રૂપાન્તર કરીએ તો વિચાર વિના આચાર નિર્મૂલ છે, આચાર વિના વિચાર નિષ્ફળ છે.

અન્તે માત્ર એક વિદ્વાનના શબ્દોમાં એટલું હંમેશ માટે સ્મરણમાં રાખવા આપને વિનવીશ કે—

"If a lesson is to be drawn it surely is that—as with individuals there is no place like home, so with a state there is no institution like home; that a community can be great only where there are happy harmonious and virtuous

homes, and that homes cannot be happy and harmonious and virtuous unless Woman is accorded a worthy place in these homes, with freedom of action, with a consciousness of responsibility and with the right, unfettered by circumstance or prejudice, to develop all that is best and noblest in her to the utmost perfection."*

[વસંત: વર્ષ ૭, અંક ૧; માઘ, સં. ૧૯૬૫]

---

* અમદાવાદમાં, સૌ. વિદ્યા એઓના પ્રમુખપણા નીચે સ્ત્રીબોધ જ્યુબિલિને અંગે આપેલું ભાષણ.

# સ્ત્રીઓને ઉપનયન સંસ્કાર

હારીત મુનિનું એક વચન છે કે: "द्विविधा स्त्रियो ब्रह्मवादिन्यः सद्योवध्वश्च। तत्र ब्रह्मवादिनीनामुपनयनमग्नीन्धनं, वेदाध्ययनं स्वगृहे च भिक्षाचर्येति सद्योवधूनां तु उपस्थिते विवाहे कथंचिदुपनयनमात्रं कृत्वा विवाहः कार्यः"–[બે પ્રકારની સ્ત્રીઓ: બ્રહ્મવાદિની અને સદ્યોવધૂ: તેમાં, બ્રહ્મવાદીઓને ઉપનયન, અગ્નીન્ધન, વેદાધ્યયન અને પોતાના ઘરમાં ભિક્ષાચર્યા; સદ્યોવધૂનો વિવાહ આવી પડતાં, જેમ તેમ ઉપનયન માત્ર કરી વિવાહ કરવો."] એના સંબન્ધમાં "तत्कल्पान्तराभिप्रायम् આ કલ્પાન્તર માટે સમઝવું." એમ સ્મૃતિચન્દ્રિકા કહે છે, અને સમર્થનમાં મનુનું (વૃદ્ધ મનુનું) વચન ટાંકે છે:

"तथाच मनुः—"पुराकल्पे कुमारीणां मौञ्जीबन्धनमिष्यते।
अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा॥
पिता पितृव्यो भ्राता वा नैनामध्यापयेत् परः।
स्वगृहे चैव कन्याया भैक्षचर्या विधीयते॥
वर्जयेदजिनं दण्डं जटाधारणमेव च॥"

પૂર્વકાળમાં *કુમારિકાઓને "મૌંજીબન્ધન" [ઉપનયનનો અંગભૂત વિધિ] વેદનું અધ્યાપન, તથા સાવિત્રી (ગાયત્રી) મન્ત્રનો

---

* "पुराकल्प" એટલે પૂર્વકાળનો નહિ, પણ એ તો અર્થવાદનો એક પ્રકાર છે એમ કોઈ એક અજ્ઞ આડંબરી લેખકે ટીકા કરેલી અમને યાદ આવે છે. પરંતુ એ ભાઈને સ્મૃતિચન્દ્રિકાનું "तत्कल्पान्तराभिप्रायम्" એ વચન ઉત્તર રૂપે બસ ન હોય તો એમને અમે 'પુરાકલ્પ' એ અર્થવાદનો પ્રકાર સાથી છે એ વિષે વિચાર કરવા વીનવીશું. ન્યાયભાષ્યકાર વાત્સ્યાયન "पुराकल्प"નું મીમાંસાપ્રદર્શિત સ્વરૂપ બતાવતા કહે છે, "ऐतिह्यसमाचरितो विधिः पुराकल्पः"–પૂર્વે આ પ્રમાણે હતું એમ ઇતિહાસથી કરેલો વિધિ તે "પુરાકલ્પ", એ અર્થવાદ કહેવાય તેનું કારણ "विध्याश्रयस्य कस्यचिदर्थस्य द्योतनात्" અર્થાત્ વિધિના આધારભૂત કોઈ એક અર્થ (વસ્તુ)નું એ સૂચન કરે છે તેથી.

વિધિ હતોઃ એમાં અધ્યાપન પિતા, પિતૃવ્ય, અથવા ભાઈ કરે પારકે નહિ; અને ભિક્ષા માગવાની તે કન્યાએ પોતાના ઘરમાં જ; અત્રે દંડ અને જટા ધારણ ન કરવાં એ પ્રમાણે હતું.

કન્યાએ અત્રે દંડ જટા શા માટે ધારણ ન કરવાં એનું કારણ તો ખુલ્લું છે. સ્ત્રીઓના જીવનની ભાવના પુરુષ કરતાં ભિન્ન—સૌન્દર્યની છે. અને પૂર્વોક્ત વેષ કદરૂપો લાગવાથી સ્મૃતિકારોએ એનો સ્ત્રીઓને માટે નિષેધ કર્યો ઘરમાં જ ભિક્ષા માગવાનું કારણ સ્ત્રીઓના ગૌરવને એ કાર્ય અણછાજતું છે એમ કાંઈક લાગેલું; અને તે સાથે, પુરુષોની દુષ્ટતાના કારણથી એમને અપમાનનો કે ચારિત્ર્યભંગનો પ્રસંગ ન આવે તે માટે પણ બહાર ભિક્ષાએ જવાનો નિષેધ કરવાની જરૂર પડેલી. ઘરમાં જ પિતા વગેરે પાસે અધ્યયન કરવાનું કહેલું છે તેમાં પણ એ જ કારણ છે. પરંતુ આ એક લૌકિક ડહાપણ અને સાવચેતીનો પ્રશ્ન છે. અત્યારે પણ આવશ્યક લાગે તો એ સાવચેતી લેવા કોઈ ના પાડતું નથી. "Co-education" યાને છોકરા ને છોકરીઓને એકઠાં બેસાડીને કેળવણી આપવી કે એમને માટે જુદી સંસ્થાઓ કરવી એ કેળવણીની વિગતનો પ્રશ્ન છે, અને એમાં પણ અમુક વય સુધી જ સહશિક્ષણ રાખવું અને પછી નહિ, અથવા તો અમુક પ્રાન્તમાં—લોકના રીતરિવાજ, માનસવૃત્તિ જોતાં ઠીક છે, અન્યત્ર નહિ, અથવા તો હિંમતથી સહશિક્ષણની સંસ્થા સાર્વત્રિક કરવી અને તુરત પરિણામમાં કાંઈક નુકસાન થતું નજરે પડે તો તેની દરકાર ન કરવી, ઇત્યાદિ વિગતના મતભેદ સંભવે છે. અને કોઈ ઉદાર હિતચિન્તક આમાં પોતાના મત માટે અત્યન્ત આગ્રહ-દુરાગ્રહ નહિ જ કરે. અત્યારે મુખ્ય પ્રશ્ન સ્ત્રીઓની કેળવણી અને વિવાહની ઉમ્મરનોજ છે. એ માટે ઉપર ટાંકેલા પ્રમાણ ઉપર વિચાર કરવા શાસ્ત્રવાદી વિરોધીઓને અમારી વિનંતિ છે. વિચાર કરતાં એક વાત એ પણ સ્પષ્ટ સમઝાશે કે "सद्योवधू" પદમાં 'वधू' આગળ 'सद्यो'-વિશેષણ લગાડ્યું છે એ બહુ સૂચક છે; એથી

જણાઈ આવે છે કે કન્યાઓના માત્ર બે જ વર્ગ નહોતાઃ જેઓ સમસ્ત જીવન નૈષ્ઠિક બ્રહ્મચારિણી થઈને રહે તે, અને જેઓ સદ્ય-તુરત-વિવાહ કરી ગૃહસ્થાશ્રમમાં જોડાઈ જાય તે; ત્રીજો વર્ગ એવો પણ હતો કે જે 'સદ્ય' નહિ, પણ કેટલાક કાળ પછી એ વિદ્યા ગ્રહણ કર્યા પછી વિવાહ કરે. આમ ન હોય તો सद्यो-વિશેષણ નકામું થઈ જાય.

આ "બ્રહ્મવાદિની"નો પ્રકાર જૈન અને બૌદ્ધ સાધ્વી અને ભિક્ષુણીના અનુકરણમાંથી ઉત્પન્ન થયો હશે એમ પણ કહેવાશે નહિ, કારણ કે "બ્રહ્મવાદિનીઓ" ગૌતમ અને મહાવીર ભગવાનના સમય પૂર્વે પણ હતી એ આપણે અન્ય પ્રમાણથી સારી રીતે જાણીએ છીએ, અને વિશેષમાં પૂર્વોક્ત સ્મૃતિઓ સ્પષ્ટ કહે છે કે "પુરાકલ્પ"-માં અર્થાત્ જૂના કાળમાં—એ પ્રમાણે થતું. તેથી બૌદ્ધ અને જૈન ધર્મના, ઉદ્ભવ પછીનો એ સમય છે એમ કહી શકાશે નહિ. બલ્કે, બૌદ્ધ અને જૈન ધર્મના ઉત્તર કાળમાં જે છૂટથી યાવજ્જીવ પરિવ્રાજિક રહેવાનાં માઠાં પરિણામ આવ્યાં એની પાછળના હિન્દુ લોકમત ઉપર પ્રબળ અસર થઈ અને પ્રાચીન રિવાજમાં પરિવર્ત થયો. જરા પણ ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરનારને પૂર્વોક્ત સ્મૃતિ-વાક્યની અંદર આ ઇતિહાસ પડેલો દૃષ્ટિગોચર થયા વિના રહેશે નહિ.

વિવાહવય અને સંમતિવયના કાયદા સંબન્ધી જે બિલ લેજિસ્લેટિવ એસેમ્બલિ આગળ આવનાર છે એ સામે શાસ્ત્રને આધારે વિરોધ ઉઠાવનારને ઉપર જણાવેલી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેવા અમારી વિનંતિ છે.

[ વસન્તઃ વર્ષ ૨૭, અંક ૧૨; પૌષ, સં. ૧૯૮૫ ]

# ગૂજરાતની બાળમાતાઓ

બાળમાતાઓ! 'બાળકોની માતા'—એટલા શબ્દોથી કેટલાં બધાં કર્તવ્યો સૂચવાય છે! બાળકો જે તમને પ્રાણસમાં વહાલાં છે અને જે ઊછરીને ભવિષ્યની પ્રજા બનવાનાં છે તેમનાં શરીરનાં નિર્માતા—બાંધનાર—તમે જ છો, અને હજી પણ ન્હાનપણમાં એ શરીરને, આરોગ્ય, બળ, સહનતા, ચપળતા આદિ શારીરિક ગુણો તમારે હાથે જ અપાય છે. પણ બાળકો સાથે તમારો સંબન્ધ શારીરિક ગુણોથી સમાપ્ત થતો નથી. એમના માનસિક ગુણોનું બંધારણ ઘડનારાં પણ તમે જ છો. મહેતાજી અને બહારની દુનીઆ એ ગુણોમાં જે કાંઈ વિશિષ્ટ રચના કરે છે તેનો સામાન્ય પાયો તો તમારે જ હાથે નંખાય છે. આમ બાળકોની માતા તરીકે તમારે માથે આવાં મહત્ત્વનાં કર્ત્તવ્યો છે છતાં એ કર્ત્તવ્યો બજાવી શકવા માટે તમારી સાધન-સામગ્રી કેટલી થોડી છે! તમે બાળકોની માતા છો, છતાં માતા તરીકે તમે પોતે જ બાળક છો! આપણા સાંસારિક રિવાજોએ તમને બાળપણમાં જ માતા કરી મૂકયાં છે! તમારૂં યૌવન જામતાં પહેલાં તો વીખરાઈ જાય છે, અને વિદ્યા તે શું એની કાંઇક ઝાંખી થતાં પહેલાં તો તમારે નિશાળ છોડવી પડે છે! તમારાં કર્ત્તવ્ય અને કર્ત્તવ્યની સામગ્રી વચ્ચે આ થોડું વૈષમ્ય નથી. પણ આ વિષમ સ્થિતિ દેશહિતેચ્છુ સ્ત્રીપુરુષોને અજ્ઞાત નથી, અને તેથી તેનો ઇલાજ કરવા તેઓ પુષ્કળ પ્રયત્ન યોજે છે; જેમકે, કન્યાકાળ વધારવો, પરણ્યા પછી શાળાનો લાભ લઈ શકાય એવી ગોઠવણ કરવી, બપોર પછીના ફુરસદના વખતમાં ઘેર આવી શિક્ષણ આપી જાય એવાં સ્ત્રીશિક્ષકોનાં મંડળો સ્થાપવાં ઇત્યાદિ. પણ આ સર્વ યોજનાઓ એકદમ અમલમાં મૂકી શકાય કે મ્હોટાં શહેરો સિવાયના દેશના બધા ભાગોમાં એનો લાભ અત્યારે વિસ્તારી શકાય એમ નથી. આ કારણથી જ એ યોજનાની પુષ્ટિમાં અને વિશેષમાં જે કાંઈ અન્ય યોજનાઓ યોજી

શકાય—પછી ભલે તે ન્હાની હોય—તથાપિ તે યોગ્ય લાગે તો આદરવા જેવી છેઃ આવી એક ન્હાની યોજના અત્રે આપ સમક્ષ મૂકવામાં આવે છે. તે એ છે કે—(૧) સ્ત્રીઓને ઘેર બેઠે ફુરસદના વખતમાં કામ લાગે એવી વાંચન–સામગ્રી ઉત્પન્ન કરવા માટે યોગ્ય પગલાં ભરવાં; અને (૨) સ્ત્રીઓ ઘેર બેઠે એક બીજા પાસેથી પોતાના વાંચન અને કર્ત્તવ્ય પરત્વે સૂચનાઓ અને સલાહો લઈ શકે તેવી ગોઠવણ કરવી—આ યોજનાનાં આ બંને અંગો સંબન્ધે થોડાક ખુલાસાની જરૂર છે. હાલ સ્ત્રીકેળવણી સાધારણ રીતે ગૂજરાતી પાંચ છ ચોપડીઓ ભણવામાં સમાપ્ત થઈ જાય છે, અને ત્યારપછીની ઉમ્મરમાં વિદ્યા સાથે જો કાંઇપણ સંબન્ધ રહેતો હોય તો તે ઘણે ભાગે રમુજી વાર્તાઓ, નાટકો કે નવલકથાઓ વાંચવા પૂરતો જ રહે છે. પણ વસ્તુતઃ વાંચન એ કેવળ વિનોદ અર્થે નથી. વિનોદ તો ચાર બૈરાં એકઠાં થઈને દુનીઆદારીની વાતો કરીને પણ મેળવી શકે, અને વિશેષમાં વળી મનુષ્યસ્વભાવને પણ ઓળખતાં થાય. પણ વાસ્તવિક રીતે જેમ જ્ઞાનની અને નીતિની ઉચ્ચ ભાવના વિના આડી વાતો તે ફક્ત કુથલી રૂપ જ થઈ રહે છે, તેમ પૂર્વોક્ત વાંચન પણ હૃદયની પતંગીઆં જેવી રંગીલી અને ફરફરતી પણ ક્ષણિક અને નિઃસત્ત્વ વાસનાઓ તૃપ્ત કરવાનું જ સાધન બને છે. સ્ત્રી અને પુરુષનાં સઘળાં જ કર્ત્તવ્યો એક બીજાનાંથી જુદાં નથી. ઉભયનાં સામાન્ય મનુષ્યત્વને લઈ કેટલાંક સામાન્ય કર્ત્તવ્યો છે, અને તેથી કેળવણીનો કેટલોક ભાગ પણ સમાન હોવો જોઈએ. એ વાત આ પત્રમાં પ્રસંગોપાત્ત અન્યત્ર બતાવવામાં આવશે. જે વાંચન, આ વિશાળ જગત્‌માં તમારૂં સ્થાન શું છે, એ સ્થાનને લગતાં તમારાં સામાન્ય અને વિશેષ શાં કર્ત્તવ્યો છે, અને એ કર્ત્તવ્યો યોગ્ય રીતે આચરવા માટે શું શું જાણવાનું અને કરવાનું છે—ઇત્યાદિ જ્ઞાન તમને આપે એ જ ઉપયોગી વાંચન છે. આ વાંચનામાં વાર્તાઓ નવલકથાઓ આદિને અવકાશ નથી એમ નથી, પણ તે ઉપર કહ્યો તેવો બોધ

તમારા હૃદયમાં જાગ્રત્ કરી શકે તોજ ગ્રાહ્ય છે. માટે અત્યારે ખરી સ્ત્રીઉપયોગી વાંચનસામગ્રી બહુ જ થોડી છે એમ કહેવામાં હરકત નથી. હવે આ સંબન્ધમાં ગૂજરાતની સ્ત્રી–કેળવણીમાં રસ લેતાં જ્ઞાત–અજ્ઞાત સર્વે સ્ત્રીપુરુષોને આ પત્રમાં નીચેના પ્રશ્નોનો ઉત્તર લખી જણાવવા અમારી નમ્ર વિનંતિ છેઃ—

(૧) અત્યારે સ્ત્રી–ઉપયોગી વાંચન સામગ્રી કેટલી અને કેવી છે–એનું સામાન્ય અવલોકન લખી મોકલશો ?

(૨) હાલ જે પુસ્તકો તૈયાર (ગૂજરાતી) છે, તેમાંથી **ઉત્તમ** સ્ત્રી-ઉપયોગી પુસ્તકોની એક યાદી કરીને મોકલશો ?

(૩) હાલનું સ્ત્રી-ઉપયોગી સાહિત્ય વધારવા માટે કયાં કયાં અંગ્રેજી અને સંસ્કૃત પુસ્તકોનું ભાષાન્તર કરાવવાની તમે ભલામણ કરો છો એ લખી જણાવશો ?

આ પ્રશ્નોના ઉત્તરો આવી ગયા બાદ, એમાંથી પ્રસિદ્ધ કરવા યોગ્ય જણાશે તે અમે આ પત્રમાં પ્રસિદ્ધ કરીશું, અને એ સર્વની મદદથી ગૂજરાત વર્નાક્યુલર સોસાયટિને નવાં પુસ્તકો રચાવવાની બાબતમાં વિનંતિ કરીશું; અને અમને ખાતરી છે કે જો અમે યોગ્ય સૂચના કરીશું તો એ સંસ્થાના પ્રમુખ તથા ઑનરરી સેક્રેટરિ તેમજ અન્ય વિદ્વાનો જેઓ સર્વે સ્ત્રીકેળવણીમાં બહુ રસ લે છે તેઓ અમારી વિનંતિ ઉપર જરૂર ધ્યાન આપશે.

હવે અમારી યોજનાના બીજા અંગ સંબન્ધે થોડોક ખુલાસો કરીએઃ આવું એક જાતનું પરસ્પર સહાયક મંડળ ઊભું કરાવવામાં અમારો ઉદ્દેશ એ છે કે સમસ્ત ગૂજરાતની કેળવાએલી અને કેળવાતી સ્ત્રીઓ જે મુંબાઈનાં સેવાસદન કે હિન્દુ સ્ત્રીમંડળ, કે સુરત–અમદાવાદની વનિતાવિશ્રામ જેવી સંસ્થામાં સાક્ષાત્ જોડાઈ ન શકે તે પણ ગૂજરાતના સર્વ જુદા જુદા ભાગોમાં ઘેર બેઠે આ પત્ર જેવી એક સંસ્થાદ્વારા પોતાનું એક પરસ્પર સહાયક મંડળ ઊભું કરી શકે,

અને પોતાના જ્ઞાનનો, અનુભવનો, વિચારનો અને શોધનો એક બીજાને લાભ આપી શકે, તથા પોતાની શંકાઓ અને મુશ્કેલીઓ પ્રસિદ્ધ પત્રદ્વારા એક બીજાને જણાવી એ સંબન્ધી અન્ય બહેનો તરફથી યોગ્ય સમાધાન અને સાહાય્ય મેળવી શકે. વળી વિચારની આવી આપ–લેથી ઉદારતા, ઐકમત્ય, વિચારબળ અને કાર્યશક્તિ વધવાનો સંભવ છે એ તો ખુલ્લું જ છે.

[ વસન્ત: વર્ષ ૧૦, અંક ૨; ફાલ્ગુન, સં. ૧૯૬૭ ]

# સ્ત્રીકેળવણી

[પ્રો. કર્વે સ્થાપિત શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરશી હિંદી સ્ત્રી વિદ્યાપીઠનો અગીઆરમો પદવીદાનસમારંભ મુંબાઈના બ્લેવેસ્ટ્કી હૉલમાં રવિવારે કુલપતિ સર ચુનીલાલ વ. મહેતાના પ્રમુખપદે ઊજવાયો હતો. સર ચુનીલાલે, વિદ્યાપીઠની નવી સ્નાતિકાઓને પદવીદાન અર્પણ કર્યા પછી, બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના વાઇસ ચાન્સેલર આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવને, પદવીદાન વ્યાખ્યાન કરવાનું જણાવતાં કહ્યું કે વિદ્યાપીઠનું પદવીદાનવ્યાખ્યાન આપવા માટે જાણીતા કેળવણીકારોને નોતરે છે. કેળવણીના ક્ષેત્રમાં આચાર્ય-શ્રીએ કરેલી સેવાની સર ચુનીલાલે મુક્તકંઠે પ્રશંસા કરી હતી. પછી આચાર્યશ્રીએ આભાર માની નીચેનું વ્યાખ્યાન કર્યું હતુંઃ— ]*

## આચાર્યશ્રી આનન્દશંકરનું વ્યાખ્યાન

## સ્ત્રીઓને અનુકૂળ કેળવણી

પંદર વર્ષ પહેલાં હિંદી સ્ત્રીઓ માટે વિદ્યાપીઠ સ્થાપવાનો પ્રો. કર્વેનો ઇરાદો જાણવામાં આવતાં મને આનંદ સાથે આશ્ચર્ય ઊપજ્યું હતું. તે એ વિચારે કે ઇલાકાનાં બધાંયે મુખ્ય શહેરોમાં છોકરીઓ માટે માધ્યમિક શાળાઓ ન હતી ત્યાં સ્ત્રીઓની વિદ્યાપીઠ! આ અસામાન્ય વિચાર, એક અજ્ઞાત મિત્રે જાપાનની સ્ત્રી વિદ્યાપીઠને લગતું ચોપાનીઉં પ્રો. કર્વેને, ૧૯૧૫ના ડીસેમ્બર માસમાં મુંબઇમાં રાષ્ટ્રીય સામાજિક પરિષદ્‌નું પ્રમુખપદ લીધું તે બાદ મોકલ્યું, તેને આભારી છે. જાપાન, કે જેનાં છેલ્લાં ૬૦ વર્ષોનો ઇતિહાસ, ખાસ કરીને કેળવણી અને ઉદ્યોગોનાં ક્ષેત્રમાં તો અર્વાચીન હિંદ માટે

---

* પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવે પ્રો. કર્વેએ સ્થાપેલી ‘શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરશી’ યુનિવ્હર્સિટિના કૉન્વોકેશન પ્રસંગે આપેલું ભાષણનું ગુણસુંદરી પત્રે કરેલું ભાષાન્તર. એ ભાષાન્તર કરી આપવા માટે “ગુણસુંદરી”ના તન્ત્રીને અમે આભારી છીએ. વસન્ત ઑફિસ.

અભ્યાસખંડ સમો છે. તે જાપાનનું દૃષ્ટાંત પ્રો. કર્વેને ઊંડી અસર કરે તેમાં આશ્ચર્ય નહિ. લાંબા કાળના એક વ્યવહારૂ સુધારક તરીકે, હિંદમાં સામાજિક સુધારા અને સ્ત્રીકેળવણીના માર્ગમાં કઈ મુશ્કેલીઓ નડે છે, તેનો તેમને અચ્છો ખ્યાલ હતો. હિંદી સમાજમાં જો સ્ત્રી-કેળવણીને લોકપ્રિય અને જીવંત બળ બનાવવી હોય તો તે હિંદી જીવનની જરૂરીઆતોને પોષતી બનાવવી જોઇએ એમ તેમને લાગ્યું. આ માટે બે બાબતો જરૂરની હતીઃ એક છોકરીની કેળવણી પૂર્ણ કરવાને ઓછો સમય અને બીજું, તેઓની કેળવણીનું ધોરણ માતૃત્વના હિંદી આદર્શ જોડે સંબન્ધ ધરાવતું હોય. જાપાનમાં સ્ત્રી કેળવણીનાં પ્રથમ ફળો અસંતોષકારક ઊપજ્યાં છે, કારણ કે અમેરિકન ધોરણે શિક્ષણ પામેલી છોકરીઓને 'આજ્ઞાધીનતા'થી અસંતોષ થયો હતો. પરંતુ તુરતજ પલટો થયો અને જાપાનની છોકરીઓને અનુકૂળ થાય એવી કેળવણીની રાષ્ટ્રીય માંગણી સ્વીકારવી પડી. પ્રો. કર્વેને પણ હિન્દમાં એવોજ અનુભવ થયો. બીજું, છોકરીઓ પોતાની કેળવણી પૂર્ણ કરી શકે એટલા માટે લગ્નવય પણ મુલતવી રાખવાની જરૂર જણાઈ. તેઓની લગ્નવય ઘણી વહેલી પસાર થઈ જાય તે પહેલાં માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણ તેઓને મળી રહે એવા અભ્યાસ-ક્રમની યોજના જરૂરી માલમ પડી. આમ બે રીતેજ બની શકેઃ એક, છોકરાઓના અભ્યાસક્રમમાંના કેટલાક નકામા વિષયો છોકરી-ઓના અભ્યાસક્રમમાંથી કાઢી નાંખીને અને બીજું, માતૃભાષા દ્વારા શિક્ષણ આપીને. આ વિદ્યાપીઠનાં આ બે મુખ્ય લક્ષણો છે.

## માતૃભાષા-શિક્ષણના વાહન તરીકે

કેળવણીના સિદ્ધાંત તરીકે, એટલું તો સૌ કોઇ કબૂલ કરે છે કે, વિદ્યાર્થીની માતૃભાષા એજ માત્ર શિક્ષણનું કુદરતી વાહન છે. આ સંબન્ધમાં અનેક વ્યવહારૂ વાંધાઓ ઊઠ્યાં કરે છે. કોઇ કહે છે કે હિંદને સમાન રાષ્ટ્રભાષાની જરૂર છે. અને અંગ્રેજીજ રાષ્ટ્રભાષા બની શકે. બીજું અંગ્રેજી વિશ્વભાષા છે અને તેથી આંતરરાષ્ટ્રીય

વ્યવહારમાં જરૂરની છે. ત્રીજું, આ નવો અખતરો જ્યાં જ્યાં કરવામાં આવે છે ત્યાં ત્યાં અંગ્રેજી નબળું માલમ પડે છે. અને ચોથું, હિંદી માતૃભાષાઓ હજુ ઘણી નબળી છે અને તેમાં હજી સારાં પાઠ્યપુસ્તકો પણ નથી. કેળવણી કેમ ખરી બનાવવી?—એ આજના પ્રશ્નની સામે જો આ બધી દલીલો મૂકવામાં આવે તો છેલ્લી દલીલ સિવાય એકેય દલીલ તેની સામે ટકી શકતી નથી. આપણે અત્યારે એવા યુગમાં પ્રવેશીએ છીએ કે તેમાં ખરી કેળવણીના એક બિંદુનું વજન પરભાષાના ટનબંધી શબ્દોથી વધુ અંકાશે. અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવી મુશ્કેલ છે. હિંદુસ્તાન માટે તો રાષ્ટ્રભાષા બની શકે તેવી માત્ર હિંદુસ્તાનની જ ભાષા છે, જેવી અંગ્રેજો માટે અંગ્રેજી અને જર્મનો માટે જર્મન. હિંદુસ્તાની અર્ધા ઉપર દેશની રાષ્ટ્રભાષા છે અને જ્યાં એ ન હોય ત્યાં તેને રાષ્ટ્રભાષા બનવાનો પહેલો હક છે. અત્યારે એ પ્રશ્નનો વધુ વિચાર આવશ્યક નથી. અંગ્રેજી અને યૂરોપીય વિદ્યાપીઠો કરે છે તેમ એકમેક સાથે સહકાર કરી વ્યવહાર ચલાવે એવી ભાષાના ધોરણે સ્થપાયલી જુદી જુદી પદ્ધતિની અસંખ્ય વિદ્યાપીઠોની જરૂર છે.

## અંગ્રેજી મોટી વિશ્વભાષા

અંગ્રેજીની એક મોટી વિશ્વભાષા તરીકે, અગત્ય આપણે સ્વીકારીએ છીએ, અને તેથી આપણા ફરજીઆત વિષયોમાં એને સ્થાન મળે. આથી પહેલા એ વાંધાનો નિકાલ થઈ જશે. બીજા વાંધાનો વિચાર વધુ ગંભીરપણે કરવો ઘટે છે. શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીનો ઉપયોગ ન થતાં વિદ્યાર્થીનું અંગ્રેજી નબળું પડી ન જાય તે માટે આપણે બીજી પદ્ધતિઓ અખત્યાર કરવી જોઈએ. પરંતુ તેનો પ્રચાર વિસ્તારીને બીજા વિષયોને તો અન્યાય ન જ થાય. હવે છેલ્લો માતૃભાષામાં પાઠ્યપુસ્તકો હોવાના અભાવનો વાંધો એટલા પૂરતો જ છે કે માતૃભાષા શિક્ષણનું વાહન નથી. ઉપરાંત પાઠ્યપુસ્તકો દ્વારા શિક્ષણ એ દરેક કેળવણીકારના મત પ્રમાણે ખોટી

પદ્ધતિ છે. સાહિત્ય સિવાયના બધાયે વિષયો વિષયનિર્દેશ દ્વારાજ ઉત્તમ રીતે શીખવાય છે. વ્યાખ્યાનો જ પાઠ્યપુસ્તકો બનવાં જોઇએ, પાઠ્યપુસ્તકોનાં વ્યાખ્યાનો નહિ. લાંબા કાળથી ચાલી આવેલી પાઠ્યપુસ્તકોની પદ્ધતિજ હાલની કલ્પનાશક્તિના અભાવ માટે જવાબદાર છે.

## સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠ!

હિંદના સ્ત્રીકેળવણીના હિમાયતીઓ તરફથી વખતો વખત એમ પૂછવામાં આવે છે કે ખાસ અભ્યાસક્રમ સાથે જુદી સ્ત્રીવિદ્યાપીઠ શા માટે હોવી જોઇએ? મારો સાદો જવાબ આ છેઃ કારણ કે દેશની કેળવણી પદ્ધતિમાં સ્ત્રીઓની ખાસ જરૂરીઆતોની કાંઇ વ્યવસ્થા ન કરીને પુરુષોએ લાંબા કાળ સુધી, અક્ષમ્ય લાંબા કાળ સુધી, સ્ત્રીઓ પ્રત્યે બેદરકારી બતાવી છે. મૅકૉલેના નામ સાથે જોડાએલી તેમજ રાજા રામમોહનરાયના દેશપ્રેમ અને દીર્ઘ દૃષ્ટિને આભારી કેળવણીપદ્ધતિને આ દેશમાં સોએક વર્ષ થયાં છે. અને ઉચ્ચતર કેળવણી તરફ લક્ષ દોડાવીએ તો હિંદની વધુ ભાગની વિદ્યાપીઠો ૭૦ વર્ષો ઉપર થયાં કામકાજ કરે છે. આ લાંબા સમય દરમ્યાન, નવી કેળવણીએ દેશને જાગ્રત્ કર્યો છે; જુદી જુદી વસ્તીને ગૂંથી છે અને એક શબ્દમાં કહીએ તો હિંદને અર્વાચીન સ્વરૂપ આપ્યું છે. છતાંએ સ્ત્રી કેળવણીની દિશામાં ઘણુંજ થોડું કર્યું છે. જુદા જુદા પ્રાંતોનાં કેળવણીખાતાંઓમાંથી કોઇએ સ્ત્રીકેળવણીના પ્રચાર માટે કોઈ મોટી યોજના રજુ કરી નથી. તેમ વિદ્યાપીઠોએ પણ સ્ત્રીઓ માટે વિદ્યાલયો સ્થાપવાની જરૂરીઆતનું દબાણ સરકાર ઉપર કર્યું નથી. એમ કહેવાશે કે છોકરાઓ માટે વિદ્યાલયો છે જેમાં છોકરીઓ જઈ શકશે અને એ રીતના સહશિક્ષણથી હિંદમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે જે આડ છે તે દૂર થશે. સહશિક્ષણના લાભ હું જાણું છું, કારણ કે મઠ—ઘર—માં ગોંધાઈ રહીને સાચવેલા ગુણમાં હું માનતો નથી. પરંતુ સ્ત્રીઓ માટેનાં જુદાં વિદ્યાલયોના અભાવે જે

હાનિ થાય છે તે એ લાભથી પૂરાતી નથી એવો મારો નમ્ર અભિપ્રાય છે. આંતર–વિદ્યાલયવ્યાખ્યાનો, ચર્ચાઓ, રમત ગમતો, અને સંમેલનોમાં એ લાભ તો મેળવી શકાય. પરંતુ હાલમાં સ્ત્રીકેળવણીને જે વેગની જરૂર છે તે તો સ્ત્રીઓ માટે વિદ્યાપીઠ સ્થાપવાથી જ મેળવી શકાશે. સ્ત્રીઓ પુરુષોના જેવું જ માનવ પ્રાણી છે એનો પૂર્ણ સ્વીકાર કરૂં છું. પરંતુ તે સાથે એ ન ભૂલાવું જોઇએ કે તેઓ 'સ્ત્રી' રૂપ મનુષ્ય પ્રાણી છે અને તેથી તેઓની કેળવણી પુરુષોની કેળવણી કરતાં કાંઇક જુદા પ્રકારની હોવી જોઇએ, સ્ત્રીઓ માટે જુદો અભ્યાસક્રમ એનો અર્થ 'હલકા' વિષયો એમ વિચારવું એ ખોટું છે. અભ્યાસનું જુદાપણું બે જાતિઓની, અથવા કહેવા દો કે રાષ્ટ્ર ઘડતાં માનવ પ્રાણીઓના બે કુદરતી જથ્થાની, જુદી જુદી જરૂરીઆતનાં ધોરણ છે. એક જથ્થાએ રાજ્ય, લશ્કર અને બજારની દેખરેખ રાખવાની છે, બીજાએ ગૃહ, સારવાર, અને માનવ જીવનને મધુરું બનાવવા આવશ્યક હોય તેવી આધ્યાત્મિક અને ભૌતિક સરળતા તરફ જોવાનું છે. એક જથ્થાની વ્યક્તિ બીજા જથ્થાની વ્યક્તિના જેટલું જ કામ કરી શકે એવી હોઈ શકે તેથી એ બન્નેની વચ્ચે કોઇ પણ પ્રકારનું બંધન હોવું ન જોઇએ. એકજ ક્ષેત્રમાં કાર્યકર્તાઓ લાદવા, અને તે પણ બીજા ક્ષેત્રમાં અભાવ હોય ત્યારે, એ રાષ્ટ્ર અને માનવશક્તિનો વ્યર્થ વ્યય છે. નવા સમાજશાસ્ત્રનો સિદ્ધાંત સહકાર છે, હરીફાઇ નથી.

## નિવાસગૃહયુક્ત વિદ્યાપીઠ

—ના લાભો ઘણા છે, કારણ કે વિદ્યાપીઠના બધાયે સભ્યોના સમાનનિવાસથી અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે, અધ્યાપકો અને અધ્યાપકો વચ્ચે અને વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીઓ વચ્ચે વધુ સહકાર ઉત્પન્ન થાય છે, પરંતુ હિન્દ જેવા ગરીબ દેશમાં આવી વિદ્યાપીઠો સ્થાપવી એ યોગ્ય નથી. અત્યારે તો દેશભરમાં સારી સંખ્યામાં

શાળાઓ અને વિદ્યાલયો જ સ્થાપવાં અને પછી અનુકૂળ પડે ત્યારે નિવાસગૃહયુક્ત બનાવવાં.

## ગૂજરાત માટે જુદી વિદ્યાપીઠ

હિંદુ સંસ્કૃતિના મૂળ ઐક્ય તરીકે ગૂજરાત અને મહારાષ્ટ્રનાં વિદ્યાલયોને એક વિદ્યાપીઠમાં જોડી દેવાં એ નહિ ઇચ્છવા યોગ્ય નથી, પરંતુ સમાનતા જેટલા જ અગત્યના ભિન્નતાના મુદ્દાઓ હોવાથી યોગ્ય ફંડ થયે ગૂજરાત માટે જુદી વિદ્યાપીઠની આવશ્યકતા છે. મારી દૃષ્ટિએ તો આ તત્કાલ પૂર્ણતાએ પહોંચે નહિ ત્યાં સુધી હાલમાં આ બન્ને પ્રાંતો જે સહકાર રાખતા આવ્યા છે તે શા માટે ન રાખે?

## સ્નાતિકા બ્હેનોને

વ્યાખ્યાન પૂર્ણ કરૂં તે પહેલાં વિદ્યાપીઠની સ્નાતિકાઓને ખાસ થોડાક શબ્દો કહીશ.

બ્હેનો! તમારા વિજય માટે અભિનંદન. પ્રાચીન હિંદી સંસ્કૃતિના એક અભ્યાસી તરીકે હું તમને ખાત્રીથી જણાવું છું કે શિક્ષણ લઈને તમે મનુનું—पुराकल्पे तु नारीणां मौञ्जीबन्धनमिष्यते એ પંક્તિનું પરિપાલન કર્યું છે. હારીતે છોકરીઓના બે વર્ગો કહ્યા છે: *ब्रह्मवादिनी અને सद्योवधू એટલે જેઓ અભ્યાસને વળગે અને જેઓ તત્કાળ પરિણીત થાય. આ બે વર્ગોમાં એક વચલો એવો પણ વર્ગ છે જે ઉપવીત લીધા પછી તરતજ પરણતાં નથી પરંતુ કેટલાંક વર્ષો શિક્ષણ લેવામાં ગાળે છે. કલિયુગે જૂની પદ્ધતિ ફેરવી નાખી અને ઉપવીત સંસ્કાર દંભ બન્યો તે પહેલાં તેમ કરવાની તેઓને ફરજ હતી. તમારે તમારા આત્મદૃષ્ટાંતથી એ જૂની પદ્ધતિને સજીવન કરવાની છે.

---

* द्विविधाः स्त्रियो ब्रह्मवादिन्य सद्योवध्वश्च। तत्र ब्रह्मवादिनीनामुपनयनमग्नीन्धनं वेदाध्ययनं स्वगृहे च भिक्षाचर्येति। सद्योवधूनां तु उपस्थिते विवाहे कथंचिदुपनयनमात्रं कृत्वा विवाहः कार्यः।

તમારે માટે વિશાળ કાર્યક્ષેત્ર પડ્યું છે. બાલઊછેરની વધુ સારી પદ્ધતિઓ દાખલ કરીને તમારે ભવિષ્યની જનતાનાં ઘડનારાં બાલકોને ઊછેરવાનાં છે. હિંદી ગૃહોને તમારે વધુ આરોગ્યવાન, વધુ સુંદર અને શાન્ત બનાવવાનાં છે એવું ઘણુંયે કલ્યાણકાર્ય છે. જે તમે સ્ત્રીઓ જ માત્ર કરી શકો. આપણી અસંખ્ય કમનશીબ બહેનો દારિદ્ય, અજ્ઞાનતા અને અન્યાયી સામાજિક રિવાજોથી સબડે છે જે તમારો આશ્રય સ્વીકારશે. ઇસ્પિતાલમાં હજારો માંદાઓ આશ્વાસન દેનાર હાથની પ્રતીક્ષા કરી રહ્યા છે. શિક્ષિકાઓના અભાવે, આજે માધ્યમિક કેળવણીને અત્યંત સહન કરવું પડે છે. અને જો બાલકેળવણી ખરેખરી યોગ્ય અને વૈયક્તિક બનાવવી હોય તો તે ગૃહદ્વારાજ બની શકશે, તમારામાંની કોઈક સંશોધનમાં પડવા આતુર હશે તો તેને માટે બાલમાનસશાસ્ત્ર જેવું વિશાળ ક્ષેત્ર પડ્યું છે. ઉત્તર અને દક્ષિણના બે ફાંટાવાળું હિંદી સંગીત—તેનો શાસ્ત્રીય અને ઐતિહાસિક અભ્યાસ કરી યૂરોપીય સંગીત સાથે તેની સરખામણી કરી હિંદી સંગીતને પ્રગતિમાન કરી શકશો. ચિત્રકળા માટે પણ એમજ. બીજું, પાકશાસ્ત્રનું રસાયન પૂરતું ક્ષેત્ર પૂરૂં પાડે છે. જો તમે બંગાળી, મદ્રાસી, મહારાષ્ટ્રીય, ગૂજરાતી અને હિંદુસ્તાની પાકશાસ્ત્રનો શાસ્ત્રીય અને કલાયુક્ત અભ્યાસ કરી સુંદર સામગ્રી પૂરી પાડતાં હો તો તમારા ભાઈઓને શા માટે ઇટાલિયન કંદોઈનો આશ્રય લેવો પડે? એમ ન માનશો કે અમે પુરુષો તમને આ કામ કે એવાજ કામમાં ગોંધાઇ રહેલાં રાખવા માગીએ છીએ. પ્રાચીન કાળમાં હિન્દી સ્ત્રીઓએ કવયિત્રી, તત્ત્વજ્ઞાની, વૈજ્ઞાનિકા, અને મુત્સદ્દી તરીકે નામના મેળવી હતી. પ્રાચીન હિંદીજીવનના અરીસાસમા મહાભારતમાંથી આવી સ્ત્રીઓના અનેક દાખલા મળશે. અને તેમને પગલે ચાલવું એ તમારી ફરજ છે. વિજ્ઞાન, સાહિત્ય, રાજકારણ, અને સામાજિક તેમજ ધાર્મિક જીવનમાં અર્વાચીન હિન્દ ઘણીજ પ્રગતિનું ચિહ્ન દર્શાવી રહ્યું છે તેમાં સ્ત્રીઓએ પણ પોતાનો યોગ્ય હિસ્સો આપવા

માંડ્યો છે. એ સાથે લગ્ન અને તેથી આવી પડનારી જવાબદારીઓ તમારૂં મોટું કાર્યક્ષેત્ર છે. મારા મિત્ર બાબુ ભગવાનદાસે એક પ્રસંગે કહ્યું હતું કેઃ "સ્ત્રીઓનો વધુ ભાગ કુદરતી રીતે જ, ખરા હૃદયથી કુમારિકા સરસ્વતીઓ નહિ પરંતુ ગૃહલક્ષ્મી અને અન્નપૂર્ણા થવા ઇચ્છે છે, જેના સહચારથી સહચારીનાં જીવનમાં આનંદ અને બળ ઉત્પન્ન થાય છે અને તેઓના જીવનકાર્યક્ષેત્રમાં સફળતા મેળવી શકાય છે" યોગ્યજ કહેવાયું છે કે "માતા સૌથી ઉત્તમ ગુરુ છે."

[ વસંત : વર્ષ ૨૮, અંક ૭; શ્રાવણ, સં. ૧૯૮૫ ]

# આપણી કેળવણીની ખામી

"Virgil and Sophocles, logic and geometry, with the ordinary university pass-man, are as much lost to him in twenty years from his degree as if he had never construed a line or worked a problem. Why should we expect better of the pupil of the middle or lower class, whose education ends in his boyhood? Why should his memory remain burdened with generalities of popular science, names and dates from history which have never been more than words to him, or the commonplaces of political economy, which, if he attaches any meaning at all to them, he regards as the millionaire's catechism, which he will believe when he is a millionaire himself? The knowledge which a man can use is the only real knowledge, the only knowledge which has life and growth in it, and converts itself into practical power. The rest hangs like dust about the brains or dries like raindrops off the stones."

*J. A. Froude*

ભાવાર્થ:—વર્જિલ અને સોફોકિલસ્ (લૅટિન અને ગ્રીક કવિઓ), તર્ક અને ભૂમિતિ—એ, યુનિવર્સિટિમાંથી પસાર થએલા સામાન્ય ગ્રૅજ્યુએટમાં તો, ડિગ્રી લીધા પછી વીસ વર્ષની અંદર એવાં ભૂલાઈ જાય છે કે જાણે એણે કદી પણ એક લીટી બેસાડી ન હોય અને એક પણ સિદ્ધાન્ત સિદ્ધ કર્યો ન હોય. ગ્રૅજ્યુએટનું આમ છે, તો

પછી મધ્યમ અને કનિષ્ઠ પંક્તિનો બાલક—જેની કેળવણી બાળપણમાં જ સમાપ્ત થાય છે—એની પાસે શી જ આશા રાખવી? ભૌતિક પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનાં સામાન્ય સત્યોથી અને ઇતિહાસનાં નામ અને તારીખોથી એની સ્મરણશક્તિ શા માટે લદાએલી રહેવી જોઇએ? એજ પ્રમાણે અર્થશાસ્ત્રનાં તત્ત્વો ગોખી રાખવાનું પણ એને શું પ્રયોજન? અર્થશાસ્ત્રથી એ કાંઇપણ સમઝતો હોય તો તે એટલુંજ કે લક્ષાધિપતિનો એ ધર્મગ્રંથ—એની પ્રશ્નોત્તરમાલા છે, અને પોતે લક્ષાધિપતિ થશે ત્યારે એનાં સત્યો માનવા માંડશે—હાલ એને એની સાથે કાંઇજ લેવા દેવા નથી. જે જ્ઞાન માણસના કામમાં આવે એજ જ્ઞાન એને માટે ખરૂં જ્ઞાન છે, એજ જ્ઞાનમાં જીવન અને અભિવૃદ્ધિનો સંભવ છે, અને એ જ્ઞાનજ વ્યવહારમાં ઊતરી શકે છે. બાકીનું જ્ઞાન તો એના મગજ ઉપર ધૂળ માફક પડી રહે છે, અને પથ્થર ઉપરથી વરસાદનાં બિંદુઓ સૂકાઈ જાય એમ સૂકાઈ જાય છે.

આ ઊતારો આપણી કેળવણીની ખામીનું, એ ખામી કેવી સાર્વત્રિક છે એનું, અને એ દૂર કરવા માટે કેળવણીનાં ધોરણોમાં કેવા કેવા ફેરફારો કરવા જોઇએ એનું દિગ્દર્શન કરાવશે.

[ વસન્ત: વર્ષ ૨, અંક ૪; વૈશાખ, સં. ૧૯૫૦ ]

## "નવી કેળવણીનું સ્વરૂપ"

અમદાવાદના રાષ્ટ્ર-વિદ્યાપીઠમાં અભ્યાસક્રમ વગેરે બાબતમાં કેટલાક અગત્યના ફેરફાર કરવામાં આવ્યા છે. અભ્યાસક્રમમાં ઔદ્યોગિક શિક્ષણ આવશ્યક કર્યું છે અને તેમાં અત્યારે વણાટ અને સુથારી કામથી શરૂઆત કરી છે. અને "લુહારકામ, ખેતી, દુગ્ધાલય, ચર્માલય, રંગકામ વગેરે ધંધાઓ" આમળ ઉપર ઊમેરવાનું રાખ્યું છે. પરંતુ આથી બુદ્ધિની કેળવણી ઘટી જશે એવા ભય અને આક્ષેપને સ્થાન છે, તેથી એનો ઉત્તર આચાર્યશ્રી કાલેલકર આ પ્રમાણે વાળે છેઃ "એ વસ્તુ તો નિર્વિવાદ છે કે જો કેળવણી પાછળ રોજના સાડાપાંચ કલાક જ ગાળવા હોય, અને એમાંનો અર્ધો સમય ઉદ્યોગમાં આપવો હોય તો અક્ષરજ્ઞાનને વખત ઓછો મળવાથી વર્ગમાં ઓછી ચોપડીઓ વંચાશે, અને માહિતી આપવાનું પ્રમાણ પણ કંઇક ઘટશે. પણ તેથી બૌદ્ધિક વિકાસ પણ અડધોઅડધ થઇ જશે એમ માનવું એ ભૂલભરેલું છે. અમારો વિશ્વાસ છે કે બૌદ્ધિક કેળવણી સરવાળે જરાએ ઓછી થવાની નથી. કોઈપણ માણસને પોતાનું વ્યાખ્યાન બે કલાકને બદલે એક કલાક ચલાવવાનું કહ્યું હોય તો તેથી તે અર્ધા જ વિષયનું પ્રતિપાદન કરશે, અથવા શ્રોતાઓને અધૂરી જ માહિતી મળશે એમ માનવામાં દોષ રહેલો છે. પોતાનો પૂરેપૂરો આશય તે એક કલાકમાં પણ ઘણે ભાગે આપી શકશે. અને શ્રોતાઓ જો ધ્યાન અને ઉત્સાહપૂર્વક સાંભળશે તો નાહકના વિસ્તાર કરતાં આ રીતે આપેલું જ્ઞાન જ વધારે પરિણામકારક થશે. તેમાં વળી અક્ષરજ્ઞાન સાથે ઔદ્યોગિક કળા હોય તો એકનો થાક બીજાથી ઊતરી જઇ બુદ્ધિ વધારે પ્રસન્ન રહે છે એવો ઘણાનો અનુભવ છે.

દેશના ગરીબોના હિતાર્થે ખાસ કેળવણી આપવા માંગતી સંસ્થામાં લાંબી લાંબી રજાઓ ન હોય, એવો વિચાર કરી રજાઓ પણ ઘણી ટુંકી કરવામાં આવી છે. એ રીતે ભણવાના વખતમાં

ઊમેરો થવાથી અક્ષરજ્ઞાનની કેળવણી વિષે ચિંતા રાખવાનું કારણ નથી રહેતું."

"લાંબી લાંબી રજાઓ ન હોય" એ નિર્ણયમાં તો અમે મળી શકતા નથી. વાદળીઓને દરિયામાંથી પાણી ભરવાનો વખત મળે તો જ એ વરસાદ સારો વર્ષાવી શકે. દિન દિનનું કાર્ય કરવાની સાથે, સામાન્ય વાંચન અને મનન ઉપરાંત અધિક એકાગ્રતાથી વિષયનો અભ્યાસ કરવા માટે સત્રનો સમય ગુરુને કે શિષ્યને એકેને અનુકૂળ પડતો નથી. કદાચ એમ કહેવામાં આવે કે ગુરુ અને શિષ્ય બંનેએ સદા સાથે જ અભ્યાસ કરવો જોઇએ. પરંતુ એ દૃષ્ટિ પણ અમને ભૂલભરેલી લાગે છે, કારણ કે એવા શિષ્યની બુદ્ધિ કેળવવા માટે જે સ્વતન્ત્રતા જોઇએ તે સારૂ પૂરતો સમય મળે નહિ, અને ગુરુ પણ રોજનું કમાયું રોજ ખર્ચે ને શિષ્યને આપવા જેટલો એનો જ્ઞાનસંચય થાય નહિ. અમારૂં તો માનવું છે કે આમ "લાંબી લાંબી રજાઓ" નો ઉચ્છેદ કર્યા વિના પણ બુદ્ધિની કેળવણી સાથે ઔદ્યોગિક શિક્ષણ જોડવાને અવકાશ છે, અને એ આવશ્યક પણ છે. ઉભય અંશને સરખો વખત મળવો જોઇએ એમ તો અમે સ્વીકારી શકતા નથી, પણ અત્યારે કોલેજોમાં જે કેળવણી અપાય છે તેની સાથે જેમ સાંઝે બે ઘડી અંગકસરત લેવી જરૂરી મનાય છે તે જ પ્રમાણે પાછલે પહોર થોડુંક હસ્તકૌશલ કેળવવા માટે સુથારી, લુહારી કે વણાટી કામ દાખલ કરવામાં આવે તો તેથી લાભ છે. અહીં કેળવણી પામેલા આગળ જતાં સ્વાશ્રયી થઇ શકે એવો જ જો આ નવું શિક્ષણ દાખલ કરવાનો ઉદ્દેશ હોય તો તે સ્થિતિ અમને દુઃખ કરે છે, કારણ કે અહીંના ઔદ્યોગિક શિક્ષણથી આજીવિકા મેળવવા ઇચ્છનાર માટે વિદ્યાપીઠ નજ હોઇ શકે. તેમ તેઓ વિદ્યાપીઠમાંથી ઉત્તીર્ણ થઇ સુથારી લુહારી કામ કરે અને તે સાથે અહીં મેળવેલા જ્ઞાનથી દેશસેવાનું કાર્ય પણ કરે એ સામાનાધિકરણ્ય પણ અમને શક્ય કે ઇષ્ટ લાગતું નથી, કારણ કે અમારી વિદ્યાપીઠની ભાવના

રાજ્યપ્રકરણમાં રસ લેતો મજૂર ઉત્પન્ન કરવાની નથી પણ મજૂર વર્ગ સાથે સહાનુભૂતિ ધરાવનાર રાજ્યપ્રકરણમાં અગ્રેસર ભાગ લેતો વિદ્વાન ઉત્પન્ન કરવાની છે. અને તે જ કારણથી, " મજૂર તેમ જ કારીગરનો વર્ગ જ્ઞાન અને આદર્શને અભાવે દેશહિતપરાઙ્મુખ બન્યો છે " એનો ઇલાજ વિદ્યાપીઠમાં નહિ, પણ વિદ્યાપીઠ બહાર સામાન્ય જનસમાજના મજૂર અને કારીગર વર્ગમાં કરવાનો છે. વિદ્યાપીઠ એનું પ્રધાન કર્તવ્ય ભૂલશે તો એ જોઇ અમને અત્યન્ત દુઃખ થશે. પરંતુ અત્યારે અમને એ ભય રાખવાનું કાંઇ કારણ જણાતું નથી. આચાર્ય શ્રી કાલેલકરની ભાવના ઊંચી છે. અમને વાંચીને આનંદ થાય છે કે—"બૌદ્ધિક કેળવણીમાં હિંદુસ્થાનની પરિસ્થિતિને લીધે ઓછામાં ઓછું અમુક ભાષાઓનું જ્ઞાન તો હોવું જ જોઈએ. લોકોની અંદર કામ કરવાનું છે, એટલે ગૂજરાતીઓને ગૂજરાતી પર સંગીન કાબુ હોવો જોઇએ. બીજા પ્રાંતોમાં પણ એકલા વિદ્વાન ગણાતા લોકો સાથે આપણું કામ નથી, પણ સર્વ સામાન્ય પ્રજા સાથે છે. તેથી હિંદુસ્તાની વગર ચાલવાનું નથી. આપણો રાષ્ટ્રીય વારસો સંસ્કૃત, માગધી, પાલી વગેરે આદ્ય ભાષાઓમાં હોવાથી ઘણા ખરા વિદ્યાર્થીઓએ એ ભાષાઓ સાથે સારો પરિચય કેળવવો જોઇએ. અને હાલના સમાજને અંગ્રેજીનું મહત્ત્વ સમઝાવવાપણું હોય નહિ.

વિદ્યાનો વિસ્તાર, રાષ્ટ્રસંગઠન અને સ્વરાજની તૈયારીમાં બધા જ પ્રાંતોનો પ્રયત્ન ચાલતો હોવાથી તે તે પ્રાંતોની ભાષાઓ પણ આપણે જાણી લઇએ એ લાભદાયક છે. એટલા માટે જ ગૂજરાતી સાથે હિંદી, બંગાળી, મરાઠી, એટલી દેશી ભાષાઓની સગવડ રાખેલી છે."

" વિદ્યાપીઠની હવે પછીની કારકિર્દીમાં સમાજસેવામંદિર એ જ મહાવિદ્યાલયમાં મોટો ભાગ થવો જોઇએ—" એ ધ્યેય નિર્દેશથી અમને આશા પડે છે કે હવે પછીનું શિક્ષણ આગળ કરતાં વધારે સંહત અને સમઝણવાળું થશે. વિદ્યાપીઠમાં શીખવાની 'સમાજસેવા'

પરત્વે એક ભ્રાન્તિ અનેક સ્થળે ચાલતી જોવામાં આવે છે: હિંદુસ્થાન ગામડાંનો દેશ છે, અને સમાજસેવા એટલે ગામડાંમાં જઈને કામ કરવું એવી સમઝણ પ્રચલિત છે. વસ્તુતઃ હિંદુસ્થાનનું ગામડું એ એવી સાદી વસ્તુ છે અને એના સુધારાનાં તત્ત્વો પણ એવાં સાદાં છે કે એ કામ માટે બહુ વિદ્યાની જરૂર નથી. દાખલા તરીકે, એક ગામડામાં જઈને નિશાળ કઢાવવી, કે એના ઉકરડા સાફ કરાવવા, કે તળાવ ચોખ્ખાં રખાવવાં કે નવરાશને વખતે કંતાવવું—એ ખરેખર સુધારાનું કામ છે અને બહુ અગત્યનું છે, પણ તે માટે મહાવિદ્યાલયની કેળવણીની જરૂર નથી. એ કેળવણીથી તો ગામડાના પ્રશ્નોનો પ્રશ્ન તરીકે અભ્યાસ કરવાનો છે, અને જ્ઞાનથી ઊકેલ લાવવાનો છે. તથા એ ઊકેલ પ્રજા આગળ મૂકીને અને ચર્ચાથી એનું સંશોધન કરાવીને, પ્રજાને નવે માર્ગે ચઢાવવાની છે, બલ્કે ભવિષ્યમાં કોઈ દિવસ કાઉન્સિલ ઍસેમ્બ્લિમાં સહકારના પ્રસંગો માટે પણ તત્પર રહેવાનું છે. આ કાર્ય ગામડાંમાં ફરવા નીકળતા અને ખરેખર ગામડાંને ઉપકાર કરતા એવા ઘણા અસહકારી ભાઈઓ માને છે તે કરતાં ઘણું મ્હોટું—વિશાળ અને ઉચ્ચતર—છે.

અમારા મત પ્રમાણે, રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં સ્નાતક થતાં સુધીમાં કેટલા વિષયો આવશ્યક તરીકે અને કેટલા ઐચ્છિક તરીકે શીખવવા જોઈએ તેનું નીચે સૂચન કરીએ છીએ. (આપાતતઃ સૂઝી આવેલા વિષયો અત્રે નોંધ્યા છે. વિશેષ વિચાર કરતાં કદાચ આમાં કેટલાક સુધારાવધારા કરવા ઠીક ગણાય.)

**આવશ્યક :—**

(૧) સંસ્કૃત અને પાલી : ભાષા અને સાહિત્ય.

(૨) ગૂજરાતી, હિન્દી તથા ઇતર પ્રાન્તની એક પ્રચલિત ભાષા. (જેમકે, બંગાળી કે મરાઠી)

(૩) અંગ્રેજી—ભાષા અને સાહિત્ય.

*(૪) ઇતિહાસ—પ્રાચીન હિન્દનો.
—મુસલમાન ,,
—બ્રિટિશ ,,
તથા જગતના ઇતિહાસની રૂપરેખા.

(૫) હિન્દના રાજ્યબંધારણનાં મૂળ તત્ત્વો.

*(૬) અર્થશાસ્ત્રનાં મૂળ તત્ત્વો : જમીન, મજુરી, જકાત, કર, નાણાંચલણ વગેરે.

આટલો અભ્યાસ સ્નાતક થતાં સુધીમાં પૂરો કરવો કઠિન નથી. તે સાથે જોડવાનો ઐચ્છિક વિષય નીચેના ત્રણમાંથી એક હોવો જોઇએ:—

ઐચ્છિક:—

**૧ ગ્રામ્ય (ગામડાનું) અર્થશાસ્ત્ર : એને અંગે—**

(૧) ગ્રામ્યજનતા( Village Community )નું સ્વરૂપ તથા ઇતિહાસ.

(૨) ગામડાના ઉદ્યોગો, (વેપારી ભૂગોળ વિદ્યાની રૂપરેખા સાથે.)

(૩) ખેતી—ખેડ, ખેતર, પાણી } માં સુધારા.

(૪) સહકાર (Co-operative organizations)—ઉત્પાદન, વેચાણ, નાણાંધીર.

(૫) કેળવણી અને આરોગ્ય.

(૬) મહેસૂલ પદ્ધતિ (હિન્દુસ્થાનના જુદા જુદા ભાગમાં ચાલતી—એના ઇતિહાસ સાથે. )

(૭) ધર્મસ્થાન.

---

* આ વિષયો હિન્દુસ્થાનના દષ્ટિબિન્દુથી અને તેની વિશિષ્ટતા ધ્યાનમાં રાખીને તે પ્રમાણે શીખવવા જોઈએ એમ મહાત્મા ગાંધીજીએ ઉઘાડતી વખતે કહ્યું છે એમાં અમે મળીએ છીએ.

**૨ વર્તમાનપત્ર :—**

(૧) હિન્દુસ્થાન અને બીજા દેશોનાં રાજ્યબંધારણ.
(૨) હિન્દુસ્થાનના મહાપ્રશ્નો.
(૩) અર્વાચીન ઇંગ્લંડ–અમેરિકા–જાપાન–રૂશિયા–તુર્કસ્તાન–ઇજિપ્ત–અફઘાનીસ્તાન.
(૪) વર્તમાનપત્રના અવયવો.
(૫) આયવ્યય (બજેટ) ઘટના.
(૬) હિન્દુસ્થાનનાં આયાત નિકાસ અને જકાત.
(૭) હિન્દુસ્થાનના ઉદ્યોગો.
(૮) કેળવણીની સ્થિતિ.
(૯) કૉંગ્રેસનો ઇતિહાસ.

**૩ ગૃહ–સમાજ–ધર્મ :—**

(૧) વેદ અને વેદાન્ત (ઉપનિષદ્).
(૨) બૌદ્ધ અને જૈન સૂત્ર અને આગમ.
(૩) ધર્મશાસ્ત્ર–સૂત્ર અને સ્મૃતિ.
(૪) રામાયણ અને મહાભારત.
(૫) ભગવદ્‌ગીતા.
(૬) દર્શનોની રૂપરેખા.
(૭) તુલસીકૃત રામાયણ.
(૮) નરસિંહ મહેતા–મીરાં–તુકારામ–નાનક વગેરે સંતોની વાણી.
(૯) 'સનાતન' ધર્મ–'આચાર્ય' ધર્મ–'સમાજ' ધર્મ.

ઉપર જણાવેલા ઐચ્છિક વિષય આત્મસંસ્કાર(Culture)-ની દૃષ્ટિએ નહિ, પણ સમાજસેવા(Social service)નો હેતુ લક્ષ્યમાં રાખીને ગોઠવ્યા છે. એ વિષયના પરિશીલનથી ત્રણ પ્રકારના સમાજસેવકો ઉત્પન્ન થઈ શકે:

(૧) ગામડાંના પ્રશ્નોના ઊકેલ કરી શકે તેવા.

(૨) પત્રકારનો ધંધો લઈ એ દ્વારા પ્રજાની સેવા કરવા યોગ્ય બનેલા તેવા.

(૩) ગૃહ સમાજ અને ધર્મના સુધારક અને ઉપદેશકનું પદ લેવાનો જેઓનો અધિકાર છે તેવા.

પણ આ સર્વ અભ્યાસને અન્તે આજીવિકા શી ? અત્યારે આજીવિકાને અર્થે વિદ્યા કેળવવા ઇચ્છનાર માટે રાષ્ટ્રીય વિદ્યાપીઠ નથી એ ખુલ્લી રીતે સમઝીને જે વિદ્યાર્થી એમાં જોડાશે તે જ વિદ્યાપીઠને કામનો છે. અત્યારે ઊંચી કેળવણીથી સાધ્ય એવા દેશના ધંધા આ છેઃ વકીલ, દાક્તર, ઇજનેર, અને શિક્ષકનો. દાક્તરનો ધંધો આખરે પરિણામથી સફળ–નિષ્ફળ બનતો હોઇ યુનાની અને આયુર્વેદી વૈદ્યો એમની આજીવિકામાં ભાગ પડાવે છે અને તેથી આર્ય-સમાજના ગુરુકુળ(કાંગડી)માં આયુર્વેદ અને વર્તમાન પાશ્ચાત્ય વૈદક અને શસ્ત્રવિદ્યાનું શિક્ષણ અપાય છે, જેથી ત્યાંના સ્નાતકોને આજી-વિકાનું એક દ્વાર ઊઘડે છે. બીજું, ઇજનેરના ધંધાનું પણ અત્રે કેટલુંક જ્ઞાન આપી શકાય. તેમ સ્નાતક શિક્ષકો પણ જો બહુ કુશળ નીવડે તો ખાનગી શાળામાં એમને માટે સ્થાન મળવાનો સંભવ છે. વળી વેપારી શાળાનું શિક્ષણ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં અપાતું હોય તો એ વિષયના સ્નાતકો પણ આજીવિકા મેળવી શકે. પણ આ સર્વ દિશામાં રાષ્ટ્રવિદ્યાપીઠનો વિસ્તાર કરવા માટે બહુ ધનની અપેક્ષા છે. અને ખરી રીતે જોતાં આપણા નિર્ધન દેશમાં આવી વિવિધ કેળવણીનો બોજો સરકાર ઉપરાંત પ્રજા ઊપાડી શકે એવી સ્થિતિ નથી. તે કારણથી રાષ્ટ્રીય વિદ્યાપીઠ એ બોજો માથે લઈ શકે નહિ જ એ સ્વાભાવિક છે. પરંતુ તે માટે અમને ખેદ નથી. અત્યારે એના સ્થાપક અને કુલપતિનું જેમ દેશપરાયણ જીવન છે તેમ એ સંસ્થાના વિદ્યાર્થીઓ પણ શુદ્ધ, વિદ્યાપરાયણ રહી દેશપરાયણ થાય તે માટે એનો અભ્યાસક્રમ શુદ્ધ–આજીવિકાના સ્વાર્થથી તદ્દન મુક્ત–

રહે એમ અમે ઇચ્છીએ છીએ. અને જો શુદ્ધ વિદ્યાપરાયણતાથી અમે ઉપર જણાવ્યા છે એ વિષયોમાં વિદ્યાર્થી પારંગત થશે તો અમને ખાતરી છે કે "तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ।" એ ભગવદ્વચન ખોટું નહિ પડે.

[ વસન્ત: વર્ષ ૨૭, અંક ૫; જ્યેષ્ઠ, સં. ૧૯૮૪ ]

## અમારા સમયની કેળવણીનાં સ્મરણો

બાલ્ય અને યુવાવસ્થાનાં સ્મરણો એ વૃદ્ધાવસ્થાનો હક અને આનન્દ છે. "War News"—યુદ્ધસમાચાર—ના આ દિવસોમાં કોઈ પણ લેખક માટે વાચક તરફથી આ હક કબૂલ થવો કઠિન છે, તથાપિ આજનાં બાલકો તે કાલે યુવાન, અને આજના યુવાન તે જતે દહાડે વૃદ્ધ થશે એમ કહીને મારા વાચકોની સહાનુભૂતિ યાચી લઉં, તો હું આશા રાખું છું કે તેઓ મારા સમયની કેળવણીનાં સ્મરણોમાં મને ઘડીક વર્તમાન જગત્ ભૂલવા દેશે.

ભૂતકાળનાં સ્મરણો અને ભવિષ્યનાં સ્વપ્નાં હમેશાં મધુર લાગે છે, તેમાં પણ ભવિષ્યનાં સ્વપ્નાં—વિફળ નીવડવાના અર્ધ ભયથી—કદાચ ગમ્યાં અગમ્યાં થાય; પણ ભૂતકાળમાં તો એક એવો અદ્‌ભુત જાદુ રહેલો છે કે જે દુઃખને સુખ બનાવી દે છેઃ અને વધારે ઊંડી તત્ત્વદૃષ્ટિથી જોઈ ને બોલીએ તો—પ્રત્યેક દુઃખના ગર્ભમાં જે સ્વસંવેદ્ય આનન્દ રહેલો છે તે જ, કાળે કરી,—વસન્ત ઋતુની વનશોભાની માફક—ખીલી આવે છે.*

આ આનન્દનો મ્હારા એક યુવાન મિત્રે કેટલાક દિવસ ઉપર મને પ્રસંગ આપ્યો હતો. એમણે કહ્યું. "તમને નથી લાગતું કે ગયા દસકાનું 'સ્વદેશિઝમ' (નવીન સ્વદેશભક્તિની દૃષ્ટિ), અને એમાંથી ઉત્પન્ન થએલી સેવાપરાયણતા—એ અમારા સમયની કેળવણીનું એક અમૂલ્ય તત્ત્વ છે—જે તમારા સમયમાં નહોતું?"

---

* આ અને 'સ્મરણસંહિતા'ની ટીકામાં એક સ્થળે મ્હેં લખેલું—'ગત જનનાં મધુર મધુરાં સ્મરણોમાં જે આનન્દ આવે છે તે કરુણ રસમાં પણ પ્રભુએ મૂકેલું અદ્‌ભુત સુખનું તત્ત્વ છે' એ—માત્ર ક્ષુદ્ર કલમની કારીગરી નથી, પણ સિદ્ધાંત તરીકે મૂકવા ઇચ્છેલું સત્ય છે—એટલું માનવા વાચકને મારી નમ્ર વિનંતિ છે.

મ્હેં ઉત્તર આપ્યોઃ—"આ નવા તત્ત્વની કદર કરવામાં જરા પણ પછાત પડ્યા વિના કહું છું કે અમારી કેળવણીનો સમય પણ જેવો તેવો નહોતો. કેળવણી એ બાળપણમાં જ પૂરી થતી નથીઃ એ આખા જીવનમાં સતત વહેતી અને તેથી અદ્યાપિ આપણા જીવનમાં ચાલતી શક્તિ છે એ દૃષ્ટિબિન્દુથી જોઈને બોલીએ—તો કહી શકાય કે તમે તો એક મહાન યુગ જોયો, અમે બે જોયા. એક (અલૌકિક આયુષ્ય પામીને) સાહિત્યપ્રેમી જન ઇંગ્લિશ સાહિત્યના ઇલિઝબેથન અને વિક્ટોરિયન એમ બે મહાન યુગ જોવા ભાગ્યશાળી થયો હોય અને જેમ આનન્દ પામે તેમ અમે આનન્દ પામીએ છીએ." આટલું કહી મ્હેં મારા મિત્ર આગળ નીચેનાં સાત નામો ધર્યાં :

૧ ફ્રેંચ રેવોલ્યૂશન(બર્ક).
૨ 'काव्यमाला' (સંસ્કૃત)
૩ ગોલ્ડન ટ્રેઝરિ.
૪ કુસુમમાળા.
૫ સરસ્વતીચન્દ્ર.
૬ પ્રિયંવદા—સુદર્શન.
૭ કૉન્ગ્રેસ.

આ સાત નામમાં કેળવણીનાં જે બળ મૂર્ત થાય છે તે અમારા કૉલેજના અભ્યાસક્રમમાંથી તથા બહારના વાતાવરણમાંથી અમને મળતાં. એ પ્રત્યેકે અમારાં નેત્ર આગળ વિચાર અને પ્રતિભાનાં કેવાં કેવાં જગત્ ઉત્પન્ન કર્યાં હશે એ સંસ્કારી અને સહૃદય જનો સહજ કલ્પી શકશે. તથાપિ થોડુંક ખુલાસા રૂપે કહું છું.

**૧. ફ્રેંચ રેવોલ્યૂશનનો** અભ્યાસ—જે અમારા સમયમાં દરેક વિદ્યાર્થી માટે 'ફર્સ્ટ બી. એ.'માં આવશ્યક હતો—એને અમે અમારી કેળવણીનો એક અમૂલ્ય ભાગ ગણીએ છીએ. અને અમારા સમયના ઘણા ખરાની—સર્વની—હું ધારૂં છું કે એવી લાગણી છે કે એ અભ્યાસ વિના હાલના જમાનામાં કોઈ પણ વિદ્યાર્થીની કેળવણી પૂર્ણ થઈ ગણાય નહિ. અર્વાચીન જગત્ રેફર્મેશનથી પ્રકટ થવા માંડેલું, પણ જૂના જગત્નો પૂરેપૂરો પરિવર્ત થઈ નવા જગત્નો

આરંભ તો ફ્રેંચ રેવોલ્યૂશનથી જ મંડાય છે. એ પરિવર્ત માત્ર રાજકીય હોત તો એની સાથે ફ્રાન્સ બહારના જગત્‌ને બહુ લેવાદેવા હોત નહિ. પણ વસ્તુતઃ એણે મનુષ્યજીવનના ખંડેખંડમાં એવી નવી દૃષ્ટિનો દીપ પ્રકટાવ્યો કે જેના પ્રકાશમાં મનુષ્યનું સમસ્ત સ્વરૂપ, એની તમામ દુનીઆ, નવું જ સ્વરૂપ ધારણ કરી ઊભી રહી !

મનુષ્યના આખા જીવનને અસર કરનાર આ મહાન ઐતિહાસિક બનાવનો અભ્યાસ અમારા પ્રોફેસરો તરફથી—પોતપોતાના મત અનુસાર—બે રીતે કરાવવામાં આવતો, અને વિદ્યાર્થીઓ પણ એમાંથી પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે બે બોધ કાઢતાઃ એક 'Conservative' અને બીજો 'Liberal'—એક 'સંરક્ષક' અને બીજો 'સુધારક'. ફ્રેંચ રેવોલ્યૂશન ફ્રાન્સના રાજ્યધર્મ અને સમાજના બંધારણમાં વ્યાપેલા સડાનું પરિણામ હતું; જે સડો દાબ્યો દબાય કે ઢાંક્યો ઢંકાય એમ ન હતું, એટલું જ નહિ પણ જેને મટાડવા માટે અધૂરા અને મન્દ યત્નના સુધારા કામ લાગે એમ ન હતા; અને તેથી એવા સઘળા યત્નો એક પછી એક નિષ્ફળ ગયા. આ કારણથી, ફ્રેંચ રેવોલ્યૂશને આખરે જૂના ફ્રાન્સનો ઉચ્છેદ કર્યો એ સ્વાભાવિક તેમ જ યોગ્ય જ થયું છે. આ એક મત. બીજો મત એવો છે—અને તે બર્કનો મત હતો—કે પ્રાચીન માટે કાંઈ પણ દરકાર રાખ્યા વગર, દેશના ઇતિહાસ ઉપર દૃષ્ટિ રાખ્યા વગર, માત્ર કલ્પના અને તર્કના બળથી ઊભી કરેલી નવીન રચના કદી સફળ થતી નથીઃ ફ્રેંચ રેવોલ્યૂશન એ સુધારાના ખરા યત્નને બદલે માતાપિતાના દેહમાં છરી ભોંકવા સમાન પાપી યત્ન હતો, અને એમાં પ્રકટ થએલી અધમતાનો કોઈ પણ રીતે બચાવ થઈ શકે એમ નથી. એ અધમતા આખા યૂરોપને છાઈ વળે નહિ તે માટે બીજાં રાજ્યોને ફ્રાન્સ સામે શસ્ત્ર લેવાની જરૂર પડી—અને આપણે 'નેપોલિઅનનો વિગ્રહ' એ નામે જે યુદ્ધ પરંપરાને ઓળખીએ છીએ તેમાં યૂરોપને ઝંપલાવવાનો મૂળ દોષ ફ્રાન્સના ઉચ્છેદક સુધારકોને માથે છે. આ બે ઉપરાંત—બંનેના

સમન્વયમાંથી ફલિત થતો—એક ત્રીજો મત પણ અમારા સમજવામાં આવતો. તે એ કે—ઉચ્છેદક વૃત્તિ દુષ્ટ છે, તેમ સ્થિત વસ્તુને વળગી રહેવું, એ બગડેલી હોય છતાં વળગી રહેવું, એ જડતા છે. ઉચ્છેદક વૃત્તિનો કોઈ પણ રીતે બચાવ થઇ શકે એમ નથી; પણ વખતસર દેશકાળને સમઝીને તેમ જ અગમચેતી વાપરીને સુધારો કરવો એ જરૂરનું છે—અને એ કરવામાં આવે તો જ ઉચ્છેદક વૃત્તિને નિવારી શકાય છે.

આમ સમસ્ત સુધારાનું તત્ત્વજ્ઞાન—એની બંને બાજુઓ અને એની એકવાક્યતા—સંપૂર્ણ રીતે સમઝી લેવાનો પ્રસંગ અમાર વખતમાં દરેક વિદ્યાર્થીને આવતો. આપણા સંક્રાન્તિયુગમાં કેળવણીનું આ કેવું આવશ્યક અંગ છે એ કહેવાની જરૂર નથી.

આ જ પ્રમાણે, ઉપર જણાવેલાં અમારી કેળવણીનાં બીજાં અંગો વિષે પણ ઘણું કહી શકાય—તથાપિ થોડું થોડું જ કહીશ.

૨. '**काव्यमाला**'—નિર્ણયસાગર પ્રેસના માલિક મર્હૂમ જાવજી દાદાજીનો સંસ્કૃત કાવ્ય નાટક અને અલંકારના પ્રાચીન ગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો આ યત્ન ચારે તરફથી એટલી બધી પ્રશંસા પામ્યો હતો કે આ લેખક વગેરે કેટલાક જનોએ એ ગૃહસ્થની અને એની સાથે એમના આ નવીન ઉપક્રમની સંસ્કૃતમાં પ્રશસ્તિઓ લખી હતી. જે વિદ્યાર્થીઓને સંસ્કૃતમાં ખાસ રસ હતો તેમને તો આ ગ્રન્થમાળાથી કોઇક નવી જ રસભૂમિ—સંસ્કૃત સાહિત્યનાં નવાં જ ક્ષેત્રો—દૃષ્ટિએ પડવા લાગ્યાં હતાં. પણ આવા વિદ્યાર્થીઓ ઘણા ન હોય તેથી આ અંગની અસરને અમારા સમયની કેળવણીના એક સર્વાનુભવરસિક તત્ત્વ તરીકે હું ગણાવી શકતો નથી. તથાપિ જેમને એ વિષયમાં રસ હતો તેમને માટે તો એ બેશક એક નવીન ભૂમિનું દર્શન હતું.

૩. "ગોલ્ડન ટ્રેઝરિ"—અમારી કેળવણીમાં ઉપર ગણાવેલ બર્કના 'ફ્રેંચ રેવોલ્યૂશન' જેટલી જ પ્રબળ અને વ્યાપ

અસર પાલ્ગ્રેવકૃત 'ગોલ્ડન ટ્રેઝરિ'ની હતી. એ કાવ્યસંગ્રહની મોહક-શકિત કયા વિદ્યાર્થીએ નહિ અનુભવી હોય ? મિલ્ટનની ભવ્ય પ્રતિભા, અને શેક્સપિયરનાં પાત્રલક્ષણુ—એની કદર અમે કરી શકતા નહિ એમ નહિ, પણ અમારા હૃદયનાં કાવ્ય તો 'ગોલ્ડન ટ્રેઝરિ'નાં જ. હાલ પણ આ પુસ્તકમાં સંગ્રહેલાં કાવ્યમાંનાં કેટલાંક છૂટક છૂટક, જુદી જુદી પરીક્ષાઓ માટે વાંચવામાં આવે છે—પણ જે સૂક્ષ્મ સહૃદયતાથી પાલ્ગ્રેવે 'ગોલ્ડન ટ્રેઝરિ' માં એને ગોઠવ્યાં છે, એનો વાચકને અનુભવ થતો નથી—અને અભ્યાસક્રમમાં એના સ્થિર સ્થાનને અભાવે એના રસશીકરથી ભરાએલું વાતાવરણ બંધાતું નથી. જ્યાં સઘળું જ રસવાળું છે ત્યાં અમુક અમુક કાવ્યને ગણાવતાં બીજાંની ન્યૂનતા સૂચવાય છે—તથાપિ 'The Cuckoo' (કોયલ) 'The Skylark ,' 'Stanzas written in dejection near Naples', 'Lines to an Indian air', વગેરે કેટલાંક કાવ્યોની રમણીયતા તો અમારા ચિત્તાદર્શમાંથી કદી જ ખસે એમ નથી. 'તમને સારામાં સારી લાગેલી પંકિતઓ કહો, વારૂ.'—એમ અમને એક પ્રશ્ન પૂછેલો તેનો ઉત્તર મ્હેં આપેલો તે અત્યારે સાંભરી આવતાં એ મુગ્ધ જીવન ફરી પ્રાપ્ત કરવાની અભિલાષા થાય છે. શેલિ, વર્ડ્ઝવર્થ વગેરેનાં કાવ્યો કોને ન ગમતાં ? તેમ એમાંની મનોહર પંકિતઓ કોને મોઢે નહોતી ? તથાપિ, મ્હેં એ પ્રશ્નના ઉત્તરમાં ટૉમસ હૂડની નીચેની પંકિતઓ આપી હતી ! :—

" I remember, I remember
The house where I was born,
The litte window where the sun,
Came peeping in at morn;

....................................

I remember, I remember
The fir-trees dark and high

I used to think their slender tops
Were close against the sky."

૪. **કુસુમમાળા**—રા. નરસિંહરાવનાં પ્રથમ કાવ્યોનો આ સંગ્રહ આ જ અરસામાં પ્રસિદ્ધ થયો હતો. 'ગોલ્ડન ટ્રેઝરિ' નું ભાષાન્તર નહિ, એનો અનુવાદ નહિ, અનુકરણ નહિ, પણ એની કલ્પના અને ભાવની સુરાવટથી મગજ અને હૃદય ભરાતાં—એક નૈસર્ગિક શક્તિવાળા, સંસ્કાર પામેલા, ઝીણી અને ઊંચી રસવૃત્તિવાળા તથા શિષ્ટ ગૂજરાતી ભાષાનો સંપૂર્ણ પરિચય જાહે એ ઉપર પ્રભુતા ધરાવનાર ગ્રૅડ્યુએટ કવિની કલમથી જેવાં કાવ્યો નીકળે તેવાં આ કાવ્યોએ અમારા હૃદય ઉપર કાંઇક અદ્ભુત જ અસર કરી હતી. એ કાવ્યોની કદર થવામાં એક કારણ એ હતું કે એમાં અમને પોતાપણાનો ભાવ ઉત્પન્ન થયો હતો—પણ વિશેષ કારણ એ કાવ્યમાળાએ ગૂજરાતી ભાષામાં એક નવીન જ કવિતાની પદ્ધતિ ઉઘાડી એ ગણાવું જોઇએ. એ પદ્ધતિ અત્યારે એવી પરિચિત થઈ ગઈ છે કે એ પરિચય અને તેથી કોઈ કોઈ સ્થળે જોવામાં આવતી આદરની મન્દતા—એ જ એના વિજયની સાક્ષી પૂરે છે. પણ વાચકમાં કલ્પનાશક્તિ હોય, તો ત્રીસ વર્ષ પાછા જઇ ગૂજરાતી કવિતાની તે વખતની સ્થિતિ નજર આગળ ઊભી કરે એટલે તુરત જ એ લઘુ પુસ્તકે અમારા મન ઉપર ઉત્પન્ન કરેલી અસરનો ખ્યાલ આવશે.

આ અસરનું તાદૃશ ચિત્ર રા. રમણભાઇના એલ્ફિન્સ્ટન કૉલેજની ગૂજરાતી સોસાઇટિ આગળ વાંચેલા 'કવિતા' ઉપરના નિબન્ધમાં* પડ્યું છે. નવી ઢબની કવિતામાં નર્મદાશંકરે કેટલીક પહેલ કરી હતી, પણ એમના સૃષ્ટિસૌન્દર્યના વર્ણનમાં હજી ટૉમ્સન કે સ્કૉટ કરતાં વધારે ઊંડું નિરીક્ષણ નહતું: વર્ડ્ઝવર્થ અને શેલિની તત્ત્વભેદી કવિદૃષ્ટિ જેનું પ્રથમ દર્શન ગૂજરાતી ભાષામાં રા. નરસિંહ-

* પ્રથમ 'જ્ઞાનસુધા'માં અને પછી એમના 'કવિતા ને સાહિત્ય' નામના નિબન્ધસંગ્રહમાં પ્રસિદ્ધ થયો છે.

રાવે જ કરાવ્યું—તે નર્મદાશંકરના સૃષ્ટિવર્ણનમાં જોવામાં આવતું નહતું. વળી નર્મદાશંકરની કવિતાનું જ્ઞાન પણ અમારામાં રા. રમણભાઇ જેવા ગૂજરાતી ભાષા જોડે વિશેષ પરિચયનો પ્રસંગ અને શોખ ધરાવનાર કોઇક કોઇકને જ હતો. ઘણે ભાગે તો ગૂજરાતી કવિતા એટલે દલપતરામની જ. દલપતરામનો મીઠો હાસ્યરસ, એમની વ્યવહારૂ ભાષા, અને કેટલીક સાદી રસિક કલ્પના પણ—અમને ગમતી. પણ—

" વ્હાલી ત્હને સ્મરણ છે ? કહીં એક વેળા,
સાથે પ્હરોડ મહિં આપણ બે ઊભેલાં;
ફ્હેવું હતું સઘળું શાન્ત જ તે સમે ત્ય્હાં,
શાળી ઉષા પણ સૂતી હુતી જાગતી જ્ય્હાં.

... ... ... ... ...

ને બોલતાં તહિં થયું સ્મિત ત્હારું ધીરે,
ને ઝીણી ગાલલહરી રમી ત્ય્હાં રહી જે;
ત્હેને ચૂમી લીધી રસીલી ! રસે ત્યહાં મ્હેં,
તે દીઠું ઝીણી નજરે તહિં તારલાએ. "

... ... ... ... ...

" ફરી એક વેળા, એક વેળા, બોલ્ય મીઠી કુહૂ, કુહૂ !"

... ... ... ... ...

" વ્હાલી, સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે
ગાતી છન્દમાં રે, વ્હાલી૦"

—એ વાણીની મજેહ અને સંગીત કાંઇક જુદાં જ નહિ ? પ્રૌઢ વયે અને ન્યાયદૃષ્ટિએ, દલપતરામની ખૂબીઓ સ્મરણમાં આવે, અને એમની સારી સારી પંક્તિઓ ઉપસ્થિત થાય. પણ કવિતા વાંચે છે તે વખત કોણ ન્યાય કરવા બેસે છે ?—તેમાં પણ બાળપણમાં કોને માથે એ ફરજ હોય છે ? આમ હોવાથી દલપતરામની—

સાહેબનાં બાળક જે કનિષ્ઠ,
તે તેડી દાસી વિચરે વરિષ્ઠ;
તે જેમ કડવા કણબીની નારી,
વરાવવા જાય શિશુ શૃંગારી.
સાહેબ ને મઢ્ઢમ સિન્ધુ તીર,
ફરે ઘણાકો ઉમદા અમીર,
જાણે ઘણી ભૂમિ પવિત્ર એવી,
સ્વર્ગેથી આવ્યાં બહુ દેવ દેવી.

[ સમુદ્રકાંઠો ]

... ... ... ...

વાદળાંના ગોટેગોટા જતા આવતા ન જાણ,
મોટી જટાવાળાં તે ભુવાનાં ડોકાં ડોલે છે;
ટાઢા દિન જાણીને ઉજાણી આ ન જાણીશ તું,
ખીર વડાં બાકળાનો તે ઉતાર તોલે છે.
ચમકીશ નહિ નથી વીજળીનો ચમકાર,
મહિષને મારવાને ખટક તે ખોલે છે;
ગાજતો નથી ગગન ધ્રન દલપતરામ,
બાંએ બાંએ બાંએ બાંએ ડાકલું તે બોલે છે.

[ મેઘરાયની ચઢાઈ ]

આવી આવી પંક્તિઓ સંભારીને અમને હસવું જ આવતું.

**૫. સરસ્વતીચંદ્ર**—પદ્યમાં જેમ નવી દિશા ‘કુસુમમાળા’ એ ઊઘાડી, તેમ ગદ્યમાં ‘સરસ્વતીચન્દ્રે’ નવી જ કલ્પનાનું જગત્ અમારી આગળ ઊભું કર્યું. કુસુમમાળા કરતાં પણ સરસ્વતીચન્દ્રે ગૂજરાતી વાચકોનું વિશેષ ધ્યાન ખેંચ્યું—કારણ કે એક તો એ નવલકથા એટલે સર્વભોગ્ય; અને બીજું—હિન્દુ સંસારના કેટલાક મહાપ્રશ્નોની એમાં ચર્ચા; ગોવર્ધનભાઈનું નિરીક્ષણ ઊંડું, વિચાર પણ

ગંભીર—પણ સૌને માથે આ એક બાબત કે કૉલેજના વિદ્યાર્થીઓ સરસ્વતીચન્દ્રના પાત્રમાં પોતાનું પ્રતિબિમ્બ જુવે, અને ગૂજરાતમાં હજી ઘણી કુમુદ ઉત્પન્ન થએલી નહિ તો પણ એમને જીવનસહચરી કુમુદ જેવી જોઇએ! આ સમય પહેલાંની અમારી પરિચિત નવલ-કથાઓ માત્ર 'કરણઘેલો' અને 'વનરાજ ચાવડો' આ બંને રાજપૂત ગૂજરાતનાં સારાં ચિત્રો છે, અને તેમાં પણ 'કરણઘેલા'ની કીર્તિ ગયા જમાનાના ગૂજરાતી સાહિત્યના એક ઉત્તમ નમૂના રૂપે જલદી લુપ્ત થાય એવી નથી. બાગલાણની સીમમાં શ્રાવણ માસ અને દેવ-દેવીની મુગ્ધકામાવસ્થાનાં વર્ણન કોણ ભૂલી શકશે? તથાપિ 'કરણઘેલો' અને 'સરસ્વતીચન્દ્ર' એ બેના જમાના જ જુદા, એમનાં વાતાવરણ જ જુદાં. 'સરસ્વતીચન્દ્ર'માં 'રાત્રિસંસાર—જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' (ભાગ ૧ પ્રકરણ ૧૯)—એવું પ્રકરણ ગૂજરાતી ભાષામાં વાચકે કદી પૂર્વે જોયું નહોતું. અને ઉપર કહ્યું તેમ, આપણા આર્યસંસારના સંક્રાન્તિકાળમાં તત્ત્વબોધક અને મર્મભેદક એવાં ઘણાં નવાં દૃષ્ટિબિન્દુઓ તથા હૃદયના ઘણા ઊંડા અનુભવો રજુ થએલા જોવામાં આવ્યા. અમારાથી સહજ આગળના એક વિદ્વાન મિત્રે અમદાવાદમાં પ્રસિદ્ધ થતા 'ગૂજરાત ગેઝેટ' નામના પત્રમાં સરસ્વતીચન્દ્રનું અવલોકન લખ્યું—તેમાં એ પુસ્તકની ખામીઓ દર્શાવતાં વાપરેલાં એક બે વચનો અત્યારે યાદ આવે છે, 'Kumud is a creature of Romance'—અને સરસ્વતીચન્દ્ર 'a philosophic vagabond'! મને લાગે છે કે આ અવલોકનથી સરસ્વતીચન્દ્ર ઉપરનો અમારો પ્રેમ જરા પણ કમી થયો નહિ. કુમુદના પાત્રની જે ખામી એ અવલોકનકારે બતાવી—તેજ અમારી દૃષ્ટિએ એનો ગુણ હતો, કારણ કે સંક્રાન્તિયુગ વાસ્તવ સ્થિતિ કરતાં ભાવનાને વધારે પસંદ કરે છે—ભાવના જ એના જીવનનું 'dynamic force'—સંક્રાન્તિ કરાવનાર ચાલક બળ હોય છે. સરસ્વતીચન્દ્ર એક 'tragic character' કરુણરસનું પાત્ર છે:

વાસ્તવ જગત્‌માં એ અસ્થાને છે, અને એની અને જગત્‌ની વચ્ચે શાશ્વત વિસંવાદ રહ્યો હોત, તો સરસ્વતીચન્દ્રની એક ઉત્તમ 'tragedy' બનત; અથવા તો એ વિસંવાદમાંથી, જેણે જગત્‌ને વશ કરીને અર્થાત્ પોતાની ભાવનાને અનુરૂપ કરીને, સંવાદ ઊપજાવ્યો હોત, તો સરસ્વતીચન્દ્ર એક ભવ્ય (grand) પાત્ર બનત. પ્રથમ ભાગ પ્રસિદ્ધ થયો ત્યાં સુધી આ બેમાંથી એ કયું વલણ લેશે એ નિશ્ચિત નહતું—અને તેથી, પરિણામે જે વિરસતા ઉત્પન્ન થઈ છે તે ત્યાં સુધી ન હતીઃ માત્ર એ વિરસતામાં મને અત્યારે માત્ર એક જ બોધ સમાએલો દીસે છે, અને તે એ કે પુરુષ કરતાં સ્ત્રીને પ્રભુએ ઊંચા તત્ત્વમાંથી ઘડી છે—સરસ્વતીચન્દ્ર તે કુમુદ નહિ જઃ આ મર્ત્ય જીવનમાં દિવ્ય લોકનું દર્શન કરાવનારી—દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ—તે સ્ત્રી જ છે; સ્ત્રી જ એની દિવ્યતા છેક સૂધી સાચવી શકે છે; વ્યવહાર માટે ઘડાએલો પુરુષ જીવ ઉત્તમ સંસ્કાર છતાં વ્યવહારની ઐહિકતામાંથી નીકળી શકતો નથી એ સરસ્વતીચન્દ્રના પાત્રનો ચોથા ભાગને અન્તે ફલિત થતો–બોધ છે. પણ આ લેખના વિષયમાં આ વિષયાન્તર થાય છે.

૬. **પ્રિયંવદા—સુદર્શનઃ** અમારા સમયના ધર્મ ગૃહ અને સમાજ સંબન્ધી વિચારોનું સ્વરૂપ રા. મણિલાલનાં આ બે પત્રોની ફાઇલ ફેરવ્યા શિવાય જાણવું અશક્ય છે. રા. મણિલાલને જેઓ 'સુધારા'ના વિરોધી તરીકે માને છે તેઓ ગૂજરાતના આ મહાન ચિન્તકને અન્યાય કરે છે. 'સુધારો' એટલે જનસમાજના અમુક રિવાજ ખોટા છે માટે તે કાઢીને તેને બદલે અમુક સારા રિવાજ દાખલ કરવા એટલું જ હોય, અને સારા–ખોટાનું ધોરણ પણ સ્થૂલ-દૃષ્ટિએ ઊપાડી લેવાનું હોય તો બેશક મણિલાલ 'સુધારા'ના વિરોધી હતા. બાકી, ઊંડા અર્થમાં તો મણિલાલે સુધારાને સેવા જ કરી છે. સંસારમાં સ્ત્રીનું શું સ્થાન છે, એ સ્થાનનું ગૌરવ શું છે, આર્ય-સંસારમાંથી એ અત્યારે લુપ્ત થયું છે તો તે ફરીથી કેમ પ્રાપ્ત કરવું—

ઇત્યાદિ સ્ત્રીને લગતા સુધારાના વિચાર કરવા માટે ગૂજરાતમાં પ્રથમ ચોપાનીઉં સ્થપાયું તે 'પ્રિયંવદા', અને તે આ જ અરસામાં. સ્ત્રી–અને પુરુષ તે એક બીજાની પુનરાવૃત્તિ નથી પણ પૂર્ણતા છે— એમ પ્રતિપાદન કરનાર ઑગસ્ટ ડિ કૉમ્ત અને ટેનિસન બલ્કે અત્યારે જોઈએ છીએ તે પ્રમાણે આપણા પ્રો. કર્વે જેવા—પણ જો સુધારાના વિરોધી નથી, તો મણિલાલને શા માટે વિરોધી ગણવા જોઇએ એ સમઝાતું નથી. શું એ વિધવાવિવાહની વિરુદ્ધ હતા એટલા જ માટે? બેશક 'સુધારા'નો પ્રોગ્રામ બધા સુધારકોનો એકસરખો જ ન હોય એ સ્વાભાવિક છે; સ્ત્રીની કેળવણીના હિમાયતી પણ બધા એકસરખી જ કેળવણી ઇષ્ટ ગણે એ બનવા જોગ નથી. આવી સ્થિતિમાં, અમુક રિવાજ સ્વીકારે તે સુધારક અને ન સ્વીકારે તે નહિ, અમુક કેળવણીની પદ્ધતિ પસંદ કરે તે સુધારક અને ન પસંદ કરે તે નહિ—એવી સંકુચિત વૃત્તિ ધારણ કરવી વાજબી નથી. રા. મણિલાલે સુધારાનું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન કર્યું; એ તત્ત્વજ્ઞાનના પ્રકાશમાં સુધારકોના સુધારાનો પ્રોગ્રામ તપાસ્યો. સુધારકો સામાન્ય લોકની ગતાનુગતિકતા નિન્દે છે, પણ વસ્તુતઃ તેઓ પોતે થોડા ગતાનુગતિક નથી એ બતાવ્યું: અને સૌને— 'પ્રાચીનો'ને તેમ જ 'નવીનો'ને—ગતાનુગતિકતા છોડી વિચાર કરતા કર્યા. 'પ્રિયંવદા'માં સ્ત્રીના સુધારાનો વિચાર હતો તે વિસ્તાર પામતાં, 'સુદર્શન' નો જન્મ થયો. સુદર્શનમાં ધર્મ અને ધર્મનું તત્ત્વજ્ઞાન પ્રધાનતા ભોગવે છે. એમાં એક અંશે પ્રાર્થનાસમાજના ધર્મ અને તત્ત્વજ્ઞાનનું ખંડન છે, તો બીજે અંશે જૂના સંપ્રદાયોને પણ એમાં થોડા ખંખેર્યા નથી. ટુંકામાં, પશ્ચિમની કેળવણીની અસરથી આપણા જનસમાજમાં પ્રાચીન તરફ જે અનાદર ઉપજ્યો હતો તે દૂર કરી—કાલિદાસે ઉપદેશેલી 'पुराणमित्येव न साधु सर्वं नवीनमित्येव न चानवद्यम्' એ વૃત્તિ ઉત્પન્ન કરી. ટુંકામાં—અમને વિચાર કરતા મણિલાલે કર્યા.

આ પ્રસંગે પ્રસંગોપાત્ત એક વાત કહેવાનું મને મન થાય છે. આપણાં માસિકો અનિયમિત બહાર પડે છે તે માટે ઘણેક સ્થળે ટીકા કરવામાં આવે છે. પણ મણિલાલના વખતના સુદર્શન શિવાય કોઈ પણ પત્રને નિયમિત રહેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે કે કેમ એની મને શંકા છે. એ સમયમાં પ્રતિમાસ સુદર્શન માટે વાચક તરફથી જેવી ઉત્કંઠવૃત્તિથી વાટ જોવાતી તેવી અત્યારે કોઈ પણ ગૂજરાતી માસિકની જોવાય છે? મણિલાલની ગદ્યશૈલીની મોહકતા અત્યારે ક્યાં છે?

૭. **કૉન્ગ્રેસ**—અત્યાર સુધી મેં જે જે કેળવણીનાં તત્ત્વનું વર્ણન કર્યું તે અંગત કે પ્રાન્તિક હતાં; પણ આ જ સમયે દેશ ઉપર એક અદ્ભુત ચૈતન્ય પ્રસરવા માંડ્યું હતું—જેની અસર આખા હિન્દુસ્થાન ઉપર સમાન થઈ છે. હું કૉન્ગ્રેસને એક રાજકીય હિલચાલ રૂપે નથી સમઝતો; એમાં હું દેશનું નવું ચૈતન્ય મૂર્તિમન્ત થએલું જોઉં છું. પ્રતિવર્ષ એક લાખ રૂપીઆના ખર્ચથી આજ લગભગ બત્રીસ વર્ષથી જે મહાયજ્ઞ થયાં કરે છે એમાં ખરૂં જોતાં સરકારના રાજ્યવહીવટ ઉપર થતી ટીકાનું મહત્ત્વ નથી, પણ જે ચૈતન્યની એમાં સ્ફૂર્તિ છે તે જ ખરા આદરને પાત્ર છે.—વિદ્યાર્થિકાળમાં કૉન્ગ્રેસ માટે અમને આટલી ઊંડી સમઝણ નહોતી, તથાપિ એમાં એક વસ્તુ અમે જોતા તે એ કે અંગ્રેજી ભણ્યાની કૃતાર્થતા સ્વદેશસેવામાં છે. ૧૯૦૫ની 'સ્વદેશી' હિલચાલથી હર્ષઘેલા થઈ જેઓ એમ સમઝે છે કે તે જ કાળથી હિન્દુસ્થાનના ઇતિહાસનું વર્ષ ૧ શરૂ થયું, તેઓને કૉન્ગ્રેસની શરૂઆતનાં વર્ષોમાં અમારા હૃદયમાં પ્રેરેલા આનન્દનો ખ્યાલ નથી, તેમ જ કૉન્ગ્રેસે રચેલી પીઠિકા ઉપર જ 'સ્વદેશી' હિલચાલ કાર્ય કરે છે તે વાત તેઓ ભૂલી જાય છે.

[ વસન્ત : વર્ષ ૧૫, અં. ૪; વૈશાખ, સં. ૧૯૭૨ ]

# કેળવણી સંબન્ધી થોડાક વિચારો*

આપે આ નવી શાળાનું મંગળાચરણ કરવાનું કામ મને સોંપ્યું છે તે માટે હું આપનો કૃતજ્ઞ છું. સ્થાપકોએ એનું "Modern School" યાને "વર્તમાન યુગની શાળા" એવું નામ રાખ્યું છે, અને તે જાણી જોઇને જ હશે: એનો અર્થ હું એમ સમજું છું કે સ્થાપકો એને અત્યારે જ નહિ પણ હંમેશાં "વર્તમાન યુગની શાળા" રાખવા ઇચ્છે છે-એટલે સ્વાભાવિક રીતે આ "Modern School" તે "Progressive School" પણ રહેશે જ; આમ હોવાથી શિક્ષકોએ હમેશાં સચેત રહી એમાં વખતોવખત સમયને અનુસરતા ફેરફાર કરતા જ રહેવું પડશે.

મને પ્રમુખ તરીકે પસંદ કર્યો છે એ ખરેખર મને બે કારણસર આશ્ચર્યજનક લાગે છે. એક તો હું પોતે "modern"—યાને વર્તમાન યુગનો નથી. મ્હારા દિવસો પુરાણા ગ્રન્થોમાં પસાર થાય છે, અને જે વિષયો સાથે મ્હારે અધ્યયન—અધ્યાપનનો પ્રસંગ રહ્યો છે તે પણ પુરાણા છે—જેને લઇને મ્હારૂં દૃષ્ટિબિન્દુ પણ કાંઇક પુરાણું નીવડવાનો સંભવ છે. બીજું, મુંબાઈ એવું શહેર છે કે જ્યાં નિષ્ણાત શિક્ષણશાસ્ત્રીઓની ખોટ નથી, અને તેથી સ્થાપકોએ પ્રમુખપદ માટે બનારસ કે અમદાવાદ સુધી શિક્ષણશાસ્ત્રી શોધવા જવાની જરૂર નહોતી. છતાં, આપે મને આ સ્થાન માટે પસંદ કર્યો છે તેમાં કાંઇક અર્થ રહેલો છે, એમ મને લાગે છે. આપણે પોતે પોતાને જોઈએ તે કરતાં બીજા આપણને જોઈને શું ધારે છે એ જાણવાની ઇચ્છા થાય એ એક દૈવી બક્ષીસ છે—અને તમને એ ઇચ્છા થઈ જણાય છે: બીજા પ્રાન્તોમાં શિક્ષણનો જેને કાંઇક

---

* મુંબાઈમાં "મૉડર્ન સ્કૂલ" નામે એક નવી સ્કૂલ સ્થપાઈ. એની સ્થાપનાને પ્રસંગે પ્રમુખ તરીકે મ્હેં આપેલા અંગ્રેજી ભાષણનો ગૂજરાતીમાં સાર. —આ. બા. ધ્રુવ

અનુભવ અને જ્ઞાન છે, તથા જેનાં નેત્રો પુરાણી દૃષ્ટિ ધરાવે છે તેવો પુરુષ વર્તમાન યુગની આ કૃતિ વિષે શું ધારે છે એ આપ જાણવા ઇચ્છો છો—એમ હું સમજું છું.

હવે હું અહીંના શિક્ષણ વિષે કાંઈ ટીકા કરૂં તે પહેલાં અહીંના શિક્ષકો મને કહી દેશે કે "અમે શિક્ષણની પદ્ધતિને વર્તમાન યુગની એટલે કે તાજી રાખવા માટે જવાબદાર છીએ, પણ અભ્યાસક્રમ માટે આપ ટીકા કરવા ચાહતા હો તો અમારે કહી દેવું જોઇએ કે અભ્યાસક્રમ માટે અમે જવાબદાર નથી, સરકાર અને યુનિવર્સિટિ જવાબદાર છે." શિક્ષકોની જવાબદારી મર્યાદિત છે એ હું જાણું છું. પરંતુ તે સાથે, લોકમતના બળ ઉપર મને બહુ શ્રદ્ધા છે. અને તેથી જે કોઈ કેળવણીમાં રસ લેતા હોય—માબાપ, વાલીઓ, સામાન્ય કેળવણીમાં રસ લેનારાઓ તેમજ વિશિષ્ટ પ્રકારના શિક્ષણશાસ્ત્રીઓ—સહુની ફરજ છે કે તેઓએ ચાલુ શિક્ષણતત્ત્વ તપાસતા રહેવું જોઇએ, અને એ સંબન્ધી પોતાના વિચાર યોગ્ય માનભરી રીતે છતાં નિર્ભયતાથી દર્શાવતા રહેવું જોઇએ—જેથી શિક્ષણના અધિકારીઓને એમના કામમાં મદદ મળે, અને પોતા આગળ ઉપસ્થિત મહાપ્રશ્નોની બાબતમાં યોગ્ય નિર્ણય ઉપર આવી શકે.

મ્હારા વ્યાખ્યાનમાં હું થોડાક મહાપ્રશ્નો જ ઊપાડીશ—જે ઉપર આપણા દેશના મહાન શિક્ષણકારોનાં ચિત્ત અત્યારે લાગેલાં છે. એમાં કદાચ સામાન્ય અને જાણીતું ફરી ફરીને કહેવાનો દોષ હું કરીશ, પણ એ આપ સાંભળવાની કૃપા કરશો, કારણ કે સાદાં સત્યોને સહુ કોઇ સ્વીકારે છે પરંતુ તેને પણ વ્યવહારમાં મૂર્ત કરવા માટે ઘણું પિષ્ટપેષણ કરવું પડે છે.

૧. પહેલો પ્રશ્ન **કેળવણીના ઉદ્દેશ** વિષેનો લઇએ.

કેળવણી અત્યારે ત્રણ ભૂમિકામાં વ્હેંચવામાં આવે છેઃ પ્રાથમિક, (Primary), માધ્યમિક (Secondary) અને ઉચ્ચ (Higher). અને આ ત્રણેમાં પ્રત્યેકનો એક એક ખાસ ઉદ્દેશ છે, અને ન હોય

તો રાખવો જોઈએ—જેથી કોઈ નીચેની કક્ષાની કેળવણી લઇને તે કક્ષાને ઉચિત જીવનમાં પડવા માગે તો પડી શકે, અને ઉપરની કક્ષામાં વૃથા સમયનો વ્યય ન કરે. આ ઉદ્દેશથી હાલ પ્રત્યેક કક્ષાની જે કેળવણી ચાલે છે તેમાં ફેરફાર કરવાનો અધિકારીઓનો વિચાર છે—અને તેઓનું માનવું છે કે એમ કરવાથી હાલ ત્રણે કક્ષામાં યુનિવ્હર્સિટિનું સામ્રાજ્ય પ્રવર્તે છે—અર્થાત્ સહુ કોઇ જાણે યુનિવ્હર્સિટિમાં જ જવાના હોય એ દૃષ્ટિબિન્દુથી બધી કેળવણી ઘડાય છે, એ જે અનિષ્ટ પ્રવર્તે છે એ મટશે. હવે આ મત સ્હામે હું મ્હારો મત મૂકું છું. મ્હારૂં માનવું છે કે કેળવણી એ ત્રણ કક્ષામાં એકબીજાથી અલગ કરીને વ્હેંચી નંખાય એવો પદાર્થ નથી. ત્રણે મળીને એક અખંડ ક્રિયા છે એટલું જ નહિ, પણ ત્રણ ઉપરાંત ચોથી ભૂમિકા વ્યાવહારિક જીવન પોતે છે. હું **વ્યાવહારિક જીવનને કેળવણીનો ઉદ્દેશ માનતો નથી, પણ કેળવણીની એક ભૂમિકા માનું છું.** વ્યાવહારિક જીવન એ કેળવણી વધારવાનું એક સાધન છે, માત્ર મેળવેલી કેળવણીનો ઉપયોગ કરવાનું જ સાધન નથી. જીવન એ એક શાળા છે, મહાશાળા છે, પરમશાળા છે. ઘોડાઓએ પરસ્પર હરીફાઇથી દોડવાનું એ શર્તનું મેદાન નથી, કે આજ સુધી મેળવેલી કેળવણીરૂપી એકઠો કરેલો માલ બીજા દુકાનદારોની હરીફાઇમાં વેચવાની દુકાન નથી. હું આ ભેદ ઉપર ભાર મૂકું છું તેનું કારણ કે કેળવણી એ જાણે જીવનના વ્યવહારની હરીફાઈમાં આગળ પડવાનું સાધન જ હોય એવી સમઝણ ચાલે છે, અને એ સમઝણની કેળવણીના કામ ઉપર બહુ અસર થાય છે. વ્યાવહારિક જીવનમાં કેમ ફત્તેહ મેળવવી, અને વ્યાવહારિક જીવન એટલે ધન મેળવવું, સત્તા મેળવવી, સમાજમાં પહેલી ખુરશી મેળવવી—એજ: એવી સમઝણથી કેળવણીના ઉદ્દેશને નીચો ઊતારી પાડવામાં આવે છે. કેળવણીનો ઉદ્દેશ જીવનનું સુખ, જીવનની મોજમજા, જીવનમાં ભોગવિલાસ,—એ નથી; જીવનને વધારે જ્ઞાની, વધારે ઊંચું, ખરી

સમૃદ્ધિથી વધારે સમૃદ્ધ કરવું એજ એનો ઉદ્દેશ છે. અને એ ઉદ્દેશ સફળ કરવામાં વ્યાવહારિક જીવન પોતે સાધન બને છે, તેથી એને હું કેળવણીનીજ અન્તિમ ભૂમિકા માનું છું. કેળવણીનો આ idealistic યાને spiritual conception—ઉચ્ચ આધ્યાત્મિક ભાવના ભૂલી જવાથી, કેળવણી જમીનમાં રગદોળાય છે, રાણી મટી દાસી થાય છે.

હવે આજકાલ નીમાએલા કેળવણી સંબન્ધી કોઈ પણ કમિશન કે કમિટીનો રિપોર્ટ વાંચો. જ્યાં જોશો ત્યાં એક જ વાત ઉપર ભાર દેવાતો નજરે પડશે અને તે 'Vocational education'—ધન્ધાદારીનું શિક્ષણ; અને એની સરખામણીમાં શુદ્ધ વિદ્યા (literary education)ને ઉતારી પાડવામાં આવે છે, અને ક્વચિત્ કદર થાય છે તો તે બહુ જ મોળી મોળી. આજકાલના દિવસોમાં, જ્યારે દરિદ્રતાએ આખા દેશને છાઈ દીધો છે, અને તે છેક નીચલા અભણ ખેડૂત અને મજૂર વર્ગને જ નહિ, પણ મધ્યમ વર્ગની નીચલી શ્રેણીના લોકને પણ, જ્યારે કેળવાએલા યુવકોની બેકારી× એ મ્હોટો રાજકીય, સામાજિક અને આર્થિક પ્રશ્ન થઈ પડ્યો છે, ટુંકામાં અત્યારે સર્વ જીવન જ્યારે આર્થિક સ્થિતિથી જ નિયમાતું–ચાલતું હોય એમ લાગે છે, બલ્કે સર્વ પ્રશ્નોનો ઉકેલ કરવા જતાં સામે ખર્ચની વાત જ આવીને ઉભી રહે છે—તે વખતે કોણ એવા કઠોર હૃદયનો કે જડબુદ્ધિનો હશે કે જેને આ સ્થિતિ જોઈ આંખમાં આંસુ આવતાં નહિ હોય કે મતિ મૂંઝાતી નહિ હોય? પણ જરા સ્થિર બુદ્ધિએ વિચાર કરવો જોઈએ. આર્થિક કષ્ટ ઘણાં કારણોનું કાર્ય છેઃ રાજકીય, સામાજિક, અને આર્થિક. અને તેથી એને મટાડવાનો ઉપાય પણ એક ન હોઈ શકે. કેળવણીએ આ ઉપાય યોજવામાં

× આ મહાપ્રશ્ન આપણા સહુના મનમાં કેવો પ્રવેશી ગયો છે તેનું એક ઉદાહરણ આપું. થોડા દિવસ ઉપર એક ગાડીને પડખે જાહેર ખબર હતી "રાષ્ટ્રીય હિન્દુ બેકરી," મ્હેં 'બેકરી' ને બદલે 'બેકારી' વાંચ્યું

જરૂર ભાગ લેવાનો છે. પણ તેમ કરવામાં કેળવણીકારોએ મનુજ-સંસ્કૃતિનાં મોટાં હિતો ( good–s ) ભૂલવાનાં નથીઃ એ હિત તે કેવળ આર્થિક હિત જ ( economic good ) નથી, પણ બીજાં ઘણાં હિતો છે કે જેને મનુષ્ય મૂલ્યવાન ગણે છે. બર્ટ્રાન્ડ રસલ એના એક નિબન્ધમાં કહે છે:

" The narrowly utilitarian conception of education ignores the necessity of training a man's purposes as well as his skill."

અર્થાત્, અમુક ધ્યેયને માટે જ યુવક યુવતિઓને કુશળ બનાવવાનાં નથી ( skill ) પણ જીવનના હેતુ ( purposes ) શા હોવા જોઈએ એ વિચાર સમઝવા માટે પણ એમને કેળવણી આપવી જોઈએ. વિદ્યાર્થી એક બાહોશ એન્જીનીયર થાય, કે રંગબેરંગી કાપડ વણતાં શીખે, કે સુન્દર ખાંડ બનાવી જાણે—તે પહેલાં એણે મનુષ્ય થવું જોઈએ. પૂર્ણ મનુષ્ય થવાનું કામ તો એક જીવનમાં પણ સમાપ્ત ન થાય; પરંતુ મનુષ્યતા સિદ્ધ કરવા તરફ આપણા વિચાર–આચારનું વલણ સ્થાપવું–પોષવું એટલું તો કેળવણી કરી શકે, અને તે કરવાનું કામ એનું છે. પૂર્વોક્ત ચિન્તકની વાણીમાં જ બોલીએ તો—

" What is needed is not this or that specific piece of information but such knowledge as inspires a conception of the ends of human life as a whole......the power to see and to know, to feel magmanimously and to think with understanding. "

—" કેળવણી એટલે આ કે તે બાબત હકીકત જાણવી એ નહિ, પણ મનુષ્યજીવનને એક અખંડ રૂપે લેતાં એનાં ધ્યેય શાં છે એનું જ્ઞાન; જોવા જાણવાની શક્તિ, મ્હોટા હૃદયની લાગણીઓ સેવવાની અને સમઝપૂર્વક વિચાર કરવાની શક્તિ."

આ દૃષ્ટિબિન્દુથી ઘણા કૂટ પ્રશ્નો ઉપર પ્રકાશ પડશેઃ જેવા કે આર્ટ્સ્ કે સાયન્સ્ ? સાયન્સ્માં પણ સામાન્ય સાયન્સ્ કે ધંધા–ઉદ્યોગોને લાગુ પાડેલું સાયન્સ્ ? પ્રાચીન સંસ્કૃતાદિ ભાષા ? કે વર્તમાન ગૂજરાતી ફ્રેંચ આદિ ભાષા ? અંગ્રેજીનું ચાલુ વ્યવહારૂ જ્ઞાન કે ચૉસરથી બર્નાર્ડ શૉ પર્યન્તના એના મહાન સાહિત્યકારોના સાહિત્યનું જ્ઞાન ? આમાંના કેટલાક વિકલ્પો વચ્ચે માનવામાં આવે છે તેટલો વિરોધ હોતો નથી. શુદ્ધ સંસ્કૃતિ ( culture ) અને વ્યવહારૂ ઉપયોગિતા ( utility ) વચ્ચે કેટલીકવાર હોય છે તે કરતાં બહુ વધારે વિરોધ કલ્પી લેવામાં આવે છે. બર્ટ્રાન્ડ રસલ કહે છે તેમ—"Utility and culture when both are conceived broadly are found to be less incompatible then they appear to the fanatical advocates of either."

વ્યવહારૂ જીવન એ કેળવણીની અન્તિમ ભૂમિકા છે એમ માનવાને બદલે કેળવણી તે વ્યવહારૂ જીવન માટે તૈયારી છે એ ભ્રાન્ત સિદ્ધાન્તનું એક ખોટું પરિણામ એ આવ્યું છે કે અમુક વિદ્યાર્થીએ કયું જીવન ગાળવાનું છે તદનુસાર પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીના ઉદ્દેશ એક બીજાથી સ્વતન્ત્ર અને પૃથક્ રાખવા જોઇએ એવી ભ્રાન્તિ ચાલે છે. અર્થાત્, દરેક ભૂમિકા એના ઉદ્દેશ પ્રમાણે સ્વપર્યાપ્ત ( self-contained ) રાખવી જોઈએ એમ મનાય છે. આ સાથે પહેલીમાંથી બીજી અને બીજીમાંથી ત્રીજી ભૂમિકાએ જઈ શકાય એવો ક્રમ બની શકતો હોય તો એ સારી વાત છે. પણ એમ ઉત્તરોત્તર વૃદ્ધિની શક્યતા બંધ થવી ન જોઈએ. બીજું આ પૃથક્-ધ્યેયવાદીઓ એક વાત ભૂલી જાય છે કે ન્હાની વયે બાળકોને, તેમજ બાળકો માટે એમનાં માબાપોને પણ, ધ્યેય નક્કી કરવું સહેલું હોતું નથી. કેળવણીની આ ભૂમિકામાં છોકરાંના ભવિષ્યની શક્યતાનો નિર્ણય કરવો કઠિન છે. કરવા જતાં ભૂલ થવાનો બહુ સંભવ છે. તેથી હું તો મૅટ્રિક્યુલેશન સુધીનો અભ્યાસક્રમ સર્વસામાન્ય રાખવો

જોઈએ એવા મતનો છું. કેટલાક સજ્જનો પાંચમા અંગ્રેજી ધોરણથી ધંધાની અને યુનિવ્હર્સિટિની કેળવણીની દિશા છૂટી પાડવા ઇચ્છે છે. એમાં ઉદ્દેશ એ છે કે પાંચમાથી સાતમા ધોરણ સુધીનાં બે વર્ષમાં ધંધાની કેળવણીની 'ઇન્ટરમિડિયેટ કૉલેજ'માં દાખલ થતા પહેલાં તૈયારી થઈ શકે. સહુને સ્મરણ હશે કે 'ઇન્ટરમિડિયેટ કૉલેજો' સ્થાપવાની સૂચના કલકત્તા યુનિવ્હર્સિટિ કમિશને કરી હતી, અને તદનુસાર દેશમાં કેટલેક સ્થળે એ સ્થાપવામાં આવી હતી. હું 'ઇન્ટરમિડિયેટ કૉલેજ'ની સંસ્થાને વસ્તુતઃ સારી માનું છું. પણ તે બરાબર અમલમાં મૂકાય તો જ. પણ તે થયું નહિ. સરકારે કે લોકે ધંધાની કેળવણી આપે એવી સ્કૂલો અને કૉલેજો સ્થાપવી જોઈતી હતી તે સ્થાપી નહિ, અને તેથી ઇન્ટરમિડિયેટ કૉલેજનો પ્રયોગ નિષ્ફળ નીવડ્યો. ઘણી યુનિવ્હર્સિટિઓએ એ પ્રયોગ સ્વીકાર્યો નહિ, અને જેમણે સ્વીકાર્યો તે પણ છોડવાની તૈયારી કરે છે. મ્હેં કહ્યું તેમ, હું ધંધાની સ્કૂલો અને કૉલેજોની તરફેણમાં છું, પણ એમાં પ્રવેશ મૅટ્રિકયુલેશન પછી મળવો જોઈએ: મૅટ્રિક અને ગ્રૅડ્યુએટોને જ એમાં દાખલ કરવા જોઈએ. હું આશા રાખું છું કે મૅટ્રિક સુધીનો અભ્યાસક્રમ સહુને માટે આવશ્યક રહેવો જોઈએ, અને તે પહેલાં વિદ્યાર્થીઓને (ખાસ કરીને શહેરમાં વસતા વિદ્યાર્થીઓને) ધંધે વળગાડવા એ દેશનું લાંબી દૃષ્ટિએ હિત વિચારતાં ભૂલભરેલું છે અને તેમ કરવામાં કોઈ શિક્ષક પોતાની સંમતિ આપશે નહિ. ઉદ્યોગ ધંધાનું શિક્ષણ આપણા ગરીબ દેશને અત્યારે બહુ જરૂરનું છે, પણ તે યોગ્ય સમયે આપવું જોઈએ. આવશ્યક સામાન્ય શિક્ષણને ધક્કો દઇને ધંધાનું શિક્ષણ દાખલ કરવું એ ઇષ્ટ નથી. બેકારીના ઉપાય તરીકે જોઈએ તો, તે પણ એક બેકારી કાઢતાં બીજી (ગરીબ સુથાર લુહારની) બેકારી ઉત્પન્ન કરવા જેવું થશે.

૨. હવે એક બીજો મ્હોટો પ્રશ્ન લઇએ—જેણે બીજા પ્રાન્તો કરતાં આ પ્રાન્તમાં વધારે ખળભળાટ ઉત્પન્ન કર્યો છે: એ પ્રશ્ન તે

**સંસ્કૃત વિરુદ્ધ ગૂજરાતી મરાઠીનો.** હું આપને ખાતરી આપું છું કે હું આ પ્રશ્ન સંસ્કૃતના પ્રોફેસર તરીકે વિચારતો નથી, પણ કેવળ કેળવણીકાર તરીકે, શુદ્ધ કેળવણીની જ દૃષ્ટિએ વિચારૂં છું. મ્હારો સ્પષ્ટ અને દૃઢ મત છે કે ચાલુ દેશી ભાષાઓને યુનિવ્હર્સિટિના અભ્યાસક્રમમાં સ્થાન હોવું જોઇએ, પણ તે યુનિવ્હર્સિટિની રીતે જ શીખવાવી જોઇએ. હવે, સંસ્કૃત તે ગૂજરાતી–મરાઠીની મૂળ ભાષા હોવાથી સંસ્કૃતના જરૂરી અભ્યાસ વગર ચાલુ દેશીભાષા શીખવવાનો, યુનિવ્હર્સિટિની રીતે શીખવવાનો, યત્ન વ્યર્થ છે. સંસ્કૃતનું સાહિત્ય, એનો કોષ, એની શુદ્ધ લેખનશૈલી, એનો સ્વર–વ્યંજનાદિ વર્ણ-સમામ્નાય, એની શબ્દવ્યુત્પત્તિઃ એ સર્વ ચાલુ દેશી ભાષાઓનો (યુનિવ્હર્સિટિને યોગ્ય રીતે) અભ્યાસ કરવા માટે જરૂરનાં છે. ધ્યાન-માં રાખવું જોઇએ કે યૂરોપમાં થોડાક શતક ઉપર તો સઘળું જ્ઞાન ગ્રીક અને લેટિન ગ્રન્થોમાં જ ભરેલું હતું અને તેથી એ ગ્રન્થોનો અભ્યાસ જ આવશ્યક મનાતો. ક્રમે ક્રમે ચાલુ બોલાતી ભાષામાં ઘણા ગ્રન્થો લખાયા, અને એનો પ્રચાર વધતાં ગ્રીક લેટિનનું ગૌરવ ઘટવા લાગ્યું. તથાપિ ઓક્સફર્ડ કેમ્બ્રિજમાં અંગ્રેજી સાહિત્યનો યુનિવ્હર્સિટિયોગ્ય વિષય તરીકે સ્વીકાર થોડાક કાળથી જ થયો છે. તેથી મુંબાઈ યુનિવ્હર્સિટિએ ક્લેસિકલ લેંગ્વેજ ( ઉદા૦ સંસ્કૃત ) મેટ્રિક્યુલેશન પરીક્ષામાં આવશ્યક ગણી છે એ નિર્ણયને તમે આનન્દથી સત્કાર આપો છો એમ હું આશા રાખું છું.

૩. ત્રીજો પ્રશ્ન—મ્હેં તમારી સ્કૂલના પ્રોસ્પેક્ટસમાં વાંચ્યું કે "સઘળા વિષયો **અંગ્રેજી દ્વારા** શીખવવામાં આવે છે." હું નથી જાણતો કે આ નિશ્ચય કરવાનું કારણ તમારી સ્કૂલ ગીરગામમાં આવી છે એ છે ? ગીરગામની વસ્તી ગૂજરાતીઓ અને દક્ષિણીઓની છે, અને એ સ્થિતિમાં એક જ દેશી ભાષા દ્વારા શિક્ષણ આપવાનું બને નહિ અને તેથી અંગ્રેજી સ્વીકારવું પડે એમાં મને આશ્ચર્ય લાગતું નથી. હું તમારી મુશ્કેલી સારી રીતે સમઝી શકું છું, કારણ કે

અમારે બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિમાં પણ વિદ્યાર્થીઓ અનેક માતૃભાષાવાળા એ મ્હોટી મુશ્કેલી હતી. પણ જો શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્તનો દોષ આવતો નથી એવી સ્પષ્ટ સમઝણથી આ પદ્ધતિ–અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ આપવાની—આપે સ્વીકારી હોય તો આ વાતમાં મ્હારે મ્હારો મતભેદ આપને જણાવવો જોઇએ. તમારામાંથી કેટલાક જાણતાજ હશે કે એક વાર હું પણ ગૂજરાતીને શિક્ષણનું વાહન કરવાની વિરુદ્ધ હતો, અને તેથી ૧૯૧૭માં ભરૂચમાં કેળવણી પરિષદ્ ભરાઇ ત્યારે મને ગાંધીજી તરફથી મ્હારા વિચાર ઉપર સપ્ત આક્ષેપનું માન મળ્યું હતું. પણ એ સમય પછી મને મ્હારા વિચાર કાંઇક બદલવાનું કારણ જણાયું છે. હું બનારસ ગયો ત્યાં વિશાળ દૃષ્ટિબિન્દુથી આ પ્રશ્ન વિચારવાની મને જરૂર જણાઇ. અને તે પછી ૧૯૨૦માં અમદાવાદમાં સાહિત્ય પરિષદ્ ભરાઈ, જેમાં ડૉ. રવીન્દ્રનાથ ટાગોર પધાર્યા હતા, તે વારે મ્હેં મ્હારા વિચારમાં ફેર થએલો જાહેર કર્યો હતો; મ્હેં જણાવ્યું હતું કે પાઠ્યપુસ્તકો અંગ્રેજી રહેવાં જોઇએ, અને વિદ્યાર્થીઓના ઉપયોગ માટેની લાઇબ્રેરિઓ વિવિધ વિષયો ઉપર અંગ્રેજી પુસ્તકોથી ભરપૂર રહેવી જોઈએ, પરંતુ **પ્રોફેસરોનાં ભાષણો દેશી ભાષામાં થવાં જોઇએ.** આજ પણ હું એ જ વિચાર ધરાવું છું. તે સમય પછી દેશમાં દેશી ભાષા દ્વારા શિક્ષણ અપાવું જોઇએ એ સામાન્ય સિદ્ધાન્ત તરફ પ્રતિષ્ઠિત વિદ્વાનોનો મત અને સામાન્ય લોકમત પુષ્કળ વળ્યો છે, અને અત્યારે ઘણી યુનિવ્હર્સિટિઓમાં મેટ્રિક સુધી દેશી ભાષા દ્વારા શિક્ષણ અને પરીક્ષા દાખલ થયાં છે, અને કેટલીક (જેમકે, બનારસ) યુનિવ્હર્સિટિઓ તો એ પદ્ધતિ ઇન્ટરમીડિયેટ પરીક્ષા સુધી લઇ ગઇ છે. જો હિન્દુસ્થાનની ઘણીખરી યુનિવ્હર્સિટિઓમાં આ પ્રમાણે દેશી ભાષાનો શિક્ષણના વાહન તરીકે સ્વીકાર થવા લાગ્યો છે, તો મને ભય છે કે તમે એ માર્ગે નહિ વળો તો તમે "modern" યાને વર્તમાન જમાનાના ગણાવાનો હક કરી શકશો નહિ. હું દેશી ભાષા દ્વારા

શિક્ષણની વિરુદ્ધની દલીલો પણ સારી રીતે જાણું છું—કારણ કે મ્હેં કહ્યું તેમ હું પોતે જ એકવાર એ વિરુદ્ધ પક્ષનો હતો. દેશી ભાષા દ્વારા જ બધું શિક્ષણ આપતાં છોકરાંઓનું અંગ્રેજી કાચું રહે છે એમ અનુભવી શિક્ષકો કહે છે, અને આ વર્ષે મુંબાઈની અમુક સ્કૂલો જ્યાં શિક્ષણ બલ્કે સામાન્ય બાલકોની વાતચીતની ભાષા અંગ્રેજી છે ત્યાં ગઈ મેટ્રિકની પરીક્ષામાં પરિણામ સારૂં આવ્યું. હું નથી ધારતો કે બીજી બધી સ્કૂલો જ્યાં દેશી ભાષા દ્વારા શિક્ષણ અપાય છે ત્યાંના વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં પાછા પડ્યા છે એવો નિર્ણાયક પુરાવો આપણને મળ્યો હોય. દેશી ભાષાના પક્ષકારો તરફથી એમ કહેવામાં આવે છે કે દેશી ભાષા દ્વારા ઘણાક વિષયો શીખવવાનું સ્હેલું પડે છે અને તેથી એ વિષયોના શિક્ષણનો સમય ઓછો કરી અંગ્રેજીના ખાસ વિષયમાં વધારવામાં આવે તો, અંગ્રેજીનો અભ્યાસ ઉલટો વધારે સારો થાય. આ એક જૂની દલીલ છે અને દલીલ તરીકે સંગીન છે, તથાપિ વિવિધ શિક્ષણમાં અંગ્રેજીનો ઉપયોગ ઓછો થાય તેથી અંગ્રેજીનું બળ ઘટે એ વ્યવહારદષ્ટ્યા સમઝી શકાય એવી સ્થિતિ છે. પણ હું પૂછું: **અંગ્રેજીનું સારૂં જ્ઞાન એ જ આપણી કેળવણીની ભાવના?** એમાં જ આપણી કેળવણીની સમાપ્તિ? ઇતિહાસ, સાયન્સ વગેરે વિષયોની કાંઇ ગણત્રી જ નહિ? એ વિષયો માતૃભાષા દ્વારા શીખવવામાં આવે તો તે વિદ્યાર્થીને સારી રીતે સમઝાય, સારી રીતે ગળે ઉતરે એમાં બે મત નથી. એ સમય હવે વીતી ગયો છે કે જ્યારે અંગ્રેજી ભાષા ઉપર પ્રભુતા વિના કેળવાએલી જનતામાં અને જાહેર હિલચાલોમાં કોઈને સ્થાન હોય જ નહિ. તેથી મ્હારી સૂચના તો એવી કે—સાત વર્ષ ફરજીઆત વિષય તરીકે અંગ્રેજી શીખવાય. એટલો સમય સામાન્ય રૂપનું અંગ્રેજી શીખવા માટે થોડો છે? એટલો સમય શીખવ્યા પછી મેટ્રિક પાસ કરીને વિદ્યાર્થી કૉલેજમાં દાખલ થાય ત્યારે એને ઐચ્છિક વિષય તરીકે અંગ્રેજી વધારે કેળવવું હોય તો ખુશીથી કેળવે, એના સાહિત્યનું

જેટલું પાન કરવું હોય તેટલું કરે, પણ બીજા વિદ્યાર્થીને અંગ્રેજીનું જ્ઞાન સાધારણ રાખી, સાયન્સ વગેરે બીજા વિષયો ખીલવવા હોય તો તેમ કરવાની છૂટ હોવી જોઇએ. ટુંકામાં કૉલેજમાં પણ અંગ્રેજીને એક સ્વતન્ત્ર વિષય તરીકે ફરજીઆત રાખવામાં આવે છે તેમ ન થવું જોઇએ. એક વખત એવો હતો કે બી. એ. માં અંગ્રેજી નિબન્ધ-માં નાપાસ થાય તો તે વિદ્યાર્થી, એ ગમે તેવો બીજા વિષયમાં સારો હોય તો પણ, તે એકંદરે નાપાસ જ ગણાતો. અને હજી પણ ફરજીઆત અંગ્રેજીમાં પાસ થવાની, હું ધારૂં છું કે, આર્ટ્સના સહુ વિદ્યાર્થીઓને જરૂર છે. હું મૅટ્રિક પછી અંગ્રેજીને ઐચ્છિક વિષય તરીકે રાખવાનું જ સૂચવું છું. મેટ્રિક સુધી જેઓ અંગ્રેજીમાં મજબૂત થઇ શકયા નથી, તેમનું અંગ્રેજી કૉલેજમાં લંબાવવાથી તસુભાર પણ સુધરતું નથી. અને માત્ર નોટ્સ્ ગોખી ગોખીને તેઓ, જેમ તેમ કરીને, અંગ્રેજીની પરીક્ષાઓ બી. એ. સુધી પાસ કરી નાખે છે.

૪. વળી, એક મહત્ત્વનો પ્રશ્ન છે—અને તે એ કે તમારે ત્યાં જે છોકરા-છોકરીઓ આવશે તેમનું **ચારિત્ર્ય** કેવી રીતે ઘડવું. આ પ્રશ્ન તમારે માટે ખાસ મ્હોટો છે, કારણ કે તમારી સ્કૂલમાં તમે ''સહશિક્ષણ'' રાખ્યું છે. અહીં આરંભમાં જ એક પ્રશ્ન ઊઠે છે કે 'ચારિત્ર્ય' એટલે શું? 'ચારિત્ર્ય'નો અર્થ માત્ર સ્ત્રી–પુરુષોના વ્યવહારમાં પવિત્રતા એટલો જ થતો નથી—જો કે તમારી શાળામાં 'સહશિક્ષણ' હોવાથી છોકરા–છોકરીઓના પરસ્પર વ્યવહાર ઉપર તમારે સારી પેઠે દેખરેખ રાખવી પડશે જ. તેમ 'ચારિત્ર્ય' શબ્દનો એ પણ અર્થ નથી થતો કે ચારિત્ર્યવાન વિદ્યાર્થી માત્ર ક્લાસમાં કે પરીક્ષામાં 'કૉપી' ન કરે. 'ચારિત્ર્ય' શબ્દનો અર્થ ઘણો વિપુલ છે. 'ચારિત્ર્ય' એટલે જીવનની ભાવનાઓ સિદ્ધ કરવાના સંકલ્પની દૃઢતા, સ્થિરતા, બળ. ચારિત્ર્ય એ અનેક સદ્‌ગુણોમાંનો એક સદ્‌ગુણ નથી, પણ સદ્‌ગુણી જીવનનો પાયો છે. આપણી સંકલ્પશક્તિ, જેમાંથી સર્વ ક્રિયા વા વર્તન ઉત્પન્ન થાય છે, તેનો એ ગુણ છે. આપણા સત્કર્મ-

દુષ્કર્મ, સદ્ગુણ–દુર્ગુણ, એના વિચારોમાં ગમે તેટલા ફેરફાર થાય પણ સત્કર્મ અને સદ્ગુણના મૂળમાં રહેલા આ સંકલ્પબળમાં ફેરફાર થતો નથી. એ તો હમેશાં જોઇશે જ. ચારિત્ર્ય એ આપણા જીવનના તારમાં વીજળીનો પ્રવાહ પૂરો પાડનાર વીજળીનું ઉત્પાદક યન્ત્ર છે. એ યન્ત્ર, એ વિદ્યુદ્ગૃહ, દરેક બાલક અને બાલિકાના હૃદયમાં સ્થાપવાનું કામ તમારૂં–શિક્ષકોનું-છે. માબાપે તમને આ વિષયમાં સહકાર આપવો જોઇએ–પણ સામાન્ય માબાપ આ વિષયમાં તમારા જેવા નિષ્ણાત હોતાં નથી, અને તેટલે અંશે તમારી જવાબદારી એ સર્વ કરતાં વધારે છે. ચારિત્ર્ય ઘડવાનો ઉત્તમ માર્ગ ચારિત્ર્યદર્શનના પ્રસંગો રચવા એ છે. આ પ્રસંગો ક્રિકેટ વગેરે રમત ગમતમાં, વિદ્યાર્થીઓના વાદવિવાદના મેળાવડામાં, લાઇબ્રેરિમાં, ક્લાસમાં, પરીક્ષાના હૉલમાં–એમ અનેક સ્થળે એમને મળી શકે છે. અહીં પણ કોઇક કોઇક વાર વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સારી રીતે વર્તે છે એટલાથી તમારે સંતોષ માનવાનો નથી. પણ સતત એકધારી વર્તણૂકથી છોકરાંઓની ટેવો બાંધવાનો યત્ન કરવાનો છે--કે જે ટેવ નીતિના વિષમ પ્રસંગોએ એની મેળે જ છોકરાંઓને સન્માર્ગે રાખે. આ બધું તો તમને દીવા જેવું સ્પષ્ટ લાગતું હશે જ. પણ એક વસ્તુ ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું–અને તે નીતિ સાથે જે બુદ્ધિનું તત્ત્વ (intellectual element) મળેલું છે તે ઉપર. આપણે સ્મરણ રાખવું જોઈએ કે નીતિમાં ઇચ્છાશક્તિ અને સંકલ્પશક્તિ શુદ્ધ અને બળવાન રાખવાની છે, તે સાથે બુદ્ધિશક્તિમાં સત્યનો દીપ પ્રકાશતો રાખવાનો છે. સંકલ્પબળ ગમે તેટલું હોય પણ ઊંધી બુદ્ધિને એ એન્જીન જોડવાથી, ટ્રેઇન અવળે રસ્તે જ જવાની. તે માટે વિચારસામંજસ્ય (sound judgment) એટલું જ જરૂરનું છે, જેટલું સંકલ્પબળ ( good will ) જરૂરનું છે. તે માટે પ્રભાવશાળી અને સમતોલ બુદ્ધિશક્તિ કેળવવી જોઈએ—જે રાગદ્વેષને વશ ન થાય, ગમે તે હવાના ઝપાટાથી સહસા આમ કે તેમ વળી ન જાય. આ એક કિંમતી ગુણ

છે, અને તે એકદમે પૂર્ણરૂપમાં આવી જતો નથી પણ તે ધીમે ધીમે વિકસાવી શકાય છે. ઇતિહાસ, સાહિત્ય વગેરે વિષયો શીખવતાં આ ગુણ કેળવવાના અનેક પ્રસંગો આવે છે, બલ્કે દરેક વિષયના શિક્ષણમાં એ ગુણ તો કેળવવો પડે છે જ, કારણ કે શિક્ષણ એટલે કે સત્યપ્રાપ્તિ તે વિના અશક્ય છે.

હવે 'ચારિત્ર્ય' સાથે જોડાએલો બીજો પ્રશ્ન Discipline નો એટલે કે ચારિત્ર્ય ઘડવા માટે જોઇતા **નિયમનનો** છે, નિયમ-સ્વીકાર એટલે હાથ જોડીને તાબેદારી કરવી એ નથી. આજકાલ કાયદા પળાવવામાં એક અધિકારી કે નેતાની આજ્ઞાનું પાલન કરવાનો ઉપદેશ સર્વત્ર થાય છે, પણ કહેવું જોઈએ કે નિયમપાલન એટલે લોઢા જેવા સખ્ત નિયમ યન્ત્રવત્ પળાવવા એ નથી. એ નિયમ-રચના પ્રેમમાંથી ઉદ્ભવવી જોઇએ, અને પ્રેમથી જ એનું પોષણ-સિંચન થવું જોઈએ. એ નિયમો એવા હોવા જોઈએ કે તે વખતે જ, કાંઈ નહિ તો મ્હોટાં થઇને, વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ એ નિયમ સારા છે વા સારા હતા એમ કહે.

૫. હવે કેળવણી સંબંધી આ છૂટાછવાયા વિચારો ઉપરથી ઊપડીને હું વ્યાપક અને મૌલિક પ્રશ્ન ઉપર આવું. અને તે આ:

Who is an educated man?—

**શિક્ષિત જન કોને કહેવો ?**

આનો ઉત્તર દઉં:—અનેક વિષય ઉપર થોડી થોડી હકીકત જેણે પોતાના મગજમાં એકઠી કરી હોય એ 'સુશિક્ષિત' ન કહેવાય આપણા હાલના જમાનામાં આવી હકીકત બહુ કામની છે, અને તે તિરસ્કારી કાઢવાની મ્હારી મતલબ નથી. પણ એમાં સઘળી કેળવણી આવી જતી નથી, બલ્કે કેળવણીનું એ તત્ત્વ પણ નથી. હવે હું એક 'પ્રાચીન' હોઇ પ્રાચીન નેત્રોથી આ પ્રશ્ન તરફ જોઉં અને ઉત્તર આપું. સુશિક્ષિત જન ('An educated man') = **બ્રાહ્મણ.** બ્રાહ્મણ કોણ? એ શબ્દનો જીવન્ત અર્થ મરી ગયો અને પથ્થર જેવો જડ

થઇ ગયો તે પહેલાં એનો અર્થ 'બૃહત્' યાને દિન પર દિન વૃદ્ધિ પામતા મ્હોટા વિશાળ મનનો માણસ એવો થતો. ( જુઓ સંસ્કૃત बृंह्=बृह् ધાતુ ઉપરથી बृहत्, ब्रह्मन् ) 'બ્રાહ્મણ'થી ઉલટો શબ્દ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં 'કૃપણ' કહ્યો છેઃ 'કૃપણ' એટલે દયા આવા જેવો, સાંકડો. હવે 'કૃપણ'થી ઉલટા આ 'બ્રાહ્મણ' શબ્દના અર્થમાં કેટલા ગુણો સમાએલા છે એ બુદ્ધ ભગવાને બૌદ્ધ ધર્મના એક સુત્ત ગ્રન્થમાં આ પ્રમાણે બતાવ્યા છે કે—'બ્રાહ્મણ' એટલે કે શિક્ષિત જન એ કે (૧) જેનું શરીર સુન્દર હોય ( આમાં બ્રાહ્મણ થવા શારીરિક કસરત વગેરેની આવશ્યકતા આવી) (૨) જે સુચારિત્ર્યવાન શુદ્ધ માતપિતાને ત્યાં જન્મ્યો હોય ( આમાં ઘરનું વાતાવરણ આવ્યું ), (૩) જે બહુશ્રુત વિદ્વાન હોય, (૪) જે પ્રજ્ઞાવાન ( પરિપક્વ બુદ્ધિ-ડહાપણવાળો ) હોય, અને (૫) જે શીલવાન ( સારા ચારિત્ર્યવાળો ) હોય. પછી બુદ્ધ દેવને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે આ સર્વ ન હોય, એમાંથી કોઈ કોઈ ઓછું હોય તો ચાલે કે નહિ ? એના ઉત્તરમાં એ કહે છે કે, (૧) શરીર, (૨) કુળ કે (૩) વિદ્યા (શ્રુત)—ન હોય તો ચાલે. શિષ્ય પૂછે છે કે પ્રજ્ઞા અને શીલનું શું ? બુદ્ધ ઉત્તર દે છે કેઃ એ બેમાંથી એકે વિના ન ચાલેઃ 'બ્રાહ્મણ'(educated man)-માં પ્રજ્ઞા અને શીલ બંને જોઈએ. અને એક દૃષ્ટાન્તથી એ સમઝાવે છે. જેમ હાથ ધોવા હોય તો બંને હાથ એકઠા કરવા જોઈએ તેમ—ભાવાર્થ સ્પષ્ટ કરીને કહીએ તો બંને હાથ એકઠા કરીને જ નહિ પણ પરસ્પર ઘસીને ધોવા જોઈએ—અને ત્યારે જ એ બરાબર ધોવાય. પ્રજ્ઞા અને શીલનું પરસ્પર ઘર્ષણ-સાહાય્યકારી ઘર્ષણ આવશ્યક છે.

હું પૂછું છું કે—જગતના સાહિત્યમાં 'educated man' યાને 'બ્રાહ્મણ'( પ્રાચીન અર્થમાં )નું આ કરતાં વધારે સારૂં લક્ષણ કોઇ સ્થળે આપે જોયું છે ?

[ વસન્ત : વર્ષ ૩૫ : અંક ૩, ૬; ચૈત્ર, આષાઢ, સં. ૧૯૯૨. ]

# ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિનો મણિમહોત્સવ

ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિને આ વર્ષે સાઠ વર્ષ પૂરાં થયાં તેની ખુશાલીમાં ગઈ તા. ૯ માર્ચથી આરંભીને ચાર દિવસ એની 'ડાયમન્ડ જ્યુબિલિ' અર્થાત્ મણિમહોત્સવ* ઊજવવામાં આવ્યો હતો.

સોસાઇટિના ઑનરરિ સેક્રેટરિ રા. રા. લાલશંકર ઉમિયાશંકર—જેમની સોસાઇટિ પ્રત્યેની મમતા અને તે પ્રત્યે કરેલી દીર્ઘ સેવા સુપ્રસિદ્ધ છે—તેઓએ એક ટુંકા પણ સમયોચિત ભાષણમાં સોસાઇટિની વર્તમાન સ્થિતિ નીચે મુજબ જણાવીઃ—

" સોસાઇટિના લાઈફ મેમ્બર ૫૭૦ થયા છે, ૧૦૧ લાઇબ્રેરીઓ રજીસ્ટર થઈ છે, સોસાઇટિનું રોકડ ફંડ લગભગ રૂ. ૯૦૬૦૦ છે. સ્થાવર મિલ્કત રૂ.૨૦૮૯૮ની છે. જંગમ મિલ્કત રૂ.૪૯૦૦૦ ની છે. કુલ સોસાઇટિનું ભંડોળ ગઈ તા. ૧ લી જાન્યુઆરીએ ૧૬૦૦૦૦ રૂ.ના સુમારે છે. આ સિવાય જૂદા જૂદા હેતુઓ પાર પાડવાને સારૂ સોસાઇટિને ટ્રસ્ટફંડો મળેલાં છે તે રૂ. ૨૨૪૫૦૮નાં છે. તેમાંથી તેના હેતુઓ પ્રમાણે કામ થાય છે. સોસાઇટિએ સાઠ વર્ષમાં આ પ્રમાણે શક્તિ મેળવી છે. એ શક્તિનો ઉપયોગ પુસ્તકો પ્રસિદ્ધ કરી જનસમાજની નીતિ વધારવા, જ્ઞાનભંડોળ વધારવા, ભાષાની અભિવૃદ્ધિ કરવા તથા સાહિત્ય વધારવામાં કરવામાં આવ્યો છે. આજ સુધીમાં સોસાઇટિએ ૨૫૧ પુસ્તકો પ્રગટ કર્યાં છે. "

આટલું કહી રા. રા. લાલશંકરભાઇએ બે વિચાર—બહુ મહત્ત્વના—શ્રોતાઓ આગળ મૂક્યા: ભાષા એ વિચાર દર્શાવવાનું સાધન છે અને તેથી જે પ્રમાણમાં વિચારમાં વધારો થતો જાય તે જ પ્રમાણમાં ભાષા પણ વધારે સમૃદ્ધ બને એ સ્વાભાવિક છે. અને

---

* સોસાઇટિનું અધિકારીમંડળ એને 'હીરકમહોત્સવ' કહે છે, પણ એ 'તરજુમિયો' શબ્દ અમને ઓછો કર્ણપ્રિય લાગવાથી અમે એને 'મણિમહોત્સવ' કહ્યો છે.

તે કારણથી આજ પર્યન્ત સોસાઇટિએ કોષ રચવાનું કામ કેમ ન કર્યું તેનો ખુલાસો થશે. બીજું ગૂજરાતી ભાષાની સ્થિતિ અન્ય પ્રાન્તની ભાષાઓ કરતાં જુદી તરેહની છે અને તેથી એના વિકાસમાં કેટલીક અડચણો નડે છે: દાખલા તરીકે, હિન્દુ, પારસી, ખોજા વગેરે વિવિધ કોમનાં માણસો એનો ઉપયોગ કરતા હોઈ એના ઘણાક પ્રશ્નોનું સર્વમાન્ય સમાધાન કરવું કઠણ પડે છે. "હિન્દુઓ સંસ્કૃત શબ્દોનું ભરણું કરવા માગે છે, પર્શિયન શીખેલા પર્શિયન શબ્દોનું ભરણું કરવા માગે છે—વગેરે." છેવટે, પોતાનો મત જણાવી કહ્યું કે—"રાજ્ય, વિચાર, રીતભાત એ બધા ઉપર આધાર રાખીને ભાષા બંધાય છે. મારા વિચાર પ્રમાણે ભાષાનું બંધારણ જનસમૂહના ખપમાં આવે તેવું થવું જોઈએ. જોડણી માટે પણ તેમ થવું જોઈએ."

સોસાઇટિ સામે જે ત્રણ ચાર મ્હોટા આક્ષેપ કરવામાં આવે છે કે—તેણે આજ પર્યન્ત એક પણ કોષ બહાર પાડ્યો નથી, જોડણી સંબન્ધી સર્વમાન્ય નિયમો ઘડ્યા નથી, 'તળપદી' શૈલીને જ ઉત્તેજન આપ્યાં કરીને ભાષાને સંસ્કારવતી બનાવી નથી—એનો રા. રા. લાલશંકરભાઈએ ઉપરના શબ્દોમાં બેશક એક વિચારવા લાયક ઉત્તર વાળ્યો છે. વળી, તેઓ સોસાઇટિનાં નાણાં સંબન્ધી સ્થિતિ વિષે માત્ર આંકડા આપીને જ આત્મસ્તુતિથી દૂર રહ્યા છે; પરંતુ ભવિષ્યમાં સોસાઇટિ સાહિત્યસેવાના નવા માર્ગો ઊઘાડશે તો તેમાં પણ રા. રા. લાલશંકરે સંપાદન કરેલી ઉત્તમ આર્થિક સ્થિતિ સાધનભૂત થશે એ વાત ભૂલવા જેવી નથી.

પ્રમુખ તરીકે દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈએ ભાષણ આપ્યું. એ દેશહિતૈષી વિદ્વાનનાં ભાષણો હરકોઈ શ્રોતા જિજ્ઞાસા અને માન પૂર્વક સાંભળે છે, અને સાંભળી વિચારવંત થઈ ઘેર જાય છે. ભાષાના અલંકારની એ વિદ્વાને કદી દરકાર રાખી નથી: પણ સર્વ અલંકારનો અલંકાર—દૃઢ આત્મનિશ્ચય—તે એમની વાણીને સમર્થ બનાવે છે, અને પ્રત્યેક વાક્ય પાછળ દીર્ઘ અનુભવ અને ગંભીર

મનન રહેલાં છે એમ પગલે પગલે પ્રતીતિ થાય છે. સોસાઇટિની શરૂઆત શી રીતે થઈ ઇત્યાદિ જણાવીને, એના કામની તુલના કરવાની બાબતમાં એમણે એક ઉત્તમ—ઐતિહાસિક—દૃષ્ટિબિન્દુ રજુ કર્યું. તેમણે જણાવ્યું કે—

"જૂદા જૂદા કાળ પ્રમાણે સોસાઇટિનો ઉપયોગ થતો ચાલ્યો છે. પ્રથમ કાળ અજ્ઞાન અને વહેમોને દૂર કરી જ્ઞાનનો ફેલાવો કરવાનો હતો અને તેથી તે વખતે ભૂત જાદુ વગેરેને લગતાં પુસ્તકો પ્રકટ થયાં અને વધારાને માટે બુદ્ધિપ્રકાશ શરૂ કર્યું. પ્રથમ વીશ વર્ષ આ પ્રમાણે ક્રમ ચાલ્યો...........

તે પછી યુનિવર્સિટિની કેળવણીનો ફેલાવો થતાં અંગ્રેજીનાં ભાષાંતરો માટે પ્રયત્ન થવા લાગ્યો અને હાલ હજુ તે દિશા ચાલે છે. મરાઠી, બંગાળી અને સંસ્કૃતમાંથી પણ ભાષાંતરો થયાં છે. હુન્નર કળા માટે પણ પુસ્તકો થવા લાગ્યાં છે. આ પ્રમાણે વખત પ્રમાણે કામ થતું ચાલ્યું છે."

ઇત્યાદિ કહીને સોસાઇટિએ કરેલા કામ માટે સન્તોષ જાહેર કર્યો. એમના જ ગંભીર શબ્દો અત્રે ઉતારીએ તો—

"આ લાંબા વખતમાં કરવાનાં કામો રહી ગયાં હશે અથવા વહેલાં કરવાનાં કામો મોડાં પણ થયાં હશે; પણ મંડળીના કામની તુલના તેની પરિસ્થિતિ ઉપરથી કરવી જોઈએ. પોતે એ સ્થિતિમાં આવીને તેનો તોલ કરવો જોઇએ. તે પ્રમાણે મિત્રદૃષ્ટિથી તુલના કરતાં અપૂર્ણતાઓ રહેવા છતાં પણ કહેવું જોઈએ કે સોસાઇટિનું કામ અસંતોષકારક નથી."

શાન્તિથી વિચાર કરી જોતાં દિ. બહાદુરના ઉપલા અભિપ્રાય સાથે મળ્યા વિના ચાલે તેમ નથી. ઘણીવાર એમ પૂછવામાં આવે છે કે ગૂજરાતના ગદ્ય અને પદ્યનો ઉત્તમ ભાગ સોસાઇટિની બહાર જ રચાયો છે એ શું? અમને આ આક્ષેપમાં જે આશ્ચર્ય સમાએલું

છે તે બિલકુલ અસર કરતું નથી: અમારી સમજણ તો એવી છે કે જગતની પ્રતિષ્ઠિત સંસ્થાઓ અસાધારણ જનો માટે હોતી જ નથી: જેમ ધર્મના વિષયમાં સન્તો તે વર્ણાશ્રમવ્યવસ્થાની બહાર જ વિલસે છે, તેમ નિબંધ કે ઈનામી કવિતા લખીને કાર્લાઈલ કે મોર્લિ, નર્મદ કે મણિલાલ જેવા ગદ્યલેખક થવાતું નથી. અને જે ગદ્યને લાગુ પડે છે તે જ સવિશેષ રીતે પદ્યને પણ લાગુ પડે છે. ગુ. વ. સોસાઇટિ જેવી સંસ્થાનું કર્ત્તવ્ય તે વિવિધ માર્ગે સ્વયં ઊપજેલી અને પરિણામે વિજયવંતી નીવડેલી પ્રવૃત્તિઓને સુપ્રતિષ્ઠિત કરવાનું છે—દ્રવ્યની મદદથી એનું કામ વિદ્વાનો ઉત્પન્ન કરવાનું નથી, પણ સિદ્ધ વિદ્વાનોને ફુરસદ સાધી આપીને નવી શોધખોળ કરવામાં તેઓનો ઉપયોગ કરવાનું છે; અને આપણી દેશની ખાસ સ્થિતિ વિચારતાં એની એક વિશેષ ફરજ એ છે કે સસ્તાં, સરળ, અને મનોહર પુસ્તકો પ્રસિદ્ધ કરીને સર્વત્ર સાહિત્ય અને કેળવણીનો પ્રચાર કરવો અને એ રીતે આપણાં પશુતુલ્ય બન્ધુજનોને મનુષ્ય બનાવવાં.

આગળ ચાલતાં, દેશી ભાષાની હાલની સ્થિતિ શાથી કંગાળ છે એ વિષે દિ.બ.અંબાલાલભાઈએ ઊંડા મર્મગ્રાહી વિચારો દર્શાવ્યા, અને આને અંગે—

**‘ મૂળ ગ્રન્થો કેમ થતા નથી ? ’**

—એ વિષે એમણે જે કારણનિરૂપણ કર્યું તે ભાગ તો એમની ભાષા અને વિચારના નમૂના તરીકે ગૂજરાતી ભાષાના સાહિત્યમાં ચિરકાળ ટકશે.

જ્ઞાનની બાબતમાં આપણી સ્થિતિ આપણા વેપારની સ્થિતિના જેવી જ માત્ર ‘ દુકાનદારી ’ની છે એમ ખેદ દર્શાવીને, દિવાન બહાદુર કહે છે કે—

“ ભાષા ને સાહિત્ય તે લોક સમસ્તની વાણી છે. વિચારો, તરંગો અને લાગણીઓ પ્રમાણે શબ્દને રૂપ મળે છે. જેવી લાગણી તેવી છાપ આવે છે તથા મનની દષ્ટિ પ્રમાણે વિષય વિસ્તૃત થાય

છે. રૂપિયાના રણકારાની પેઠે ખરી લાગણીના વિચાર ખરા આવે છે. સત્યની ભૂમિમાં સાહિત્ય પૂર્ણ પાકે છે; સ્વતંત્રતાનો તેને વાયુ મળવો જોઈએ, અઘટિત અંકુશની છાયાથી તેને દૂર રાખવું જોઈએ. દેશની ઉન્નતિની જોડે સાહિત્યની ઉન્નતિનો સંબન્ધ છે. રાજકીય, સાંસારિક, ઔદ્યોગિક તથા શિક્ષણ વગેરેની સ્થિતિ સુધરે તેની જોડે સાહિત્યમાં પણ સુધારો થાય."

મૂળ ગ્રન્થોના અભાવ માટે દિ. બ. અંબાલાલભાઇએ બતાવેલા ખેદમાં અમે પણ ભાગ લઈએ છીએ; પણ અમને લાગે છે કે દેશની આર્થિક ઉન્નતિના ક્રમમાં 'દુકાનદારી' એ એક આવશ્યક પગથીઉં છે અને તે જ રીતે સાહિત્યની ઉન્નતિ માટે પણ ભાષાન્તરોની જરૂર છે.

અમને તો હજી આ દિશામાં એટલું બધું કર્ત્તવ્ય નજરે પડે છે કે એ કર્યા વિના મૂળ ગ્રન્થોની વાત કરવી તે ભવિષ્યના કાલ્પનિક તેજથી અંજાઈ રહી વર્તમાનનું સાચું પગલું ચૂકવા જેવું છે. હજી ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિએ જગતના મહાન કવિઓ નવલકથાકારો તત્ત્વજ્ઞો વિજ્ઞાનશાસ્ત્રીઓ પ્રવાસીઓ વગેરેના ગ્રન્થોનું ગૂજરાતી વાચકને શું ભાન કરાવ્યું છે? એણે આજ સુધી પદ્ધતિસર એક પણ ભાષાન્તરમાળા ક્યાં રચી છે? ભાષાન્તરોનું કામ સાહિત્યની ઉન્નતિ-અર્થે તમને નજીવું લાગતું હોય તો લૅટિન-ગ્રીક-ઇટાલિયન વગેરે ભાષાના અભ્યાસે ઇંગ્લંડના સાહિત્યને કેટલો ઉપકાર કર્યો છે, લૉક અને શેક્સપિયરના તરજુમાથી ફ્રાન્સ અને જર્મનિ કેવાં નવાં થયાં છે ઇત્યાદિ વિચારો. પ્લૅટ બ્રધર્સના પરદેશી સાંચાનો ઉપયોગ કરીને કાપડ વણતાં આપણે શરમાતા નથી, બલ્કે કાપડ વણવાની પાશ્ચાત્ય પદ્ધતિનું અનુકરણ કરવામાં 'સ્વદેશી'નો વિજય માનીએ છીએ, તો સાહિત્યના વિષયમાં એ જ પ્રમાણે હજી કેટલોક વખત અનુકરણ કરવું પડે તો એમાં શું ખોટું છે?

છેવટે, પ્રમુખશ્રીએ સમસ્ત હિન્દુસ્થાનની એક ભાષા કદી પણ

થઈ શકે એ આશા સ્વપ્નતુલ્ય જણાવીને ગૂજરાતી ભાષાના ઉત્કર્ષ માટે પ્રયત્ન કરવાની જરૂર બતાવી અને તે માટે ભવિષ્યમાં શું શું કર્તવ્ય છે તે વિષે કેટલીક સૂચનાઓ કરી:

(૧) ઊંચી કેળવણી અને સર્વ જાતનું જ્ઞાન દેશી ભાષામાં મળે તેમ થવું જોઈએ.

(૨) જનસમાજમાંના સર્વને સામાન્ય જ્ઞાન મળવું જોઈએ: સંસ્કાર વગરનું એક પણ મનુષ્ય ન રહેવું જોઈએ.

(૩) સ્ત્રીકેળવણી સ્ત્રીઓની સ્થિતિને અનુસાર આપવાની જરૂર છે. હાલની કેળવણી છીછરી મળે છે. અંગ્રેજીની જરૂર નથી. અવકાશ હોય તો ભલે તેનો ઉપયોગ કરે.

(૪) સાહિત્યનો અર્થ નાટક કે કવિતા જ નથી, માણસના સર્વ જાતના લિખિત વિચારોનો તેમાં સમાવેશ થાય છે. સાહિત્યના પ્રવાહને દેશકલ્યાણને રસ્તે વાળવાની હવે જરૂર છે.

(૫) ગૂજરાતી ભાષાનાં સર્વ પુસ્તકોનો સંગ્રહ આ સોસાઇટિમાં થવો જોઈએ.

(૬) ગૂજરાતી જૂનું સાહિત્ય ઉધઈ ખાય છે તે હસ્તગત કરવામાં ઢીલ થાય તેટલી ગૂજરાતી સાહિત્યને હાનિ છે. ગૂજરાતી જૂના શિક્કા, તામ્રપત્રો વગેરેનો પણ સંગ્રહ થવો જોઈએ.

ઉપલી સૂચનાઓ પૈકી છેલ્લી બે તો સર્વમાન્ય છે અને તે ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ માથે લઈ શકે એમ છે એટલું જ નહિ પણ એ સંસ્થાનું જ એ પરમ કર્ત્તવ્ય છે; અને ભવિષ્યમાં એ તરફ વિશેષ લક્ષ અપાશે એમ સંપૂર્ણ આશા રહે છે. દિવાન બહાદુરે દર્શાવેલી સાહિત્યના સ્વરૂપની વિશાળતા પણ હવે સર્વત્ર સ્વીકારાય છે; અને યદ્યપિ તે કરતાં પણ એને વિશેષ વિશાળ માનીને મનુષ્યનું મનુષ્યત્વ વધારે સ્ફુટ અને ઉન્નત કરવાનો સાહિત્યનો ઉદ્દેશ છે એમ કહીએ તો પણ—ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ જેવી સંસ્થા તો દેશકલ્યાણ કરતાં વધારે ઊંચો અને વ્યવહારસાધ્ય ઉદ્દેશ ભાગ્યે જ

રાખી શકે એ ખુલ્લું છે! તથાપિ આ સ્થળે એટલું કહ્યા વિના ચાલતું નથી કે સાહિત્ય તે માત્ર કવિતા કે નાટક જ નથી એમ ભવિષ્ય માટે સૂચના રૂપે સ્મરણ આપવું તે ગૂ. વ્હ. સોસાઇટિએ આજ પર્યન્ત કરેલું કાર્ય જોતાં જરા અસ્થાને દીસે છે. ગૂ. વ્હ. સો. એ તેમ માનવાની ભૂલ કરી નથી એટલું જ નહિ પણ નાટક કે કવિતાનો સાહિત્યમાં સમાવેશ એને માન્ય હશે કે કેમ એ વિષે પણ એણે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો જોતાં શંકા ઉપજે છે! દિ.બ. અંબાલાલભાઇના સ્ત્રીકેળવણી વિષેના વિચાર પરત્વે મતભેદનો અવકાશ છે. તથાપિ વ્યક્તિના પ્રશ્ન તરીકે આ પ્રશ્નને ન વિચારતાં સમસ્ત દેશના પ્રશ્ન તરીકે એને વિચારીએ તો દિવાન બહાદુરનો નિર્ણય યથાર્થ અને સંગીન છે એમ કબૂલ કર્યા વિના ચાલશે નહિ. દેશમાં કેળવણી વિસ્તારવાની દિ. બહાદુરે જરૂર બતાવી તે પણ સર્વમાન્ય છે, પરંતુ સાક્ષાત્ નિશાળો ઉઘાડીને એ કામ કરવું તે સોસાઇટિના કર્તવ્યપ્રદેશની માંહે છે કે કેમ એ વિષે શંકા રહેશે. દિવાન બહાદુરની પહેલી સૂચના–ઉચ્ચ કેળવણી પણ દેશી ભાષાદ્વારા જ આપવી જોઈએ—એ અતિ મહત્ત્વની તેમ જ અત્યારે સર્વ દેશમાં સ્વીકારાતી કેળવણીની પદ્ધતિને અનુસરતી છે. તથાપિ અંગ્રેજીદ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની ચાલતી રૂઢિ એવી ઊંડી જડ ઘાલી બેઠી છે કે એને ફેરવવી સર્વથા અશક્ય છે. પણ 'અશક્ય શા માટે છે?' એમ જ્યારે અમે અમારા મનને વિશેષ પ્રશ્ન પૂછીએ છીએ ત્યારે ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિએ હજી આપણા જનસમાજમાં તેમ જ અધિકારીમંડળ સમક્ષ જોઇએ તેટલું વજન પ્રાપ્ત કર્યું નથી એવો ખેદજનક ઉત્તર સિવાય બીજો ખુલાસો મળતો નથી.

બીજે દિવસે 'ભાષાશુદ્ધિ' ઉપર ગૂજરાત મેઇલ ટ્રેઇનિંગ કૉલેજના પ્રિન્સિપાલ રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી—એઓએ કેટલાક વિચારો દર્શાવ્યા. વિષય અપૂર્વ હતો, અને રા. રા.

કમળાશંકરભાઈએ એ ઉપર બહુ જુસ્સાથી, દઢતાથી અને નિઃશંક-પણે ભાષણ કર્યું. એમણે શુદ્ધ ભાષા વાપરવાની આવશ્યકતા બતાવી, મમ્મટનું દોષનું લક્ષણ તથા દોષના વિશેષ પ્રકારો લઈ એનાં ઉદાહરણો આપ્યાં. એ ઉદાહરણો, આજકાલ પ્રસિદ્ધ થતી અનેક ચોપડીઓ સરકારી રાહે પોતા પાસે અભિપ્રાય માટે આવે છે તેમાંથી લીધેલાં હતાં; અને તેથી તે તે દોષો માત્ર કલ્પિત નથી પણ હાલ લખાતી ગૂજરાતી ભાષામાં ખરેખર નજરે પડે છે એમ જણાવ્યું. બૂકકમિટિ સમક્ષ આવતાં પુસ્તકોનો મ્હોટો ભાગ અર્ધ-શિક્ષિત લેખકોને હાથે લખાએલો હોય છે એ જોતાં, રા. કમળાશંકર-ભાઈએ બતાવેલી ભૂલોમાંની ઘણીખરી વિદ્વજ્જનોને સ્વયંપ્રકાશ લાગે અને તેથી રા. કમળાશંકરભાઈએ ઊઠાવેલો શ્રમ નિરર્થક જણાય; પરંતુ વિદ્વાનો કરતાં અર્ધશિક્ષિત લેખકો જ— દ્રવ્ય કીર્તિ વગેરે વિવિધ લાલસાઓથી પ્રેરાઈ—ગૂજરાતી ભાષાના પુસ્તકોમાં દિનપરદિન ઊમેરો કરતા આવે છે, અને ગૂજરાતી ભાષામાં કેટલાક દુષ્ટ પ્રયોગને રૂઢ બનાવતા જાય છે એ જોતાં રા. કમળાશંકરભાઈનું ભાષણ આપણી ભાષાને બહુ ઉપયોગી સેવા બજાવશે એમ અમને લાગે છે.

આરંભમાં તેઓ દોષનું લક્ષણ આપવા જતાં પ્રસંગોપાત્ત ‘લક્ષણ’ શબ્દના પ્રયોગ વિષે કેટલુંક બોલ્યા અને શાળોપયોગી પુસ્તકોમાં લક્ષણને બદલે ‘વ્યાખ્યા’ શબ્દ પ્રયોજાય છે તે સામે ટીકા કરી. રા. કમળાશંકરભાઈ માટે પૂર્ણ માન સાથે અમારે એટલું કહેવું જોઈએ કે આપણા વડીલ ગૂજરાતી લેખકોએ Definition માટે ‘વ્યાખ્યા’ શબ્દ કેવળ અકારણ યોજ્યો ન હતો. અત્રત્ય નૈયાયિકોનો ‘લક્ષણ’-શબ્દ અને અંગ્રેજી ‘Definition’—Logical definition—તે સર્વથા સમાનાર્થક નથી. મિલ પરિપૂર્ણ સન્તોષ-કારક Definitionમાં એક નહિ, પણ એ શબ્દના અર્થમાં સમાતા બધા અસાધારણ ધર્મોનું પ્રકટીકરણ આવશ્યક માને છે; અને સંસ્કૃત

નૈયાયિકોના 'લક્ષણ'માં તો એક જ અસાધારણ ધર્મ આવે તો બસ એટલું જ નહિ પણ જોઈએ તે કરતાં અધિક વ્યાવર્તક—ભેદક ધર્મો હોય તો તેટલો અંશ પદકૃત્યવિચારમાં નિષ્પ્રયોજન ગણાઈ આક્ષેપને પાત્ર થાય છે. આ કારણથી પ્રાચીનોએ 'વ્યાખ્યા' શબ્દ વાપર્યો હોય તો આશ્ચર્ય નહિ.*

વસ્તુતઃ આપણા નૈયાયિકોની 'લક્ષણ'ની સમઝણ બરાબર છે, કે મિલની 'Definition' ની બરાબર છે, કે મિલની Definitionને મળતા અર્થમાં પણ અન્ય સંસ્કૃત તત્ત્વજ્ઞોએ લક્ષણ શબ્દ વાપર્યો છે, ઇત્યાદિ વિચાર ભાષાશુદ્ધિના વિષયની બહાર જાય છે; અને તેથી આપણી પૂર્વના લેખકોએ વસ્તુવિચારમાં ગમે તે ભૂલ કરી હોય પણ ભાષાશુદ્ધિની ભૂલ તો તેઓએ કરી જણાતી નથી.

સંસ્કૃત અને ફારસીમાંથી ગૂજરાતીમાં આવેલા તત્સમ શબ્દો મૂળ રૂપમાં લખવા જોઈએ એ નિયમ વિચારવામાં સારો છે, પણ આચારમાં ઊતરતાં પ્રશ્ન થાય છે કે આ બંને ભાષાનું પુખ્ત જ્ઞાન વિદ્વાનોમાં દુર્લભ છે તો સામાન્ય વર્ગના લેખકોમાં તો એની આશા કેમ રાખી શકાય? આ ઉપરાંત, સંસ્કૃત શબ્દો પરત્વે પણ દિ.બ. અંબાલાલભાઈએ પ્રમુખ તરીકે કહ્યું હતું તે સ્મરણમાં રાખવા જેવું

* The only adequate definition of a name is, as already remarked, one which declares the fact and the whole of the facts, which the name involves in its signification...... Differentia being seldom taken to mean the whole of the peculiarities constitutive of the species, but some one of those peculiarities only, a complete definition would be *per genus et differentias,* rather than *differentium.* It would include with the name of the superior genus, not merely *some* attribute which distinguishes the species intended to be defined......but all the attributes implied in the name of the species.—Mill's *Logic.*

છે કે ગૂજરાતી ભાષા તે સંસ્કૃત ભાષાની કન્યા ખરી પણ તે હવે આંગળી છોડીને છૂટી ચાલતાં શીખી છે. દાખલા તરીકે 'પ્રશ્નોદ્વારા' 'વિન્ધ્યાચળ પર્વત' ઇત્યાદિ પ્રયોગ સ્હામેનો રા. કમળાશંકરનો વાંધો આ વસ્તુસ્થિતિના વિસ્મરણમાંથી ઉત્પન્ન થએલો અમે માનીએ છીએ. ભાષાના અનેક ફેરફારમાં સમાસનું અંગ ( ઉદા૦ 'દ્વારા' ) પ્રત્યયરૂપે લેખાવા માંડે છેઃ અને આ વલણ આપણે છેક પાણિનિમાં પણ જોઈએ છીએ. વળી, જો રૂઢિને લઈ 'सप्त सप्तर्षयः' અને 'पञ्च पञ्चजनाः' ) એવા પ્રયોગો નભાવી લેવાય છે તો 'વિન્ધ્યાચળ પર્વત' કહેતાં જીભ અટકાવવાનું કાંઈ જ કારણ નથીઃ એ રીતે તો 'કૉન્સ્ટન્ટિનોપલ' 'વિન્ડમ્અર' કે 'ફ્રૅંકફર્ટ' ન કહેતાં 'કૉન્સ્ટન્ટાઇન–શહેર' 'વિન્ડર્ સરોવર' કે 'ફ્રૅંક કિલ્લો' એમ પ્રયોગો જ કરવા પડે ! ભાષાશુદ્ધિના આવા કેટલા અત્યાગ્રહ બાદ કરતાં—રા. કમળાશંકરભાઈનાં દોષસૂત્રો અને એના આકૃતિગણ શાળાપત્રમાં પ્રસિદ્ધ થશે ત્યારે ગૂજરાતી લેખકોને તેથી લાભ થયા વિના રહેશે નહિ.

ત્રીજે દિવસે રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ—એઓએ ગૂજરાતી નાટકો અને નવલકથાઓ ઉપર એક રસિક અને ગૂજરાતી સાહિત્યના પરિચયથી ભરપૂર એવો નિબન્ધ વાંચ્યો. નવલકથાના કારણચિન્તનમાં, ઇંગ્લંડમાં પ્યુરિટન લોકોએ નાટકશાળા બન્ધ કરી અને તેથી નાટકને સ્થાને નવલ–કથા ઉત્પન્ન થઈ—મનુજહૃદયના સમારાધનનું એક દ્વાર બંધ થતાં બીજું ઊઘડ્યું—એટલી એક ન્હાની સરખી વાત ઉમેરવા ઉપરાંત એ નિબન્ધ ઉપર કાંઈ કહેવાનું રહેતું નથી. ગૂજરાતી નાટકો અને નવલકથાઓનું એમાં કરેલું ઐતિહાસિક અને સહૃદયતાભર્યું અવલોકન સમગ્ર વાંચવા જેવું હોવાથી એ નિબન્ધ 'વસન્ત'માં અમે હવે પછી પૂરેપૂરો આપીશું.

ચોથે દિવસે સાક્ષર જનોનો એક મેળાવડો કરવામાં આવ્યો હતો તેમાં નીચેનાં કાવ્યો ફોનોગ્રાફમાં ગાવામાં આવ્યાં હતાંઃ—

| | |
|---|---|
| ૧. ઈશ્વર પ્રાર્થના. | ભોળાનાથ. |
| ૨. અભિનંદન. | નરસિંહરાવ. |
| ૩. વસન્ત (આવો આવો વસંત વધાવો.) | કવિ દલપતરામ. |
| ૪. ગુર્જરીગિરા. | કવિ પ્રેમાનન્દ. |
| ૫. જય જય ગરવી ગુજરાત. | કવિ નર્મદાશંકર. |
| ૬. ગુણવંતી ગુજરાત. | ખબરદાર. |
| ૭. ગુજરાતની મુસાફરી. | નવલરામ. |
| ૮. કાશી (ગગને આજ૦) | મણિલાલ. |
| ૯. વસંત ઋતુ ખીલ્યો વનમાં—ગરબી. | કવિ દલપતરામ. |
| ૧૦. વીરની વિદાય. | प्रेमभक्ति. |
| ૧૧. મહેમાનોને પ્રાર્થના. | कान्त. |

[ વસન્ત : વર્ષ ૮, અંક ૭; ચૈત્ર, સં. ૧૯૬૫ ]

## ભાષા

### ' સંસ્કૃતમયી ' કે ' ઘરગથ્થુ ? '

(૧) It has been said that the best styles are the freest from Latinisms, and it has been laid down that a good writer will never have recourse to a Latinism while a 'Saxon' word will serve his purpose. The notion was first carelessly put forth by Sydney Smith. If it were true, Burke would often be liable to severe censure. The fact is, however, that the practice of almost every great master of the English tongue, from Chaucer downwards, makes small account of any such consideration. Swift and Defoe, who are usually cited in illustration of it, count for little, and their authority on this point cannot be held to be exactly commensurate with the place in literature which their merits have earned them. Their Vernacular cast is very much due to the fact that they were among the first political writers who aspired to be widely read among the common people. The same circumstance fostered the racy native English style of Cobbett, and had its effects on journalists like Mr. Fonblanque, and orators like Mr. Bright. But most of our great writers, unreservedly and freely as they use the Latin element in the

language, are also thoroughly at home in the exclusive use of the vernacular. Brougham was wrong in saying that Burke excelled in every variety of style except the plain and unadorned. *It is not a question of principle, but of art and of propriety.* It may be worth while occasionally to study the art of writing in 'pure Saxon,' but to confine ourselves in practice to this interesting feat, would be as absurd as for a musician to employ habitually and on principle the *tour de force* of playing the pianoforte with one hand. We should lose breadth, power, and richness of combination......The inimitable* passage from Shakespeare already quoted, is enough to prove how much the greatest writers of English have relied on Latinism......The so-called Saxon element is of immense use as a general source of energy and a great master may employ it with great effect in the pathetic line. Upon its successful manipulation depends very much of the effect of all that is written in our tounge: but we act unwisely in neglecting to make much, if not the most, of our so-called Latinism. The extent of its use must depend mainly upon the ear."

---

* The heavens themselves, the planets and this centre,

. . . .

Follows the choking."–Troilus and Cressida, Act I Sc. 3.

—Mr. Payne's 'Introduction to Burke's French Revolution.'

(২) *His praise of Morris's poetry as a specimen of good English is fair enough; but then it should be remembered that Morris dealt wholly with outer scenes or definite actions, which are easily expressed in common English words. It is when one comes to the finer and more abstract side of things that the pinch comes. But I own that the reason why I stand a little on my guard as to the "English" restoration which is going on is that I am afraid we may lose through it certain elements of beauty in style which the mixed texture of our present speech gives us. In Shakespeare's famous burst about "mercy" in the "Merchant of Venice" line follows line in the simplest English: but when he wishes to heighten his tone at the close it is interesting to see how we get lines full of Latinisms:

'The quality of mercy is not strain'd,
It droppeth as the gentle rain from heaven
Upon the place beneath; it is twice blessed;
It blesseth him that gives and him that takes:
'Tis mightiest in the mightiest; it becomes

* Mr. T. L. K. Oliphant in his sources of standard English.

The thorned monarch better than his crown:
His sceptre shows the force of temporal power,
Wherein doth sit the dread and fear of kings,
The attribute to awe and majesty,
But mercy is above this sceptred sway;
It is enthroned in the hearts of kings:
It is an attribute to God Himself ;
And earthly power doth then show likest God's
When mercy seasons justice.'

I only quote this because it so exactly expresses, as it seems to me, the musical value of Latinisms in English style, their value as alternatives, and their curious faculty (perhaps from their mere length) of heightening the tone and giving majesty to a sentence. What old English seems to me to lack is the Greek power of constructing a 'long resounding line,' and I believe that the musical structure and expression, has had much to do with the introduction of Latinisms."

—*Letters of J. R. Green*

વાચકને ધ્યાનમાં હશે કે પાંચ સાત મહિના ઉપર અમે જ્યારે "ભદ્રંભદ્ર" નું અવલોકન લખ્યું ત્યારે એ પુસ્તકમાંના એક મ્હોટા પ્રશ્નને અમારી ચર્ચા બ્હાર રહેવા દીધો હતો: એ પુસ્તકમાં પ્રાચીન સંસ્થાઓનો જેટલો ઉપહાસ છે તેટલો જ 'સંસ્કૃતમયી' ભાષાનો છે, પણ આ બીજા અંશ વિષે અમે તદ્દન મૌન જ ધારણ કર્યું હતું– એમ સમઝીને કે આ પ્રશ્નનું ઘણા વખતથી સમાધાન થઈ ચૂક્યું

છે, અને એ વિષે આપણા લેખક-મંડળમાં બે મત જેવું પણ ભાગ્યે જ છે. પરન્તુ એક લેખકે આ પત્રમાં એ ચર્ચા ફરી ઊઘાડી છે, અને અમારા વિદ્વાન મિત્રોમાં પણ આજકાલ એ વિષે કેટલોક વિવાદ થતો અમે સાંભળીએ છીએ—માટે આ ઉપર અત્રે બે શબ્દો કહેવામાં આવે તો એ તદ્દન નકામા અને પિષ્ટપેષણરૂપ નહિ ગણાય એમ આશા છે.

એક વર્ગ ફારસી અરબ્બી વગેરે પરભાષાના શબ્દોથી દૂર રહેવાનું વ્રત લઇ બેઠેલા, અને અકારણ આડંબરયુક્ત તથા જાતિ અને જાતિપ્રત્યય સહિત સંસ્કૃત શબ્દો વાપરવામાં ભાષાની શોભા માનનારા એવા લેખકોનો છે. પરંતુ આ વર્ગના લેખકો બહુ જ થોડા છે, અને છે તે પણ ઘણું કરી એવા વિષયો ઉપર લખે છે કે જેમાં સંસ્કૃત શબ્દોનો પ્રયોગ, સ્વાભાવિક રીતે જ, બહુ છૂટથી થાય તો તે અનુચિત નથી. તેઓ પોતાનો ઉદ્દેશ હિંદુસ્થાનની જુદી જુદી ભાષાઓને એક એકની સમીપ લાવવાનો છે એમ કહે છે— અને તેમ કરવા માટે સર્વ સામાન્ય મૂળ—અર્થાત્ સંસ્કૃત—તરફ એમને દોરવાની જરૂર છે એમ બતાવે છે. સંસ્કૃતમય મરાઠી એક ગૂજરાતી વાચકને જેવી સહેલાઇથી સમઝાશે તેવી સહેલાઈથી દેશ્ય અને 'ઘરગથ્થુ' મરાઠી નહિ સમઝાય એ અનુભવસિદ્ધ છે. અને ફારસી અરબ્બી વગેરે પરભાષાના શબ્દો વિના ભાષા દરિદ્ર થઇ જાય એમ કહેનારના ઉત્તરમાં તેઓ બંગાળી ભાષાનો દાખલો આપી કહે છે કે હિન્દુસ્થાનની ચાલતી દેશી ભાષાઓમાં બંગાળી જેવું સાહિત્ય બીજે કોઈ ઠેકાણે નથી, અને છતાં એમાં પરભાષાના શબ્દો જૂજ જ છે.

પરન્તુ આ દલીલ કરનારાઓએ સ્મરણમાં રાખવું જોઇએ કે ભાષાને આ રીતે બુદ્ધિપુરઃસર ઘડવા બેસતાં એમાં જડતા આવી જાય છે, અને ભાષાનું ખાસ પ્રયોજન જે વાચકની પ્રતિભાને જાગતી કરવી એજ સિદ્ધ થતું નથી. અનેક ભાષાના એકીકરણની ગમે

તેટલી જરૂર હોય—તોપણ એ એકીકરણ વિચારના એકીકરણ માટે જ ઉપયોગી છે, અને ભાષાના એકીકરણ ખાતર વિચારના વેગને અટકાવવો એ ભાષાના પ્રયોજનને—જ્ઞાનની વૃદ્ધિને—અનેક રીતે હાનિકારક છે. સમસ્ત હિન્દુસ્થાનની ભાષાને એક કરવા જતાં, એક પ્રાન્ત તો શું પણ એક માણસથી બીજા માણસમાં એક વિચાર ઉતરવાનો સંભવ પણ દૂર થાય છે, એ વાત આ લેખકોને સહજ સમઝમાં આવવી જોઈએ. ફારસી અરબ્બી શબ્દો વિના ચાલી શકે એમ બતાવવા બંગાળી ભાષાનો દાખલો આપવામાં આવે છે, પણ ખરૂં જોતાં એ શબ્દો વિના ચલાવી લેવાનો આગ્રહ જ ખોટો છે. સ્વદેશાભિમાન ધરાવવાના આ કરતાં બીજા ઘણા વધારે સારા માર્ગો છેઃ સો ફારસી શબ્દ ત્યજવાને બદલે એક વિલાયતી 'બૂટની પેર'થી દૂર રહેવાય તો સોગણો વધારે ફાયદો છે. સ્વદેશાભિમાનની વૃત્તિ આપણા દેશમાં એટલી બધી ઉભરાઈ જતી નથી કે એનો નજીવે માર્ગે વ્યય થઈ જવા દેવામાં બાદ ન ગણાય. આપણી મૂળ સંસ્કૃત ભાષાએ પણ પરભાષાઓમાંથી શબ્દો લીધા છે, અંગ્રેજી ભાષા તો એ જ રીતે પુષ્ટ થએલી છે એ સુવિદિત છે, અને ઘણા ફારસી અંગ્રેજી શબ્દો વાટેઘાટે બોલાય છે તથા આપણા ઘરસંસારમાં બાળકો સુધી વ્યાપી ગએલા છે—એટલું જ નહિ પણ ઘણી વાર એમ બને છે કે અમુક અંગ્રેજી કે ફારસી શબ્દનો અર્થ અમુક ધર્મસમૂહથી વીંટળાએલો ઉપસ્થિત થાય છે, અને એનો સંસ્કૃત પર્યાય જુદા જ ધર્મોનું સૂચન કરે છે.—આ સર્વ વાત ધ્યાનમાં લેતાં 'સંસ્કૃતમયી' ભાષા લખવાનો પ્રયત્ન અમને તો કેવળ ભૂલભરેલો જ જણાય છે.

બીજો વર્ગ 'ઘરગથ્થુ'—જેને રા. મણિલાલ 'તળબદી' ભાષા કહેતા—તેવી ભાષા વાપરનારાઓનો છે. સરળતા એ બેશક ભાષાનો એક ગુણ છે, મ્હોટો ગુણ છે; પણ ભાષાની શોભા સરળતામાં જ રહેતી નથી. એમ હોત તો ગોલ્ડસ્મિથ અને કાઉપરની ભાષા

મિલ્ટન અને શેકસ્પિયરની ભાષા કરતાં ચઢીઆતી ગણાઈ હોત. ઉત્તમતા, માધુર્ય ઓજ વગેરે ગુણોને યથોચિત રીતે અનુકૂળ થવામાં, શબ્દોના વૈવિધ્યમાં, વાકયની રચનામાં, સંદર્ભની ગૂંથણીમાં, ઇત્યાદિ ભાષાપ્રયોગના અનેક કલાવિધાનમાં—અને સૌ કરતાં વધારે તો વાચકની પ્રતિભાને જગાડી અર્થને અનિર્વચનીય રીતે પ્રત્યક્ષ કરી આપવાની અવર્ણ્ય શક્તિમાં રહેલી છે.

'ઘરગથ્થુ' ભાષાના હિમાયતીઓને 'હૃદયવીણા'ની* ભાષા સ્હામે ઘણીવાર વાંધો લેતા અમે સાંભળ્યા છે. અમે એમને પૂછીએ છીએ કે સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કર્યા વિના એવું અલૌકિક માધુર્ય ઉપજાવવાનું માથે લો છો ? અમને લાગે છે—અને જે લાગે છે તે નિખાલસ રીતે અત્રે જણાવવાની છૂટ લઈએ છીએ—કે સંસ્કૃતના પડછાયાથી જ, અને કેટલીકવાર તો જોડાક્ષર જોઈને જ ભડકી ઉઠનારા આ વિદ્વાનોએ આવો પ્રયત્ન જાતે કદી જ કરી જોયો હોતો નથી, અને વગરવિચાર્યે જ ચાલતી બૂમ ઉપાડી લે છે. તેઓ લખતા નથી છતાં ટીકા કેમ કરે છે એમ કહેવાનું અમારૂં તાત્પર્ય નથી. આપણે શેકસ્પિયર ન હોઈએ છતાં શેકસ્પિયર ઉપર ટીકા કરવાનો આપણને હક છે. પણ, અમારૂં તો કહેવું એટલું જ છે કે કેટલાક વિચારો યોગ્ય ભાષામાં પ્રદર્શિત કરવા જતાં જ ગૂજરાતી લેખકને ભાષાની ખરી મુસ્કેલીઓ સમજાય છે. ગૂજરાતી સાહિત્યને મોખરે

---

* આ ઉપર એક બીજો દાખલો યાદ આવે છે—જે જૂજ છે છતાં આપવા જેવો છે. આ પત્રમાં અમારા એક મિત્રે "દુકાળનાં કારણ અને વારણ" એ મથાળાનો એક આર્ટિકલ લખ્યો હતો. એ આર્ટિકલનું મથાળું પણ કેટલાકને 'સંસ્કૃતમય' પડયું ! "Famine : its causes and cures" એમાં જેવું 'ઑલિટરેશન' ( આનો સંસ્કૃત શબ્દ એમને ભારે લાગે માટે અંગ્રેજી શબ્દ જ વાપર્યો છે ) રહ્યું છે એવું ગૂજરાતીમાં લાવવા માટે 'કારણ અને વારણ' કરતાં વધારે સારા —'ઘરગથ્થુ'—શબ્દો કોઈ સૂચવશે ?

વિરાજતા સર્વ લેખકોને–રા. ગોવર્ધનરામ, મણિલાલ, નરસિંહરાવ, રમણભાઈ, સર્વેને–સંસ્કૃત શબ્દોનો બહુ છૂટથી પ્રયોગ કરવો પડે છે એ શું બતાવે છે ? એ જ કે–જે વિચાર અને ભાવ તેઓ પ્રકટ કરવા ઇચ્છે છે એ માત્ર 'તળબદા' ગૂજરાતીથી દર્શાવી શકાય એવા નથી. વળી, બોલવાની અને લખવાની ભાષા એક જ હોવી જોઈએ એમ જે આ પક્ષની એક દલીલ છે, એ પણ અમને તો તદ્દન ખોટી જણાય છેઃ બોલવાની અને લખવાની તો શું પણ કાગળ લખવાની અને ગ્રન્થ લખવાની ભાષા એક હોવી જોઈએ એમ કહેનાર ઈંગ્લંડ-ના ગમે તે એક કાઉન્ટિમાં બોલાતી ભાષાને મિલ્ટન કે ટેનિસન કે રસ્કિનના લખાણની ભાષા જોડે સરખાવી જુવે તો સહજ જણાય કે એમની માગણી કેવી ભૂલભરેલી છે. કવિ વર્ડ્ઝવર્થે સરળ ભાષામાં કવિતા રચવાનો યત્ન કર્યો હતો, છતાં એની ઉત્તમ કવિતાઓ તો વિચાર અને ભાવને અનુરૂપ ઉચ્ચ ભાષામાં જ લખાઈ શકી, એ ધ્યાનમાં લેવા જવું છે.

પરન્તુ આ સર્વ કરતાં વધારે મહત્ત્વની અને વિચારવા લાયક દલીલ તેઓ નીચે મુજબ કરે છેઃ–અંગ્રેજી સાહિત્યના વિવેચકો અંગ્રેજી ભાષામાં જેમ લૅટિન શબ્દોના પ્રયોગોને અનિષ્ટ ગણી જૉન્સનની શૈલી માટે નાપસંદગી બતાવે છે, તેમ ગૂજરાતી ભાષામાં પણ સંસ્કૃત શબ્દોનો ઉપયોગ નિન્દ્ય ગણાવો જોઈએ. હવે ખરૂં જોતાં–ઍંગ્લો-સૅકસન એ લૅટિનથી તદ્દન નિરાળી જ ભાષા છે, અને ગૂજરાતી તો સંસ્કૃતની પુત્રી છે; વળી ઍંગ્લોસૅકસન અને લૅટિન વચ્ચેના નિર્ણયમાં પ્રજાભિમાન દાખલ થઈ ઍંગ્લોસૅકસનના લાભમાં ચુકાદો અપાવે છે, અને પ્રકૃત પ્રશ્નમાં તો પ્રજાભિમાન આપણને કોઈ પણ બાજુએ વાળતું હોય તો તે સંસ્કૃત તરફ જ વાળે છે. આ પ્રમાણે અંગ્રેજી લેખકોને લૅટિન શબ્દો વિના ચલાવી લેવાને જે કાંઈ કારણ છે તે કારણ સંસ્કૃત વિના ચલાવી લેવાને આપણને નથી. છતાં લૅટિન અને સંસ્કૃત વચ્ચેનું આ સામ્ય આપણા પ્રશ્નના સમાધાન માટે

બહુ ઉપયોગી છે, અને તેથી તે આપણે કબૂલ રાખીએ. માત્ર એટલું કરીએ કે જૉન્સનના જ એક દૃષ્ટાન્ત ઉપર, અને તે પણ વગર વિચાર્યે, અટકી ન રહેતાં, આખા અંગ્રેજી સાહિત્યની ભાષાનું જેમણે અવલોકન કર્યું છે તેઓ શું કહે છે, અને જૉન્સનનો જ દાખલો ઊંડા ઊતરીને જોતાં શો બોધ આપે છે એ જોઈએ.

અંગ્રેજી સાહિત્યના ઉત્તમ નમુનાઓ પણ લૅટિન શબ્દોથી મુક્ત નથી, બલ્કે અમુક અમુક પ્રકારની અસર ઊપજાવવા માટે લૅટિન શબ્દોનો ઉપયોગ ખાસ ઉત્સાહ અને છૂટથી કરવામાં આવ્યો છે એ આ લેખને આરંભે ટાંકેલા મિ. પેઈનના ઊતારાથી સ્પષ્ટ સમજાશે. મિ. પેઈન ઠીક કહે છે કે લૅટિન વિના ચલાવી લેવાનો યત્ન એ એક હાથે જ પીઆનો વગાડવાની પ્રતિજ્ઞા કરવા જેવું છે. અર્થાત્ લૅટિન શબ્દોના બહુ ઉપયોગમાં જેમ કૃત્રિમતા છે, તેમ એનાથી દૂર રહેવાના પ્રયત્નમાં પણ એથી ઉલટી કૃત્રિમતા છે. બીજો ઊતારો મિ. ગ્રીનના પત્રોમાંથી છે. મિ. ગ્રીન, જે વર્તમાન અંગ્રેજી ગદ્ય લખનારાઓમાં ઉત્તમ શૈલીવાળા લેખક ગણાય છે, એ પણ સૅકસન અને લૅટિન શબ્દોના પ્રયોગ સંબન્ધી પ્રશ્નમાં ઔચિત્યવિચારને જ કર્તવ્ય ગણે છે, અને શેકસ્પિયરમાંથી એક ઊતારો લઈ આ ઔચિત્ય-નું સ્વરૂપ સમજાવે છે.

વળી, જૉન્સનના દાખલા ઉપર જરા વધારે ઝીણો વિચાર કરીએ તો તુરત જણાશે કે જૉન્સનની ભાષા લૅટિન શબ્દોથી ભરેલી છે એટલાથી જ ખોટી ગણાતી નથી : લૅટિન શબ્દો તો મિલ્ટનમાં પણ ક્યાં થોડા છે ? છતાં, મિલ્ટનના લૅટિન શબ્દોને બદલે સૅકસન શબ્દો મૂકવાનો સ્વપ્ને પણ કોઈ વિચાર કરી શકશે ? શૈલી શા તત્ત્વને આધારે સારી ખોટી ગણાય છે એ વિચારવાને બદલે, શબ્દો સરળ તેટલા સારા અને ભારે તેટલા ખોટા, 'તળબદા' તેટલા સારા અને 'સંસ્કૃત' એટલા ખોટા, એવા અકારણ જડ અને અવિચારી (arbitrary) નિયમને વળગી પડવામાં બધી ભૂલ સમાએલી છે.

પ્રશ્ન સર્વત્ર ઔચિત્યનો છે: "It is not a question of principle, but of art and of propriety." જેમ લૅટિન શબ્દોનો ઉપયોગ છે, સૅક્સનનો પણ છે: એજ રીતે, સરળ ગૂજરાતી શબ્દોનો છે, અને 'સંસ્કૃત' નો પણ છે. દરેકનાં યોગ્ય સ્થાન છે, અને દરેક પોતપોતાને સ્થાને શોભે છે. મિલ્ટનના લૅટિન શબ્દો યોગ્ય સ્થાને છે, જૉન્સનના નથી, અને તેથી જ જૉન્સનની ભાષા સદોષ છે; નહિ કે, એણે લૅટિન શબ્દો વાપર્યા છે માટે. એ જ રીતે, ગૂજરાતી સાહિત્યમાં પણ જેઓ અકારણ આડંબરવાળા શબ્દો વાપરે છે એમની શૈલી સદોષ ગણવી ઘટે છે અને એ તરફ અમારી અરુચિ દર્શાવવામાં અમે સંકોચ રાખ્યો નથી—પરન્તુ એટલા ઉપરથી સંસ્કૃત શબ્દો સ્હામે બ્હારવટે નીકળવું એવા આગ્રહને તો અમે બિલકુલ પસંદ કરી શકતા નથી. આજકાલ આપણી ભાષાને સંસ્કૃત, ફારસી વગેરે અનેક ભાષાઓની મદદ લેવાની જરૂર છે. આપણું જ્ઞાન ઝડપથી વિસ્તરતું જાય છે, એવે પ્રસંગે ભાષા ઉચ્ચ સંસ્કારવાળી અને વિચારને અનુરૂપ ઘડાતી આવે એ સ્વભાવિક છે. જૉન્સનના સમયમાં પણ લૅટિન શબ્દો એ જ કારણથી અંગ્રેજી ભાષામાં દાખલ થયા હતા. 'The Age of Johnson'નો કર્તા લખે છે કે—

"The need for a wider scientific vocabulary gave an impulse to the excessive Latinization of the language, thus oversetting the delicate balance which is so noteworthy in the beautiful phrases of the English Prayer-Book. At a critical moment Johnson threw influence upon the same side. It is impossible to say how far his personal influence may have extended, but since his day the tendency has been permanent for purely English words to lose the precision that attached

to them in the days of Swift, and for words of Lation origin to be preferred in their stead."

નવાં નવાં અર્વાચીન યૂરોપનાં શાસ્ત્રોને આપણે આપણી ભાષામાં ઊતારવા માગીએ છીએ એ કામ સંસ્કૃત શબ્દોનો છૂટથી ઉપયોગ કર્યા વિના કેમ બની શકશે? ભાષાના લાલિત્ય વગેરે ગુણોનું જેમને ભાન નથી તેઓ પણ એટલું તો કબૂલ કરશે જ કે *શાસ્ત્રીય વિષયો પારિભાષિક શબ્દો રચ્યા વિના ચર્ચાવા અશક્ય છે, અને પારિભાષિક શબ્દો રચવા માટે સંસ્કૃતની મદદ લેવી જરૂરની છે.

આ રીતે, જેમ 'સંસ્કૃતમયી' ગૂજરાતીનો પક્ષ ખોટો છે, તેમ 'ઘરગથ્થુ' ગૂજરાતીનો પણ ખોટો છે: એક પક્ષ રાતદિવસ અને

*"The almost exclusive use of native does not, like the extreme use of Latin words, savour of absurdity, but it too is a fault of style. If plain words are best for plain things, technical subjects are appropriately discussed in technical terms. These recall nothing but the thing designated, being unconnected with other associations, associations which, when we use common words in scientific senses, seldom fail to perplex and mislead us. To talk of a daisy or a wall–flower by its botanical name in ordinary discourse would be to make ourselves obscure to our hearers. We should call a spade a spade, a thief, a thief, not a kleptomaniac; but Geography is better than Earth-description; Longitude than Length; Anatomy than Cutting up; Magnitude is something different from Greatness; Fluidity is not Wateriness; and to drop the distinction would be, by an affection of simplicity, to fall into obscurity on the other side."

—*Prof. Nichol*

બારે માસ—મનોહર ચાંદની જેવી પાતળી અને સફેદ મલમલ પહેરવાને સમયે પણ—કિનખાબ પહેરી રાખવામાં જ મ્હોટાઈ માને છે; બીજો પક્ષ આખા ગામનાં ચીંથરાં વીણીને પહેરવામાં જ સાદાઈ સમઝે છે! તમે કહેશો કે આવા છેક છેડે જઈ બેસનારા પક્ષો જ કયાં છે? પ્રથમ પક્ષના આવા કોઇક કોઇક લેખકો છે, અને તેઓ ગૂજરાતી સાહિત્યને બહુ ઉપયોગી સેવા બજાવવા યત્ન કરે છે. પરંતુ એમના ભાષા સંબન્ધી આગ્રહને લીધે એમની ઉપયોગિતા ઘણી ઓછી થઈ જાય છે. તેઓ 'સંસ્કૃતમયી' ભાષા લખવાનો આગ્રહ છોડી દે તો 'સંસ્કૃત'નો ઉપહાસ થતો અટકી એ પક્ષનો વધારે જય થાય! એમના ઉપદેશો લોકમાં વધારે પ્રચલિત થાય, અને ગૂજરાતી ભાષામાં ગ્રન્થ લખવાનું જે એકનું એક પ્રયોજન-સામાન્ય લોકને બોધ કરવો—એ સિદ્ધ થાય. આ વર્ગના કેટલાક લેખકો માટે અમને માન છે, માટે અમે એમને એમના ગ્રંથોની ઉપયોગિતા વધારવા આ સૂચના કરીએ છીએ, અને તે સારા અર્થમાં લેવાશે એમ અમે આશા રાખીએ છીએ. બીજા પક્ષના આગ્રહવાળા લેખકો જોવામાં આવતા નથી, કારણ કે સંસ્કૃત શબ્દોના પ્રયોગ વિના હાલ આપણે જોઈએ છે તેવા લેખો લખાવા જ અશકય છે. પરન્તુ આ પક્ષમાં લેખકો કરતાં ટીકા કરનારાઓ ઘણા છે, અને તેઓ અવિચારી ટીકાથી લોકમતને અવળે માર્ગે દોરી ગૂજરાતી સાહિત્યના વિકાસમાં વિઘ્ન નાંખે છે, અને આપણી પ્રજામાં થતી જ્ઞાનવૃદ્ધિને અટકાવે છે, એમ અમારો નમ્ર અભિપ્રાય છે. આશા છે કે આ પક્ષ પણ અમારી ચર્ચાને રાગદ્વેષરહિત થઇ નિષ્પક્ષપાત રીતે ધ્યાનમાં લેશે.

આ વિષય ઉપર વિચારયુક્ત ચર્ચાપત્રો લખાઇ આવશે તો એ અમે બહુ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

[ સુદર્શન : પુ. ૧૭, અંક ૫; ફેબ્રુવારી, ઇ. સ. ૧૯૦૨ ]

"In the campaign against the supremacy of classical literature in higher education, with its constant demand for the recognition of English and other modern literatures in the curricula of public schools and Universities, the continuity of ancient and modern literature is sometimes unduly ignored. The Universities of Oxford and Cambridge, for example, have established honours schools in English literature, from which the collateral study of the Greek and Roman classics has been expressly excluded, even as a special or optional subject. It is not surprising that under such conditions these new schools have not attracted many students, or that preparation for them should tend to run on somewhat narrow philological lines in the study of Anglo-Saxon forms and other constituent ingredients of early English. For the linguistic and grammatical side of English literature such studies are very important and find a place just as deserved as a knowledge of Greek dialectic varieties or of early Italian forms in the study of the ancient classics.

But to exclude from the literary side of an examination in English literature the considera-

tion of its relationship to that of ancient Greece and Rome must cramp its usefulness, as a branch of higher study. The study of ancient classical literature, freed from the incubus of grammatical pedantry that has discredited it for a time, must always be a valuable instrument for the highest culture, not only for its intrinsic value and interest as a branch of belles letters, but for its historical importance in the influence which it has had upon our own literature. To exclude it from all connexion with the academic study of English has seemed to many a retrogade step, against which some protest was needed......It is for the Universities to reconcile the conflicting claims of modern and ancient culture by insisting that one presupposes the other, and that our English literature, in particular, cannot be studied apart from those earlier influences to which so much of its grace and inspiration are due."

—The (London) Times

ભાવાર્થઃ—ઇંગ્લિશ અને બીજાં વર્તમાન સાહિત્યોને પબ્લિક સ્કૂલોમાં અને યુનિવ્હર્સિટિમાં દાખલ કરવાની માગણીપૂર્વક, ઉચ્ચ કેળવણીમાં 'કલાસિકસ્'( ગ્રીક અને લૅટિન જેવી શિષ્ટ ભાષા )-ના સાહિત્યને જે અગ્રસ્થાન આપવામાં આવે છે એની સ્હામે જે લઢત ચલાવવામાં આવી છે—એમાં એ પ્રાચીન શિષ્ટ સાહિત્ય વર્તમાન-સાહિત્યો સાથે કેવું અવિછિન્ન જોડાએલું છે એ વાત અયોગ્ય રીતે ભૂલી જવામાં આવે છે. હવે ઑકસ્ફર્ડ અને કેમ્બ્રિજની યુનિવ્હર્સિટિ-

ઓએ ઇંગ્લિશ સાહિત્યમાં માન સાથે પસાર થવાની શાળાઓ સ્થાપી છે, અને એમાંથી ગ્રીક અને રોમન કલાસિક્સનો અભ્યાસ સર્વથા–ખાસ યા ઐચ્છિક વિષય તરીકે પણ–કાઢી નાંખ્યો છે. પરંતુ આ નવી શાળા તરફ ઘણા વિદ્યાર્થીઓ આકર્ષાતા નથી એમાં આશ્ચર્ય નથી, અને ઇંગ્લિશ સાહિત્યના અભ્યાસમાં ઘણે ભાગે ઍંગ્લોસૅક્સન રૂપો અને પ્રાચીન ઇંગ્લિશ ભાષાનાં મૂળતત્ત્વો શીખવા તરફ લક્ષ અપાય છે. ઇંગ્લિશભાષાના વ્યાકરણ અને વ્યુત્પત્તિની બાબતમાં આ અભ્યાસ બહુ ઉપયોગી છે, અને ગ્રીક અને ઇટાલિયન નામ અને ધાતુઓનાં રૂપોનું જ્ઞાન જેટલું ઉપયોગી છે તેટલું જ આનું જ્ઞાન પણ ઉપયોગી છે. પણ ઈંગ્લિશ સાહિત્યની પરીક્ષામાં પ્રાચીન અને રોમનાં સાહિત્ય સાથેના એના સંબન્ધ તરફ લક્ષ ન આપવું એ અભ્યાસની ઉપયોગિતામાં ઘટાડો કરનારૂં છે. વ્યાકરણનું પાંડિત્ય કાઢી નાખીએ તો પ્રાચીન કલાસિકલ ભાષાનો અભ્યાસ ઉચ્ચ કેળવણી માટે ઘણો ઉપયોગી છે. અને સામાન્ય સાહિત્ય શિક્ષાના અંગ તરીકે કિંમતી છે એટલુંજ નહિ પણ આપણા સાહિત્ય ઉપર એની કેવી અસર થઈ છે એ પણ ઇતિહાસદષ્ટ્યા જોવા જેવું છે. કલાસિકલ ભાષાના અભ્યાસને સર્વથા બાતલ કરવો એ ભૂલભરેલું છે. ઇંગ્લિશભાષાનું લાલિત્ય અને એનો પ્રાણ કલાસિકલ ભાષામાંથી ઊતરી આવ્યાં છે, અને પ્રાચીન અને અર્વાચીન સાહિત્યોના હકનો યોગ્ય સમન્વય કરવો એ યુનિવર્સિટિનું કામ છે.

ગૂજરાતીનો અભ્યાસ કેવી રીતે કરવો જોઈએ, એના અભ્યાસમાં સંસ્કૃતનો અભ્યાસ કેટલો ઉપયોગી છે એનું દિગ્દર્શન ઉપરના ઊતારાથી થશે. 'એમ. એ.' માં ગૂજરાતી લઈ પરીક્ષામાં બેસનાર ઉમેદવારોને આ ઊતારો ખરા અભ્યાસની દિશા સૂચવશે.

[ વસન્ત : વર્ષ ૨, અંક ૪; વૈશાખ, સં. ૧૯૫૯ ]

# સંસ્કૃત કે ગૂજરાતી ?

રા. નરસિંહરાવ પોતે સત્યયુગી હોઇ, જાણતા નથી કે આ હડહડતા કલિકાલમાં દેવીઓ સ્વપ્નાં દેતી નથી, પણ વસ્તુતઃ આપણી આસપાસના લોકોમાં એક જાદુની કળા એવી હોય છે કે જે આપણ-ને ઊંઘાડી દે અને ઊંઘમાં મિથ્યા સ્વપ્નાં આપણાં નેત્ર આગળ ખડાં કરે! મુંબાઈની સાહિત્યપરિષદ્ દરમિયાન રા. નરસિંહરાવને સરસ્વતીએ આશાપુરીનું રૂપ લઇને સ્વપ્ન દીધાની વાત* આવી જ નીવડી. મુંબાઈ યુનિવ્હર્સિટિની સેનેટે કૉલેજની પહેલા વર્ષની અને યુનિવ્હર્સિટિની ઇન્ટર આર્ટ્સ્‌ની પરીક્ષામાં અંગ્રેજી ઉપરાંત એક ભાષા રાખવી કે બે એ પ્રશ્ન ચર્ચ્યો અને ઠરાવ કર્યો કે એક રાખવી— અર્થાત્ એ પરીક્ષાઓમાં ગૂજરાતી મરાઠી દાખલ કરવી, પણ તે સંસ્કૃત ફારસી વગેરે શિષ્ટ પ્રાચીન ભાષાઓ ઉપરાંત વા તે સાથે કોઈ રીતે ભેળવીને નહિ, પણ **વિકલ્પે.** ટાઇમ્સ્ ઑફ ઇન્ડીઆના રિપોર્ટ પ્રમાણે રા. કનૈયાલાલ મુનશીએ આ ઠરાવના સંબન્ધમાં બોલતાં એમ કહ્યું હતું કે (૧) ગૂજરાતી ભાષા સંસ્કૃત જેવી જ પૂર્ણ ('perfect') છે અને (૨) સંસ્કૃતદ્વારા મળતી સંસ્કૃતિ તો સંસ્કૃતનાં અંગ્રેજી અને ગૂજરાતી ભાષાન્તરો દ્વારા લોકો મેળવે છે. અમે આશા રાખીએ છીએ કે પહેલા અંશમાં રિપોર્ટ ખોટો હશેઃ ગૂજરાતી ભાષા દાખલ કરાવવા ખાતર ગૂજરાતીને સંસ્કૃત જેવી "પૂર્ણ" કહેવાની હિંમત એ બે ભાષા જાણનાર કોઈ પણ કરી શકે નહિ, અને રા. મુનશી એ બંને ભાષા જાણે છે. રા. મુનશીનું બીજું કહેવું કેટલેક અંશે ખરૂં છે. સંસ્કૃતદ્વારા મળતી સંસ્કૃતિ સંસ્કૃતનાં અંગ્રેજી અને ગૂજરાતી ભાષાન્તરો દ્વારા મેળવાય છે, અને એ દિનપરદિન વધારે મેળવાય એવી સગવડ કરી આપવાની સંસ્કૃત વિદ્વાનોની ફરજ છે. મહાત્મા ગાંધીજીએ હમણાં થોડાક વખત ઉપર પોતાનો મત પ્રકટ કર્યો હતો

---

* જુવો, વસન્ત, ફાલ્ગુન ૧૯૮૨, પૃ. ૫૭–૫૮.

કે સંસ્કૃત જાણવું એ દરેક હિન્દુનો ધર્મ છે, અને અમે પણ જોકે ઇચ્છીએ છીએ કે એ ધર્મ દરેક હિન્દુ સમજે અને આચરે, પરંતુ અત્યારના અનેકરંગી અને અનેક–વાસનાથી ભરપૂર જીવનમાં આપણો આ આગ્રહ કામ આવે એમ નથી એમ અમે માનીએ છીએ. સંસ્કૃત ભાષાની કઠિનતા—જે કઠિનતાએ સંસ્કૃતમાંથી પ્રાકૃત ભાષાઓ ઉપજાવી—એ આપણા આગ્રહમાં એક મ્હોટું બાધક છે. પણ આટલું તો ખરેખર શોચનીય છે કે યુનિવ્હર્સિટિના નવા ઠરાવ પ્રમાણે જે વિદ્યાર્થીઓ ગૂજરાતી લે તેઓ સંસ્કૃતનો કાંઈ જ અભ્યાસ કર્યા વગર એ લઇ શકે. પ્રજામાં ગૂજરાતીનું વાંચન વધારવું અને યુનિવ્હર્સિટિમાં ગૂજરાતી દાખલ કરવું એ બે એક વસ્તુ નથી. યુનિવ્હર્સિટિમાં ગૂજરાતી દાખલ કરવાનો હેતુ ગૂજરાતીના વિદ્વાનો ઉત્પન્ન કરવાનું છે, ગૂજરાતીને લોકપ્રિય કરવાનું, બલ્કે ગૂજરાતી ભાષાને ખેડાતી કરવાનું પણ નથી—જો કે ખેડાણ સંસ્કૃત હળ વગર કેટલું દુષ્કર છે એ એ ભાષાનો દરેક ખેતી કરનાર જાણે છે.

અમે અગતિકતાએ સેનેટના ઠરાવને મર્યાદિત રૂપમાં સત્કાર આપીએ છીએ: એ ઠરાવ વિરુદ્ધ અમે કાંઈ કરી શકતા નથી, એ જાતની અગતિકતાથી નહિ, પણ વસ્તુતઃ અમે માનીએ છીએ કે આજકાલ વધતી જતી વિદ્યાના અસંખ્ય વિષયોના કાળમાં સંસ્કૃત માટે આગ્રહ ધરાવવો એ દુરાગ્રહ છે. પણ ડૉ. પરાંજપેએ સૂચવ્યું હતું તેમ અમુક હદ સુધી સંસ્કૃત જાણ્યા વિના ગૂજરાતી ન લઈ શકાય એવો નિયમ કરવાની જરૂર હતી. રા. નટરાજને કહ્યું તેમ યુનિવ્હર્સિટિએ વિષયોની પસંદગી માટે વિદ્યાર્થીને પુષ્કળ છૂટ આપવી જોઇએ, પણ બધી કૉલેજોએ બધા જ વિષયો શીખવવા એમ જરૂરનું નથી, એટલે કેટલીક કૉલેજો એકલું સંસ્કૃત પણ શીખવી શકે. અમે ઇચ્છીએ છીએ કે કૉલેજોના પ્રિન્સિપાલો વિદ્યાર્થીની સંખ્યાનો લોભ ન કરતાં એવો નિયમ રાખે કે સંસ્કૃતનું અમુક ભૂમિકા પર્યન્તનું

જ્ઞાન જે વિદ્યાર્થી ધરાવતો હોય એજ ગૂજરાતી લઇ શકે તો તેમ કરવાથી ગૂજરાતી ભાષાની વિદ્વત્તાને ખરેખર લાભ થશે.

પરંતુ પ્રિન્સિપાલ આ જાતનો અધિકાર વાપરે એમાં જે આપખુદીનો ભય છે એ ધ્યાનમાં લેતાં, એક બીજો ઉપાય અમને એ સૂઝે છે કે દરેક કૉલેજના વિદ્યાર્થી વર્ગમાં એવો એક પ્રબળ મત જામવો જોઇએ કે યુનિવર્સિટિ શિક્ષણના જે વિષયો છે એ ખરેખર વિદ્વત્તા પ્રાપ્ત કરવા માટે છે, અને પરીક્ષાના માર્ગો સરળ કરવા માટે નથી. અને તેથી ગૂજરાતી એવા વિદ્યાર્થીઓએ જ લેવું જોઇએ કે જે ગૂજરાતીમાં વિદ્વત્તા પ્રાપ્ત કરી શકે. આ જ માતૃભાષા ઉપર ખરો પ્રેમ છે.

સેનેટના ઘણા દક્ષિણી ગૃહસ્થો સંસ્કૃતના સર્વથા ત્યાગની વિરુદ્ધ હતા. એક અબ્રાહ્મણ ગૃહસ્થે આ પવિત્ર સરસ્વતીમન્દિરમાં બ્રાહ્મણ–અબ્રાહ્મણનો પ્રશ્ન પણ દાખલ કર્યો, અને સંસ્કૃતનો આગ્રહ બ્રાહ્મણોની અનુકૂળતા માટે છે, અબ્રાહ્મણને એ પ્રતિકૂળ છે એમ જણાવ્યું! ઇંગ્લંડનો મજૂરવર્ગ ઓક્સ્ફર્ડ કલાસિકલ (ગ્રીક–લૅટિનની) કેળવણી શોધતો જાય છે, ત્યારે આપણે ત્યાં અબ્રાહ્મણ વર્ગ સંસ્કૃતથી હાનિ થતી જુવે છે!

[ વસન્તઃ વર્ષ ૨૫, અંક ૫; વૈશાખ, સં. ૧૯૮૨ ]

# રાષ્ટ્રભાષા હિન્દી

" Be wise, ye Kings, be learned, ye that are Judges of the earth"—Old Testament Psalms.

હિન્દની રાષ્ટ્રભાષા હિન્દીજ હોઇ શકે એ ગાંધીજી કહે છે તેમ "દીવા જેવું" ખુલ્લું છે. તથાપિ એને અંગે રહેલી મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ પરદેશીઓ તો શું પણ કેટલાક દેશભક્તો પણ એ સ્હામે વિરોધ ધરાવે છે. મુંબાઈ યુનિવર્સિટિમાં સુધારો કરવા માટે નીમેલી કમિટીમાં પરાંજપેએ મ્હારા ઉત્તરના વિરોધમાં મ્હારૂં ધ્યાન ખેંચ્યું કે "હિન્દીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવાનું કહો છો, પણ મદ્રાસનું શું?" મેં તુરત જવાબ આપ્યો કે "અલ્સ્ટરનું તે એનું." આ જવાબમાં મદ્રાસ પ્રત્યે કાંઈ અપમાન કે અનાદર પ્રકટ કરવાનો મ્હારો આશય ન હતો: માત્ર એટલું જ વિવક્ષિત હતું કે આવી મુશ્કેલીઓ તો બધાં મ્હોટાં કામોમાં આવે, પણ તેવે વખતે એકંદર લાભ કયે માર્ગે છે એ જોઈને જ પગલાં ભરવાં પડે છે, અને પરિણામે મુશ્કેલીઓ એની મેળે ઊકેલાતી કે ગળતી જાય છે. ત્યારબાદ મ્હારે બે ત્રણ વાર મદ્રાસ અને મહીસૂર પ્રાન્તમાં જવાનું થયું. તેમાં હિન્દી એ ભાગમાં કેટલું અપરિચિત છે અને એને પ્રચલિત કરવાનું કામ કેટલું મુશ્કેલ છે એનો મને સાક્ષાત્કાર થયો. ચાર મહિના ઉપર હું મહીસૂર ગયો હતો ત્યાં "હિન્દી પ્રચારિણી સભા" પરીક્ષામાં પાર ઊતરેલા વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો એક જલસો હતો, એમાં મ્હારે પ્રમુખ તરીકે હિન્દીમાં નહિ પણ અંગ્રેજીમાં બોલવું એમ આજ્ઞા થઈ! "હિન્દી પ્રચારિણી સભા" નો જલસો અને એમાં અંગ્રેજીમાં બોલવું પડે એ મને ઘણું અસંગત લાગ્યું, પણ ત્રણ હજાર શ્રોતાજનમાં માત્ર પચાસેક જ હિન્દી સમજે છે એ મ્હેં જોયું ત્યારે ખેદ થયો, પણ અસંગતિથી થએલું આશ્ચર્ય દૂર થયું. આટલો ઉપોદ્‌ઘાત માત્ર એટલું જણાવવા માટે કે હિન્દીને સમસ્ત ભારતની રાષ્ટ્રભાષા બનાવવામાં કેટલી મુશ્કેલી છે એનો

મને પૂર્ણ ખ્યાલ છે. પણ અત્યારે ભારતને જો એક કરવું હોય, અને તે કરવું જ છે, તો મુશ્કેલીની દરકાર ન કરીને, અને પરિણામે એ મુશ્કેલી જીતાશે જ એવી શ્રદ્ધાથી, હિન્દીને સર્વપ્રાન્તોમાં રાષ્ટ્રભાષા તરીકે રાષ્ટ્રીય વ્યવહારમાં, અને તે માટે ઉચિત રૂપમાં શાળાના અભ્યાસક્રમમાં પણ, સ્થાન આપવું જોઇએ. આ મત ગાંધીજી જેવા તા. ૧૭ મી મેના 'નવજીવન'માં પોતે પોતાને માટે કહે છે તેમ એક "ચક્રમ"નો જ નથી, કે મ્હારા જેવા "ચક્રમ" હોવાનું માન ન લઈ શકે એવા એક ચોરસ પણ કદાચ ગાંધીજીની ભક્તિથી ખેંચાઈ ગએલા એક લંબચોરસનો નથી, પણ ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર જેવા અણીશુદ્ધ ચોરસ જનનો પણ છે. હવે આપણે વ્યક્તિવિશેષના મતથી આપણો મત સમર્થિત કરવાને બદલે વસ્તુની શક્યાશક્યતાના સ્વતન્ત્ર વિચારમાં ઊતરીએ. હિન્દીને રાષ્ટ્રભાષા તરીકે કૉન્ગ્રેસમાં સ્થાન હોઇ શકે એ ગાંધીજીના મત સામે "મૉડર્નરિવ્યુ"ના તન્ત્રી શ્રીયુત રામાનન્દ બાબુએ ગયા (મેના) અંકમાં પુષ્કળ ટીકા કરી છે. એને અંગે એમણે ટાંકેલા આંકડા પ્રથમ અત્રે ઊતારી પછી એ ઉપર એમણે કરેલી ટીકાનો વિચાર કરીશું.

## જગતની માતૃભાષાઓ*

| ભાષા | લોકો |
|---|---|
| અંગ્રેજી | ૧૮૦,૦૦૦,૦૦૦. |
| રૂશીઅન | ૧૪૦,૦૦૦,૦૦૦. |
| જર્મન | ૮૦,૦૦૦,૦૦૦. |
| ફ્રેન્ચ | ૭૦,૦૦૦,૦૦૦. |
| સ્પેનીશ | ૫૦,૦૦૦,૦૦૦. |
| ઇટાલીઅન | ૫૦,૦૦૦,૦૦૦. |
| પોર્ચુગીઝ | ૨૫,૦૦૦,૦૦૦. |

* આ આંકડા વિટેકરના ઍલ્મેનૅકમાંથી શ્રીયુત રામાનન્દ ચેટરજીએ ઊતાર્યા છે.

| §ભાષા | બોલનારા | સમઝનારા |
|---|---|---|
| અંગ્રેજી | ૧૬૦,૦૦૦,૦૦૦ | ૨૧૦,૦૦૦,૦૦૦ |
| ફ્રેન્ચ | ૪૫,૦૦૦,૦૦૦ | ૭૫,૦૦૦,૦૦૦ |
| ચાઈનીઝ | ૩૦૦,૦૦૦,૦૦૦ | |
| ફારસી અને અરબી | ૩૦,૦૦૦,૦૦૦ | |
| બંગાળી | ૪૯,૩૦૦,૦૦૦ | |
| મરાઠી | ૧૯,૨૦૦,૦૦૦ | |
| ગૂજરાતી | ૯,૫૦૦,૦૦૦ | |
| પંજાબી | ૧૬,૨૦૦,૦૦૦ | |
| તામીલ | ૧૮,૮૦૦,૦૦૦ | |
| તેલગુ | ૨૩,૬૦૦,૦૦૦ | |
| કેનરી | ૧૦,૦૦૦,૦૦૦ | |
| મલાયલમ | ૭,૪૦૦,૦૦૦ | |
| હિન્દી (પશ્ચિમ ઉર્દુ, પૂર્વ હિન્દી અને રાજસ્થાની) | ૧૪૦,૦૦૦,૦૦૦ થી ૧૫૦,૦૦૦,૦૦૦ | |

## હિન્દુસ્થાનની માતૃભાષાઓ

| ભાષા | બોલનારાની સંખ્યા† |
|---|---|
| પશ્ચિમ હિન્દી | ૯૬,૭૧૫,૦૦૦ |
| બંગાળી | ૪૯,૨૯૪,૦૦૦ |
| તેલગુ | ૨૩,૬૦૧,૦૦૦ |
| મરાઠી | ૧૮,૭૯૮,૦૦૦ |
| તામીલ | ૧૮,૭૮૦,૦૦૦ |
| પંજાબી | ૧૬,૨૩૪,૦૦૦ |

§ 'હિન્દુસ્થાની એકેડેમિ'ના સેક્રેટરિ ડૉ. તારાચન્દના ભાષણમાંથી શ્રીયુત રામાનન્દ ચેટરજીએ ઊતારેલા આંકડા ઉપરથી વસન્ત કાર્યાલયે આ કોષ્ટક રચ્યું છે.

† ૧૯૨૧ના હિન્દુસ્થાનના વસ્તીપત્રકમાંથી.

| | |
|---|---|
| રાજસ્થાની | ૧૨,૬૮૧,૦૦૦ |
| કાનડી | ૧૦,૩૭૪,૦૦૦ |
| ઓઢીઆ | ૧૦,૧૪૩,૦૦૦ |
| ગૂજરાતી | ૯,૫૫૨,૦૦૦ |
| મલાયલમ | ૭,૪૯૮,૦૦૦ |
| પશ્ચિમ પંજાબી | ૫,૬૫૨,૦૦૦ |
| સિન્ધી | ૩,૩૭૨,૦૦૦ |
| આસામી | ૧,૭૨૭,૦૦૦ |
| પૂર્વ હિન્દી | ૧,૪૦૦,૦૦૦ |

આ આંકડા ટાંકીને એક વાત તો શ્રીયુત રામાનન્દ ચેટરજી એ બતાવે છે કે—ચીની અને રૂશિયન ભાષા બોલનારની સંખ્યા બહુ મ્હોટી છે, છતાં એ બે ભાષા જગતના વ્યવહારની ભાષા તરીકે સ્વીકારાઈ નથી. "લીગ ઑફ નેશન્સ્"માં પચાસ કરતાં વધારે રાજ્યો છે તેમાં માત્ર દશેક રાજ્યો જ ફ્રેંચ કે અંગ્રેજી ભાષા બોલે છે છતાં ફ્રેંચ અને અંગ્રેજી જ લીગ ઑફ નેશન્સ્‌ની ભાષા તરીકે સ્વીકારાયાં છે. રામાનન્દજી ઉર્દુ અને હિન્દીને જુદી ભાષા તરીકે બતાવીને તથા હિન્દીના પેટામાં બહુ ઉપભાષાઓ છે એમ કહીને, હિન્દી બોલનારાની સંખ્યા વસ્તુતઃ છે તે કરતાં મ્હોટી બતાવાય છે એમ શંકા નાંખે છે. અને ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં ડચ લોકોએ પોતાની ન્હાની ભાષાને સરકાર પાસે રાષ્ટ્રીય ભાષા તરીકે સ્વીકારાવી એમ જે કહે છે તેની સ્હામે એ 'ચેમ્બર્સ સાઈક્લોપીડિયા'ને આધારે મિ. રામાનન્દ ચેટરજી બતાવે છે કે અત્યારે ત્યાં+ ૧/૪ ભાગ એકલું અંગ્રેજી બોલે છે, ૧/૪ કરતાં પણ ઓછો ભાગ એકલું ડચ બોલે છે, અને ૨/૪ ભાગ અંગ્રેજી અને ડચ બંને બોલે છે—એ પ્રમાણે અહીં પણ અંગ્રેજી અને હિન્દી બંને રાષ્ટ્ર ભાષા શા માટે ન થઈ શકે? તેમાં પણ પ્રજા હિન્દી કરતાં અંગ્રેજી જ વધારે પસંદ કરે છે એના પુરાવામાં એમના

+ ૧૯૨૧ ના વસ્તી પત્રકમાંથી.

અંગ્રેજી અને હિન્દી પત્રોના ગ્રાહકોની સરખામણી કરીને કહે છે કે હિન્દી પત્રમાં એમને પુષ્કળ ખોટ જાય છે, જે અંગ્રેજીથી જ પૂરાય છે.

આનો ઉત્તરઃ ચીન અને રૂશિયા હજી જગતનાં રાજ્યોના પરસ્પરના વ્યવહારમાં એટલો ભાગ નથી ભજવતાં કે જેને પરિણામે એમની ભાષાનો હક વિચારવામાં આવે. પણ અત્રે એટલુંજ પૂછીએ કે રૂસ અને ચીન એ બે **પોતાના દેશના વ્યવહાર**માંએ ફ્રેન્ચ અને અંગ્રેજી બોલે છે? હિન્દી બોલનારની સંખ્યાને આધારે આપણે 'લીગ ઑફ નેશન્સ્'માં પણ દૂર ભવિષ્યમાં હિન્દી માટે સ્થાન પ્રાપ્ત કરાવીએ એ અભિલાષ અત્યારે હવાઈ છે, પણ તે પાપી તો નથી જ—પરંતુ અત્યારે એની વાત થતી નથી. અત્યારે અમે જે માગીએ છીએ તે એટલુંજ કે આપણા દેશના અન્તરના વ્યવહારમાં હિન્દી રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાવી જોઇએ. રામાનન્દજી હિન્દીની ઉપભાષાઓ ઉપર ભાર મૂકીને મુખ્ય હિન્દી બોલનારની સંખ્યાને ઊતારી પાડવાનો જે યત્ન કરે છે તે વૃથા છે. ઇંગ્લંડમાં પણ ઓક્સફર્ડ કેમ્બ્રિજની શિષ્ટ ભાષા તે જ સર્વ કસ્બાઓમાં બોલાતી નથી, છતાં એક શિષ્ટ ભાષા તરીકે અંગ્રેજીનું એક સ્વરૂપ બંધાએલું છે, તે જ પ્રમાણે જો કે હિન્દી વિવિધ આકારે ગામડાંઓમાં પ્રચલિત છે તો પણ એનું એક શિષ્ટ સ્વરૂપ છે અને તે ગામડાંનાં માણસો બોલતાં નથી તો પણ સારી રીતે સમજી શકે છે, બલ્કે પોતાની જ શિષ્ટ ભાષા તરીકે એને માને છે. આ શિષ્ટ હિન્દી આખા સંયુક્ત પ્રાન્તમાં અત્યારે પ્રચલિત છે એટલું જ નહિ પણ રાજસ્થાની એને બહુ પાસે મળતી આવે છે અને ઉત્તર મધ્યપ્રાન્ત હિન્દી બોલે છે એટલુંજ નહિ, પણ દક્ષિણ મધ્યપ્રાન્ત તેમજ પંજાબ, બંગાળ, ગૂજરાત અને મહારાષ્ટ્ર એને સમજી શકે છે. રામાનન્દ બાબુએ પોતાના હિન્દી અને અંગ્રેજી પત્રના ગ્રાહકની સંખ્યાનો ઉલ્લેખ કર્યો, પણ તે સ્હામે લોકમાન્ય બાળ ગંગાધર ટિળકનાં અંગ્રેજી અને મરાઠી પત્રની હકીકત વીસરી ગયા બલ્કે, પોતાના અંગ્રેજી અને હિન્દી પત્રના લેખના વિષયનો અને નિરૂપણનો

ભેદ પણ ધ્યાનમાં ન લીધો. માત્ર હિન્દી રાષ્ટ્રભાષા તરીકે માનવા સ્હામે વજનવાળી દલીલ બે જ છેઃ એક એ કે હિન્દી અને ઉર્દુ બે એક નથી, અને બીજી એ કે મદ્રાસપ્રાન્તમાં હજી એ ભાષા બોલાતી કે સમઝાતી નથી. હિન્દી અને ઉર્દુ એ મૂળ હિન્દીનાંજ રૂપ છે એ ભાષાશાસ્ત્રીઓનું કહેવું યથાર્થ છે, પરંતુ ભાષાશાસ્ત્રીઓ ભાષાનું સ્વરૂપ એના વ્યાકરણાદિક લક્ષણથી નક્કી કરે છે અને કોષને અવગણે છે, અને છતાં વ્યવહારમાં ભાષા સમઝવામાં કોષનું તત્ત્વ અવગણી શકાતું નથી બલ્કે મુખ્ય છે,–તેથી વ્યવહાર માટે હિન્દી અને ઉર્દુને ભિન્ન ગણવાનો પક્ષ બરાબર છે. પરંતુ આ બે મુશ્કેલીનો ઇલાજ એ છે કે હિન્દી અને ઉર્દુના શબ્દકોષને બને તેટલા એક કરી એમાંથી એક સર્વગમ્ય "હિન્દુસ્તાની" ભાષા ઉપજાવવી, અને તેમ કરવા "હિન્દુસ્તાની એકેડેમી" પ્રયત્ન કરે છે. એ પ્રયત્નમાં સંયુક્ત પ્રાન્તના અગ્રેસર હિન્દુઓ અને મુસલ્માનો—હિન્દી અને ઉર્દુના વિદ્વાનો—ભાગ લે છે. પરિણામે કાંઇક તે ભાષાના સાહિત્ય ઉપર અસર થશે જ. વસ્તુતઃ સાહિત્યની ભાષા આમ કૃત્રિમ રીતે બનાવી શકાતી નથી, અને તેથી હિન્દી અને ઉર્દુનાં સાહિત્ય તો જુદાં જુદાં જ ખેડાશે એમ અમે માનીએ છીએ—પણ સામાન્ય વ્યવહાર માટે ઉભયસાધારણ એક હિન્દુસ્તાની ભાષા રચી શકાશે, ક્રમે ક્રમે સ્વયં બંધાશે. બીજી વજનદાર દલીલ—મદ્રાસ પ્રાન્તમાં કોઈ હિન્દી બોલતું સમઝતું નથી. એ મુશ્કેલી ખરી છે, એનો નિકાલ –એ મુશ્કેલી દૂર કરીને—લાવ્યા વિના છૂટકો નથી. અને તે ક્રમે ક્રમે લાવવો જ પડશે. હિન્દીનો પ્રચાર વધારવાના યત્નમાં પૂર્વોક્ત ગાંધીજીની ધમકી ઉપકારક થશે એમ આપણે આશા રાખીશું, પણ કૉન્ગ્રેસમાં પ્રતિનિધિત્વ ભાષાને આધારેજ નિર્ણીત થાય એવો પ્રસંગ આવે તો અમને ખેદ થશે. હિન્દના રાષ્ટ્રીય ભવિષ્યના વિચારમાં ભાષા ગૌણ સ્થાને છે, અને અમે આશા રાખીએ છીએ કે ગૌણ વસ્તુને પ્રધાન સ્થાને મૂકવાનો દુરાગ્રહ ગાંધીજી કદી નહિ કરે.

[ વસન્તઃ વર્ષ ૩૦, અંક ૧; માઘ, સં. ૧૯૮૭ ]

# શબ્દાર્થવિચાર

## : ૧ :

ગૂજરાતીમાં હાલમાં દાખલ થએલા કેટલાક શબ્દોનો એના અર્થ પરત્વે વિચાર કરીએઃ—

૧. અંગ્રેજી "Ideal" માટે ગૂજરાતીમાં કયો શબ્દ ઠીક છે? આપણે આજ કાલ "Ideals"ના યુગમાં રહીએ છીએ, અને ગંગાના પૂરની માફક ચોતરફ "Ideals"નાં પાણી ફરી વળેલાં જોઇએ છીએ, તે વખતે અમને લાગે છે કે આ ચર્ચા નકામી નહિ ગણાય. 'Ideal' માટે ત્રણ શબ્દો પ્રચલિત થયા છેઃ **ભાવના, આદર્શ,** અને **ધ્યેય**. રા. મણિલાલે પ્રથમ "**ભાવના**" શબ્દ પ્રચલિત કર્યો હતો, અને અમારૂં સ્મરણ ખરૂં હોય તો રા. નરસિંહરાવે એક સ્થળે એનું અનુમોદન પણ લખ્યું છે. સંસ્કૃતમાં કેટલેક સ્થળે "**આદર્શ**" શબ્દ પ્રયોજાયો છે, ત્યાં એનો અર્થ "Ideal" કરવામાં આવે છે. (ઉદાહરણ આગળ ચર્ચવામાં આવશે). સંયુક્ત પ્રાન્તમાં-હિન્દીમાં-એ શબ્દ વપરાય છે. મરાઠીમાં—અમારા જાણવા પ્રમાણે પ્રથમ 'કેસરી'કારે એજ અર્થમાં "**ધ્યેય**" શબ્દ દાખલ કર્યો છે, અને તે પછી હિન્દીમાં અને ગૂજરાતીમાં એ શબ્દ પુષ્કળ પ્રયોજાવા લાગ્યો છે.

આ વિષયમાં અમે અનેકશબ્દવાદી છીએ, કારણ કે આ શબ્દોના અર્થમાં કાંઇક કાંઇક ભેદ છે અને પ્રસંગ અને પ્રયોજનને અનુસરીને જુદા જુદા શબ્દોનો પ્રયોગ કરવો ઉચિત છે એમ અમારૂં માનવું છે.

"**ધ્યેય**" એટલે ધ્યાન કરવા યોગ્ય. ખરૂં ધ્યાન તો એજ છે કે જે ધ્યાન, માત્ર ચિત્તની સ્થિતિરૂપ ન રહેતાં, વ્યવહારમાં-ક્રિયામાં પણ પ્રત્યક્ષ થાય. પણ સાધારણ રીતે એ પૂર્ણ અર્થ સુધી પહોંચતું નથી, અને તેથી ચિત્તનો સ્થિર નિવેશ એ અર્થમાં "ધ્યાન" શબ્દ વપરાય છે. આમ હોઈ, જેના ઉપર ચિત્ત ચોંટ્યું હોય તે આપણું

"ધ્યેય" કહેવાય. એમાં પાસેની કે પરિણામરૂપી ક્રિયા કરતાં, દૂર દૂરના ધ્યેયનો વિષય, અને એનું ચિત્તમાં રાખવું એ વધારે સૂચવાય છે. એમાં પણ લક્ષ્યવેધી બાણની ક્રિયાનું રૂપક ઊમેરવા માગીએ તો "ધ્યેય" કરતાં **"લક્ષ્ય"** શબ્દ વધારે અનુકૂળ **થઈ** પડે. પરંતુ આમાં પણ દૂરતાનો ભાવ આગળ પડતો રહે છે.

**"આદર્શ"** એટલે આરશી, ચાટલું. પાઘડી બાંધવી હોય તો મ્હોં આગળ "આદર્શ" રાખીને બંધાય. કલાકાર પણ એજ રીતે પોતાની કલ્પનામાં કોઈ આદર્શ સ્હામો રાખીને એ પ્રમાણે પોતાની કૃતિ ઘડે છે. આપણે ઇંગ્લંડ, ઈટાલી કે જાપાનને આપણો "આદર્શ" બનાવીને આપણા દેશનો ઉદ્ધાર કરી શકીએ. આમાં "ધ્યેય" ની દૂરતા જેવી, અને તેથી કાંઇક ઓછી "લક્ષ્ય"ની દૂરતા જેવી, દૂરતા નથી, ઉલટું સામીપ્ય છે. વસ્તુત કાદમ્બરીમાં રાજા શૂદ્રકને "आदर्शः सर्वशास्त्राणाम्" કહ્યો છે ત્યાં અર્થ એ છે કે સર્વ શાસ્ત્રોને એકઠાં મૂર્તિમન્ત થએલાં જોવાં હોય તો આ રાજામાં જોવાં. **અર્થાત્** Ideal નહિ, પણ "Realisation of the ideal"ના અર્થમાં "આદર્શ" શબ્દનો પ્રયોગ થએલો જોવામાં આવે છે. મૃચ્છકટિકમાં ચારુદત્તના વર્ણનમાં એને "आदर्शः शिक्षितानाम्" કહ્યો છે, ત્યાં કેળવાએલા જનોનો "આદર્શ" નામ 'Ideal' એમ અર્થ થઈ શકે; પણ કેળવાએલા જનો પૈકી એક ઉત્તમ કેળવાએલો પુરુષઃ **અર્થાત્** "Ideal" અર્થમાં નહિ, પણ "model"ના અર્થમાં એનો પ્રયોગ થયો હોય એમ જણાય છે. હિન્દીમાં "આદર્શ ગૃહિણી" "આદર્શ શાલા" એમ કહેવાય છે, અને એનો અર્થ "ideal housewife," "ideal school" એવો થઈ શકે, પણ વસ્તુતઃ "model school," "model housewife" એવો અર્થ વધારે ઠીક લાગે છે. "Ideal" અને "model"ના અર્થ વચ્ચે અત્યન્ત સામીપ્ય છે તેથી એ સંકર થઈ ગયો જણાય છે. અને ઘણીવાર એટલી ઝીણવટથી વિવેક કરવાની જરૂર પણ નથી હોતી.

"**ભાવના**" શબ્દ ભૂ–થવું, હોવું ઉપરથી એનું પ્રેરક રૂપ ભાવ્ થવું કરવું, અર્થાત્ અસ્તિત્વમાં લાવવું, કરવું–એ ઉપરથી થયો છે. જેમ "ધ્યેય" શબ્દનો અર્થ static છે, તેમ "ભાવના" શબ્દનો અર્થ dynamic છે. યોગ જૈન આદિ શાસ્ત્રોમાં મૈત્રી આદિ ચાર "ભાવનાઓ" કહી છે, એમાં એ ગુણને કૃતિમાં ઊતારવાનો અર્થ રહેલો છેઃ એનું ધ્યાન ધરીને બેસી રહે ચાલે નહિ એમ એનું અન્તર્ગત તાત્પર્ય છે. આમ હોઈ, "ભાવના" "ધ્યેય" કરતાં આટલા અંશમાં અધિક છે કે જે "ધ્યેય" છે તેને ક્રિયામાં ઊતારવાનું છે એ વિશેષ તાત્પર્ય "ભાવના" શબ્દના અર્થમાં આવે છે. આજકાલના રાજકીય વાતાવરણમાંથી ઉદાહરણ આપીએ તો સ્વરાજ્ય એ આપણા વર્તમાન લિબરલ પક્ષનું "ધ્યેય" છે; પણ વર્તમાન કૉન્ગ્રેસ પક્ષની એ "ભાવના" છે. આમ બન્ને શબ્દોને સ્હામસ્હામા મૂકી એમનો અર્થભેદ બતાવી શકાય છે. એક પ્રસંગવશાત્ બીજી વાત : આપણે અંગ્રેજી "sublime" માટે ગૂજરાતીમાં "ભવ્ય" શબ્દ વાપરીએ છીએ. પણ "ભવ્ય" શબ્દનો એ અર્થ બરાબર નથી. "ભવ્ય" એટલે થવા યોગ્ય. જૈન ગ્રન્થોમાં "ભવ્ય પુરુષ" શબ્દ ઘણીવાર આવે છે–એનો અર્થ જેવા પુરુષ આપણે થવું જોઈએ તેવો પુરુષ, "ideal man"–ઊંચો પુરુષ. આમ "ભાવના"ના અર્થનો પણ "ભવ્ય" શબ્દ સાથે સંબન્ધ સમજાય છે.

૨. Evolution માટે ગૂજરાતીમાં શો શબ્દ વાપરવો ? "Creation" થી વિરુદ્ધ અર્થમાં એનો પ્રયોગ કરવો હોય, અર્થાત્ એમ કહેવું હોય કે ઈશ્વરે જુદી જુદી પ્રાણીઓની જાતિ કરી નથી, પણ એક જાતિમાંથી બીજી જાતિ પ્રકૃતિના નિયમાનુસાર ઉત્પન્ન થઈ છે–અર્થાત્ અસત્‌માંથી સત્‌ની ઉત્પત્તિ નથી, પણ સત્‌નીમાંથીજ સત્ આવ્યું છે, તો "Evolution" માટે "**પરિણામવાદ**" વા "**સત્કાર્યવાદ**" શબ્દ ઉચિત ગણાય. અને એ ભેદ ઉપર ખાસ ધ્યાન ન ખેંચવું હોય, અને છતાં એ ભેદને અનુકૂળ શબ્દ યોજવો

હોય તો "વિકાસ" શબ્દ ઠીક છે. પણ "વિકાસવાદ"માં ખીલવું, "development" એ ભાવ રહેલો છે એને દૂર રાખવો હોય, અને એકમાંથી બીજું ઉત્પન્ન થયું છે એટલું જ કહેવું હોય તો **"પરિણામવાદ"** વાપરી શકાય. પણ તે સાથે જ્યાં Evolutionના અર્થમાં ખીલવા ઉપરાંત ઉત્તરોત્તર ઊંચી ભૂમિકાએ ચઢવાનો ભાવ લાવવો હોય ત્યાં "ઉત્ક્રાન્તિ" શબ્દ ઠીક પડશે. અહીં કોઈ અમને સ્મરણ આપશે કે "આત્માની ઉત્ક્રાન્તિ," "પ્રાણની ઉત્ક્રાન્તિ" એમ સંસ્કૃત પ્રયોગમાં મરણની વાત આવે છે, તો એનો ઉત્તર કે મરણ એ તો પ્રાણની ઉત્ક્રાન્તિથી ઉત્પન્ન થાય છે. "ઉત્ક્રાન્તિ"નો અર્થ મરણ નથી. Evolutionની સ્હામે મૂકાતો શબ્દ Revolution છે. સુધારાની બાબતમાં કેટલાક Evolution પસંદ કરે છે, કેટલાક Revolution—એમ કહેવું હોય તો આ બે અંગ્રેજી શબ્દ માટે ગૂજરાતીમાં શા શબ્દ મૂકવા? Evolution એટલે તો વિકાસ, ક્રમિક વિકાસ, પણ Revolution માટે? Revolution માટે હિન્દીમાં "ક્રાન્તિ" શબ્દ પ્રચલિત થઈ ગયો છે પરંતુ એ બિલકુલ ઠીક નથી. "ક્રાન્તિ" (क्रम् ધાતુ ઉપરથી) એટલે ક્રમિક ગમન, ક્રમિક વિકાસ—પ્રકૃતમાં Evolutionનો ભાવ દર્શાવવા માટે સારો શબ્દ છે, અને તેથી જ Revolutionને માટે વિપરીત પડે. Revolution માટે वृत् ધાતુ ઉપરથી બરોબર શબ્દ તો "વિવર્ત," પણ "વિવર્ત," શબ્દ વેદાન્તમાં પારિભાષિક થઈ ગયો છે, અને એનો અર્થ મિથ્યાભાસ થાય છે, અને એ વેદાન્તમાં એટલો રૂઢ છે કે એનો અહીં ઉપયોગ કરવો ઠીક નહિ પડે. તેથી અમે હમેશાં Revolution માટે **"વિપ્લવ"** શબ્દ વાપરીએ છીએ. સંસ્કૃતમાં "રાજ્યવિપ્લવ" આ જ અર્થમાં વપરાય છે, અને તપાસ કરતાં જણાય છે કે બંગાળીમાં પણ Revolution માટે "વિપ્લવ" શબ્દનોજ પ્રયોગ થાય છે. "વિપ્લવ" શબ્દ સંસ્કૃત प्लु ધાતુ ઉપરથી થયો છે, અને એનો અર્થ પાણી ઉપર તરવું (જેમકે प्लवः હોડી)

અથવા ડૂબવું, ડૂબાડવું થાય. પાણિનિના ધાતુપાઠ પ્રમાણે તો પ્લુ ધાતુ ગતિવાચક છે—અને તેથી પાણી ઉપર જનાર, તરનાર તે "પ્લવ," હોડી; તેમ હવામાં જવું, કૂદકા મારવા તે પણ "પ્લવ," કૂદકો. એ રીતે "વિપ્લવ" તે "પ્લવ"થી ઉલટું, તરવું નહિ પણ ડૂબવું. Revolutionના પક્ષકારોને એમના શબ્દમાં અંધાધુંધીમાં ડૂબાડવાનો ભાવ લાવવો ન ગમે, અને અમે પણ એ ભાવથી Revolution માટે "વિપ્લવ" શબ્દ યોજ્યો નથી. પરંતુ અમારા ધ્યાનમાં પ્લુ ધાતુનો બીજો અર્થ કૂદવું અભિપ્રેત છે. (प्लवंगमः કૂદકા મારીને, ફાળ મારીને ચાલનાર પ્રાણી.) "ક્રાન્તિ" એટલે ક્રમે ક્રમે જવું, અને "વિપ્લવ" એટલે ફાળ મારીને જવું. Evolution વિરુદ્ધ Revolution નો ભાવ આ શબ્દોથી સારી રીતે દેખાડી શકાય છે; ઉદા૦ વિનીતો "ક્રાન્તિ" ઇષ્ટ ગણે છે, પણ "વિપ્લવ" નહિ.

[ વસન્તઃ વર્ષ ૩૩, અંક ૯; આશ્વિન, સં. ૧૯૯૦ ]

: ૨ :

## "ગ્રામ શાળા" કે "ગ્રામ્ય શાળા"?

'Village school' અને 'Village punchayat' માટે "ગ્રામ્ય શાળા" અને "ગ્રામ્ય પંચાયત" પ્રયોગ થવા માંડયા છે, પણ 'ग्राम्य' શબ્દ સંસ્કૃતમાં એવા હલકા અર્થનો વાચક છે, કે સંસ્કૃતના બહુ પરિચય વાળાને કર્ણે એ અનુચિત લાગે છે અને તેથી તેઓ ઘણું ખરૂં "ગ્રામશાળા"—અને "ગ્રામપંચાયત" શબ્દો જ વાપરવાનું પસંદ કરશે. 'ग्राम्य' શબ્દ ઉપલા અર્થમાં એટલો બધો રૂઢ છે કે વિવક્ષિત અર્થમાં એને પ્રયોજતાં તેઓ અચકાય એ સ્વાભાવિક છે.

## 'આમન્ત્રણ' કે નિમન્ત્રણ?

થોડા દહાડા ઉપર રા. નરસિંહરાવનો એક શિષ્ય મને મળવા આવ્યો. એણે મને પૂછ્યું કે ખરો શબ્દ "આમન્ત્રણ કે નિમન્ત્રણ?"

"મ્હેં ઉત્તર આપ્યો કે "બંને". એ ભાઈએ મને કહ્યું કે "રા. નરસિંહરાવનો હું શિષ્ય છું. એ કહે છે કે "નિમન્ત્રણ" શબ્દ જ ખરો છે." એ ભાઈ અમને લઢાવવા તો નહોતા જ માગતા. એમ હોત તો શાસ્ત્રાર્થ માટે શાસ્ત્રીઓની સભા થાય છે તેવી સભા ભરીને અમને સ્હામસ્હામા બેસાડત! એમનો ઉદ્દેશ વિનયપૂર્વક જ્ઞાન મેળવવાનો જ હતો. અને તેથી મ્હેં એમને કહ્યું: "આ પ્રશ્ન વિષે મ્હારે અને રા નરસિંહરાવને એક વખત ચર્ચા થઈ હતી. આપણો "નોતરૂં" શબ્દ જોતાં "નિમન્ત્રણ" શબ્દ ઠીક પડે છે. પણ ગૂજરાતીમાં "આમન્ત્રણ" શબ્દ પણ વપરાય છે. પણ જેમ કાલિદાસ "आमन्त्रण" શબ્દને "વદાય થતી વખત રજા લેવી"ના અર્થમાં વાપરે છે, નોતરવાના અર્થમાં નહિ, તેમ અન્યત્ર સંસ્કૃત ગ્રંથમાં—જેમ કે શ્રાદ્ધના બ્રાહ્મણો નોતરવા ત્યાં—आमन्त्रण શબ્દ નોતરવાના અર્થમાં વપરાયો છે. આ જોતાં "આમન્ત્રણ" શબ્દને ખોટો જ કહીને ગૂજરાતીમાંથી કાઢી નાંખવો એ મને ઠીક લાગતું નથી: ભલે, "નિમન્ત્રણ" શબ્દ આપણે વધારે પસંદ કરીએ. એક વાત અહીં ઉમેરૂં. "રજા લેવી"ના અર્થમાં પણ "आमन्त्रण" વપરાય છે, અને કાલિદાસ એ જ અર્થમાં એ વાપરે છે, એ ખરૂં. પણ એ અર્થના મૂળમાં જઈએ: आमन्त्रणનો "રજા લેવી" અર્થ શી રીતે થયો? હું ધારૂં છું કે જતો માણસ સામા માણસને કહે છે કે "આવજો! આવજો!" અને એમ નિમન્ત્રણ દેતો એની રજા લે છે, તેથી 'આમન્ત્રણ'માંથી રજા લેવી અથ થયો.

## "રાષ્ટ્રિય" કે "રાષ્ટ્રીય"?

ખરો શબ્દ "રાષ્ટ્રિય" કે "રાષ્ટ્રીય"?—હાલમાં "National"ના અર્થમાં એક ગૂજરાતી શબ્દ પ્રયોજવાની જરૂર પડે છે, ત્યારે સાધારણ રીતે સંસ્કૃતની મદદથી આપણે "રાષ્ટ્રિય" કે "રાષ્ટ્રીય" શબ્દ વાપરીએ છીએ. એમાંથી ખરો કયો? સંસ્કૃતમાં સાધારણ રીતે નામને ઈય ("छ") પ્રત્યય લગાડવાથી સામાન્ય"—નું"—

ના અર્થનું વિશેષણ બને છે. પણ "રાષ્ટ્ર" શબ્દને માટે પાણિનિએ વિશેષ વિધાન કર્યું છે કે એને इय (घ) પ્રત્યય લાગે, અને राष्ट्रिय રૂપ થાય. આ ખરૂં છે. પરંતુ ગૂજરાતી "રાષ્ટ્રીય" શબ્દ પ્રયોજવો મને ઠીક લાગે છે, કારણ કે સંસ્કૃતમાંથી પ્રાકૃત અપભ્રંશ અને વર્તમાન બોલાતી ભાષાઓ થઈ તે સાદાઈ અને સહેલાઈના તત્ત્વની જરૂર લાગવાથી, તેથી દીર્ઘ ઇવાળો ईय પ્રત્યય સંસ્કૃતમાં એટલો સાધારણ છે કે એને જ ગૂજરાતીમાં સામાન્ય નિયમ તરીકે સ્વીકારવો ઉચિત છે. હજી તો આપણે ગૂજરાતીમાં સંસ્કૃતની મદદથી સેંકડો શબ્દ ઊમેરવા પડશે, તે માટે કાંઈક નિયમનું અવલમ્બન તો કરવું જ જોઈએ. અશુદ્ધ સંસ્કૃત શબ્દ વાપરવાની હિમાયત તો અમે કદી નહિ કરીએ, પણ પ્રાકૃતાદિ ભાષાના ઉદયના કારણનું તત્ત્વ સ્વીકારીને નિયમસર જે સકારણ ફેરફાર કરવો આવશ્યક લાગે તે કરવો જોઈએ એમ અમારો મત છે. આ ઉપરાંત પાણિનિ પછી કેટલાક સૈકા બાદ ઉત્પન્ન થએલો "राष्ट्रिय" શબ્દનો સંસ્કૃતમાં (જુવો मृच्छकटिक તથા अमरकोष) એક બીજો અર્થ થયો છે–'રાજાનો સાળો,' પોલિસ અમલદાર!–એ ગૂંચવણ આમ નિવારાશે.

## "तन्त्र" કેવું કે કેવો ?

"તન્ત્ર" કેવું કે કેવો ? ઉત્તરઃ—એના અર્થ ઉપર એની જાતિનો આધાર છે. "તન્ત્ર" શબ્દ સંસ્કૃત तन् ધાતુ ઉપરથી થયો છે, અને એનો અર્થ વિસ્તૃત કર્મ, ક્રિયા થાય છે, પણ એજ ક્રિયાને લગતો ગ્રન્થ એ પણ "તન્ત્ર" કહેવાય છે; જેમ કે, ઇતિહાસ પુરાણ "તન્ત્ર". એ એમાં પહેલા અર્થમાં એ પુંલ્લિગ અને બીજા અર્થમાં સંસ્કૃત વ્યાકરણને અનુસરી, નાન્યતર થાય છે, મને સ્મરણ છે તે પ્રમાણે સ્વ. મણિલાલ "તન્ત્ર" શબ્દ હંમેશાં નાન્યતર જાતિમાં જ વાપરતા. અને હું પણ કેટલોક વખત એજ પ્રમાણે લખતો, પરંતુ મ્હારે administrator અને statesman વચ્ચે અંગ્રેજીમાં જે ભેદ છે તે ગૂજરાતીમાં દર્શાવવાની જરૂર પડી*તે વખતે

મ્હેં એમને માટે ક્રમવાર “રાજ્યતન્ત્રી” “રાજ્યમન્ત્રી” શબ્દ યોજ્યા. “તન્ત્ર” શબ્દ तन् ધાતુ ઉપરથી નીકળેલો હોઈ એનો અર્થ ક્રિયાપ્રધાન છે, અને “મન્ત્ર” શબ્દ मन् ધાતુ ઉપરથી આવેલો હોઈ, એનો અર્થ મનન–વિચાર–પ્રધાન છે. રાજ્યપુરુષો બે પ્રકારના હોય છે, કેટલાકની દૃષ્ટિ લાંબી હોય છે, કેટલાકની કાર્યદક્ષતા સારી હોય છેઃ અર્થાત્ વિચાર (પ્રજ્ઞા) અને કાર્યદક્ષતા એ જે જુદા જુદા ગુણો છે, એનો ભેદ દર્શાવવા મ્હારે બે ભિન્ન ભિન્ન શબ્દો યોજવાની જરૂર પડી અને તે પ્રમાણે મ્હેં એ યોજ્યા. “મન્ત્રી”માંનો “મન્ત્ર” શબ્દ જેમ પુંલ્લિગ છે, તેમ “તન્ત્રી”માંનો “તન્ત્ર” શબ્દ પણ પુંલ્લિંગ છે, અને તેથી હું “administrator”ના અર્થમાં એને પુંલ્લિંગ વાપરૂં છું. પણ ઇતિહાસ પુરાણ સાથેનો “તન્ત્ર” શબ્દ તો નાન્યતર જ રહે છે.

## “સોંપવું” કે “સાંપવું”?

“સોંપવું” અને “સાંપવું” એમ બન્ને શબ્દો બોલાય છે, જો કે હું ધારૂં છું “સોંપવું” વધારે બોલાય છે અને વપરાય છે. સ્વ. મણિલાલે “સાંપવું” શબ્દ પસંદ કર્યો હતો, અને શિષ્ટ ભાષામાં પ્રચલિત કર્યો હતો. બંને શબ્દો મૂળ સંસ્કૃત संपाद् ઉપરથી થયા છેઃ તેમાં “સાંપવું” “ગામને” મળતો અને “સોંપવું” ગૅામને મળતો છે છતાં, “સોંપવું”ને આપણે શિષ્ટ ભાષામાં સ્થાન આપ્યું છે, અને ગૅામને ગામડીઉં કે ‘ચરોતરી’ કહીને હસી કાઢીએ છીએ.+

[ વસંત : વર્ષ ૩૩, અંક ૬; આષાઢ, સં ૧૯૯૦ ]

---

* અત્યારની પ્રજાના ઉત્થાન સામેની સરકારની રાજ્યનીતિ એક દૃષ્ટિએ ફતેહમંદ નીવડી છે, પણ તે ટુંકી દૃષ્ટિ છે. તેથી વર્તમાન બ્રિટિશ અધિકારીઓને “રાજ્યતન્ત્રી” તરીકે સફળ થએલા માનું છું, પણ એમાંના કોઈ ને હું “રાજ્યમન્ત્રી” ગણી શકતો નથી એમ ભેદ પાડેલો.

+ શબ્દચર્ચાની આ માળા ઘણી લંબાવી શકાય. કોષ કરનારાઓએ આ દિશામાં નજર નાખવી જોઇએ.

# એક પ્રસ્તાવના

આપણા પ્રાન્તની સેવા કરવાનો મને કાંઇક સમય મળે તે માટે હું "સેન્ટ્રલ હિન્દુ કૉલેજ"ના પ્રિન્સિપાલના સ્થાન ઉપરથી નિવૃત્ત થયો. અને મને આશા હતી કે ગૂજરાતી સાહિત્યનાં નવાં વ્હેણનાં દર્શનમાત્રથી તૃપ્ત ન થતાં એમાં સ્નાનપાન કરવા જેટલો મને સમય મળશે. અને એજ આશાથી રા. ભાઈ જેહાંગીર દેશાઈને એમના કાવ્યસંગ્રહનો 'પ્રવેશક' લખી આપવાનું મ્હેં વચન આપ્યું હતું. પણ મને ખેદ થાય છે કે અત્યારે એ માટે જોઇતી ફુરસદ હું મેળવી શકતો નથી, અને તેથી મ્હેં લખવા ધારેલો 'પ્રવેશક' તે 'પ્રસ્તાવના'ના બે બોલનું જ રૂપ લે છે. આ માટે હું કર્તાની તેમજ સહૃદય વાચકોની ક્ષમા માગું છું.

'પ્રવેશક' એટલે ગ્રન્થના દ્વાર ઉઘાડીને ગ્રન્થના હૃદયમાં વાચકને પ્રવેશ કરાવે તે અને 'પ્રસ્તાવના' એટલે ગ્રન્થ વિષે થોડાક સામાન્ય વા રોચક શબ્દો લખી એને આગળ ધરે તે. મ્હેં આ સંગ્રહ પ્રતિ પહેલું નહિ પણ માત્ર બીજુંજ કર્તવ્ય કર્યું છે.

આજ સુધી હિન્દુ ગૂજરાતી વાચકોને હાથે, બલ્કે હિન્દુ ગૂજરાતી સાક્ષરોને હાથે પણ—માત્ર કેટલીક ગણીગાંઠી વ્યક્તિઓને બાદ કરતાં—'પારસી ગૂજરાતી'ને અન્યાય થયો છે એમ કબૂલ કરવું પડશે. 'પારસી ગૂજરાતી'ની અશુદ્ધિઓ અને એની શૈલીમાં અંગ્રેજીમાંથી થતા વિચિત્ર અનુવાદ જોઈ ઘણા હિન્દુભાઇઓ હસે છે, અને કેટલાક તો ઘડી રમૂજ મેળવવા જ પારસીઓનાં ગૂજરાતી લખાણ વાંચે છે. અશુદ્ધિ અને વિચિત્રતા જોઈ હસવાનો અને એ રીતે રમૂજ મેળવવાનો સહુને હક છે. પણ તે સાથે ઉપકાર માનવાની ફરજ પણ સ્હામી ઉભી છે, અને એ તરફ ધ્યાન દેતાં, આપણા પારસીભાઈઓનો ઉપકાર માનવાનાં થોડાં કારણ આપણી નજરે પડતાં નથી. રાજ્યવેપાર વગેરે પ્રદેશની સેવા વિષે કહેવું અત્રે

અપ્રાસંગિક ગણાશે પણ કેવળ સાહિત્યના ક્ષેત્રનો વિચાર કરતાં પણ કહેવું પડશે કે ગયા સંવત્સરશતકના આપણા ઉત્થાનકાળમાં વર્તમાન-પત્રના પ્રકાશનદ્વારા પારસી કોમે કરેલી સેવા આપણા સાહિત્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય છે! એમ કહીએ તો ચાલે કે પશ્ચિમ સાથેના આપણા સંબન્ધના આદિકાળમાં પશ્ચિમની વિદ્યાના તેજને દર્પણવત્ ઝીલનાર અને પ્રજામાં ચોતરફ પ્રસારનાર આપણા પારસી-ભાઈઓ જ હતા.

પણ દોષ સ્હામે ગુણ મૂકીને જ રુચિ ઉત્પન્ન કરવી પડે એવું આ પુસ્તક નથી. હિન્દુ ભાઈઓને પણ ભાષાશુદ્ધિનો આદર્શ બતાવે એવી રા. ખબરદારની કૃતિઓ છે એ જાણીતું છે, અને અમને આજ લખતાં આનંદ થાય છે કે રા. જેહાંગીર દેશાઈનું આ પુસ્તક ભાષા-શુદ્ધિની કસોટીએ રા. ખબરદારની કૃતિઓથી ઊતરતું નથી.

હવે કવિતા જોઇએ. રા. જેહાંગીર દેશાઈનું કવિત્વબળ રા. ખબરદારના જેટલું છે એમ કહેવામાં તો અતિસ્તુતિ થશે, પરંતુ આ સંગ્રહમાં પ્રસિદ્ધ થએલાં કેટલાંક કાવ્યો ઊંચા પ્રકારનાં છે, અને ગૂજરાતના કોઇ પણ કવિની કલમને શોભાવે એવાં છે એમ કહેવામાં હરકત નથી.

કવિએ પુસ્તકનું નામ '**ચમકારા**' રાખ્યું છે. ઘણું કરી એમ સૂચવવા માટે હશે કે એમાં કોઈ સ્થિર સૂર્યનો પ્રકાશ નથી. પણ ક્ષણિક વિદ્યુતના ઝબકારા છે. આમ નામ રાખવામાં કવિની નમ્રતા પ્રકટ થાય છે, પરંતુ એમ કરવાની જરૂર નથી. વસ્તુતઃ વર્તમાન યુગની કવિતામાં મ્હોટે ભાગે સૂર્ય કરતાં વિદ્યુતનું સામર્થ્ય વિશેષ હોઈ, એ પ્રકારની કવિતા રચવામાં યુગધર્મનું જ પાલન થાય છે. આ સમયે મને પંદર વર્ષ ઉપર અમદાવાદમાં ભરાએલી સાહિત્ય પરિષદ્‌માં કવિવર રવીન્દ્રનાથ ટાગોર પધાર્યા હતા તે વખતની મોગલ-સરાઈથી મુંબાઈ જતાં ટ્રેઇનમાં એમની સાથે થએલી એક વાત

યાદ આવે છે. રસ્તામાં ટ્રેઇનની એક બાજુએ ખેતરમાં કૂદતું દોડતું હરિણોનું એક ટોળું નજરે પડ્યું. તે ઉપરથી કવિવરને એક વિચાર સ્ફુરી આવતાં એમણે કહ્યું:'આપણા હાલના યુગમાં હરણાં જેવી કવિતા-(Lyrical Poetry)નું કામ છે, હાથીઓના યુગ (Epic Poetry) વહી ગયા.' મારા મનમાં વિચાર આવ્યો આ ઇષ્ટતાની દૃષ્ટિએ ભલે સંપૂર્ણ સત્ય ન હો, પણ વાસ્તવિકતાની દૃષ્ટિએ તો યથાર્થ જ છે. આપણી વર્તમાન કવિતા ઘણી ખરી ન્હાનાં ન્હાનાં કાવ્યોની ભરેલી છે–જો કે એમાં અત્યારે નાટકોએ–વિશેષતઃ સિનેમા માટે લખાએલાં નાટકોએ સ્થાન લેવા માંડ્યું છે, પણ હજી આની શરૂઆત છે. સંગીતકલ્પ કાવ્ય ( Lyrical Poetry ) જેનું પચાસ વર્ષ ઉપર પ્રસિદ્ધ થએલી રા. નરસિંહરાવની 'કુસુમમાળા'એ પ્રથમ દર્શન કરાવ્યું હતું એ હજી પણ આપણી કવિતાના લાક્ષણિક યુગધર્મરૂપે ચાલુ છે.

રા. જહાંગીર દેશાઈએ આ સંગ્રહનાં કાવ્યો પાંચ વિભાગમાં વ્હેંચ્યાં છેઃ 'ચિન્તન', 'સ્પન્દન', કુન્દન', 'મન્થન' અને 'વન્દન': એમાંનાં કેટલાંક ઉપર કહ્યું તેમ પ્રથમ પંક્તિનાં છે: ઉદા૦ 'ઊંડાં ઝરણ', 'ઉન્હાં હૃદય' ઇત્યાદિ. 'ઇત્યાદિ'માં 'ગરજો વીર! ગરજો વીર!', 'ધન વીર નાર! ધન વીર નાર!', 'ભારતનો મુક્તિ સંગ્રામ' વગેરે અનેક વીરરસથી ભરેલાં અને ઉચિત શૈલીમાં રચાએલાં–રા. ખબરદારની કવિતાનું સ્મરણ કરાવતાં–કાવ્યોનો સમાવેશ થાય છે. એ જ વર્ગમાં દેશભક્તિનાં ઊંડાં અને તીવ્ર ભાવથી ઊભરાતાં 'મરવું તો ગૂજરાતે', 'લોહીનાં આંસુ' આદિ કાવ્યો આવે છે. એથી જુદી જ ભાતનું, પણ યૌવનબળ, સાદાઈ અને સૌન્દર્યની ( વર્ડ્ઝવર્થ જેવી ) અદ્‌ભુત રસિકતાથી ચીતરાએલું–'પારસી પનીહારીને' એ કાવ્ય પણ ઉત્તમ કાવ્યની કોટિમાં સહેલાઈથી મૂકી શકાય છે.

આ કવિના હૃદયમાં ‘ હું હિન્દુ, તું મુસલમાન, તે પારસી ’ એવા ભેદનો છાંટો નથી, અને તેથી ‘ રાસના રસિયાનું રહસ્ય ’ સમઝવામાં એમને વાર લાગી નથી.

કવિને હિન્દના અને ગૂજરાતના મધ્યકાલીન ઇતિહાસનું સારૂં જ્ઞાન છે; ‘ સ્ત્રીનો પ્રભાવ ’ એ કાવ્યમાં પ્રાચીન ઇતિહાસ અને પુરાણનો એમનો પરિચય પણ જણાઇ આવે છે. વર્તમાન ભારતના ઉત્થાનના સૂર પણ કવિએ એમની ઉરતન્ત્રીમાં પૂરેપૂરા ઊતાર્યા છે: ‘ વન્દન ’ વિભાગ મહાત્મા ગાંધીજીના જીવનના—ખાદી, હિન્દુ મુસલમાન સંપ, ‘ હરિજન સેવા ’ આદિ સબળા સંદેશથી શોભી રહ્યો છે. પણ રા. જેહાંગીર દેશાઈ પારસી છે એ વિશિષ્ટતાનું દર્શન કરવું હોય તો એમના લાક્ષણિક આનન્દી પારસી સ્વભાવથી લખેલાં એમનાં ‘ ચહાદેવીનાં સ્તુતિસ્તોત્ર ’, ‘ કવિની કથની ’, ‘ ફોઇનો લાડકવાયો ’ વાંચશો તો આ સંસાર રૂપી ‘ આંસુની ખીણ ’ માં પણ બે ઘડી નિર્દોષ આનન્દમાં જીવન ગાળી શકશો.

[ વસન્ત: વર્ષ ૩૫, અંક ૧; માઘ, સં. ૧૯૯૨ ]

# લોકગીત

રા. ઝવેરચંદ મેઘાણીએ અને રા. ગોકુળદાસ રાયચુરાએ એકઠાં કરેલાં કાઠીઆવાડનાં લોકગીત આપણા પ્રાન્તમાં સુપ્રસિદ્ધ છે. એ ઉપરાંત આપણી કેટલીક જ્ઞાતિમાં લગ્ન–જનોઈ વગેરે શુભ પ્રસંગે ગવાતાં ગીતોના સંગ્રહ પણ સ્વર્ગસ્થ બાળાબ્હેન, રા. નવનીતરાય વગેરેએ ઘણા વખત ઉપર બહાર પાડ્યા છે. એ સર્વમાં હાલમાં રા. જગજીવન બધેકાએ પણ સારો ઉમેરો કર્યો છે. આવો યત્ન બીજા પ્રાન્તોમાં પણ થયો છે. હિન્દી લોકગીતનો એક મ્હોટો સંગ્રહ સંયુક્ત પ્રાન્તમાં થએલો છે, એમાંનાં ઘણાં ગીતોમાં કાવ્યત્વ પણ બહુ ઊંચા પ્રકારનું અમે જોયું છે. બંગાળામાં અને મહારાષ્ટ્રમાં પણ એવા સંગ્રહ ઘણું કરીને થયા છે. જો કે હજી અમે એ જોયા નથી. તામિલ વગેરે બીજી ભાષાઓનું તો આપણને સંપૂર્ણ અજ્ઞાન છે. મૂળ એ ભાષાઓ ભાષા તરીકે સંસ્કૃતમાંથી જન્મી નથી, પણ સંસ્કૃત આર્યસંસ્કૃતિની દ્રવિડદેશમાં પણ પુષ્કળ અસર હોવાને લીધે એનું સાહિત્ય અન્ય પ્રાન્તોના સાહિત્ય સાથે બન્ધુતા ધરાવે છે એ જોતાં એ ભાષાઓમાં પણ લોકગીત હશે જ. અને એનો સંગ્રહ થયો હોવો જોઇએ એ સંભવિત છે. હાલમાં અમે મારવાડનાં "ગ્રામ ગીત"નો ( લગભગ હિન્દીભાષામાં ) એક સંગ્રહ જોયો, એમાં પૂર્વોક્ત સંગ્રહોના પ્રમાણમાં ગીત સંખ્યા થોડી છે, પણ સંગ્રહકાર કહે છે કે હિન્દી પ્રેમીઓની રુચિ આ ગીતો ઉપર જોવામાં આવશે તો પોતે મ્હોટો સંગ્રહ બહાર પાડશે.

ઉપર જણાવેલા ઘણા સંગ્રહ જોયા પછી અમને એક વિચાર આવે છે કે એ સર્વનો એક તુલનાત્મક અભ્યાસ ( Comparative study ) ન થઈ શકે? જરૂર થઈ શકે અને તે માટે ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ કે ફૉર્બ્સ સભા જેવી સંસ્થાને સવિનય પણ દૃઢ આગ્રહપૂર્વક અમારી વિનંતિ છે કે સારૂં પારિતોષિક આપી એકાદ ઉત્સાહી વિદ્વાન પાસે એ કાર્ય કરાવવું. આ "લોકગીત" કે

"ગ્રામગીત"ના વિશાળ અભિધાનની છાયા તળે વિવિધ પ્રકારનાં ગીતોનો–કાવ્ય મુક્તકનો પણ–સમાવેશ થએલો જોવામાં આવશે. એવાં મુક્તક હેમચન્દ્રના વ્યાકરણના અપભ્રંશ પ્રકરણમાં પણ ઉદાહરણ રૂપે આવે છે. આ સર્વની સહાયતાથી તે વખતની આપણા જનસમાજની સ્થિતિ, આપણી જનતાના શોખ, એના હૃદયના ભાવ આદિ ઘણું જાણવાનું મળે છે. આપણી સાહિત્યસંસ્થાઓએ ઘણાં વર્ષથી પાડી મૂકેલા ચીલામાંથી નીકળી હવે કાંઈક નવીન માર્ગે ચઢવા યત્ન કરવો જોઈએ. એવા માર્ગો અનેક છે. પરંતુ અમે અહીં જે કહેવા માગીએ છીએ એના મૂળમાં તત્ત્વ રહેલું છે તે એ કે–હવે આપણે ગૂજરાતી સાહિત્યના અભ્યાસ માટે કેવળ ગૂજરાત ઉપર જ દૃષ્ટિ રોકીને બેસીએ એ ચાલે એમ નથી. આજકાલ જ્યારે આપણા રાજકીય આન્દોલનના તાર ક્ષણ વારમાં આખા દેશમાં સરખા સ્વરથી ઝણઝણી ઊઠે છે ત્યારે ઉચિત છે કે આપણી પ્રાન્તિક ભાષાઓ પોતાનું વિશિષ્ટ સ્વરૂપ ત્યજ્યા વિના એક બીજાને સારી રીતે ઓળખતી થાય. ગૂજરાતી ભાષાન્તરદ્વારા બંગાળી મરાઠી અને હિન્દી સાહિત્યનો–ખાસ કરીને નવલકથાઓનો પરિચય ઘણા ભાષાન્તરકારો આપણને કરાવે છે. પણ અમે માગીએ છીએ તે એ કરતાં બહુ વધારે અને ઊંચું છે. હવે તો આ જુદી જુદી ભાષાઓના અને એમના સાહિત્યના સામ્ય-વૈષમ્યનો અભ્યાસ શરૂ કરી, એને દિવસે દિવસે વધારી, સહુના વૈશિષ્ટ્ય અને અદ્વૈતનો અનુભવ આપણે આ નવા જમાનામાં પ્રાપ્ત કરવો જોઈએ. અર્ધી સદી ઉપર અમુક અંગ્રેજ વિદ્વાનોએ ગૌડ ભાષાઓનું દ્રાવિડ ભાષાઓનું અને હિન્દુસ્થાનની આર્ય ભાષાઓનું—એવાં તુલનાત્મક વ્યાકરણો રચ્યાં ત્યાર પછી આજ સુધી આપણે કાંઈ જ કર્યું નથી. એ અંગ્રેજ વિદ્વાનોનાં પુસ્તકોમાં ભૂલો ઘણી છે. અને આપણી ભાષાના આપણા અધિક પરિચયને લીધે એ આપણે બતાવી પણ શક્યા છીએ. હવે એ સમય આવી પહોંચ્યો છે કે જ્યારે આપણા વિદ્વાનોને હાથે આપણે આ કાર્ય કરાવીએ. આ જ રીતે, ગૂજરાતીનો કોષ તૈયાર

કરાવવાની જ્યારે વાત થાય છે ત્યારે અમને તો એકલી ગૂજરાતીના શબ્દસંગ્રહ કરતાં પણ અધિક મહત્ત્વનો એક તુલનાત્મક કોષ લાગે છે જેમાં ગૂજરાતી શબ્દ સાથે બીજી પ્રાન્તીય ભાષાના સમાન-મૂલક અને એ ન મળે ત્યાં ભિન્નમૂલક શબ્દો પણ આપ્યા હોય.

આ જાતનાં કાર્ય જાહેર સંસ્થાઓ જ કરાવી શકે, જેની પાસે ધન અને બીજી સાધનસામગ્રી પૂરતી હોય. ન હોય તો તે સંપાદન કરવાની સંસ્થાઓની ફરજ છે. આપણા યુવક વિદ્યાર્થીઓની વિદ્યા-દ્વારા દેશસેવા કરવાની રુચિ કૉલેજમાંથી જ ઉત્પન્ન કરવામાં અને કેળવવામાં આવી હોય તો આ જાતનાં કામ કરવામાં એમના તરફથી કેટલીક સહાયતા મેળવી શકાય.

પ્રસંગવશાત્ ઉપર જણાવેલા તુલનાત્મક અભ્યાસના ઉલ્લેખ-માંથી અમને “એક કાંકરે બે પક્ષી પડે” વાળી કહેવતનો આ પત્રમાં પૂરજોસથી ચાલતો વિવાદ યાદ આવે છે. એ વિવાદમાંથી એક સારું ફળ એ થયું છે કે આ સામ્યના પ્રસંગમાં ક્યાં સંબન્ધ માનવો, ક્યાં માનવાની જરૂર નહિ ઇત્યાદિ સિદ્ધાન્તની મર્યાદા વિષે શાસ્ત્રીય વિચાર થયો; એટલું જ નહિ, પણ ભિન્ન ભિન્ન સ્થળનાં સમાન વાક્યો પણ થોડાંક એકઠાં થયાં. આ ચર્ચા સફલ રીતે આગળ ચલાવવાની કોઇની ઇચ્છા હોય તો તેમને પિષ્ટપેષણ ન કરતાં એક સૂચના અમલમાં મૂકવા વિનંતિ છેઃ અમને ૧૮૯૦ના અરસામાં—બે ચાર વર્ષ અગાઉ કે એક બે વર્ષ પછી—‘નાઇનટીન્થ સેંચરી’માં પ્રો. મેક્સમૂલરે લખેલો એક લેખ અમે વાંચેલો તે યાદ આવે છે. એ લેખમાં પ્રો. મૅક્સમૂલરે સંસ્કૃત અને બીજી ભાષાઓનાં પરસ્પર મળતાં કેટલાંક વાક્યો એકઠાં કર્યાં હતાં. એમાંનું એક વાક્ય અત્યારે અમને યાદ છે. “સમુદ્રમાં જેમ એક કાષ્ઠ કાષ્ઠનો સંયોગ કેવળ આકસ્મિક રીતે થઈ આવે છે તેમ સંસારમાં પ્રાણી પ્રાણીનો સંબન્ધ થાય છે.” એ સુભાષિતને મળતું બીજી એક ભાષામાં સુભાષિત છે.

[ વસન્ત : વર્ષ ૩૧, અંક ૩; આશ્વિન, સં. ૧૯૮૮ ]

## *પુસ્તક–સંગ્રહ

જેમ સુથાર–લુહારને એમનાં કારખાનાં હોય છે, તેમ વિદ્યા-રસિક પુરુષોને એમની લાઇબ્રેરિ છે. સુથાર–લુહારને ઓજારની પેટી લીધા વિના ચાલે તો શિક્ષકને સારા પુસ્તક–સંગ્રહ વિના ચાલે, છતાં એવા ઘણા શિક્ષકો જોવામાં આવશે કે જેમની પાસે પોતાનાં પુસ્તકોનો સંગ્રહ નથી, તેમજ જેમની સમીપમાં પોતે વાપરી શકે એવી કોઈ ખાનગી કે સાર્વજનિક લાઇબ્રેરિ પણ નથી. બીજા કેટલાક એવા પણ નજરે પડશે કે જેઓને સાર્વજનિક લાઇબ્રેરિમાંથી સારાં પુસ્તકો મળી શકે એવું હોય છે, છતાં એનો લાભ લેતા નથી. કેટલાક શિક્ષકો પાસે પોતાના કામ માટે જોઇતી ટેક્સ્ટ (ચાલુ–નિયમેલી) બુકો જ હોય છે, અને આપણા દેશમાં તો કેટલાક પાસે એ પણ હોતી નથી. શિક્ષકો કહેવાતા ઘણા જનો પાસે માત્ર સ્કૂલ-બુકો (સાધારણ નિશાળોમાં ચાલતી ચોપડીઓ) જ હોય છે, અને એમાં પણ વિશેષ શોધ કરતાં જણાશે કે કેટલીક વાર એ પણ એના કર્તા તરફથી અભિપ્રાય માટે જ કોઇક દિવસ માસ્તર સ્કૂલમાં દાખલ કરી આપશે એવી આશાથી ભેટ આપવામાં આવી હોય છે. છતાં આ શિક્ષકોને આપણે 'સાહિત્યના વિસ્તારની આવશ્યકતા', 'વિદ્યાને ઉત્તેજનની જરૂર' ઇત્યાદિ વિષયો ઉપર છટાદાર ભાષણો આપતા જોઈએ છીએ. તપાસ કરી હોય તો એમ પણ જણાઈ આવે કે શેક્સ્પિયર મિલ્ટનનાં માત્ર ભવ્ય–નામો જ તેઓ જાણે છે. આપણે ત્યાં વેદ, મહાભારત, શાંકરભાષ્ય, પ્રેમાનંદનાં કાવ્યો વગેરેનાં વખાણ કરતા ઘણા જણ મળશે. પણ એ તરફ દૃષ્ટિ ફેરવવા પોતે લેશભાર પણ તસ્દી કોઇકે જ લીધી હશે.

તમે કહેશો 'એ તો પૈસાદારનું કામ છે. પુસ્તકો ખરીદ કરીએ એટલી અમારી શક્તિ નથી.' પણ ખરેખરૂં કહેજો કે થોડીએક

---

* જેમ્સ બૉલ્ડ્વિનના એક અંગ્રેજી લેખને અનુસરીને.

સારી ચોપડીઓની જેટલી કિંમત પડે એ કરતાં ઘણું ઘણું વધારે તમે બીજી ચીજો—અને તે પણ તદ્દન નકામી એવી ચીજો—ઉપર નથી ખરચતા ? પુસ્તકો ઉપર એકદમ બહુ ખર્ચ કરવું પડે છે એમ હોતું નથી; અને એનો બદલો તો તમારા સારાસાર વિવેક અને ખરા હૃદયના ભાવના પ્રમાણમાં જોઈએ તેટલો લેવો તમારા હાથમાં છે. સારા પુસ્તકસંગ્રહથી તમારી સામાજિક સ્થિતિમાં સુધારો થશે એમાં તો શું જ આશ્ચર્ય, પણ એથી તમારા જીવનનો આનન્દ વધશે અને બીજાને ભલું કરવાની તમારામાં અધિક યોગ્યતા આવશે.

તમારી લાઇબ્રેરિમાં ત્રણ પ્રકારનાં પુસ્તકો સંગ્રહવાં જોઈએ: એક તો તમારા ધન્ધાને લગતાં, જેને તમારા ધન્ધાનાં ઓજાર કહીએ તો ચાલે; બીજાં, તમે શોખથી પસંદ કરેલા વિષયને લગતાં, જેને તમારા મિત્ર, સોબતી અને સલાહકાર લેખી શકાય. ત્રીજાં, તમને તમારા જીવનનો ઉદ્દેશ સમઝાવનાર અને અનુભવમાં લાવી આપનાર, જેને તમારા ગુરુરૂપે ગણી શકાય. આ પુસ્તકો અમુક જ હોવાં જોઈએ એમ હું કહેવા માગતો નથી. પણ એટલું તો કહું છું કે જો પચાશેક—અરે, ત્રીશેક—પણ સારાં પુસ્તકો પસંદ કરીને રાખવામાં આવે તો એ અમૂલ્ય ધન થઇ પડે, અને તમારી આખી જીંદગી પર્યંત તમને સારી રીતે આનન્દ આપી શકે; પણ જો તમારી પસંદગી ખરાબ થાય, તો હજારો રૂપીઆ ખર્ચો અને આડોઅવળો કચરો એકઠો કરો, પણ એથી કાંઈ જ લાભ થવાનો નહિ, એ ભારરૂપ થઈ, ઉલટી હાનિ થવાની.

આ બાબત રસ્કિને બહુ સારી સલાહ આપી છે. એ કહે છે કે "હું દરેક જુવાન માણસને આગ્રહપૂર્વક કહું છું કે તમારે યોગ્ય અને ડહાપણ ભરેલી રીતે ઘર માંડવું હોય તો શરૂઆતથી જ, ઘરખર્ચમાં ખૂબ કરકસર કરીને પણ, થોડીક ઉપયોગી ચોપડીઓ ઘરમાં વસાવવી—અને પછી આખી જીંદગી તમારે એમાં ધીમે ધીમે પણ કાયમ રીતે વધારો કરતા જવો. અને તમારા બધા ફ્રાનચરમાં

તમારી એ ન્હાની સરખી લાઇબ્રેરિને સૌથી વધારે કાળજીપૂર્વક સુશોભિત રાખવી. દરેક પુસ્તકને પોતપોતાનું નક્કી સ્થાન આપી મૂકવું. અને બાળકોને પહેલામાં પહેલું એ જ શીખવવું કે એમનાં ન્હાનાં ન્હાનાં પુસ્તકોનાં પાનાં કેવી સફાઈથી ફેરવવાં કે જેથી એ ફાટે કે વળે નહિ."

હેન્રી વૉર્ડ બીચર પણ એજ વાત ભાર મૂકીને કહે છે. એ જણાવે છે કે "જેમને આ દુનીઆમાં નહિમાંથી કંઈ થતાં થતાં જીવનની નીસરણીએ ચઢવા મથવાનું છે, તેમણે સારી સારી ચોપડીઓનો ન્હાનો સંગ્રહ રાખવો અને એમાં દિનપરદિન વધારો કરતા જવું એ જરૂરનું છે. "પ્રતિવર્ષ વધતી જતી ન્હાની લાઇબ્રેરિ એ દરેક માણસના ઇતિહાસમાં એક માન આપે એવી બાબત છે. પુસ્તકો રાખવાં એ દરેકની ફરજ છે. લાઇબ્રેરિ એ વધારે પડતો ઉપભોગ નથી પણ જીવનની એક જરૂરિયાત છે."

આપણે જમણવારમાં કેટલા બધા પૈસા ખરાબ કરીએ છીએ! જો શરીરને ખોરાક જોઈએ, તો મનને કેમ ન જોઈએ? છતાં ઘણા માણસો ચોપડીવાળાની દુકાને ભૂલેચૂકે ચઢ્યા અને એક સારી ચોપડી જોઈ, તો એ લેતાં કેટલી બધી આનાકાની કરે છે! જેમણે ભૂખ વેઠીને અને ભાર ઊપાડીને પણ પુસ્તક ઉપર ખર્ચ કરેલું, એવા માણસો દુનીઆમાં થયા છે, અને પરિણામે એમનેજ ખરો લાભ થયો છે. આપણામાંના ઘણાખરાને તો આટલી બધી મુશીબત વેઠવી પડે એમ નથી જ. છતાં કદાચ વેઠવી પડે તો પણ શું? શ્રમ અને કરકસર કરીને મેળવેલી ચીજ જ ખરી કિંમતી અને વ્હાલી લાગે છે એ ભૂલવાનું નથી.

એક વિદ્વાન કહે છે લાઇબ્રેરિનો ખરો માલિક એજ કે જેણે દરેક પુસ્તક પ્યારથી ખરીદ્યું છે, અને જે આનન્દથી કહી શકે છે કે 'આ રહ્યાં મારાં રત્નો, મારો ઉત્તમોત્તમ ખજાનો......પરમેશ્વરે મને જે બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ આ.' પુસ્તક ઉપરના એના

પ્રેમના પ્રમાણમાં તો એ લાઇબ્રેરિ કાંઈ જ નહિ હોય, છતાં એ માણસ એના સાધનના પ્રમાણમાં કેટલું સંપાદન કરી શક્યો છે એ એમાંથી જણાશે. એની ઘરખર્ચની કરકસર સમઝાશે, અને એ સુવર્ણકણો એકઠા કરવાને એ કેટલો ઇન્તેજાર છે અને વખત આવ્યે તેમ કરવા એ કેવો ચૂકતો નથી એ સિદ્ધ થશે. આવી લાઇબ્રેરિ ઊભી કરનાર પુરુષે તો દરેક ઇંટ જોઈ તપાસી એનું મંદિર બનાવ્યું છે એમ કહીએ તો પણ ચાલે.

જગત્‌ના સાહિત્યનાં ઉચ્ચમાં ઉચ્ચ રત્નો પણ ગરીબમાં ગરીબ માણસ ખર્ચી શકે એટલી કિંમતે હાલ મેળવી શકાય છે. સરસ્વતીના ઉપવનવાસી કવિ કોકિલો પણ આપણી ઓરડીમાં મધુરરવે ગાઈ આપણને આનંદ આપે છે. શેકસ્પિયર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ, બેકન, બન્યન, ગેટે, હોમર, વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ, તુલસી-દાસ, શંકરાચાર્ય આદિક જગપ્રસિદ્ધ ગ્રન્થકારોને—અને તેની સાથે જગત્‌ને અજ્ઞાત જેવા પણ આપણને કાંઈક કારણસર ગમતા એવા એક બે લેખકોને—આપણી લાઇબ્રેરિમાં ગોઠવાએલા જોઈ કેવો આનંદ આવે છે ! એમની સાથેના સહવાસ અને વાતચીતથી આપણે જરૂર વધારે જ્ઞાન ડહાપણ અને ઉચ્ચતા પામીએ, આજ કરતાં કાલે વધારે સારા થઈએ એમાં શો સંશય ?—એનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ એ તો ખરૂંજ છે.

જૉન બ્રાઇટ બર્મિંગહામની ધર્માદા લાઇબ્રેરિ ઉઘાડતી વખતે આ પ્રમાણે બોલ્યા હતા: “ તમે તમારા ઘરમાં કિંમતી ચિત્રો ઘરે-ણાંઓ અને એવાં જ પ્રસાધનો ભલે રાખો, પણ મને તો લાગે છે કે પુસ્તકોથી સારી રીતે ભરેલી એક ઓરડી એ સર્વ શોભાઓ કરતાં વધારે સારી. પુસ્તકના સમૂહ આગળ ઊભા હોઇએ તે વખતે દીલ-ગીરી માત્ર એટલી જ થાય છે કે ‘અરે ! આપણું જીવન આટલું ટુંકું છે, આપણામાં શ્રમ અને ખંત થોડાં છે, અને વાંચવાનું

આટલું બધું છે!' ગરીબ માણસના ઘરમાં એક ન્હાની સરખી લાઇબ્રેરિ એક અમૂલ્ય ખજાનો છે, જીન પૉલ રિષ્ટર મ્હોટી લાઇબ્રેરિ જોઈ હમેશાં શોકનિમગ્ન થતો–કારણ કે એ જોઈ એને એના અજ્ઞાનનું ભાન થતું. જ્યોર્જ ડૉસન નામના એક વિદ્વાને પણ બર્મિંગ્હામમાં કહ્યું હતું કે "લાઇબ્રેરિ એ જીવનના ઉત્તમ ભાગને બળ આપનાર અને અધમ ભાગને દૂર કરનાર વસ્તુ છે. જનસમાજની અડધી નિન્દા અને કુથલી મટી જાય, જો લોકો વાંચવા જેવાં પુસ્તકો વાંચવામાં ગૂંથાય તો." એ ઇગ્લાંડના એક મધ્યમ વર્ગના કુટુંબ વિષે જેવું કહે છે, તેવું જ આપણા દેશમાં તો ઉત્તમ વર્ગના કુટુંબ વિષે પણ કહી શકાય કે એમને ઘેર પરોણા થાઓ તો તમને છપરપલંગ અને મશરૂની તળાઇ અને શીખંડપૂરી મળશે, પણ સારાં સારાં ઉપયોગી પુસ્તકોમાંથી ભાગ્યે જ એક પણ તમારા જોવામાં આવશે. અમુક મહાન પુરુષ ક્યારે થયો એ વિષે ભાગ્યેજ વાત નીકળશે, પણ જો નીકળી તો એ નક્કી કરવાને માટે જોઈતું એક પણ પુસ્તક હાજર નહિ હોય. પુસ્તકો સંગ્રહવાનો અને પ્રેમથી વાંચવાનો જો આપણામાં શૉખ વધે તો આપણું જીવન કેટલું બધું ઉત્કૃષ્ટ અને આનન્દી થાય!

હું મારી લાઇબ્રેરિમાં પેસું છું અને એક તરફ જોઉં છું તો સૃષ્ટિ ઉત્પન્ન થતી અને વિકસતી નજરે પડે છે, બીજી તરફ પ્રાચીન મહર્ષિઓનાં આશ્રમપદો અને એમનું અલૌકિક અને ભવ્યજીવન ઉપસ્થિત થાય છે. ઘડીમાં પિરામિડ બંધાતા દેખાય છે, ઘડીમાં ફ્રેન્ચ રેવોલ્યુશનનો અદ્‌ભુત ખળભળાટ સંભળાય છે, અને ઘડીમાં શિવાજીનાં પરાક્રમો નજર આગળ ઊભાં થાય છે. એક તરફ ઇજિપ્ત ઍસીરીઆની દેવપૂજાઓ, અને બીજી તરફ અમેરિકાના ઇન્ડીઅન લોકોનું જીવન પ્રત્યક્ષ જોઉં છું. એક તરફ, આત્માના ગૂઢ પડો એક પછી એક ઊકેલાતા દેખાય છે, બીજી તરફ નાસ્તિકોના ધૃષ્ટ સિદ્ધાન્તો પ્રતિપાદન થતા સંભળાય છે. એક તરફ અકબરની ધર્મસભાઓ,

બીજી તરફ સોક્રેટિસનાં શિષ્યમંડળો, અને ત્રીજી તરફ બુદ્ધદેવના વિહારો નજર આગળ તરે છે. ક્ષણવારમાં ડૅન્ટિનાં સ્વર્ગનરકો, ક્ષણવારમાં બાણનો ગન્ધર્વલોક, ક્ષણવારમાં શેકસ્પિયરે દેખાડેલું આ જગત્, ક્ષણવારમાં ગેટેનું તત્ત્વજ્ઞાન અને ક્ષણવારમાં કાલિદાસનું સૌન્દર્યધ્યાન હૃદયને તલ્લીન કરે છે. ક્ષણવાર શંકરાચાર્યનો વૈરાગ્ય અને ક્ષણવાર વલ્લભાચાર્યનો રાસ આત્માને આકર્ષે છે, અને ઉભયનો સમન્વય *ભવભૂતિ કરે છે.

સરસ્વતીની ઉપાસના, સરસ્વતીની વાડીમાં વિહાર એ લોકમાં બ્રહ્મલોકનો અનુભવ કરાવે છે. એનો આનન્દ અનુપમ, અસીમ છે. પરન્તુ સ્મરણમાં રાખવાનું છે કે એનું ખરૂં પ્રયોજન જગત્‌ને છોડવામાં નહિ, પણ એને રસાન્તરમાં રસવામાં, નવીન દૃષ્ટિએ જોવામાં રહેલું છે.

[ સુદર્શનઃ પુ. ૧૬, અંક ૧૦; જુલાઈ, ઇ. સ. ૧૯૦૧ ]

---

* " एतत्तदेव हि वनं पुनरद्य दृष्टं यस्मिन्नभूम चिरमेव पुरा वसन्तः ।
आरण्यकाश्च गृहिणश्च रताः स्वधर्मे सांसारिकेषु च सुखेषु वयं रसज्ञाः ॥ "

# ‘ શું વાંચવું ’ ?

ગત અંકમાં લાઇબ્રેરિ ( પુસ્તકસંગ્રહ ) ની આવશ્યકતા અને એમાં ત્રણ વર્ગનાં પુસ્તકો રાખવા સંબન્ધી કેટલુંક કહેવામાં આવ્યું. પુસ્તકોના એ ત્રણ વર્ગ આપણે નીચે પ્રમાણે પાડ્યાઃ (૧) ધન્ધાને લગતાં, (૨) ખાસ શૉખના વિષયોને લગતાં, અને (૩) જીવનનો ઉદ્દેશ સમઝાવનાર તથા એને અનુભવમાં લાવી આપનાર એવાં. આમાંથી પ્રથમ બે વર્ગનો ઉપયોગ શી રીતે કરવો એ વિષે કાંઈ કહેવાની જરૂર નથી. પણ આ ત્રીજા વર્ગનાં પુસ્તકો—જેની સાધારણ રીતે બહુ ઉપેક્ષા થતી જોવામાં આવે છે—એની પસંદગી અને ઉપયોગ કરવાની રીત સંબન્ધી બે શબ્દો કહેવા જેવા છે.*

આ પુસ્તકોની પસંદગીમાં એક વાત એ સ્મરણમાં રાખવાની છે કે આપણે જેમ એક તરફ જીવનનો ઉદ્દેશ **સમઝવાનો** છે તેમ બીજી તરફ એ ઉદ્દેશને **અનુભવ**માં લેવાનો છે. જે ગ્રંથોમાં આ બંને કાર્ય સાધી આપવાની શક્તિ છે એ ઉત્તમ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ભાગવત, શ્રીમહાભારત અને શ્રીતુલસીકૃત રામાયણ આદિ ગ્રન્થો, તથા અત્રત્ય અને પાશ્ચાત્ય મહાન પુરુષોના ઉપદેશો અને જીવનચરિત્રો એ આ પ્રકારમાં આવે છે. કેટલાક ગ્રન્થોમાં માત્ર જીવનનો ઉદ્દેશ સમઝવાની જ શક્તિ છે—કેટલાંક પાશ્ચાત્ય અને અત્રત્ય તત્ત્વવિચારનાં પુસ્તકો, જેવાં કે કાન્ટ, હેગેલ, સ્પેન્સર, તેમજ વેદાન્તાદિ દર્શનોનાં સૂત્રો, ભાષ્યો, વાર્તિકો અને સંગ્રહગ્રન્થો એ આ વર્ગમાં પડે છે. ત્રીજો વર્ગ અત્રત્ય અને પાશ્ચાત્ય ઉત્તમોત્તમ કાવ્યોનો બનેલો છે—અને એમાં જે કાવ્યો અને નાટકોનો સ્પષ્ટ

---

* ઘણાકે અમને પૂછ્યું છે કે ‘ અમે પંચીકરણ, પંચદશી, શાંકરભાષ્ય વાંચ્યાં. હવે અમારે શું વાંચવું ? ’ આ લેખમાં અધ્યાત્મવિષયના અભ્યાસ માટે પુસ્તકોની પસંદગી કેમ કરવી એ બતાવવામાં આવશે. આગળ ઉપર એ કેમ વાંચવાં એ વિષે બે સાદા બોલ કહેવામાં આવશે.

ઉદ્દેશ ધાર્મિકતા પ્રેરવાનો છે એનો જ નહિ, પણ જેનું પર્યવસાન ધાર્મિકતામાં થાય છે એ સર્વનો સમાવેશ કરવાનો છેઃ શેકસ્પિયર મિલ્ટન ડૅન્ટિ તેમજ વાલ્મીકિવ્યાસાદિના કાવ્યખંડો આ વર્ગમાં આવે છે. જ્યાં સુધી જીવનનો ઉદ્દેશ સમઝવામાં આવ્યો નથી, ત્યાં સુધી કાવ્યો--નાટકો માત્ર હૃદયની લાગણીઓને ઉત્તેજવા અને પોષવા સહાયભૂત થાય છે—પણ કહી શકાય કે જીવનના ઉદ્દેશ ઉપર કાંઈક કાંઈક પણ વિચાર કર્યો શિવાય કોઇ પણ મહાન કાવ્ય કે નાટકનું હાર્દ સમઝવું, એનાં અનેક સૂત્રોમાં એકતા લાવનાર તત્ત્વ ગ્રહણ કરવું, અશક્ય છે. વળી જેમ એક તરફ જીવનનો ઉદ્દેશ સમઝાવનાર તત્ત્વ–ચિન્તનની જરૂર છે, તેમ બીજી તરફ એ વિચારનો આત્માને અપરોક્ષ અનુભવ કરાવી આપનાર કવિપ્રતિભાના પ્રસાદની પણ જરૂર છે. આ રીતે કવિતા ( Poetry ) અને તત્ત્વચિન્તન ( Philosophy ) ઉભયનો સમન્વય વસ્તુસાક્ષાત્કારમાં આવશ્યક છે. ‘ તત્ત્વચિન્તન વિના કવિતા આંધળી છે, કવિતા વિના તત્ત્વચિન્તન શુષ્ક છેઃ એક દૃષ્ટિપ્રદ છે, અને એક જીવનપ્રદ છે. એક લીલા તૃણને પણ જીવન તો છે, પણ દૃષ્ટિ નથી. મરતા મનુષ્યને દૃષ્ટિ તો છે, પણ જીવન નથી. ઉભય પૂર્ણ બળમાં હોય ત્યારેજ મનુષ્યનું મનુષ્યત્વ છે.

પુસ્તકની પસંદગીમાં ઘણું કરી **જગપ્રસિદ્ધ** ધોરણથી, તેમજ પોતાનો **અધિકાર** જોઈ—એટલે કે પોતાની સ્વાભાવિક રુચિ અને પોતામાં શી શી ખામીઓ સુધારવા જેવી છે એ બે વાત ઉપર લક્ષ રાખી—નિર્ણય કરવો ઠીક છે. જગતે જે મહાન તત્ત્વચિન્તક અને ધાર્મિક આત્માઓનાં નામ અમર થવા દીધાં છે તે અકારણ નથી. એમના વિચારમાં અને જીવનમાં પરમાત્માનો કાંઇક કાંઇક અવતાર હોય છે–અને સત્યનો દીપ પ્રજ્વલવામાં તેઓ બત્તી રૂપ હોય છે. માટ એમના વિચાર આચાર અને ઉચ્ચારમાં કાંઈક ને કાંઈક શીખવા જેવું મળવાનુંજ. પોતપોતાનો અધિકાર પણ વાચકે સ્મરણ-

માં રાખવાનો છે. એ અધિકાર બે પ્રકારનો જોવાનો છે: રુચિ અને ખામી બંનેને લઈને થતાં. કેટલાકનો આત્મા જ્ઞાન તરફ સ્હેલાઈથી વળે છે, કેટલાકનો ભક્તિ તરફ અને કેટલાકનો કર્મ, ધ્યાન, વૈરાગ્ય આદિ તરફ શીઘ્ર ચઢી જાય છે. આવે પ્રસંગે, જે વિષયમાં સિદ્ધિ મેળવવાની આત્માને વધારે અનુકૂળતા હોય તે તરફ પ્રયાણ કરવું ઠીક છે. કારણ, સર્વ માર્ગ પરિણામે એક માર્ગ થઈ, એક ઠેકાણે જ મળે છે. છતાં એ પણ ભૂલવાનું નથી કે આત્મા અખંડ એકરસ છે, અને એમાં જ્ઞાન ભક્તિ આદિ સર્વની સમતા હોવી જરૂરની છે. અને એ સમતા પ્રાપ્ત કરવા માટે જે તાજવામાં ન્યૂનતા હોય એમાં વખતોવખત કાંઈક કાંઈક ઊમેરો કરતા જવું જોઈએ. કેટલાક સર્વે માર્ગ જરા જરા ઉપાસતાં ચાલ્યા જાય છે, એમ ધારીને કે આ સમતા એજ સિદ્ધિનો માર્ગ છે. પણ ખરૂં જોતાં, જેમ કેટલાક વિદ્યાર્થીઓ પરચુરણ વિષયના જ્ઞાનવાળા, પણ સર્વ વિષયમાં કાચા અને એકે વિષયને પોતાનો કરી શકે નહિ એવા હોય છે, તેવા જ આ પુરુષો સમઝવા. ગમે તે એક વિષયમાં પણ ઉત્કૃષ્ટતા મેળવવી ઠીક છે. સર્વમાં ઉત્કૃષ્ટતા મેળવવી એ અતિ ઉત્તમ છે–પણ એ બની શકે એવું ન હોય તો સર્વમાં કાચા રહેવું તે કરતાં એક વિષયમાં પારંગત થઈ, અન્ય વિષયનું યથાશક્તિ જ્ઞાન સંપાદન કરવું આપણે માટે બસ છે. વિષય–પસંદગી પોતાના આત્માનું સ્વાભાવિક વલણ જોઈ કરવાની છે.

[ સુદર્શન પુ. ૧૬; અંક ૧૧; ઑગસ્ટ, ઇ. સ. ૧૯૦૧. ]

# ગ્રંથાવલોકન

## ૧. ભદ્રંભદ્ર*—

"It is a relief to turn from the malice and personal bitterness, 'the spleen and sour disdain' which lie at the heart of so much English satirical writing, to the hinting, gentlemanly satire of Joseph Addison. His was the criticism that only half says what it means, but is nonetheless effective. The most graceful of our social satirists does not sit in the seat of the scornful. *Hic tibi comis et urbanus liberque videtur.* This line, written by Horace, equally with that line written of Horace—*admissus circum præcordia ludit*—applies to Addison. It is in these gentle prose satires that the truest representation of the Horatian spirit is to be found. These essays correspond, far more really than Pope's 'Imitations,' to Horace's Causeries, his talks on the art of living, his sketches of life as he saw it. As with Horace, the purpose of his satire is general. The aim is not to gibbet individuals. He assails the follies, not the fools of the age. He tries to go fo the root of the matter. He will not, he says, be 'very satirical upon the little muff that is now in fashion,' but he applies his remedies to the seeds of every

social evil. When he attacks the vicious, he sets upon them in a body, and will not make an example of any particular criminal. He passes over a single foe to charge whole armies, and lashes not Lais or Silenus, but the harlot and the drunkard. Gifted with observation that is acute but not profound, and with a peculiar humour blended with wit, he depicts, without offence, by playful and subtle strokes of irony, the manners and habits, the faults and foibles of various classes of men. He never descends to mere caricature; as a critic he is tolerant, and never wounds by severity of sarcasm. Judging with coolness, he is, we feel, 'not dully prepossessed nor blindly right;' rather he shows himself 'modestly bold, and humanly severe.'

His delicate humour, the urbanity of his manner, and the gentleness of his rebuke lead almost unawares those whom he criticises to condemn what is ridiculous or unworthy. A more tolerant censor, a more genial and useful satirist never wrote. He is an exception to the rule one is too ready to frame, that the lash of the satirist only serves to please him who cracks it; for he and his colleague Steele made the Spectator an instrument of education and social

reform.–"Cecil Headlam's Introductions to "*Selections from the British Satirists*"

"Satire is the nature of moral philosophy, as being instructive; he therefore who instructs most usefully will carry the palm"—*Dryden*

**ભદ્રંભદ્ર**—આ ગ્રન્થના "લખનાર" "વિ૦ અમ્બારામ વિ૦ કેવળરામ અવટંકે મોદકીઆ–જ્ઞાતિ શુદ્ધ બ્રાહ્મણ" છે, અને "પ્રસિદ્ધ કરનાર" રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ છે. કર્તા કહે છે કે "આ ગ્રન્થમાં બીજા લેખકોનું અનુસરણ કે અપહરણ કણ માત્ર નથી." આ વાત સર્વથા યથાર્થ હો વા ન હો, પણ એટલું તો કબુલ કરવું જ પડશે કે એમાં સત્યનું 'અનુસરણ કે અપહરણ' તો લગભગ નહિ જેવું જ છે, જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનું ઉત્થાન થાય છે ત્યારે જ આવા વેદો જગત્ ઉપર અવતરે છે, અને 'જેમ માનસરોવરના તટને મૂકી હંસ વર્ષાકાલે અન્યત્ર જતા નથી,' તેમ 'સુધારા'ની–'જ્ઞાનસુધા'ના સુધારાની–ઑફિસ મૂકી આવા ગ્રન્થો પ્રસિદ્ધિ માટે અન્યત્ર જતા નથી. ગ્રન્થકર્ત્તાનો અર્પણોદ્દગાર "દસમીવાર કેદમાં ગયેલા" "પગી અમથા કાળા" પ્રતિ છે. અમ્બારામ એક પગીને પોતાનો ગ્રન્થ અર્પે એ કેટલાકને અસ્વાભાવિક લાગે છે; પણ જ્ઞાનસુધાની ઑફીસમાં પેસતાં જ, કેવો ઉદાર ભ્રાતૃભાવ પ્રાપ્ત થાય છે, અને બ્રાહ્મણ વર્ગથી જે જેટલું દૂર તે તેટલું ઉત્તમ લેખવાની કેવી અપૂર્વ વિવેકશક્તિ આવે છે એનું એ ટીકા કરનારાઓને જરા પણ જ્ઞાન જણાતું નથી.

ગૂજરાતી સાહિત્યમાં, બલ્કે જગત્‌ના સાહિત્યમાં, આ ગ્રન્થ એક અપૂર્વ ઉમેરો છેઃ એનો નાયક ત્રણ લોકમાં પણ મળવો કઠણ એવો "ભદ્રંભદ્ર" નામધારી એક 'મહાપુરુષ' છે. જે રસનું આપણા પૂર્વજોને ભાન પણ નહતું, અને જે ઉપજાવવા માટે પશ્ચિમમાં સ્વિફ્ટ્, એડિસન, થૅકરે, ડિકન્સ્ અને સર્વેન્ટિસ્ જેવાં વિશાળ અને

ઉદાર મગજોની જરૂર પડી હતી, એ રસને અખૂટ વહેવરાવવાની આ ગ્રન્થમાં એક સરળ અને સાદી યુક્તિ શોધી કાઢવામાં આવી છે: ભદ્રંભદ્ર ઉપર થોડાક ગડદા પાટુ કે મુક્કીઓ મારતાં તુરત જ સુધારાની કીર્તિરૂપ એવી નિર્મળ પવિત્ર અને પતિતપાવની હાસ્ય-રસની ગંગા વહે છે!—જેના પ્રભાવ થકી, પ્રાચીન ધર્માભ્યાસ રૂપી કપિલ મુનિના ક્રોધે કરી ભસ્મ થએલા ઉદ્ધત 'સુધારા'ના સિદ્ધાન્તો રૂપી સગરપુત્રો રા.રમણભાઇના ભગીરથ–પ્રયત્નને પરિણામે ક્ષણવારમાં ઉદ્ધરી જશે એમ આશા રાખવામાં આવે છે!

રા. રમણભાઇએ ગ્રન્થકર્ત્તા અને પ્રસિદ્ધકર્ત્તા વચ્ચેના વાસ્તવિક અદ્વૈતમાં દ્વૈત ઉપજાવ્યું છે; પણ અમે અદ્વૈતદૃષ્ટિથી પ્રસિદ્ધકર્ત્તા રા. રમણભાઇને જ ગ્રન્થકર્તા માની બે શબ્દો લખીએ તો એ વિદ્વાન એ માટે અમને ક્ષમા આપશે એમ આશા છે.

'સૅટાયર' એ આપણા દેશમાં તદ્દન નવીન જ સાહિત્યનો ભાગ છે. એનો પ્રથમ ઉદય કાંઇક ગ્રીક ભાષામાં અને પછી વધારે ખીલેલા સ્વરૂપે લૅટિન ભાષામાં થયો હતો, અને ત્યારપછી પશ્ચિમની ઘણી ખરી ભાષાઓમાં તે તે પ્રજાઓના સ્વભાવ પ્રમાણે એનો થોડો ઘણો સારો–ખોટો દેખાવ થયો છે. કોઈપણ રાજકીય, સામાજિક કે ધાર્મિક ખામીઓ ઉપર ક્રોધ ને ઉપહાસની દૃષ્ટિના કટાક્ષો નાંખી, તે તે ખામીઓને સુધારવા યત્ન કરવો એ જ એનું ખરૂં પ્રયોજન છે, અને એવા સાર્વજનિક વિષયમાં વાચકને રસ–સર્વાનુભવ આનન્દ–ઉપજવા સંભવ છે. ઈંગ્લેન્ડમાં કેટલાક લેખકોએ પોતાના ખાનગી વિરોધોને 'સૅટાયર' રૂપે બહાર કાઢ્યા છે, પણ ખાનગી કવિહૃદયના દ્વેષમાં સર્વેને રસ આવવો અસંભવિત હોવાથી એવી સૅટાયરો બહુધા નીરસ નીવડી છે. રા.રમણભાઈ પોતાની સૅટાયરને સાર્વજનિક સૅટાયર રૂપે ગણાવવા ઇચ્છતા હશે જ, અને અમે પણ એને સાર્વ-જનિક સૅટાયરની કસોટીથી જ તપાસીશું.

અમારે દીલગીરી સાથે જણાવવું પડે છે કે રા. રમણભાઈને એમની આ કૃતિ માટે અમે બહુ થોડા જ ધન્યવાદ આપી શકીએ છીએ. સુધારો સર્વ અનિષ્ટ અને સુધારાપક્ષનું જે જે લખાણ તે સર્વ અરુચિકર એમ અમારૂં માનવું નથી. અમે ખુશીથી જણાવીએ છીએ કે કોર્ટ જેલ આગગાડી જમણવાર વગેરે સ્થાનોમાં ચાલતી કૃતિ-રીતિનાં વર્ણને રા. રમણભાઈની સ્થૂલવ્યવહારનું આબેહૂબ ચિત્ર આપવાની શક્તિનું સારૂં પ્રમાણ છે. વળી કેટલેક સ્થળે યોજેલી સોપહાસ ઉપમાઓ અને સામાન્ય વર્ણનની ઢબ જોતાં, નિષ્પક્ષપાત દૃષ્ટિથી વિચારનારને સહજ જણાશે કે રા. રમણભાઈમાં હાસ્યરસ ઉપજાવવાની બહુ સારી શક્તિ છે; જેનાં અનેક ઉદાહરણો ટાંકી શકાય એમ છે; પણ તે અત્રે સ્થળસંકોચને લીધે, અને જ્યાં અનેક ઉત્તમ ઉદાહરણો મળી શકે એમ છે ત્યાં અમુકની પસંદગી કરતાં બાકીનાંને અન્યાય થવાની ભીતિ રહે છે માટે, આપવામાં આવતાં નથી. એકાદ ઉચ્ચ નવલકથામાં પ્રસંગોપાત્ત આ શકિતને ઉપયોગ કર્યો હોત તો એ બહુ ફતેહમંદ નીવડત એમ અમને લાગે છે. પરન્તુ આટલું બાદ કરીને બોલતાં, તથા સમસ્ત ગ્રંથનો હાસ્ય રસ એકંદર અવલોકતાં, કહેવું પડે છે કે ‘ભદ્રંભદ્ર’નું રસવિષયક કલાવિધાન તદ્દન ખામીભરેલું છે. કેટલેક ઠેકાણે સુધારાના એક એક સિદ્ધાન્ત ઉપર એક એક પ્રકરણ લખી કાઢ્યું છે, અને વાર્તામાં જુદાં જુદાં સૂત્રોની પરસ્પર ગૂંથણી નહિ જેવી છે. હાસ્યરસનું નિષ્પાદન પણ સંતોષકારક નથી. ઉદાહરણ તરીકે, નીચેનો પેરેગ્રાફ રા. રમણભાઈના હૃદયને કે કલમને ભાગ્યેજ શોભા આપે એવો છે.

“ગૌમાતાની આ રીતે અવગણના થતી જોઈ ભદ્રંભદ્ર અપ્રસન્ન થયા. આર્યતત્ત્વનું દૃષ્ટાન્ત આ સમયે આપવું આવશ્યક ધારી તે ગૌમાતાની વાટ જોતા બેઠા. ગૌમાતા સમીપ આવતાં ભદ્રં-ભદ્રે દામેથી વાંકા વળી તેમનું પુછડું ઝાલ્યું અને આંખ તથા કપાળ પર તેનો સ્પર્શ કરી પોતાનું ડોકું લાંબું કર્યું. પરંતુ આમ કરતાં

ભદ્રંભદ્ર સ્વસ્થાનેથી ખસી ગયા અને જમીન પર કાદવમાં ઢળી પડતાં અટકવાનો પ્રયત્ન કરતાં પુંછડે લટકી રહ્યા. પગ જમીનને અડકે નહિ તે સારૂં ટુંટીયું વાળી તેમણે પગ ઊંચા લઈ લીધા અને એવી સ્થિતિમાં ગૌમાતા તેમને લઈ દોડવા લાગ્યાં. ભદ્રંભદ્રમાં ભરેલી આર્યતાના ભારથી ગૌમાતા વધારે કુદવા લાગ્યાં અને ભદ્રંભદ્ર માણસો સાથે તેમજ ઓટલા અને ભીંત સાથે અથડાવા કુટાવા લાગ્યા. છોકરાઓ તેમના પર પત્રાળીમાંના વિવિધ પદાર્થો ફેંકવા લાગ્યા અને બીજાઓ પુંછડું મૂકી દેવાની સલાહ ઘાંટા કાઢી આપવા લાગ્યા. પણ ભદ્રંભદ્ર કશાથી ડર્યા નહિ. પુંછડે લટકતા તે આખી નાતમાં ફરી વળ્યા અને શહેરમાં બીજે પણ ફરવા નીકળી પડત, પરંતુ ગૌમાતા લત્તાપ્રહારથી તેમને નીચે નાખી દઈ ચાલ્યાં ગયાં, એકલા પડેલા ભદ્રંભદ્ર પાછા સ્વસ્થાને ગયા."

જ્યાં રા. રમણભાઈનો ઉદ્દેશ ઉપહાસ કરવાનો હોય છે ત્યાં કાં તો વાચકને દયાભાવ ઊપજી આવે છે અથવા તો એ યત્ન ક્લિષ્ટ થઈ વિરસ બની જાય છે. વળી કેટલેક સ્થળે સુધારાના સ્હામા પક્ષને બદલે સુધારા ઉપર જ હસવું આવે છેઃ ભદ્રંભદ્રનાં સ્પષ્ટ ભાષણો જેટલું હાસ્ય ઉત્પન્ન કરે છે એ કરતાં અધિક હાસ્ય સુધારાનાં વ્યંગ્ય ભાષણો કરે છે, અને જે કટાક્ષ સ્હામા પક્ષ ઉપર ઉદ્દિષ્ટ હોય છે તેજ પરિણામે પોતા ઉપર પડે છે. અમને લાગે છે કે કેટલાક પ્રસંગો પણ તદ્દન અનુચિત દાખલ થયા છે, ઉદાહરણ તરીકે પ્રાચીનોમાં ભાંગ તથા મદિરાપાનનું વર્ણન એ વર્ગ તરફ ધિક્કાર ઉત્પન્ન કરવાને બદલે કેટલાક 'સુધારાવાળા'ઓના વર્તનનું સ્મરણ કરાવે એવું છે. કેટલાક પ્રાચીનો મદિરાપાન કરતા એ ખરૂં, પણ 'સુધારાવાળા'ઓમાં એ દુર્ગુણ એ કરતાં પણ વધારે વધી ગએલો અને અક્ષન્તવ્ય હતો એમ આજ સર્વનું માનવું છે. પરન્તુ એ વાત ઉપર ભાર ન મૂકતાં, અત્રે અમારૂં રસદષ્ટિએ જ માત્ર એટલું કહેવું છે કે જે દોષ થોડે ઘણે અંશે સ્વપક્ષમાં જ હોય તે પારકામાં

છે એમ બતાવવા જતાં રસવિપર્યય થાય છે, અને સ્હામા તરફ ધિક્કારને બદલે એના અન્યાયી પ્રતિપક્ષી સ્હામે ક્રોધ ઊપજે છે. રા. રમણભાઈએ ભદ્રંભદ્રમાં ભાષણ કરવાનું શૂર પુષ્કળ બતાવ્યું છે, પણ અમને તો ભાષણની આ કલ્પના સાથે ભદ્રંભદ્ર કરતાં ટેબલ ઉપર હાથ ઠોકી ઠોકી દેશોદ્ધારનાં ભાષણો આપતો અને ખાનગી વર્તનમાં ગમે તેમ વર્તતો એવો 'સુધારાવાળો' વધારે સહેલાઈથી ઉપસ્થિત થાય છે. પાત્રોના આચારવિચાર અને ભાષણોમાં પણ હદ ઉપરાંત અતિશયોક્તિ થઈ ગઈ છે. અમે કબુલ કરીએ છીએ કે કટાક્ષમય ઉપહાસ કરવા માટે ગ્રન્થકર્તાને અતિશયોક્તિનો આશ્રય લેવાની છૂટ છે એટલું જ નહિ પણ અતિશયોક્તિ એવે સ્થળે આવશ્યક છે, પરન્તુ 'ભદ્રંભદ્ર'ની અતિશયોક્તિ તો સત્ય અને શક્યતાની મર્યાદાને એટલે સુધી ઉલંઘી ગઈ છે કે એ પુસ્તક રા. મણિલાલે એ સંબન્ધે એક વખત લખ્યું હતું તેમ, "**કોઈને પણ લાગુ ન પડે અને તેથી કશી અસર ન કરે**" એવું લગભગ થઈ રહ્યું છે. રા. રમણભાઈની પ્રાચીન માત્રનો ઉપહાસ કરવાની વૃત્તિએ ઐતિહાસિક સત્યની પણ અવગણના કરી છે. રા. રમણભાઈ કટાક્ષ-ભરી વાણીમાં કહે છે: "સ્પર્શાસ્પર્શના નિયમનો ભંગ કરવો નહિ. તે માટે તો દેશ પર ચઢાઈ કરનારા યવનો અને મ્લેચ્છો સામે લઢાઈ કરવાનો આપણા પૂર્વજોએ ઝાઝો આગ્રહ કર્યો નહિ, કેમકે, દેશના રક્ષણના હેતુથી પણ યુદ્ધમાં અસ્પર્શ્ય જનોના સ્પર્શથી આર્યધર્મ ભ્રષ્ટ થાય છે." 'સ્પર્શાસ્પર્શના નિયમો'એ હિન્દુસ્થાનનું સત્યાનાશ વાળ્યું હશે, પણ 'યવનો અને મ્લેચ્છો સામે લઢાઈ કરવાનો આપણા પૂર્વજોએ ઝાઝો આગ્રહ કર્યો નહિ' એમ કહેવાની અન્યાયી ક્રૂરતા તો ખરેખર અદ્ભુત છે. આપણા પૂર્વજોએ મુસલમાનો સ્હામે લઢવાનો હિન્દુધર્મના અભિમાન ખાતર ઘણો આગ્રહ કર્યો હતો, અને સર્વ પ્રાચીન ધર્મની પાર ઊતરેલા હાલના કેટલાક 'સુધારાવાળા'-ઓ જો તે સમયે હોત તો સીખ અને મરાઠાની માફક ધર્મભેદને

વ્હેમ ગણી કાઢી મુસલમાનો સ્હામે લઢવાને બદલે એમને ભ્રાતૃભાવથી ભેટત એમ ઘણાનું માનવું હશે.

શોચનીય છે કે રા. રમણભાઈએ ભદ્રંભદ્ર(નાયક)માં જેટલી મતાન્ધતા ચીતરી છે તેટલી જ—અને એમની વિદ્વત્તા અને વિશાલ હૃદય રાખવાની આવશ્યકતા જોતાં એ કરતાં વધારે સદોષ—મતાન્ધતા પોતામાં દર્શાવી છે. હરજીવન બાહ્ય અને આન્તરનો ભેદ ન સમઝી 'ન્યાય અને વેદાન્તની તુલના કરવા સારૂ એક દુકાનેથી તાજવાં લઈ ગયો!' આપણા 'સુધારાવાળા'ઓ તો પારકાં તાજવાં ઉપર દૃષ્ટિ સરખી પણ નાંખતા નથી, કેમકે તુલના કરવાનું તેઓ પસંદ કરતા જ નથી, અને કરે છે તો તેમાં હંમેશાં પોતાનાં ઘરનાં જ ફાવતાં તાજવાં વાપરે છે. બિચારા હરજીવને 'સમીચીન' અને વિપરીત એવા બે પ્રકારનાં પ્રમાણ છે તેનો ભેદ પારખવા ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું. એને ખબર નહતી કે ન્યાયશાસ્ત્ર તો હવે પ્રાચીન તર્કજાળનો કચરો હતો એમ સિદ્ધ થઈ ચૂક્યું છે, અને "સમીચીન" અને "વિપરીત" નાં બહુ સરળ લક્ષણ 'સુધારાવાળા'ઓને હાથ લાગ્યાં છે. નવીન તે "સમીચીન"; અને "વિપરીત" બે પ્રકારનું, જે જે પ્રાચીન અને જે જે અમુક વ્યક્તિનું! આ નવી શોધ થયા પછી, વેદાન્તની તુલના કરવાની બહુ જરૂર જ રહેતી નથી. 'વિપરીત' ના જે બે પ્રકાર કહ્યા તે બંને વેદાન્તમાં નજરે પડે છે. વેદાન્ત પ્રાચીન દર્શન છે, અને હિન્દુ ધર્મનું પરમભૂષણ મનાએલું છે એ એક મ્હોટો દોષ તો છેજ; પણ તે ઉપરાંત બીજો પણ છે તે એ કે ગૂજરાતના અમુક સમર્થ વિદ્વાને એનું પ્રતિપાદન કર્યું છે.

રા. રમણભાઈ જેવામાં આવો દુરાગ્રહ–અને તેમાં પણ અમુક વ્યક્તિ સ્હામે આક્ષેપ કરવાની ખાસ ઇચ્છા–માનતાં અમને ઘણી આનાકાની થઈ છે. પણ અમારે કહેવું જોઈએ કે આમ માન્યા શિવાય, કેટલાંક વચનો અને પાત્રો આ ગ્રન્થમાં કેમ દાખલ થયાં

હશે એનો ખુલાસો કરવો અમને અશક્ય થઈ પડયો હતો. અને તેથી આ વાત નિખાલસ હૃદયે દર્શાવવાની અમને જરૂર જણાઈ છે.

સર્વને સુવિદિત છે કે આજથી ચાળીસ પચાસ વર્ષ ઉપર ગૂજરાતમાં વેદાન્તનું અધ્યયન નહિ જેવું હતું. એ વિષય મૂઠી ભર શાસ્ત્રી–સંન્યાસીઓમાં અને તે પણ ભાગ્યો તૂટયો નજરે પડતો, અને તેમને પણ એનું ખરૂં રહસ્ય કવચિત્ જ સમઝવામાં આવેલું જણાતું. એવે સમયે એ વિષયને લોકપ્રિય કરનાર, એનું જ્ઞાન વિસ્તારનાર, અને એનું નીતિ અને ધર્મપરત્વે કેવું ગંભીર અને ઉચ્ચ રહસ્ય છે તે બતાવી આપનાર પુરુષનો કોણ ઉપકાર નહિ માને? એ વિદ્વાને એ વિષય હાથમાં લીધો તે પહેલાં 'તત્ત્વજ્ઞાન' તે શું અને એમાં ઘટપટ અને કૂટસ્થની શુક વાર્તા શિવાય બીજું કાંઈ પણ હોઇ શકે કે કેમ એ વિષે ગૂજરાત કેટલું અજ્ઞાન હતું? અમને લાગે છે કે બીજા કોઈ કારણથી નહિ તો સામાન્ય તત્ત્વજ્ઞાન તરફ લોકરુચિ ઉત્પન્ન કરવા માટે જ રા. રમણભાઈ જેવા વિદ્વાને એની મહત્તાને માન આપવું જોઈતું હતું. ઈંગ્લંડમાં એક જ કવિવરની પદવી માટે યોગ્યતા ધરાવનારા ટેનિસન અને બ્રાઉનિંગ પરસ્પર પ્રેમથી ઊભરાતા હતા, ત્યારે આપણા દેશમાં એક વિદ્વાને બીજા વિદ્વાન ઉપર, હલકા હલકા આક્ષેપ કરી ભ્રાતૃભાવ વિસ્તારવા યત્ન કર્યો છે! વેદાન્તસિદ્ધાન્ત માનવો ન માનવો એ જુદો પ્રશ્ન છે, પણ જે સ્વરૂપમાં પૂર્વોક્ત વિદ્વાને એ મૂકયો છે તે સ્વરૂપમાં એ ઉપહાસ યોગ્ય છે એમ તો ભાગ્યેજ કહી શકાશે. ઇમર્સન અને કાર્લાઇલના વિચારો ઘણાને અગ્રાહ્ય હશે, પણ એથી એ વિચારો ઉપર સૅટાયર લખવાનું તો આજ પર્યંત કોઈને સૂઝયું નથી. "આ નિજ અને આ પર એવી ગણના દૂર થવી જોઈએ," એમ કહીને સ્વાર્થસાધનનો બચાવ કરનાર એકાદ જૂની તરેહના મિથ્યા–વેદાન્તીનું ચિત્ર પાડયું હોત, તો રા. રમણભાઈનો એ યત્ન અમે વધાવી લેત, અને અમુક વ્યક્તિનું નહિ પણ અમુક વર્ગનું એમાં પ્રતિબિમ્બ

પડેલું હોવાથી એમાં સર્વને રસ પણ ઊપજત. પણ જે સ્વાર્થ-સાધનનું તમે ખંડન કરો છો તેનુંજ જે ખંડન કરે છે—અને તે પણ તમારા કરતાં વધારે ઉચ્ચ અને સમર્થ શબ્દોમાં–તેને ધન્યવાદ આપવાને બદલે એનો ઉપહાસ અને અવજ્ઞા કરવા જવું એ તો તદ્દન વિપરીત જ છે.

"જ્યાં હોય ત્યાંથી સત્ય લેવાને અમે તૈયાર છીએ. જૂનું કે નવું આ દેશનું કે બીજા દેશનું જે સત્ય હોય તે ગ્રહણ કરતાં અમને બાધ નથી"—પૂર્વોક્ત વિદ્વાને આ શબ્દો ઘણે સ્થળે ઉચ્ચાર્યાં છે, અને રા. રમણભાઈએ એ એમના પુસ્તકમાં ઉપહાસ માટે લીધા છે. પરન્તુ જેઓ એને જાણે છે, અને જેઓએ એનાં સર્વ લખાણ નિષ્પક્ષપાત દૃષ્ટિથી વાચ્યાં હશે તેઓ તુરત કહેશે કે એનામાં ઉદાર સત્યાન્વેષણની વૃત્તિ હતી એમાં કાંઈ જ સંશય નથી: છતાં એના સમયની કેટલીક વિશિષ્ટતાને લીધે, તથા એના મનના સ્વાભાવિક બન્ધારણ અને રુચિને લીધે, તેમજ મનુષ્યમાત્રમાં જે અમુક હદ સુધી હોવી જ જોઈએ એ સ્વદેશાભિમાનની વૃત્તિને લીધે–કેટલીક વાર આ દેશનું પ્રાચીન એને જોઇએ તે કરતાં વધારે ગમતું હતું એમ કબુલ કરીએ, તથાપિ એ દોષ ક્ષન્તવ્ય છે. રા. રમણભાઈના પરદેશાભિમાનજન્ય પક્ષપાત કરતાં એ વિદ્વાનનો સ્વદેશાભિમાન–જન્ય પક્ષપાત વધારે પસંદ કરવા જેવો છે.

વળી કેટલેક સ્થળે, એક વિદ્વાને યોજેલી 'અનાદિસિદ્ધ વિશ્વ-વ્યવસ્થા' ની દલીલનો ઉપહાસ કર્યો છે. 'હોઇ શકે નહિ, શકયું નથી, અને શકવાનું નથી', 'કરે નહિ, કરી શકે નહિ, કરી શકે એમ ઘટે નહિ' ઇત્યાદિ શબ્દો ઊતારી એ વિદ્વાનની ભાષાનું સોપ-હાસ અનુકરણ કરવાનો પણ મન્દ મન્દ પ્રયાસ કર્યો છે. રા. રમણ-ભાઇએ કરેલો ઉપહાસ કેટલો ફતેહમંદ નીવડ્યો હશે એ જાણવા માટે વાંચકે એટલું સ્મરણમાં રાખવું બસ છે કે જે વિષયમાં આ દલીલનો એ વિદ્વાને ઉપયોગ કર્યો છે તેજ વિષયમાં ટેનિસને પણ

કર્યો છે. ટેનિસને એ દલીલ બતાવી માટે તે ખરી એમ કહેવાનું અત્રે તાત્પર્ય નથી. એ દલીલ યથાર્થ હો વા ન હો એ જુદી જ વાત છે, પણ વર્તમાન કાળના એ મહાન પુરુષે જે સ્વીકાર્યું છે તે ઉપહાસ-યોગ્ય તો નહિ જ હોય એટલું સામાન્ય બુદ્ધિ સહજ સ્વીકારે છે. અર્થાત્ ખરાખોટાનો પ્રશ્ન બાજુ પર મૂકી માત્ર રસદૃષ્ટિએ વિચારતાં પણ એટલું સ્પષ્ટ છે કે આ ગ્રન્થમાં રા. રમણભાઇએ ઉપહાસની યોગ્યતા વિનાના ઘણા વિષયો ઉપહાસ માટે હાથમાં લીધા છે. પરિણામ રસભંગ અને રસવિપર્યય વિના બીજું આવવું અશક્ય હતું.

છેવટે એટલુંજ કહેવું બસ થશે કે ઉપર જણાવ્યા પ્રમાણે રા. રમણભાઇમાં હાસ્ય ઊપજાવવાની સારી શક્તિ છે, છતાં પણ એમની આ કૃતિ સફળ નીવડી નથી. તેમ થવાનાં મુખ્ય બે કારણો છેઃ (૧) એક તો રાગદ્વેષથી રહિત થઇ પ્રતિભા વડે તે તે ઉપહાસ-યોગ્ય વર્ગનાં પ્રતિબિમ્બભૂત પાત્રો રચવાં જોઇએ, તેને બદલે અમુક અમુક પુરુષોનાં સ્વેચ્છાનુસાર ચિત્રો કલ્પી કાઢ્યાં છે—જે કૃત્યમાં એમના હૃદયને ગમે તેટલો સંતોષ વળતો હશે, પણ સામાન્ય વાચકને તો કાંઇ જ રસ આવવા સંભવ નથી. અત્રે એક ખુલાસો કરવાની જરૂ છે. ‘ભદ્રંભદ્ર’ વાંચતાં જેમને હસવું આવ્યું હશે (અમને પણ બહુવાર આવ્યું છે) તેઓ અમારા આ છેલ્લા શબ્દો સ્હામે વાંધો લેશે. પરન્તુ તેમને એક વાત ધ્યાનમાં લેવા વિનંતિ છે. તે એ કે હસવું આવ્યું એટલે હાસ્યરસ થયો એમ નથીઃ હાસ્યરસ ત્યારેજ થયો કહેવાય કે જ્યારે જે પક્ષ ઉપર હાસ્ય ઊપજાવવા ગ્રન્થકારનો શ્રમ હોય તે પક્ષ ઉપર જ એ ઊપજે, તથા એમાં અન્ય વિઘ્નકારી ભાવો જેવા કે કર્તાનાં ક્રૂરતા અને અન્યાય રસ-ભંગ ન કરે. (૨) રા. રમણભાઇની આ પ્રયત્નની નિષ્ફલતાનું બીજું કારણ એ છે કે ‘સૅટાયર’માં એના વિષય પ્રતિ જે થોડો ઘણો દયાભાવ હોવો જોઇએ—એમાં પણ મનુષ્યત્વ એવો જે સ્વીકાર હોવો જોઇએ—એ બિલકુલ નથી. ‘સૅટાયર’ અસરકારક ત્યારેજ

નીવડે કે જ્યારે દુશ્મન તરફથી નહિ પણ મિત્ર પિતા કે ગુરુ તરફથી આવે છે એવો સ્હામામાં ભાવ ઉત્પન્ન થાય. મનુષ્ય ઉપદેશથી સુધરે છે પણ અપમાનથી કદી પણ સુધરતો નથી.

બ્રાહ્મણવર્ગની હાલની વૃત્તિ જોઇ, જેટલો રા. રમણભાઇને ખેદ થાય છે તેટલોજ, અમને પણ થાય છે. આ અને બીજા ઘણા સુધારાની આપણા દેશમાં જરૂર છે. પણ એ વિદ્વાનને જેવો 'શૉર્ટ કટ' (ટૂંકો રસ્તો) સૂઝ્યા છે તેવો અમને સૂઝતો નથી; અમને તો લાગે છે કે આવા 'શૉર્ટ કટ'ના રસ્તાઓ પરિણામે લાંબા જ થઇ પડે છે. અમે અત્યન્ત દીલગીર છીએ કે યથેચ્છ અતિશયોક્તિ અને વ્યક્તિગત આક્ષેપોમાં આનન્દ માની તથા આવે સમયે સુધારાના પ્રશ્નની સર્વ ગંભીરતા લોકદૃષ્ટિ આગળથી હરી લઇ, તથા ઉપહાસની એક ફૂંકથી સર્વ કચરો ઊડી જશે એમ મિથ્યા માની લઇ, સુધારાને સબળ કરવાને બદલે એના માર્ગમાં એક વિક્ષેપ નાંખ્યો છે. તથાપિ વિચારવંત પુરુષો તો આવા લેખોથી સુધારા વિરુદ્ધ દુરાગ્રહમાં ન આવી જતાં, સુધારાનો સારો ભાગ નિષ્પક્ષપાતપણે સ્વીકારશે જ એમ આશા છે.

(સુદર્શન: પુ. ૧૬, અંક ૯; જૂન, ૧૯૦૧)

## ૨. હોપ વાંચનમાળામાં સુધારા વધારા

અમારા વાંચકોના જાણવામાં હશે જ કે ઑ. મિ. ચિમનલાલ હરિલાલ સેતલવાડ અને મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ સ્વ. માધવલાલભાઈના સતત પ્રયત્નને પરિણામે હાલમાં સરકારે હોપ વાંચનમાળામાં સુધારા-વધારા કરવાનું સ્વીકાર્યું છે. એ કામ માટે ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મિ. કૉલ્હન્ટેન અને એમના હાથ નીચે ડેપ્યુટી એ. ઇન્સ્પેકટર મિ. જમિયતરામ શાસ્ત્રી એ બેની નીમણુક કરી છે. બંને ગૃહસ્થો ઉત્સાહી છે અને કેળવણીખાતાના સાધારણ અનુભવવાળા છે, અને અમે ઇચ્છા રાખીએ છીએ કે તેઓ પોતાનું કર્તવ્ય સન્તોષકારક રીતે બજાવશે. ખાતાના બે માણસો પાસે જ સર્વ કામ કરાવવાનું હોય, તો સરકારે કરેલી આ ગૃહસ્થોની પસંદગી સ્હામે

પ્રજાને કંઈ ખાસ વાંધો નથી. પણ પ્રજાનો પ્રશ્ન આ છે કે—આટલે વર્ષે આટલી ફરીઆદ અને આટલી હિલચાલના જવાબમાં સરકારે જે રીતે કાર્ય કરવાનું આરંભ્યું છે એ રીતજ બરાબર છે ખરી? અમને લાગે છે કે હોપવાંચનમાળા સુધારવાનો પ્રશ્ન ખેડૂતોની સ્થિતિ કે યુનિવર્સિટિની સ્થિતિ સુધારવાના પ્રશ્નો કરતાં મહત્ત્વમાં બિલકુલ ઊતરતો નથી, અને એને સુધારવાની સરકારે લીધેલી રીત માટે પ્રજા તરફથી જે મન્દ મન્દ નાપસંદગી દેખાડવામાં આવે છે તેને બદલે બહુ ઉચ્ચ સ્વરે પોકાર થવો ઘટે છે. હોપવાંચનમાળાના પાઠો એ બાળકોની બુદ્ધિને માટે માતાના દૂધ સમાન છે, અને એમાં કોઈ પ્રકારનો રોગ નિર્બળતા યા અપૂર્ણતા એ આવતા જમાનાનું માનસિક ખમીર દૂષિત કરવામાં કારણભૂત થશે. સરકારે ખાતાના થોડા ઘણા અનુભવવાળા બે ગૃહસ્થો નીમીને ખાનગી રીતે કામ ચલાવી લેવાને બદલે—પ્રથમ તો, સરકાર કેવા કેવા સુધારાવધારા કરવા ઇચ્છે છે એનું દિગ્દર્શન કરાવનાર સામાન્ય નિયમો જાહેરમાં મૂકવા જોઇતા હતા; ત્યારપછી એ ઉપર પ્રજાના અગ્રણીઓ, અનુભવી ડેપ્યુટીઓ, અને વર્તમાન વિદ્વાનોની પુષ્કળ ચર્ચા સાંભળવી જોઇતી હતી; અને આખરે એ મંડળના ચાર પાંચ યોગ્ય પુરુષોને પોતાના ખાતાના ત્રણ ચાર અધિકારીઓ સાથે જોડી એક કામટી રચી સુધારાવધારા કરાવવા એજ ખરો માર્ગ હતો. એ રીતે જે વાંચનમાળા ઘડાત એ સર્વથા નિર્દોષ કે સર્વમાન્ય થાત એમ અમારૂં કહેવું નથી, પણ એ સ્હામે પ્રજાને કાંઇપણ બોલવા જેવું રહેત નહિ, અને નવા જમાનાની જરૂરિયાતો એ રીતે જ પૂરી પડત—એમાં સંશય નહિ.

હોપ વાંચનમાળામાં ન્હાના મોટા અનેક ફેરફારો કરવા જેવા છે. પાઠના ક્રમમાં, ભાષામાં, જોડણીમાં—વગેરે અનેક બાબતોમાં અસંગતિઓ વિરોધો અને ખામીઓ નજરે પડે છે, એ વિગતવાર દર્શાવવાનું આ સ્થાન નથી. અત્રે થોડાક સુધારાનું સામાન્ય દિગ્દર્શન માત્ર કરાવીએ છીએ :—

સામાન્ય રીતે બોલીએ તો હોપવાંચનમાળામાં (૧) ધાર્મિક જ્ઞાન, (૨) સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિ, (૩) પરાક્રમ ઉત્સાહ આદિ વીર્યવાન સદ્‌ગુણોના દૃષ્ટાન્ત રૂપ જીવનચરિત્રો, (૪) સહૃદયતા કેળવે એવાં કાવ્યો અને કાવ્યલક્ષણના નિયમ, અને (૫) યોગ્ય ભાષા શૈલી વગેરે બાબત સંબંધે ઘણી ખામી છે.

(૧) ધાર્મિક જ્ઞાનની આવશ્યકતા આજ સર્વ કોઈ સ્વીકારે છે. છતાં હજુ સુધી શીખવાની વાંચનમાળામાં "પરમેશ્વર સઘળે છે" (સાતમી ચોપડી પાઠ ૧૫૮) કે "ધર્મની અગત્ય" (સાતમી ચોપડી, પાઠ ૧૪૬) એવા મથાળાના રડ્યાખડ્યા પાઠ નજરે પડે છે. અને તેમાં પણ—

"પ્રભુ પોતાનું કામ કરવાને એક ક્ષણ પણ ભૂલતો નથી. તે સૌથી મોટો ને સર્વ શક્તિમાન છે. તેની મોટાઈને સારૂ આપણે તેને નમવું જોઈએ."

"ઈશ્વરનો મહિમા ગાઓ, કેમકે આપણને તેણે સરજ્યા છે. સર્વ માણસની પહેલી અને સૌથી મોટી ફરજ એ છે કે પરમેશ્વરનું જ્ઞાન મેળવવું: તેને વિષે શું માનવું, તેની શી શી આજ્ઞા છે, ને આપણા શા ધર્મ છે, તેનો અભ્યાસ કરવો, જે એવું ન કરે તેને મોટો પાપી જાણવો."

આવું નિર્માલ્ય લખાણ જોઇને તો ખરેખર હસવું જ આવે છે: અને તે પણ સાતમી ચોપડીમાં! હિન્દુ (બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ) મુસલમાન અને પારસી કોમોના મુખ્ય ધર્મગ્રંથો કેવા કેવા છે, અને તેના ધર્મોપદેશકો કોણ કોણ અને ક્યારે ક્યારે થઇ ગયા, અને એમણે તે તે વખતે શાં શાં ધાર્મિક સત્યો બહાર પાડ્યાં ઇત્યાદિ સંબન્ધે વાંચનમાળામાં ભાગ્યે જોઈએ તેવી માહિતી આપવામાં આવી છે. સાતમા ધોરણમાં ભૂમિતિ શીખવવામાં આવે, અને સાતમી ચોપડીમાં અર્થશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર આદિના પાઠો સહેલાઈથી દાખલ કરી શકાય, તો સાંખ્ય વેદાન્તાદિ ધર્માનુકૂલ

તત્ત્વદર્શનોનો પણ સરળ આકારમાં શા માટે સમાવેશ ન કરી શકાય એ સમઝી શકાતું નથી. આપણાં શાસ્ત્રોમાં દર્શનસૂત્રના ગ્રન્થો કયા કયા અને એના કર્તા કોણ કોણ, એના ભાષ્યકારો કોણ કોણ અને એમના શા શા સિદ્ધાન્તો, સ્મૃતિ કોને કહે છે, એમાં શી શી બાબતો ચર્ચવામાં આવે છે, મુખ્ય સ્મૃતિકારો કોણ, ગૂજરાતીમાં કયી કયી સ્મૃતિ અને કયી કયી ટીકાઓ ખાસ પ્રમાણ મનાય છે ઇત્યાદિ પ્રાચીન ધાર્મિક સાહિત્ય સંબન્ધી જ્ઞાન જરૂરનું છે. અને એવું જ્ઞાન વાંચનમાળામાં દાખલ કરવાથી સરકારે સ્વીકારેલી ધાર્મિક તટસ્થતાને લેશ પણ બાધ આવે એમ નથી. નિસ્તેજ પ્રતિભા અને એકની એક શૈલીથી લખાએલા 'મહેતાજી' અને 'માણેકલાલ'ના પાઠોને બદલે ઉપનિષદ્ મહાભારત બૌધપિટકાદિક ગ્રન્થોમાંથી યમ–નચિકેતા યક્ષ–યુધિષ્ઠિર બુદ્ધ–ભિક્ષુ વગેરેના વિવિધ સંવાદો વાંચનમાળામાં ઊતારવામાં આવે તો વિદ્યાર્થીઓની બુદ્ધિ કેવી ઉન્નત થાય અને સ્વદેશભક્તિથી ભરાય એ સહજ કલ્પી શકાશે.

હાલના પાઠોમાં સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિને પોષે એવા પાઠો વિરલજ જોવામાં આવે છે. 'ઘણાં વર્ષ જીવો વિકટોરિયા' અને 'દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન' એવા રાજ્યભક્તિ વધારનાર પાઠો ભલે હો–હોવાજ જોઈએ—પણ એ સાથે ભારતમહિમાનું એક પણ કાવ્ય ન હોય એ થોડી ખામી છે? હાલની વાંચનમાળામાં આખા જગતનો ઇતિહાસ જેમાંથી કાંઈજ ઉપદેશ ન મળે એવા શુષ્ક આકારમાં ભર્યો છેઃ એ સર્વ પાઠ કાઢી નાખી, એને સ્થાને વિકટોરીઆ, અકબર, શિવાજી, સિદ્ધરાજ, નાના ફડનવીસ વગેરેનાં રાજકીય અને ખાનગી સદ્‌ગુણોનાં અસરકારક વર્ણન આપતા પાઠો મૂકવા જોઈએ.

વળી હાલ જે સદ્‌ગુણો વાંચનમાળામાં ઉપદેશવામાં આવ્યા છે એ ઘણે ભાગે વીર્યવત્તાના નથી પણ નમ્રતાના જ છે. આ દેશનું ગરીબ બાલક બિચારૂં ઘર છોડીને બહાર તો જતું નથી, તેને પહેલુંજ

કાવ્ય " વાડામાંથી પાડું એક છૂટું થઈને નાઠું હેક...વળતી વાઘે લીધા પ્રાણ એથી દુખીયું થયું અજાણ" એ શીખવવામાં આવે છે! જૂઠ ન બોલવા વિષે શુષ્ક અને નિર્માલ્ય પાઠ છે, પણ હરિશ્ચન્દ્રનું આખ્યાન સાદી ભાષામાં પણ મૂળના બળ અને તેજ સાથે દાખલ કરવાનું કોઈને સૂઝ્યું નથી.

ચાલુ વાંચનમાળામાં નીતિશિક્ષણ એકદેશી—ઘણે ભાગે નરમાશ તરફ જ વાળનારૂં છે, તથા એનો આકાર પણ આકર્ષક અને તેજસ્વી નથી એટલું જ નહિ, પણ એ વાંચનાર બાળકોની ઉમ્મર કેવડી છે અને એ ઉમ્મરને લાયક અમુક ભાવ છે કે નહિ એ ઉપર પણ જોઈએ તેવું લક્ષ અપાયું નથી. " ઘડપણ કોણે મોકલ્યું?" એ કાવ્યને ઘડપણના એક આબેહૂબ ચિત્ર તરીકે આપણે વાંચનમાળામાં દાખલ થવા દઈએ; " ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, ભમ્યો દિવસને રાત " એને પણ એક સારા ધ્યાનાત્મક સંગીત–કાવ્ય તરીકે સન્માન આપીએ; પણ—

" જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમાં ઘડી ન રાખે ભાઈ "
" મશાણ દુ:ખમુંળું નામ છે, ત્રીજું કબરસ્તાન;
જોતાં શોકાતુર કરે, નહિ મસ્તાની તાન;
... ... ... ... ...
રાતા પીળા રંગના ભડકા ત્યાં દેખાય,
ધૂમાડો સિન્દૂર સમો, ગગન ભાગી તે જાય. "

એવી સંસાર તરફ નિર્વેદ ઊપજાવનારી, જીવનના નિર્દોષ ઉત્સાહમાં વિઘ્ન કરનારી, અને જુદા જ અધિકારીઓ માટે રચાએલી કવિતાઓ અને વાંચનમાળામાં દાખલ કરવાનું શું પ્રયોજન એ સમઝી શકાતું નથી.

કાવ્યની પસંદગીમાં પણ કોઈક વિલક્ષણ સહૃદયતા પ્રવર્તી છે. ઉપર જણાવી એવી " મરણના ભય વિષે " અનેક કવિતાઓથી પાનાં ભરવાને બદલે, શાકુન્તલ ઉત્તરરામ વેણીસંહાર ચંડકૌશિક કે

મૃચ્છકટિકના બે ચાર પ્રવેશો મૂક્યા હોત તો એ વધારે સારૂં નહોતું? "શામળભટના કરેલા ગ્રન્થો વિષે" એ મથાળાની—

"સિંહાસન બત્રીશી, તર્તિબજ કીધી તેણે,
શિવપુરાણ સમર્થ, અર્થ જણાવ્યો જેણે;
રીજથી રેવાખંડ, દંડ જમદૂતનો ટાળી;
ડાકોરનો ઠાકોર, વર્ણવીને હદ વાળી.
વૈતાળપચીશી વર્ણવી, શુકબોતરી ભાવે ધરી;
વાયુને વશ છે તરણ જેમ, ત્યમ સામળ કવિએ કરી."

એ પંક્તિઓ પણ વાંચનમાળામાં ! ! !

બાલકવિતાઓમાં–બીજી ચોપડીમાં–નીચેની કવિતા સુપ્રસિદ્ધ છેઃ—

* "વાડામાંથી પાડું એક, છુટું થઈને નાઠું છેક,
મન માન્યું ચરવાને ઘાસ, વનમાં જઈને કીધો વાસ;
વળતી વાઘે લીધા પ્રાણ, એવું દુખીયું થયું અન્તરણ,
ચિતમાં છુટું થાવા જાય, તેની એજ અવસ્થા થાય."

હવે એનીજ સાથે, વિચારભાવ અને ભાષાની મનોહરતા અને ઔચિત્યની બાબતમાં નીચેનું કાવ્ય સરખાવો :—

**Cradle Song**

" What does little birdie say
In her nest at peep of day ?
Let me fly, says little birdie,
Mother, let me fly away.

---

* આ પંક્તિઓનો એક બાલકે મને અર્થ પૂછ્યો. એમાં રહેલો નિર્બલતાજનક ઉપદેશ હું એને કહેવા માગતો નહતો, પણ એનો અત્યન્ત આગ્રહ જોઈ આખરે મારે ઉપર ઉપરથી અર્થ સમજાવવો પડયો. એણે મને ખાસ કરીને પૂછ્યુંઃ 'વળતી વાઘે લીધા પ્રાણ' એટલે શું ?...એવું કોને થાય ?" એનો ઉત્તર હું શી રીતે દઉં ? છ વરસના બાલકને હું મૃત્યુનું ભાન કરાવું ? મૃત્યુનો ભય દેખાડી એને સ્વચ્છન્દ આનંદમાં રમતો અટકાવું ?

Birdie, rest a little longer,
Till the little wings are stronger:
So she rests a little longer,
Then she flies away.

What does little baby say,
In her bed at peep of day?
Baby says, like little birdie,
Let me rise and fly away.

Baby sleep a little longer,
Till the little limbs are stronger:
If she sleeps a little longer,
Baby too shall fly away."

—Lord Tennyson

વર્તમાન ગૂજરાતી કાવ્યપદ્ધતિ હોપવાંચનમાળાના કર્તાઓને તદ્દન અજ્ઞાત છે, અને આજ હજારો બાલકો ગૂજરાતી ધોરણો પસાર કરતાં જાય છે, છતાં તેમની આસપાસ નવી કાવ્યહવા કેવી વાય છે તેનું એમને ભાન થતું નથી. આ હાલની વાંચનમાળાની એક મ્હોટી ખામી છે. અને અમે આશા રાખીએ છીએ કે જેમ દલપતરામના જીવતાં દલપતરામની કવિતાઓ દાખલ કરવામાં અનૌચિત્ય ગણાયું ન હતું તેમ આજ નરસિંહરાવ, ગોવર્ધનરામ અને "કાન્ત" વગેરેની કવિતાઓ લેવામાં બાધ લાગવો ન જોઇએ. થોડાક વખત ઉપર સ્વર્ગસ્થ થએલા "કલાપી," હરિલાલ, બાલાશંકર અને મણિલાલનાં કાવ્યો પણ ઉપયોગમાં આવી શકશે. આ પ્રમાણે આ નવા જમાનાના કવિઓનાં કાવ્યો વાંચનમાળામાં મૂકવાથી બાલકોનાં હૃદય અને મગજ બંને ઉત્તમ રીતે કેળવાશે, અને રસજ્ઞતામાં તેઓ પછાત રહેશે નહિ. રસજ્ઞતા નીતિને પોષે છે, અને અમારો એટલે સુધી આગ્રહ છે કે નવી વાંચનમાળાની કમિટીએ

સારાં સારાં અંગ્રેજી સંસ્કૃત અને ફારસી કાવ્યોના થોડાક ખંડો રા. નરસિંહરાવ અને રા. કેશવલાલ ધ્રુવ જેવા પાસે ગૂજરાતીમાં ઊતરાવી વાંચનમાળામાં દાખલ કરવા જોઇએ. વળી, પ્રાચીન ગૂજરાતી કવિતાને પણ જૂની હોપવાંચનમાળામાં અન્યાય થાય છે. અને તેથી* "અગમ્ય પરીક્ષા" "સમસ્યા પૂર્તિ" "દ્વિઅર્થી દોહરા" અને "અન્તર્બહિર્લાપિકા" જેવા ટુંકી લીટીના ગદ્યને કવિતાને નામે આગળ ધરી કવિતાના ઉચ્ચ નામને અપમાન કર્યું છે.

ખરી વાત એ છે કે હોપવાંચનમાળાનો કાવ્યભાગ બહુધા કવિતાના સ્વરૂપ વિષે ભૂલભરેલા વિચાર ઉપર રચાએલો છે. અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યપરીક્ષાના નિયમોનું જેને જરાપણ જ્ઞાન છે તેને 'મોતીદામ', 'દોધક' અને 'પ્રમાણિકા' છન્દ ઉપર "કવિતાની રીત"ને નામે પાનાં ને પાનાં ભરાએલાં જોઈ હસવું આવ્યા વિના રહેશે નહિ. સંસ્કૃત સાહિત્યવિવેચકો તથા પાશ્ચાત્ય સાહિત્યવિવેચકોના ગ્રંથોમાંથી કાવ્યલક્ષણ સંબંધે વિવિધ વિચારો હોપવાંચનમાળામાં ઊતારવાની ઘણી જરૂર છે.

તે સાથે વળી ગદ્યની શૈલી વિષે પણ, સીધી તેમજ આડકતરી રીતે (એટલે કે, વિવેચન કરીને તથા દૃષ્ટાન્તરૂપ પાઠ મૂકીને) વાચકને કેટલીક માહિતી આપવી જોઇએ. જેમ કાર્લાઇલ અને મેકૉલે, જોન્સન અને રસ્કિન જેવા એકએકથી ઊલટા શૈલીપ્રવર્તકો અંગ્રેજી સાહિત્યમાં માન પામે છે, અને અમુકની ભાષામાં લૅટિન શબ્દો વધારે છે અને અમુકની વાક્યરચના કઠિન છે, એવા બાલિશ વાંધા લેવામાં આવતા નથી, તેમ અત્રે પણ નર્મદાશંકર, નવલરામ, ગોવર્ધનરામ, મણિલાલ અને હરિ હર્ષદ ધ્રુવના ગદ્યના નમૂના નવી વાંચનમાળામાં ઉદાર દીલથી દાખલ કરવા જોઇએ.

* શામળની એકાદ બે કવિતા નમૂનારૂપે મૂકવામાં બાધ ન હતો. પણ આમાં કેટલાંક તો નવાં રચીને મૂક્યાં છે !

ઉપર બતાવેલી ખામીઓ માત્ર ઉપલક્ષણ રૂપેજ અત્રે નોંધવામાં આવી છે. આ ઉપરાંત દરેક ચોપડીનું પૃથક્કરણ કરી બીજી ઘણી ખામીઓ બતાવી શકાય એમ છે, પણ તેને માટે આ સ્થાન નથી.

આ દિગ્દર્શન સમાપ્ત કરતાં પહેલાં, જરા વિષયાન્તર થવા દઈને પણ, જૂની વાંચનમાળાના અમુક પાઠ સ્હામે અમારો સખ્ત વાંધો અત્રે નોંધીશું. સુધારાના અમે પ્રતિપક્ષી નથી, બલ્કે સુધારો અમને ઇષ્ટ છે. પણ સુધારાના પક્ષને નિર્બલ દલીલોથી ટેકવી જેવી તેવી ભાષામાં પાંચ સાત પાઠ લખી કાઢી, વાંચનમાળામાં દાખલ કરી દેવા, એથી સુધારાનું કાર્ય સરશે અને નવો જમાનો 'સુધારા-વાળા'ઓનો થશે એમ આશા રાખવી વ્યર્થ છે. "આ દેશની વિધવાઓ" એ મથાળા નીચે સાતમી ચોપડીમાં પાઠ—૧૪૭ અને પાઠ ૧૪૮ વચ્ચે પાઠ ૧૪૭ (ક) દાખલ કરી દીધો છે. એમાં વિધવાપુનર્વિવાહનો પક્ષ ખેંચ્યો છે અને જણાવ્યું છે કે—

"વિધવાના પુનર્લગ્નને કાયદાની અડચણ ન નડે અને લોકોમાં સુખ તથા નીતિ વધે તેટલા માટે ઇંગ્રેજ સરકારે સને ૧૮૫૬માં એક કાયદો કર્યો છે, તેથી હિંદુ વિધવાનાં પુનર્લગ્ન કાયદેસર થઈ શકે છે.

કલકત્તા, મુંબઈ, મદ્રાસ અને બીજી જગ્યાએ વિધવાનાં પુનર્લગ્નને ઉત્તેજન આપવા માટે મંડળીઓ સ્થપાઇ છે, અને મંડળી-ઓના આશ્રયથી થોડાં વરસ થયાં કેટલાંક પુનર્લગ્ન થઈ ચૂક્યાં છે."

સુધારાવાળા કબુલ* કરે છે કે વિધવા બ્રહ્મચર્યમાં પોતાના

---

* બે વર્ષ ઉપર કલકત્તામાં ન્યા. મૂ. ચન્દાવરકરે જણાવ્યું હતું અને હાલમાં મુંબાઇમાં એમણે ફરી એજ જણાવ્યું છે; અને રા.બા. લાલશંકરે શ્રીમંત ગાયકવાડ સરકારના પ્રમુખપણા નીચે આપેલા ભાષણમાં એજ કહ્યું છે. પણ ઉપરના પાઠમાં સુધારાના પક્ષનું ખરૂં સ્વરૂપ નજરે પડે છે. સુધારાવાળાઓની મંડળીઓ જરૂર પડે ત્યાં લાઈલાજ થઈ પુનર્લગ્ન કરાવતી નથી, પણ 'ઉત્તેજન' આપે છે.

દિવસોનું નિર્ગમન કરે તો એ ઉત્તમ છે. અને તેઓનો વાંધો માત્ર પરાણે વૈધવ્ય પળાવવા સ્હામે અને એમાંથી નીપજતી અનીતિ સ્હામે છે. આ પાઠ કોણે લખ્યો છે એ અમે જાણતા નથી, પણ કોઈ સુધારાવાળા ગૃહસ્થે જ લખ્યો હશે એમ અમે માનીએ છીએ, અને તેથી ઉલટું પૂછીએ છીએ કે આ નવી કબુલાત પુર્વોક્ત પાઠમાં શા માટે દાખલ નથી કરી? ગૂજરાતી સાતમી ચોપડીમાં એક પણ સ્થળે લગ્નની ઉચ્ચ ભાવના વાચકના મનમાં ઠસાવવા યત્ન કર્યો છે?

હવે "સ્ત્રીકેળવણી"નો પાઠ લો. સ્ત્રી કેળવણી બેશક ઇષ્ટ છે, અને એ સંબન્ધી પાઠને વાચનમાળામાં પૂર્ણ અવકાશ છે. પણ સ્ત્રીકેળવણીના સમર્થનમાં એમ કહેવામાં આવે કે—

"મૂર્ખ બૈરીઓ...પોતાના ધણી પાસે નકામા પૈસા ખરચાવે છે—ઘરેણાં ને ભારે લૂગડાં કરવાની હઠ લે."

તો એ સ્હામે બહુ સારી રીતે પૂછી શકાય કે—આ દોષ શું ભણેલી સ્ત્રીઓમાં નથી હોતો? અમદાવાદી કિનખાબ અને ફ્રેંચ સિલ્ક એમાંથી કયાની હઠ વધારે સારી? 'ભણેલી સ્ત્રીઓમાં પણ આ દોષ કદાચ હશે, પણ તે કેળવણીની અસર નથી; કેળવણીની અસર હોય, તો પણ તે ન થવી જોઇએ ને થઇ છે'—એમ સ્ત્રીકેળવણીના પક્ષકારો કહી શકે, અને તે વ્યાજબી રીતે. પણ આટલા ખુલાસામાં ઊતરવું પડે એ મૂળ દલીલને નિર્બલ કરે છે. એથી વાચકના મન ઉપર અસર થવામાં વિઘ્ન પડે છે. આ રીતે સુધારાના અયોગ્ય ઉત્સાહથી ખેંચાઈ જઈ, સુધારાના પક્ષની આકર્ષતા ઘટાડે એવી દુર્બલ દલીલોથી અને નિકૃષ્ટ ભાવનાથી વાંચનમાળાને કલુષિત કરવી બરાબર નથી. સારો ઉત્સાહ ભૂલભરેલે માર્ગે વહેતો જોઈ, અને વાંચનમાળા જેવા સુધારાના સાધનને વૃથા ગુમાવી દેવાતું જોઈ, આટલું લખવું પડે છે.

[ વસન્ત વર્ષ ૨, અંક ૯; આશ્વિન, સં. ૧૯૫૯ ]

3. કાવ્યરસિકા—

આ રા.રા. અરદેશર ફરામજી ખબરદાર નામના એક યુવાન પારસી કવિએ રચેલું પુસ્તક છે. એ પુસ્તક વિષે બીજું કાંઈ પણ કહેતાં પહેલાં આરંભમાં જ, એના કર્તાને એમની શુદ્ધ ગૂજરાતી ભાષા માટે ધન્યવાદ આપવા ઘટે છે. પારસી ગૂજ-રાતી લેખકોમાં સંપૂર્ણ શુદ્ધ તેમજ સંસ્કારી ભાષા લખનાર તરીકે આજ સુધી માત્ર મિ. મલબારી જ અમારા જાણવામાં હતા. મિ. મલબારી કરતાં વધારે ઘરગથ્થુ પણ સંસ્કારમાં અને શુદ્ધિમાં એમના કરતાં ઊતરતી ભાષા લખનાર બીજા પારસી લેખક મિ કાબરાજી સુપ્રસિદ્ધ છે. આ બંનેથી જૂદી જ ઢબની, પણ મિ. મલબારી જેટલી જ બલ્કે કાંઈક વિશેષ શુદ્ધ, અને પૂરેપૂરી સરલ છતાં ગૌરવવાળી, ભાષા લખનાર આ ત્રીજા પારસી લેખક મિ. ખબરદારને બહાર પડેલા જોઈ અમને ખુશી ઊપજે છે. આપણે પશ્ચિમના સાહિત્ય–શાસ્ત્ર–તત્ત્વજ્ઞાનાદિના સંબન્ધમાં આવ્યા ત્યાર પછી આપણા દેશમાં સંસ્કારી અને ઘરગથ્થુ એવા બે વિભાગ દાખલ થઈ ગયા છે, અને એમ થાય એ સ્વાભાવિક છે. પણ જેવું કમનસીબ બીજી કોઈપણ ભાષા માથે આવી પડ્યું નથી તેવું ગૂજરાતીને માથે આવી પડ્યું છે, અને તે એ કે એક જ ગૂજરાતીની બે શૈલી માત્ર ન પડતાં હિંદુ ગૂજરાતી અને પારસી ગૂજરાતી એવી બે એક–એકથી તદ્દન સ્વતન્ત્ર ભાષાઓ બંધાઈ ગઈ છે એમ કહીએ તો ચાલે. તે પણ હિન્દી અને ઉર્દુની માફક સંસ્કૃતપ્રધાન અને ફારસીપ્રધાન બે શુદ્ધ અને ગૌરવવાળી ભાષા તરીકે વિકસી હોત તો બાધ ન હતો. પણ આપણે ત્યાં પારસી ગૂજરાતીએ ખરા–ખોટાના, ઉચ્ચ-નીચના, વ્યાકરણ કોષ ઉચ્ચાર જોડણી આદિના નિયમો યથેચ્છ તોડવા માંડ્યા, અને આજ એ ભાષા એવી વિચિત્ર બની રહે છે કે શુદ્ધ ગૂજરાતીના વાંચકને તો એ વાંચતાં હાસ્ય જ ઊપજે છે, અને કેટ-લીકવાર અર્થ સમઝવો કઠિન થઈ પડે છે. છતાં પારસી ગૂજરાતીએ

વિપુલ સાહિત્ય ઉપજાવ્યું છે, ન્યૂસ પેપરની ભાષા ઉપર બહોળી અસર કરી છે, અને એ સ્થિતિ જોતાં એવા પારસી લેખકોની જરૂર જણાય છે કે જેઓ આ બે શાખાઓને અસંબદ્ધ રીતે છૂટી પડી જતી અટકાવે. અને મિ. ખબરદાર જેવા પારસી યુવકો ગૂજરાતી ભાષાની સેવા બજાવતા રહે તો આ કાર્ય કેટલેક અંશે સિદ્ધ થાય એમ આશા રહે છે. પારસી ગૂજરાતીનું નવું વલણ પણ હવે એજ તરફ છે.

રા. ખબરદારે એમના આ કાવ્યસંગ્રહની પ્રસ્તાવનામાં કવિતાના સ્વરૂપ વિષે તથા કવિતાની ભાષા વિષે કેટલુંક લખ્યું છે. મિ. ખબરદાર જણાવે છે કે "અસાધારણ લાગણીની અસાધારણ ભાષા તે કવિતા. આમાં કવિતાનો સઘળો મર્મ સમાઈ ગયો છે. એ કવિતા ( જેને આપણે " પવિત્ર કાવ્યદેવી "ના ઉપનામથી ઓળખીએ છીએ તે ) જેના પર પ્રસન્ન થઈ અને એણે જેને પોતાનો કરી લીધો તે ભાગ્યશાળીને કવિ કહેવો ઉચિત છે; બાકી છોને બીજા કવિતા (? જોડકણાં) કરી પોતાના મનમાં દેડકાવત ફુલી સન્તોષ પામે ! ......ટુંકમાં કહીએ તો કવિતાની ભાષા જેવી કવિતા સ્વાભાવિક છે તેવીજ સરળ, રસિક અને ઘટમાં ઉતરી જાય એવી જોઇએ. અલબત્ત અર્થગૌરવ તો ઊંડું અને અખંડ જ જોઇએ." આ કહેવું બરાબર છે, અને શેલિ વર્ડ્ઝ્વર્થ વગેરે અંગ્રેજી મહાકવિઓએ ગઈ સદીને આરંભે કવિતાના સ્વરૂપ વિષે જે જે વિચારો દર્શાવેલા એને અવલંબીને છે.

રા. ખબરદારનાં કાવ્યો આ વ્યાખ્યાને કેટલે દરજ્જે મળતાં આવે છે એ જુદો પ્રશ્ન છે. અમને લાગે છે કે આ કાવ્યસંગ્રહનો લગભગ અર્ધો ભાગ આ ભાવનાથી વિમુખ રહીને જ રચાયો છે. આરંભમાં "કાવ્યગૌરવ" એ વિષય નીચે 'કવિતા અને પૃથ્વીની તુલના,' 'કવિતા અને તાજની તુલના', 'કવિતા અને વીજળીની તુલના', 'કવિતા અને કેરીની તુલના', 'કવિ અને હીરાની તુલના', 'કવિ અને ઝવેરીની તુલના' ઇત્યાદિ પ્રયત્નોને રા. ખબરદાર પોતેજ ભાગ્યે

"અસાધારણ લાગણીની અસાધારણ ભાષા" કહી શકશે. અને આજ કોટિમાં અમે રા. ખબરદારનાં ઘણાં ખરાં નીતિ સંબન્ધી કાવ્યોને નાંખીએ છીએ.

જીભ બેસાડે ગાદીએ, જીભ ખવાડે માર;
'શઠ'નો 'શેઠ' કહે રિઝે, ખીજે 'નર'ની 'નાર'
નથી જીભને હાડકું, નથી જીભને ખાડ;
વિના અડચણે વ્હાલથી, લટપટ કરતી લાડ.
કૈં જનો જૂઠું કહે, કરે જૂઠું વળી અંત;
બતાવવા ને ચાવવા, ગજના જૂદા દંત.

આ થોડીક લીટી સહજ દૃષ્ટિએ ચઢી આવવાથી અમે મૂકી છે. પણ એજ તરેહની પુષ્કળ કડીઓ-દલપતરામ અને સામળની ઢબની લખાએલી-સ્થળે સ્થળે નજરે પડે છે.

રા. ખબરદારે 'મણિમાળ ચોસરબંધ' 'નવકાંકરી (હોજ) બંધ' 'કટાર પ્રબંધ' 'પવનચક્રિ પ્રબંધ' વગેરે શબ્દચિત્ર રચવામાં, એમણે પોતે સ્વીકારેલા કાવ્યલક્ષણની વિરુદ્ધ જઈ, વૃથા કાલક્ષેપ કર્યો છે.

"વર્ષાવર્ણન" કવિતાના નામને લાયક પ્રયત્ન છે. આ ભાગને અંગે 'ઊનાળાનો જુલમ', 'મેઘની તૈયારી' 'વાદળના વિવિધરંગ' 'મેઘ ધનુષ્ય' 'આકાશમાં ગગડાટ,' 'વિજળીના ચમકારા,' 'પક્ષીઓનો હર્ષ,' 'પહાડનો દેખાવ', 'ચરતાં ઢોર,' 'પાણીનો ધોધ' વગેરે વિવિધ મનોહારી વિષયો ઉપર કાવ્યો રચાએલાં છે. યદ્યપિ રા. નરસિંહરાવની ગૂઢ-અંતરગ્રાહી પ્રતિભાનું અત્રે દર્શન થતું નથી, તથાપિ સાધારણ રીતે ખરા કવિના ભાવથી સૃષ્ટિનું અવલોકન થયું છે એ સ્પષ્ટ છે. વર્ડ્ઝવર્થ અને સ્કોટ એ બે અંગ્રેજી કવિઓની સૃષ્ટિ સંબન્ધી કવિતાનો ભેદ દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે-સ્કૉટ સૃષ્ટિ સ્હામે નોંધપોથી અને પેન્સિલ લઇને બેસે છે, અને વર્ડ્ઝવર્થ એના ઉપર ધ્યાન કરી એ ધ્યાનમાંથી નૂતન સૃષ્ટિ ઊપજાવે છે. સ્કૉટને આમાં કેટલો અન્યાય થાય છે એ જુદો પ્રશ્ન છે-પણ

રા. ખબરદારનાં સૃષ્ટિચિત્રો, નોંધપોથી અને પેન્સિલની મદદથી રચાયાં છે એમ સહજ પ્રતીત થઈ આવે છે. આથી, રા. ખબરદારનાં સઘળાં કાવ્યો કૃત્રિમ છે વા એમાં મનોહરતા નથી એમ કહેવાનું તાત્પર્ય નથી.

> " ધરાતાં ખાતાં તો, ઝરણ જળમાં મૂખ ઝુકવે,
> જણાતાં માતાં તે, હરખ થકી પી નિર્મળ હવે;
> ધરાતાં રાતાં થૈ, હળુ હળુ નીચી ડોક ધરતાં,
> ભિજાતાં જાતાં તે, નમન હરિને એમ કરતાં."

એ પંક્તિઓમાં ખરું અવલોકન છે, વર્ણન વિષય પ્રતિ ખરો ભાવ વહી રહ્યો છે, ભાષા પણ પ્રસંગને અનુસરતાં પ્રસાદ માધુર્ય અને કોમળતાથી અંકાએલી છે—છતાં એ કવિતાથી નીચેની કવિતાની કાંઈક જુદી જ તરેહ છે એ સમઝવા જેવું છે:—

> " The Cock is crowing,
> The streem is flowing;
> The small birds twitter,
> The lake doth glitter;
> The green field sleeps in the sun.
> The oldest and youngest
> Are at work with the strongest;
> The cattle are grazing,
> Their heads never raising;
> *There are forty feeding like one !"*— Wordsworth

મિ. ખબરદારની દૃષ્ટિ આગળ દલપતરામ અને નર્મદાશંકર એ બે કવિઓ રહેલા છે. દલપતરામનાં અનુકરણ જેઓએ કર્યા છે તેઓ એમનો વાર્તારસ અને હાસ્યરસ ઊપજાવી શકયા નથી–માત્ર નીતિબોધ ઊતારી શકયા છે, અને તેથી એ અનુકરણ બહુધા કવિતાના પ્રદેશની બહાર ચાલ્યું ગયું છે. આ જ પ્રમાણે મિ. ખબરદારનાં કાવ્યમાં પણ થયું છે. પરન્તુ જેઓએ નર્મદાશંકરનું અનુકરણ

કર્યું તેઓ વધારે ફતેહમંદ થયા છેઃ કારણ એમ જણાય છે કે નર્મદ-ના વિષયો કાવ્યોદ્દગારને વધારે અનુકૂળ હતા, અને એની ઢબમાં આદેશ અને નૂતનતા રહેલાં હતાં-જે હજી પણ ગૂજરાતી વાચકનું ધ્યાન રોકી શકે છે. નર્મદે ઊઘાડેલા માર્ગે આગળ ચાલી મિ. ખબરદારે—

“ ખરખર ખરતા, ફરફર ફરતા,
સરસર સરતા સરતા;
ઘરઘર ઘરતા, ભરભર ભરતા,
હરહર હરતા હરતા !

નળિયામાં પેસીને નીકળે,
લ્હેરે ખળખળ લડતા;
જોરથકી ઉભરાઈ જમીન પર,
ધપ ધપ તૂટી પડતા !

તડ તડ ભીંત અને બારી પર,
અતિ તતડે આવેશે; ”

× × ×

—ઇત્યાદિ તરેહની ઘણી પંક્તિઓ રચી છે. આ પંક્તિઓ એક કરતાં વધારે રીતે નર્મદનું સ્મરણ કરાવે છેઃ શબ્દાલંકાર નર્મદથી સૂચિત છે એટલું જ નહિ, પણ “નળિયામાં પેસીને નીકળે” ઇત્યાદિ વર્ણન ખાસ નર્મદની કલમનું સ્મરણ કરાવે છે. નર્મદના સૃષ્ટિચિત્રણમાં અમને ઘણે સ્થળે નોંધપોથીજ નજરે પડી છે, અને ઉપરની પંક્તિઓથી રા. ખબરદાર પણ અમને નળિયાં સ્હામે બેશી નોંધ લેતા ઉપસ્થિત થાય છે. એક “પાણીનો ધોધ” વર્ણવતાં રા. ખબરદારે નીચે પ્રમાણે કૃદન્તમાળા રચી છેઃ—

“ ચમક ચમકતાં, ઠમક ઠમકતાં, ઉતરે નીચે નમતાં;
ચલક ચલકતાં, છલક છલકતાં, રસમાં રંગે રમતાં.
કહિં ચમચમતાં, કહિ તમતમતાં, ખદતાં સંકટ ખમતાં;
ભીડી ભૂસદ ભાવે ભમતાં, ગેલ કરે મન ગમતાં.

અહિં અથડાતાં, તહિં પછડાતાં, કચડાતાં ભચડાતાં;
કહિં મથડાતાં, કહિં લથડાતાં, રગડાતાં સપડાતાં.
ખરડાતાં મરડાતાં તાતાં, તીવ્રપણે તતડાતાં;
ઘસડાતાં ફસડાતાં જાતાં, અટકાતાં પકડાતાં."

× × ×

આ પ્રમાણે પંક્તિ આગળ ચાલ્યે જાય છે. આ વાંચી આ જ તરેહનો અંગ્રેજ કવિ સધીનો યત્ન અમને સાંભર્યો. " How the water comes down at Lodore " એ કાવ્યખંડમાં—

× × ×

Rising and leaping, 9
Sinking and creeping,
Swelling and flinging,
Showering and springing,
Eddying and whisking,
Spouting and frisking;
Receding and speeding 25

And shocking and rocking,
And darting and parting,
And threading and spreading,
And whizzing and hissing,
And dripping and skipping,
And falling and crawling and sprawling 50

And driving and riving and striving
And sprinkling and twinkling and wrinkling
Recoiling, turmoiling, and toiling and boiling, 66
And thumping and pumping and bumbing and
jumping,

And in this way the water comes down at Lodore 71*
—*Southey*

આ પ્રમાણે કવિએ "-ing" ના થોક રચ્યા છે. આમાં જે નૂતનતા રહેલી છે એ જ ચમત્કારી છે. બાકી વસ્તુતઃ અર્થની સાથે વર્ણ અને સ્વરનું મળતાપણું થોડેક જ સ્થળે છે. શબ્દાલંકાર રચવાના આવા કૃત્રિમ યત્નની સ્હામે થોડા એક ખરા રસિક યત્ન મૂકી જુઓ, એટલે ખરી અને ખોટી મહોર વચ્ચેનો ભેદ સમઝાશેઃ—

"The *moan* of doves in *immemorial elms*,
And *murmuring* of *innumerable* bees"— *Tennyson*

"The *league-long roller* thundering on the reef"–Tennyson

"*The splendour falls on castle-walls*
And snowy summits *old* in story :
The *long light shakes* across the lakes,
And the *wild cataract* leaps in glory."— Tennyson

" And more to lull him in his slumber soft,
A trickling stream from high rock tumbling down
And ever drizzling rain upon the left,
No other noise, nor people's troublous cries,
As still are wont to annoy the walled town,
Might there be heard; but *careless quiet*
Wrapt in eternal silence, *far* from enemies."— *Spenser*

"It is a beauteous Evening, calm and free;
The *holy time is quiet as a* Nun
*Breathless* with adoration; the *broad* sun

---

* ૭૧ પંક્તિઓ વાંચતાં અમારા વાચકો થાકે, અને અમારા પ્રેસમાં "ing" પણ ખૂટી પડે, માટે અમે પંક્તિઓની સંખ્યા માત્ર સ્હામી મૂકીને સન્તોષ વાળ્યો છે.

Is *sinking down* in its tranquillity;
*The gentleness of heaven is on the sea."*— Wordsworth

" प्रच्छायसुलभनिद्राः—"
" क्व बत हरिणकानां जीवितं चातिलोलं
क्व च निशितनिपाता वज्रसाराः शरास्ते।"
" चलापाङ्गां दृष्टिं..............
............स्वनसि मृदुकर्णान्तिकचरः
करं व्याधुन्वंत्याः—"
" कार्या सैकतलीनहंसमिथुना.........

× × ×

शृङ्गे कृष्णमृगस्य वामनयनं कण्डूयमानां मृगीम्
पश्चादेत्य शनैः कराम्बुजधृते कुर्वीत वा लोचने।

× × ×

आनोयेत पदात् पदं चतुर या सख्या ममोपान्तिकम्,
" आ लोकान्तात्...........
तिष्ठत्येष क्षणमधिपतिः......

कालिदास

स्वच्छन्दोच्छलदच्छकच्छकुहरच्छातेतराम्बुच्छटा।

का० प्र०

આ અવલોકન લખતી વખતે પાસે પડેલાં પુસ્તકોમાંથી થોડાક ઉતારા આપ્યા છે—એ ઉપરાન્ત મિલ્ટન હોમર વર્જિલ વગેરે પાશ્ચિમાત્ય કવિઓમાંથી, તેમજ અત્રત્ય ભવભૂતિ–જયદેવ આદિ સંસ્કૃત કવિઓમાંથી, તથા કાલિદાસમાંથી પણ બીજાં, અનેકાનેક દૃષ્ટાન્તો ટાંકી શકાય.*

---

* આજના પ્રસંગને માટે આટલાં પણ ઘણાં છે. × × × અહીં બ્લૉકમાં છાપેલા શબ્દો શિવાય અન્યત્ર પણ ખૂબીઓ રહેલી છે.

ગૂજરાતી કાવ્યોનાં થોડાંક દૃષ્ટાન્ત રા. કવિએ ચૈત્રના અંકમાં ટાંક્યાં છે.

માત્ર ઘોષના જ પડવા સાથે ધ્વનિની સગાઈ નથી. જુદા જુદા અર્થ અને ભાવનું સૂચન વર્ણ અને સ્વરનાં માધુર્ય–કાઠિન્ય, વિસ્તાર–સંકોચ, આરોહ–અવરોહાદિ દ્વારા કેવું રસિક થઈ શકે છે એ ઉપરનાં દૃષ્ટાન્તો ઉપરથી સમઝાશે.

રા. ખબરદારનું કવિહૃદય ‘ક્રાન્તદર્શી’ નથી, એમના શબ્દાલંકારના યત્નો ઘણીવાર ભૂલભરેલા જોવામાં આવે છે; છતાં અમે ખુશીથી જણાવીએ છીએ કે એમને કુદરત પ્રત્યે ખરેખરી લાગણી છે. લાગણી ખરી હોય છતાં અલૌકિક ન હોય છતાં તો કાવ્યમાં અલૌકિકતા નથી આવતી. અને એટલે દરજ્જે રા. ખબરદારનાં કાવ્યો પણ ઊતરતી ભૂમિકાએ વસે છે. જેટલે અંશે રા. ખબરદારની લાગણી કૃત્રિમ નથી, એટલે અંશે એમનાં કાવ્યોમાં કાવ્યત્વ પણ છે.

ઝરણ બહુ ઝરે છે, પ્હાડની આસપાસે,
ખળખળ કરતાં તે, સૌ ધસે પૂર શ્વાસે;
ધસી ધસી ધસી દોડે લ્હેર બુટ્ટી લઈને,
પરવત ઉતરે છે, એક બીજે થઈને.
સરપ સમ શરીરે, વક્રતાથી વળેલાં,
સરસર સરતાં તે, વાટ લેતાં જ વ્હેલાં;
નમી નમી નમી નીચાં, ડોક નાખે ઢળીને,
કઠણ પર કુદી તે, ઊતરે ઊછળીને;
ચળક ચળક થાતાં વારબિન્દુ વહે છે,
છલક મલક ફૂટી, રાહ લેતાં રહે છે;—
અધિક ઉર ઉમંગે, ટેકરા કૂદતાં તે,
ધરણી જનુનીને તો, ભેટતાં ભાત ભાતે.

આ અને,

ખીણો, ટેકરીઓ ખેતર સૌ,
લીલામાં લોભાયાં;
રમત કરે ને ગમત રસિકડાં,
આપે લાડકવાયાં.

સંપ સજવો સહુએ બહુ સ્નેહે,
શાચે છે રંગીલાં;
જ્યાં ત્યાં જ્યાં ત્યાં સઘળે સરખાં,
લીલાં, લીલાં, લીલાં!
ઊંચે સ્થળ ઊભો રહીને સ્થિર,
પર્વત સાક્ષી પૂરે;
બલિહારી વર્ષાની બતાવે,
ઊરે પૂરે નૂરે.

આવાં કવનો કુદરત પ્રત્યે ખરી લાગણી વિના નીકળ્યાં છે એમ કોઈ પણ નહિ કહે. બલ્કે આ પંક્તિઓમાં તો ઊંચી પ્રતિભા છે એમ અભિપ્રાય આપવામાં પણ બાધ નથી.

રા. ખબરદારના આ પુસ્તકનું અવલોકન સમાપ્ત કરતાં પહેલાં અમે આ પારસી કવિને એમના યત્ન માટે ફરી ધન્યવાદ આપીએ છીએ.

[ વસન્તઃ વર્ષ ૩, અંક ૪; વૈશાખ, સં. ૧૯૬૦ ]

## ૪. "કાવ્ય માધુર્ય"

એટલે આધુનિક લેખકોનાં કાવ્યોમાંથી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ (બીજી આવૃત્તિ.)*

આ પ્રકારની ગ્રન્થરચનામાં અનેક પ્રયોજન હોય છે. જ્યારે સાહિત્યનો વિસ્તાર બહુ મ્હોટો થઈ જાય છે ત્યારે લોકને એનો આસ્વાદ લેવો સરળ પડે એવા હેતુથી થોડાંક મધુર કાવ્યો એકઠાં કરી લોકના મનોરંજન અર્થે પ્રસિદ્ધ કરવામાં આવે છે. કેટલીક વાર, લોકરુચિને સન્માર્ગે દોરવા માટે ઉત્તમ કોટિનાં કાવ્યો પસંદ કરી પ્રકટ કરવામાં આવે છે. કેટલાક કવિઓની તરેહ જ એવી હોય

* સંગ્રહ કરનાર—રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા. એમ. એ., આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ, મ્યુનિસિપલ સ્કૂલ્સ, મુમ્બઈ. કિંમત રૂ. ૧-૮-૦.

છે કે એમના કાવ્યવનમાંથી જ્યાં સુધી આ પ્રકારે કુસુમો વીણી આપવામાં ન આવે ત્યાં સુધી તેઓની કદર થઈ શકતી નથી. કેટલીક વાર આવા સંગ્રહમાં વિવિધ કવિઓનાં લાક્ષણિક સ્વરૂપ દર્શાવવાની પણ મતલબ હોય છે. રા. અંજારિયાના આ કાવ્ય-સંગ્રહમાં, ઉપર બતાવેલાં એક કરતાં વધારે પ્રયોજનો—કોઈક વધારે તો કોઈક થોડું—એમ ભળેલાં છે. પણ મુખ્યત્વે કરીને તો એમનો હેતુ "ગૂજરાતી કવિતામાં દાખલ થયેલ નવીન રસ બતાવવાનો, કવિતાને લોકપ્રિય કરવાનો અને ભણેલાઓને ગૂજરાતી માટે થઈ ગયેલો તિરસ્કાર કંઈક દૂર કરવાનો છે." ગૂજરાત જેવા–સાહિત્ય માટે સામાન્ય જ રુચિ ધરાવનાર—પ્રાન્તમાં પણ રા. અંજારિયાના આ પુસ્તકની બે જ વર્ષમાં બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવ્યો એ જોતાં એમનો ઉદ્દેશ ઘણેક અંશે સફળ થયો લાગે છે.

અંગ્રેજીમાં મિ. પાલગ્રેવ કૃત "Golden Treasury of Songs and Lyrics" નામનો સંગ્રહ છે તેના અનુકરણરૂપે આ પ્રયાસ છે—પણ એ થકી આની બે બાબતમાં ભિન્નતા છે: મિ. પાલગ્રેવના પુસ્તકમાં "Songs" અને "Lyrics"—એટલે કે સંગીત અને સંગીતકલ્પ કાવ્ય (ગાયન અને ગાયન જેવાં કાવ્ય) ઉભય લેવામાં આવ્યાં છે; રા. અંજારિયા "સંગીતમંજરી" નામનું જુદું પુસ્તક કરવા ધારે છે. મિ. પાલગ્રેવ અંગ્રેજી કવિતાના છેક પ્રાચીન યુગથી શરૂ કરી વર્તમાન સમય ઉપર આવ્યા છે; રા. અંજારિયાએ માત્ર આધુનિક કાવ્યોમાંથી જ પસંદગી કરી છે. સંગીત અને સંગીતકલ્પ કાવ્ય વચ્ચે શો ભેદ છે અને તે ગૂજરાતી ભાષામાં કેટલો નજરે પડે છે એ વિષે રા. અંજારિયાનું "સંગીતમંજરી" પુસ્તક પ્રસિદ્ધ થશે તે વખતે બોલવાનો પ્રસંગ આવશે. પણ રા. અંજારિયાએ માત્ર આધુનિક કવિઓ જ લીધા એ યોગ્ય કર્યું છે કે નહિ એ વિષે તો અત્યારે કહેવું પ્રાપ્ત થાય છે કે—તેઓએ પ્રાચીન ગૂજરાતી કાવ્યોના થોડાક નમૂનાઓ આપ્યા હોત તો ઠીક થાત.

દરેક ગ્રન્થકર્તાને પોતાના ગ્રન્થનો વિષય કેટલો રાખવો એનો નિર્ણય કરવાનું સ્વાતન્ત્ર્ય છે, તથાપિ આ ઊમેરો મુખ્ય વિષય ઉપર પ્રકાશ પાડવાનું સાધન થઈ પડે એમ હોવાથી આટલી સૂચના કરવી અમે યોગ્ય ધારી છે. મિ. પાલગ્રેવે અંગ્રેજી સાહિત્યના જેમ ચાર યુગ પાડી પોતાનું પુસ્તક ચાર વિભાગમાં રચ્યું છે તેમ કદાચ દુર્ઘટ હતું; પણ આધુનિક કાવ્યો ભેળાં પ્રાચીન કાવ્યો બહુ સારી રીતે મૂકી શકાત, અને એમ કરવાથી સૃષ્ટિસૌન્દર્યના ઉપભોગની, તેમજ મનુષ્યહૃદયના વિલાસની, જુદી જુદી પદ્ધતિઓ વાચકના ધ્યાનમાં લાવી શકાત.

આરંભમાં આપેલો "ગુજરાતી કવિતાના વિકાસનું ટુંકામાં અવલોકન" એ નિબંધ અર્થગંભાર અને મનનપૂર્વક લખાએલો છે— અને એમાં તે તે સ્થળે થોડાંક લાક્ષણિક વિશેષણો વડે જુદા જુદા કવિઓનું સ્વરૂપ પણ આંકવામાં આવ્યું છે. એમાંનાં ઘણાં વિશેષણો— જેમકે 'હૃદયનું નિખાલસપણું અને વૃત્તિનું વિલાસીપણું' ઇત્યાદિ— જે અંગ્રેજી કાવ્યાવલોકનની પરિભાષામાંથી લેવામાં આવ્યાં છે, તે અંગ્રેજી સાથે પરિચય ન ધરાવનાર વાચકને દુર્બોધ થઈ પડશે એમ ભય રહે છે. માટે, તે તે કવિઓનાં કાવ્યોમાંથી જે ઊતારા આપ્યા છે તેમાં એ વિશેષણો કેવી રીતે પ્રત્યક્ષ થાય છે એ બતાવવા જેવું હતું. આ પરિભાષા કાવ્યો ઉપરનાં 'સંક્ષિપ્ત ટિપ્પણ'માં વાપરી છે, એટલે ધ્યાન દઇને વાંચનાર એનો અર્થ કાંઇક ગ્રહી શકશે— પણ નવીન કવીતાનો રસ લેવાની નવીન રીતિ શીખવવા માટે તો આ કરતાં અધિક સ્ફુટતાની જરૂર છે.

આ પ્રકારના સંગ્રહોમાં કાવ્યોના ક્રમની યોજના સંગ્રહકારની સહૃદયતા અને વિવેકશક્તિની કસોટી છે. તેથી એ બાબત પહેલી વિચારીશું. આધુનિક કવિઓમાં દરેકની કાંઇને કાંઇક તો વિશિષ્ટતા છે જ; તથાપિ જો ઉપલક્ષણરૂપે એમાંથી એક જ કવિ લઈ એને નામે વર્તમાન યુગ આંકવાની ઇચ્છા હોય, તો રા. નરસિંહરાવનું

નામ જ પસન્દ કરવું જોઇએ, અને તેથી રા. અંજારિયાનું પુસ્તક રા. નરસિંહરાવના 'મંગલાચરણ'–કાવ્યથી આરંભાઈ, એમના જ રચેલા 'અવસાન'–કાવ્યથી સમાપ્ત થાય છે એમાં સંપૂર્ણ ઔચિત્ય છે. વળી, આરંભનાં કાવ્યો કાવ્યરસને લગતાં મૂકી, ત્યાર પછી પહેલું સ્થાન 'સહસ્રલિંગના તળાવના કાંઠા ઉપરથી પાટણ', 'હિન્દનું ઐતિહાસિક સિંહાવલોકન' આદિ સ્વદેશાભિમાનનાં કાવ્યોને આપવામાં આવ્યું છે એમાં જેમ યોગ્યતા છે, તેમ છેક છેવટના કાવ્યોમાં 'સ્મરણાંજલિ,' 'એક મહાત્માનું સ્મરણ,' 'કવિ નર્મદનું મન્દિર,' 'કલાપીને વિજ્ઞાપના,' 'કલાપીને સમ્બોધન' ઇત્યાદિ નિવાપાંજલિઓ (Elegies) પસંદ કરી, આખરે પરમાત્મા સંબન્ધી ઉચ્ચારોથી સમાપ્તિ કરવા માંડી છે એ પણ ઉચિત જ છે. મધ્યનો ક્રમ પણ સુચિન્તિત છે. બાહ્ય પછી આન્તર—objective પછી subjective—વન નદી પર્વત સરોવર વર્ષા ચન્દ્ર આદિ બાહ્ય વિષયો પછી આશા કૃતઘ્નતા ત્યાગ આદિ આન્તર ભાવો—આ યોજના સુઘટિત છે. આગળ ચાલતાં પ્રેમ, અને પ્રેમ પછી કારુણ્ય–વૈરાગ્ય–જ્ઞાન (પ્રેમનાં જ ફળ) એ ક્રમ પણ બરાબર છે. આ પ્રકારની રા. અંજારિયાના પુસ્તકમાં અનેક આન્તર સંગતિઓ નજરે પડે છે. અને જો કે 'જન્મભૂમિનું જયમંગલ,' 'અરુણ તરુણ આ ઉદય થયો'—'ભારતવીર જાગૃતિ' વગેરે દેશોદય માટેની લાગણીવાળાં કાવ્યો, આરંભનું 'હિન્દનું ઐતિહાસિક સિંહાવલોકન' અને 'ત્રિખંડ ત્રિવેણી' કાવ્યોની સાથે વધારે શોભત—તથાપિ આવા કેટલાક ક્રમભંગ ગોઠવણુની કૃત્રિમતાની મન ઉપર અસર થતી અટકાવે છે, અને વૈચિત્ર્યના ભાનનું પોષણ કરે છે, એ જોઈ આવા થોડાક દોષો આપણે ક્ષન્તવ્ય ગણીશું. તથાપિ કેટલાંક કાવ્યોનાં સ્થાન તો ખરેખર બદલવા જેવાં જ છે. 'મ્હારા મયૂરને' એ તો છેવટની નિવાપાંજલિઓમાં જ આવવું જોઇતું હતું; અને રા. મણિશંકરનું 'વસન્તવિજય' અને રા. નરસિંહરાવનું 'ઉત્તરા–અભિમન્યુ'—એ સાથે સાથે જોઇએ.

કેમકે રા. મણિશંકરના 'વસન્તવિજય' કાવ્યે આધુનિક ગૂજરાતી કવિતામાં જે એક નવી જ દિશા ઊઘાડી હતી તેને અનુસરીને જ રા. નરસિંહરાવ વગેરે કવિઓના 'ઉત્તરા અને અભિમન્યુ' જેવાં કાવ્યો પ્રેરાયાં છે.

રા. અંજારિયાએ કરેલી કાવ્યપસંદગી એકંદર બહુ રસજ્ઞતાથી અને આધુનિક ગૂજરાતી સાહિત્યના વિશાળ પરિચયથી અંકાએલી છે. આ સંગ્રહમાં અમુક કાવ્યો મૂકવાં રહી ગયાં છે એમ કહેવું કઠિન નથીઃ પણ ગ્રન્થના કદની મર્યાદા બાંધ્યા પછી કેટલાંક કાવ્યો તો છોડી દેવાં જ પડે એ વાત ધ્યાનમાં રાખતાં, રા. અંજારિયાની કૃતિમાં આ પ્રકારની ખોડખાંપણો કાઢવી અમને દુરસ્ત લાગતી નથી. રા. નરસિંહરાવનાં "મધ્ય રાત્રિયે કોયલ" અને "રાત્રિયે કોયલ" એ બે કાવ્યો વચ્ચે તથા "ઊંડી રજની" અને "અલૌકિક રજની" એ બે કાવ્યો વચ્ચે, પસંદગી કરતી વખતે રા. અંજારિયાને કેવી સહૃદય મૂંઝવણ ભોગવવી પડી હશે એ અમે સહજ કલ્પી શકીએ છીએ. બંને કાવ્યની જુદી જુદી ખૂબીઓ છે, અને એક માણસને એક બીજાને બીજું જ, બલ્કે એક જ હૃદયને એક દશામાં એક તો બીજીમાં તો બીજું જ, ગમે તો આશ્ચર્ય જેવું નથી.

"અનિલ ધીરે ભરે પગલાં પળે શાન્તિ રખે સહુ,—
... ... ... ... ... ... ...
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય મીઠી ! ટુહૂ ! ટુહૂ !"

એ પંક્તિઓવાળું કાવ્ય સ્વીકારતી વખતે,

'વ્હાલી, સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે
ગાતી છન્દમાં રે, વ્હાલી૦
... ... ... ... ... ...
વ્હાલી ! એ તુજને બોલાવે !
મીઠી મીઠીને મન ભાવે,
હેની પાછો ટહૂકો કોમળ કંઠમાં રે,
ગાતી૦ વ્હાલી૦

ઇત્યાદિ અલૌકિક માધુર્યથી—કોયલડીના માધુર્યથી–ઊભરાતું કાવ્ય છોડી દેતાં રા. અંજારિયાને કેટલી મુશ્કેલી પડી હશે,

"આ શી ઊંડી રજની આજની
ભણે ઊંડા ભણકાર !
ઘેરી ગુહા આકાશની રે
માંહિ સૂતો ઊંડો અંધકાર,
ઊંડા ડૂબ્યા નભ તારલા કંઇ.
ગૂઢ સંદેશ વ્હેનાર રે;
આ શી ઊંડી રજની !"

–વાળું કાવ્ય રાખવા માટે—

"રજની શ્રવણમાં મન્દ સમીરણ વાત કરે કંઇ છાની રે,
રસભર આવી, તે નિરખી રહી ચંદા છાનીમાની.
અલૌકિક૦

ગૂઢ વાત એ રજનીહૃદયમાં કોરી રાખી ઊંડી રે !
મુજ હૃદયે પણ ધ્વનિ તેના કંઈ થાતા જાતા બૂડી.
અલૌકિક૦

... ... ... ... ...

ઓ રજની ! તુજ હૃદય વિશે મુજ હૃદય તણો લય થાજો રે;
આ સરવરજળમાં તારક બની જીવન મમ સહુ જાજો,
અલૌકિક આ રજની !"

—એવી રા. નરસિંહરાવના ગંભીર સિદ્ધાન્તરહસ્યથી પુષ્કળ ભરેલી કવિતાને વામી દેતાં, જવાબદારીનું ભાન કેવું દુઃસહ થયું હશે–એ તો આવી પસંદગી કરનાર જ જાણે ! પણ આ કલગીમાં, થોડાંક વગડાઉ વનસ્પતિનાં ફૂલ પાંદડાં કે કુદરતનાં પુષ્પોના અનુકરણમાં કાગળની કાતરી કાઢેલી આકૃતિઓ ન બાંધતાં, ગુલાબ સાથે જૂઈ ગોઠવી હોત તો ખોટું હતું ? વગડાઉ ફૂલો અને પાંદડાંઓમાં પણ કેટલી મનોહરતા હોય છેજ; અને કાગળની આકૃતિઓ

કાપવામાં પણ કેટલીક ચાતુરી તો પ્રકટ થાય છે જ; પણ જ્યાં પસંદગી જ કરવાની છે ત્યાં તો કુદરતનાં કુસુમોને વધારે સ્ફુટતાથી દીપાવે એવાં થોડાંક કોમળ પાંદડાંની સાથે ગુલાબ અને જૂઈ જેવાં જ પુષ્પો બાંધ્યાં હોત તો વધારે સારૂં હતું. આમ કરવાથી, નરસિંહરાવના 'મેઘાડમ્બર' અને 'એક અદ્‌ભુત દેખાવ', 'સરોવરમાં ઉભેલો બગ,' 'વાટજ્ જોતી' 'સન્ધ્યાકાળનાં આકાશ ભણી જોઈ રહેતી બાળકીને' ઇત્યાદિ કાવ્યો માટે થોડો ઘણો અવકાશ પ્રાપ્ત કરી શકાત; અને 'વિધવા વિલાપ,' 'કુલમણિ દાસીનો શાપ' 'દિવ્ય ગાયક ગણ' અને 'કવિ હૃદય'—એ કાવ્યો કેમ દાખલ ન કર્યાં એ અનુત્તર પ્રશ્ન થવાનો પ્રસંગ ન આવત.

રા. અંજારિયાની કૃતિમાં થોડીક ખામી કેવી અનિવાર્ય રીતે ભાસ્યા વિના રહેતી નથી, અને થોડીક કેવી રીતે ખરેખર દૂર કરી શકાત—એ સૂચવવા માટે, રા. નરસિંહરાવને ઉપલક્ષણરૂપે–અનેકમાંથી એક દાખલા રૂપેજ–લીધા. રા. ન્હાનાલાલ–ખબરદાર–વગેરેને માટે પણ એ જ ટીકા લાગુ પડે છે.

સ્વદેશાભિમાનનાં કાવ્યોમાં, રા. હરિ. હર્ષદ. ધ્રુવનાં—

"પરઘમચી પરઘમચી પરઘમ તારી કકડાવ"—

તથા—

"હલે'સાં હલે'સાં, હલે'સાં હલે'સાં"—

એ આદ્ય પંક્તિવાળાં કાવ્યો તથા, "શરતરંગિણી" માંની—

"ચલોજી ભૈયા ખેલિયે હોરી !"<br>
"રસિયાજી કેસરિયાં કરોરી, આવી હોરી,<br>
જરિપટકા ફરકંત નિશાનો"......<br>
"ઘેરિયા ઘેર સામેની ઘેરોરી !......૦<br>
ભુંગળ ભાગે, કમાડ ફાટે, પાડે કોટ, સિડી માંડી ધારી,<br>
શરના કુસુમ વસાવિ વધાવી લો ! વેરી વિખેરો ઉખારી,<br>
તાકી માર મોહોકમ મારી !"

" કર્ણઘેલો વાઘેલો એ આગે—ઘૂમે રાગે૦
'જય જય જય જગદંબ' જય ધ્વનિ ! હર ! હર ! નાદે જગાડે—
લંક લોકાલોકે લગાડે !
વકર્યાં વાઘેલા શા વાઘ ! ફાટી આંખ ! સોળંકી સઘળા સળક્યા !
જાદવ જાગ્યા ! ચોંક્યા કંઈ ચાવડા ! પરમાર ઝાલા શું પળક્યા !
ખૂની ખૂન ટપકંત ઝળક્યા !—કર્ણઘેલો૦"

" બાવરો બેરી હજુએ ન આવ્યો ! નાઠ્યો નાઠ્યો ! બાવરો બેરી.
તોપ, બંદુક, તમંચા ભરી કરિ, સારી તૈયારી એ માટે,—
એ પિચકારી ઉડાવું, મુંઝાવું, એ રંગે મિજાવી આ ઘાટે !
ઠીક ભેટિ ભેટિ એ ઠાંઠ ! બાવરો બેરી."

—ઇત્યાદિ હોરીમાંની એક પણ રા. અંજારિયાના સંગ્રહમાં કેમ નજરે નથી પડતી એ અમારાથી સમઝાતું નથી. આ વર્ગનાં કાવ્યો રચવામાં, અને રાજકીય વિષયમાં સમયનો રસ ઝીલવામાં, રા. હરિ હર્ષદ એકલા જ છે; અને તેથી એમની કવિ તરીકે વિશિષ્ટતા આ અને આવાં કોંગ્રેસ સ્થાનિકસ્વરાજ્ય વગેરે કાવ્યોદ્વારા ઠીક પ્રકટ કરી શકાત. આ સ્થળે પ્રસંગોપાત્ત અમારે જણાવી લેવું જોઇએ કે 'જનની અંક ઝૂલવા' કરતાં,* અને 'સુજલાં સુફલાં મલયજશીતલાં' એમ માતા સમીપ હાથ જોડી 'વન્દે માતરમ્' ગાવા કરતાં, ગગન ફેડી પાર ઊડતી હોરીઓ કવિતા તરીકે અમે વધારે પસંદ કરીએ છીએ. અને અમે આશા રાખીએ છીએ કે હવે પછીની આવૃત્તિ વખતે આ સૂચના વિચારમાં લેવાશે.

રા. મણિલાલનાં કાવ્યો માટે રા. અંજારિયા 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ'ને જ અવલંબી રહ્યા નથી એ ઠીક કર્યું છે. " અંધારૂં

---

* એક ગેરસમઝણ થતી અટકાવવી જોઇએ: રા. લલિતનું " જન્મભૂમિનું જયમંગલ " રા. અંજારિયાના સંગ્રહમાં દાખલ થવું જોઈતું નહતું એમ સૂચવવાનો અમારો લેશભાર પણ ઇરાદો નથી. 'ઉરસમુદ્રને હિમાલયે ઉછાળીયે' વાળી પંક્તિવાળા કાવ્યને આ સંગ્રહમાં સ્થાન પામવાનો સંપૂર્ણ હક છે.

થયું પાતળું નભ વિષે તારાદ્યુતિ નીતરી" વાળું કાવ્ય તથા "મંદ મંદ સમીર વ્હે તરુકુંજમાં બહુ મ્હાલતો" એ રા. નરસિંહરાવે અનેકવાર ટાંકીને ગૂજરાતી વાચકને પરિચિત કરાવેલું કાવ્ય, દાખલ કર્યાં છે—તે સંબન્ધમાં એટલું જ કહેવાનું રહે છે કે એમાંના પહેલાને માટે 'રાત્રિ' ને બદલે 'પાછલી રાત' નામ વધારે ઉચિત હતું; અને બીજા ઉપરની રા. નરસિંહરાવની 'કવિતા અને સંગીત'-માંની ટીકા છેવટના સંક્ષિપ્ત ટિપ્પણુમાં ઊતારવી રહી ગઈ છે. વળી,

" અહા ! એવે રંગે, બહુ બહુ પડયા વીર રણમાં,
અહા ! એ એકાંતે, સુજન જગ જીત્યા સ્મરણમાં;
ગયા વ્હેતા ગાતા રસિક રસસિન્ધુઝરણમાં.
અહા ! એની મૂર્તિ પ્રકટ નિરખાતી મરણમાં."

—એ શ્લોકથી સમાપ્ત થતું કાવ્ય, કાંઈ નહિ તો એની છેલ્લી પંક્તિની જ ખાતર, દાખલ થવું જોઇતું હતું. તેમ જ—

" કૃષ્ણ બની ગીતામૃત ગાઓ, ગોપ બનીને ઝીલો રે;
અમૃત આપી હલાહલ શંકર વ્હોર્યું એ રસ પીઓ."

વાળા કાવ્યનો હક પણ વિચારવો રહી ગયો હશે એમ શંકા રહે છે. વળી,

" સાથે આવો તો સગપણ જાણીએ હોજી—
...    ...    ...    ...    ...    ...
હોડી માછીડા વહેલી હંકારજે."

એકતારા અને મંજીરાની ધૂનમાં ગવાતું એ ભજન,

" જપીને પ્રેમમન્ત્રોથી જગાડયું મેં શું આજે !
છતાં જૂનું નવું એવું જગાડયું મેં શું આ આજે !
...    ...    ...    ...    ...    ...
તું પાડે બુમ તો હું બુમ, તું આંસુ તો હું આંસુ છું;
રમાડે તું રમત હું છું, જગાડયું મેં શું આ આજે !"

એ અદ્ભુત અનુભવનું ચિત્ર,

તથા—

"આંખ ભર્યે શું થાય હડીલી ! આંખ ભર્યે શું થાય ?"

એ સુપ્રસિદ્ધ પંક્તિવાળું કાવ્ય—એ ક્યાં ?

ઉપરનાં કાવ્યો કોઈક અનિર્વચનીય સુન્દરતાથી ભરેલાં છે એમ અમારૂં કહેવું નથી. પણ એ દ્વારા રા. મણિલાલની કવિતાનો વાચકને વિશિષ્ટ પરિચય કરાવવાનો પ્રસંગ હતો અને તે રા. અંજારિયાએ ખોયો છે એમ અમારૂં તાત્પર્ય છે. જેમકે—'હોડી માછીડા વ્હેલી હંકારજે'—ની સ્હામે 'હલેસાં, હલેસાં, હલેસાં' વાળું કાવ્ય મૂકવાથી રા. મણિલાલ અને રા. હરિ હર્ષદ ધ્રુવ વચ્ચેનો રસભેદ સારી રીતે બતાવી શકાત, અને રા. હરિલાલના—

"હવે શા માટ કરૂં ભગવાં ! બહુ તો સોહું કેસરિયાં !
રમું રંગે ઘુમું જંગે ! સ્વદેશપ્રેમને સંગે."

એ પંક્તિઓવાળા કાવ્યથી એ ભેદ ઉપર અધિક પ્રકાશ પાડી શકાત.

રા. મણિશંકરનાં કાવ્યો પૈકી ઘણાં વર્ષો ઉપર 'બુદ્ધિપ્રકાશ'–માં પ્રસિદ્ધ થએલા "મત્તમયૂર"નું વિસ્મરણ થયું છે. તે માટે જોઈતી જગ્યા કદાચ એમનું જ એકાદ કાવ્ય કાઢી નાંખવાથી થઈ શકત.

"નાચે રસભીનો અલબેલો આવી રંગમાં રે,
શ્યામાસંગમાં રે. નાચે૦
વિજળી વ્યોમ છટાથી તરે છે,
ઘોર ઘટા ઘન શોર કરે છે,
જોબન જોર ભરે છે એનાં અંગમાં રે,
શ્યામા૦"

—એ રીતે શરૂ થતું આખું કાવ્ય રમણીય છે, અને રા. નરસિંહ-રાવમાંથી અમે ઉપર સૂચવ્યું છે તે—

"વ્હાલી સાંભળ્ય પેલી કોયલડી તરુવૃન્દમાં રે
ગાતી છન્દમાં રે૦"

—એ કાવ્ય સ્વીકાર્યું હોત તો, બંનેનો પરસ્પર સંબન્ધ બતાવવાનો અને સરખામણી કરવાનો સારો પ્રસંગ હતો.

રા. ન્હાનાલાલનાં કાવ્યોમાંના "સરોવર" અને "વીરાંગના" નો સત્કાર થયો જોઈ બહુ આનન્દ પામીએ છીએ.

'નરી, સરલતા કોણ પૂજશે ?'

—એ પંક્તિથી શરૂ થતું 'સરોવર'—કાવ્ય ખરેખર 'Wordsworthian simplicity'-થી ભરેલું છે; અને રા. ન્હાનાલાલ જોઇને સંતોષ પામશે કે 'નરી સરલતા' પણ આખું ગૂજરાત પૂજવાને તૈયાર છે: માત્ર એટલું ખરૂં કે એ સરલતા નીચેનાં વાકયોમાં છે તેવી ન હોવી જોઇએ.

"આગળ ઇસ્પિતાલ છે, ખરૂં? કાળનાં અવિરત મહા પૂર વહે છે, માનવી ત્હેને ખાળવા શે મથતા હશે? વિધિના હાથ હેલ્યા હેલાય એમ છે? પણ બન્ધુ! માર્ગ તો એ જ. મન્દવાડ ન હોય તો વીરજી! સ્નેહ અણુમૂલવ્યા રહે."

"વીરાંગના"—કાવ્ય જુદા જ ઢબનું, પ્રાચીન ગ્રીક વગેરે 'પૌરાણિક' પ્રતિભા–જેનું અંગ્રેજ કવિ Keatsમાં દર્શન થાય છે–તેવી પ્રતિભાનું છે; અને આ બે કાવ્યો રા. ન્હાનાલાલના કવિત્વના બે સ્હામસ્હામા બિન્દુનું સારૂં ભાન કરાવે છે.

"પારણિયાં સૂનાં સૂનાં કંઇ મ્હારા બાલનાં."

—વાળું 'પારણું'—કાવ્ય, તથા

'તિમિર ઝીણું ઝીણું ઉડે અનિલમાં ગેબી એક નાંખી ભુરકી'—

–વાળું 'ધીર સમીર'—કાવ્ય ન જોઇને આશ્ચર્ય થાય છે. તેમાંનું 'પારણું' તો આ જાતનાં કાવ્યોમાં પહેલવહેલું જ હોઈ અવશ્ય સ્થાનને પાત્ર હતું. રા. ખબરદારના 'વિલાસિકા'માંથી 'હાલરડું' તથા નવી વાંચનમાળાની પહેલી ચોપડીનું 'હાલરડું' આ સાથે મૂકી ત્રણેની સરખામણી બહુ સારી રીતે કરી શકાત. 'પત્રવાંચન' પણ કેટલીક વિલક્ષણતાવાળું હોઈ, દાખલ થયું હોત તો તે યોગ્ય ગણાત.

આ જ પ્રમાણે રા. ગોવર્ધનરામ, રા. ખબરદાર વગેરેનાં કાવ્યો-માંથી કેટલાંક દાખલ થવા જેવાં હતાં. પણ મર્યાદિત કદની છાબ-ડીમાં કેટલાં પુષ્પો માઈ શકે?—એ વિચારવાનું ફરી સ્મરણ થતાં આ પ્રકારની ટીકા આટલેથી જ એકદમ બંધ કરવી અમને ઉચિત લાગે છે. ઉપર કહી તેટલી સૂચના પણ માત્ર આવશ્યક લાગવાથી જ કરી છે.

છેવટે આપેલું 'સંક્ષિપ્ત ટિપ્પણ'—બહુ જ સંક્ષિપ્ત છે, પણ મર્મગ્રાહી છે. રા. અંજારિયાએ 'વિશેષણોનો...સદુપયોગ' કર્યો છે, પણ અમે આરંભમાં જ કહ્યું તેમ કેટલાક સ્પષ્ટીકરણની જરૂર હતી. ક્વચિત્ 'મથુરાંના આહિર લોકો પોતાના દેવોને આર્યો પાસે પૂજ-નીય કરાવી શક્યા અને કૃષ્ણપૂજા તેમની પાસે અંગીકાર કરાવી ત્યારે એક અપ્રતિમ મનોહર ગોપકાવ્યથી સંસ્કૃત સાહિત્ય વિભૂષિત થયું. કાળના સ્રોતમાં આ કાવ્ય ભાગવતમાં સ્થાન પામ્યું છે અને દશમ સ્કંધ તરીકે વિખ્યાત થયું'—એવું પ્રમાણરહિત ટિપ્પણ નજરે પડે છે: પણ એકન્દરે રા. રમણભાઈ, રા. રણજીતરામ વગેરેનાં ટિપ્પણો છૂટથી કામમાં લીધાં છે એથી ઘણાં કાવ્યો ઉપર સારો પ્રકાશ પાડી શકાયો છે. જે કાવ્યો અંગ્રેજીમાંથી ભાષાન્તરરૂપે છે, જે વિચારો અંગ્રેજી કાવ્યોમાંથી સૂચિત છે, તથા જે સૂચિત ન હોઈને પણ અંગ્રેજી ઉતારાથી વધારે દીપાવી શકાય એવાં છે, તે સર્વને માટે અંગ્રેજી અવતરણો ઇષ્ટ હતાં. એવાં અવતરણો આપવા-થી ગૂજરાતી કવિઓનું ગૌરવ માપમાં આવે છે પણ નષ્ટ થતું નથી. મિલ્ટન કે ટેનિસનનાં કાવ્યોના એકાદ સટીક પુસ્તકમાં અસંખ્ય ગ્રીક-લૅટિન-તથા પૂર્વ કવિઓની કૃતિઓમાંથી ઉતારા આપેલા હોય છે પણ તેથી એ કવિઓને જેટલું માન પામવાનો વાજબી હક છે તેમાં ન્યૂનતા થતી નથી અને વિશેષમાં તે તે કવિનું હૃદય સમઝવામાં અનુકૂલતા આવે છે, તે જ રીતે અત્રે પણ અંગ્રેજી કાવ્યોના ઉતારા આપવાથી લાભ થાત.

અમને નિશ્ચય છે કે કોઈ પણ ગૂજરાતી વાચકને આ પુસ્તક વાંચી પોતાના પ્રાન્તની હૃદયસમૃદ્ધિ માટે અભિમાન થયા વિના નહિ રહે; અને અંગ્રેજી કેળવણી વર્તમાન યુગના ગુર્જરજન ઉપર કવિતાના પ્રદેશમાં ઊંડા સંસ્કાર કર્યા વગર ઉપર ઉપરથી પસાર થઈ જતી નથી એમ સહજ પ્રતીતિ થઈ આવશે.

રા. અંજારિયાનું પુસ્તક બહુ મનોહર બંધાયું છે, છાપ પણ સુન્દર છે અને એકંદર વિષયને શોભતી સઘળી વ્યવસ્થા છે. દરેક ગુર્જરગૃહમાં આ પુસ્તક રાખવા અમારી ભલામણ છે.

[ વસન્ત : વર્ષ ૬, અંક ૨; ફાલ્ગુન, સં ૧૯૬૩ ]

## ૫. પ્લુટાર્કનાં જીવનચરિત્રો*

હાલમાં ગૂજરાતીમાં અસંખ્ય પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યાં છે એથી સૂચવાતી વિદ્યાવૃદ્ધિ માટે મન ઘણી વાર આનન્દ પામે છે. પણ જ્યારે આ જાતનાં પુસ્તકો જોઈએ છીએ ત્યારે એમ થાય છે કે આવાં દશ વીશ પુસ્તકો જ રાખી બાકીનાંનો નાશ કર્યો હોય તો લોકોનો કેટલો બધો વખત નકામો જતો બચે ? આપણા ઘરડાઓના વખતમાં નવલકથાઓનાં કીડીઆરાં ઊભરાતાં નહોતાં; માત્ર 'પંચોપાખ્યાન' અને ગુલીસ્તાન જેવાં થોડાંક પુસ્તકો વંચાતાં, પણ એનાં સૂત્રો તે એ લોકના જીવનના સુકાન જેવાં થઇ રહેતાં. હાલ આંખ નીચેથી સેંકડો પુસ્તકો પસાર થાય છે, પણ એનો કર્તા કોઈ એવો ભવ્ય આત્મા છે કે જેનો ઉપદેશ હૃદયમાં લેવો જ જોઈએ એવી પ્રતીતિ વાચકને થતી નથી. ઉચ્ચ ગંભીર અને જીવનના સારરૂપ અનુભવમાંથી ભરેલા ગ્રન્થો તો બહુ ભાગે પ્રાચીનકાળમાં જ થઈ ગયા છે એમ કહીએ તો ચાલે—અને તેવા ગ્રન્થોનાં ભાષાંતર ગૂજરાતીમાં વધારે થાય તેમ સારૂં છે.

---

*ભાતાન્તર કરનાર—રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી. એ. તથા રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ, એમ.એ. કિ. ૨—૦—૦

પશ્ચિમના સુધારામાં, અને તેને લીધે આજ તો આખા જગતના સુધારામાં, ગ્રીસનો શો ભાગ છે એ સર્વવિદિત છે. પ્રાચીન સમયમાં ગ્રીસ પોતે સુધારાની ઊંચી ટોચે પહોંચ્યું હતું એટલું જ નહિ પણ યુરોપનો અર્વાચીન યુગ જે ઇ. સ. પંદરમા સૈકાથી બરાબર શરૂ થયો જણાય છે તેનું ઉત્થાન પણ ગ્રીક ભાષાના અભ્યાસથી જ થએલું છે.

આ કારણથી, રા. બળવંતરાય તથા રા. હરિલાલ ભટ્ટ—એઓએ "પ્લૂટાર્કનાં જીવન ચરિત્રો"માંથી નવ ગ્રીક મહાપુરુષોનું ગૂજરાતીમાં ભાષાન્તર કર્યું છે તે માટે એમનો ઉપકાર માનવો ઘટે છે.

રા. બળવંતરાય, ઇતિહાસના સારા વિદ્વાન હોઇ, જગતના ઇતિહાસમાં ગ્રીસના ઉપર જણાવેલા મહત્ત્વની કદર કરે એમાં આશ્ચર્ય નથી; પણ એમણે જે અસાધારણ ભક્તિથી પોતાનું કામ પાર ઊતાર્યું છે તે ખાસ ધ્યાન ખેંચે છે. ગ્રન્થ સર્વાવયવ-સંપૂર્ણ છે; આરંભમાં 'પ્લૂટાર્ક અને એનો સમય' એ ઉપર પ્રવેશક છે; પછી 'જીવનચરિતો સંબન્ધી પ્લૂટાર્કના આદર્શ' રજુ કર્યાં છે; ત્યાર પછી, લાઇકર્ગસથી અલેકઝાન્ડર સુધી નવ ગ્રીક મહાપુરુષોનાં ચરિત્રો—અને એમાં ચરિત્રની વિવિધતા અને બોધકતા બંને ઉપર લક્ષ રાખ્યું છે; પાછળ પરિશિષ્ટોમાં 'ગ્રીક દેવમંડળ,' 'ઓલિમ્પિક ઉત્સવો અને રમતો,' 'ગ્રીક નાણું,' 'ગ્રીક કાલગણના' તથા 'પ્રાચીન ગ્રીસના ઇતિહાસના મુખ્ય બનાવોની સાલવારી'—આદિ વિષયો જે મૂળ સમજવાને ઉપયોગી થાય તે-ટુંકામાં આપ્યાં છે; અને છેક છેવટે બહુજ કાળજીપૂર્વક 'કક્કાવારી' પણ કરી છે.

મૂળ ગ્રન્થકાર પ્લૂટાર્ક એક ઉચ્ચ આશયનો આત્મા હતોઃ

"એ (પ્લૂટાર્ક) પોતાના વતન માટે તેના હલકામાં હલકા દરજ્જાનો હોદ્દો સ્વીકારવા તૈયાર હતો. એનાં પુસ્તકોમાં એક સ્થલે તે ઇપેમિનોન્ડસે એક વેળા થીબ્સના ગંદકી વાળનારાઓના મુખીનો દરજ્જો સ્વીકાર્યો હતો તથા એ કામની પણ

પ્રતિષ્ઠા પોતાની આબરૂથી વધારી હતી એ દાખલો ટાંકીને લખે છે કે "હું પણ મ્હારા ગામની એવી હલકી નોકરી બજાવતો હોઉં છું ત્યારે મ્હારા પાડોશીઓ કેટલીક વાર મ્હને હસે છે; પણ તે વખતે હું એન્ટિસ્થનીસનું એક વાક્ય સ્મરીને સ્વસ્થ રહું છું. એક દિવસ એન્ટિસ્થનીસ જાતે જ બજારમાંથી આથેલી માછલી પોતાના હાથમાં ઊપાડી લાવતો હતો, તે જોઈ કોઇએ અચંબો જણાવ્યો અને ચર્ચા કરી ત્યારે એણે જવાબ દીધો કે 'એ મ્હારે પોતાને માટે લાવ્યો છું.' એથી ઉલટું હું ઊભો ઊભો નળિયાંની ગણત્રી થાય અને પથરા અને ચૂનો અણાય તે ઉપર શરત રાખું છું તે વખતે લોકો મને હસે છે ત્યારે હું કહું છું કે 'આ કામ કરૂં છું તે મ્હારૂં પોતાનું નથી, એ મ્હારી માતૃભૂમિ માટે કરૂં છું.'"

વળી, આ મહાન ચરિત્રકારનું પુસ્તક કેવા ઉન્નતિજનક વિચારોથી ભરેલું છે તેનું સૂચન માત્ર નીચેના એક દૃષ્ટાન્તથી વાચકને કરીશું:

"તેમનાં કેટલાંક ઉત્સવગીતોમાં, વૃદ્ધો માટે, અને કિશોરો માટે એમ ભિન્ન ભિન્ન પંક્તિઓ હતી, અને તે યોગ્ય અનુક્રમે ગવાતી. પ્રથમ વૃદ્ધો આ પ્રમાણે આરંભતાઃ—

'એકદા અમે પણ જુવાન, લડ્ડ અને બહાદુર હતા.'

પછી જુવાનો ગાતાઃ

'અમે અત્યારે એવા જ છીએ; જેને પારખું લેવું હોય તે સામા આવે.' એટલે છેલ્લે કિશોરો ગાઈ ઊઠતાઃ—

'પણ અમે તમારા બધાથી સરસ નીવડીશું.'

જીવનચરિત્રો કેવી રીતે લખાવાં જોઇએ એ સંબન્ધી પ્લૂટાર્કની સમઝણ સર્વથા યથાર્થ હતી—અને તે એણે પોતે ટુંકામાં બહુ સારી રીતે બતાવી છેઃ

"જ્યારે કોઇ ચિત્રકાર અમુક સુંદર રૂપચિત્રો ચિતરતો હોય છે અને તે રૂપમાં કાંઇ ખામી હોય છે તો તે ખામી ચિત્રમાં ન જ

આવે તે આપણને યોગ્ય નથી લાગતું, તેમ તે એકદમ ડાઘાની માફક નજર આગળ તર્યા કરે તે પણ ઠીક નથી કારણ જો ખામી ન જ હોય તો ચિત્ર આબેહુબ નથી થતું અને ખામી દેખાય તેવી હોય તો તેના સૌંદર્યમાં ખામી આવે છે. એવી જ રીતે આ પુસ્તકોમાં જ્યાં એક પણ ચરિત્ર ડાઘા સિવાયનું મળી આવવું મુશ્કેલ છે—અશક્ય છે, ત્યાં ચિત્રની આબેહુબ ખૂબી જાળવવી અને સદ્‌ગુણોને પ્રકાશમાં મૂકવાને પ્રયત્ન કરવો એ ફરજ ઠરે છે. પણ તેવી ભૂલો અને દુર્ગુણોને ખરાબ ચરિત્રનાં પરિણામ તરીકે ન ગણતાં સદ્‌ગુણની ખામીના પરિણામ તરીકે જ ગણીને મનુષ્યસ્વભાવ જે સંપૂર્ણ સદ્‌ગુણની પ્રતિમા કદી પેદા કરતો જ નથી તેના માનની ખાતર આ મહાપુરુષોના દોષને જરા અંધારામાં રાખવાનો પ્રયત્ન કરીશું.

"અમારો ઉદ્દેશ ઇતિહાસનો નથી પણ ચરિત્રલેખકનો છે. એટલે અમે અમારા વૃત્તાંતમાં બધા બનાવો અને વિગતવાર તપસીલ દાખલ કરવાને બદલે અમારા ઉદ્દેશને ઉપયોગી ટૂંકો સાર જ આપીશું. માણસના ગુણદોષાદિ જાણવા માટે ઘણીવાર એવું બને છે કે તેનાં સુપ્રસિદ્ધ પરાક્રમો જેવાં કે મોટા ઘેરાઓ અને યશસ્વી લડાઇઓ એ સર્વ કરતાં તેનાં થોડાં જાણીતાં કૃત્યો અને તેની મજાક મશ્કરી કે સાધારણ વાતચીતમાંના શબ્દો વધારે ઉપયોગી થઈ પડે છે.

"થોડા મનુષ્યોને સુધારવા માટે બીજા થોડાને બગાડવા અમને તો યોગ્ય લાગતું નથી; છતાં આ જીવનચરિત્રોમાં થોડાક દુર્ગુણી પુરુષો જેઓએ હાથમાં આવેલી સત્તાનો ઉપયોગ પોતાના મોજશોખ માટે જ કરેલો અને વધારે સત્તાથી જેના દુર્ગુણો વધારે પ્રકાશ પામેલા તેઓનાં ચરિત્રો આપવામાં અમને કંઇ ભૂલ નથી લાગતી. એ ચરિત્રો વાંચનારનું મન રંજન કરવા અમે નથી આપતા; પણ જે હેતુથી થીબન ગાયક ઇસ્પેનિયસ પોતાના શિષ્યો આગળ સારા અને કનિષ્ઠ વાંસળી વગાડનારા પાસે વગડાવી કહેતો કે 'આમ તમારે વગાડવું' અને 'આમ તારે ન વગાડવું' તેજ હેતુ

મારો પણ છે. અને એક બીજો ગાયક પણ કહેતો કે પ્રથમ ખરાબ ગાયન સાંભળવાથી પછી સારાં ગાયન સાંભળવામાં વિશેષ આનંદ આવે છે, તેજ પ્રમાણે દુર્ગુણી અને નિંદાપાત્ર પુરુષોના જ્ઞાનથી સદ્‌ગુણ તરફ આપણું ધ્યાન વધારે ખેંચાશે અને તેમનું અનુકરણ કરવાની વૃત્તિ પણ વધશે."

પ્લૂટાર્કના ગ્રન્થની એક ફુરસદે વાંચવા લાયક સારા ગ્રન્થ તરીકે જ નહિ પણ જગતના શિષ્ટ ગ્રન્થોની હારમાં ગણના થાય છે અને તેથી આ પુસ્તક અમે દરેક ગુર્જર વાચકને પોતાના ગૃહ-પુસ્તકાલયમાં રાખવા ભલામણ કરીએ છીએ.

[ વસન્ત : વર્ષ ૬, અંક ૧૦; કાર્તિક, સં. ૧૯૬૪ ]

## ૬. લૅન્ડૉરના કાલ્પનિક સંવાદો, ભાગ ૧ લો*

ઘણા વાચકોના જાણવામાં તો હશે કે સરકારે આ દેશમાં ઉચ્ચ ઇંગ્રેજી કેળવણી દાખલ કરી તે વખતે ખાસ એવી ઇચ્છા દર્શાવી હતી કે આ કેળવણી પામેલા યુવાનો પોતાના જ્ઞાનનો લાભ પોતાથી પછાત રહેતા ગૂજરાતી વાચક બન્ધુઓને આપવા ચૂકશે નહિ: અને આ આશાને આધારે જ સરકારે ગરીબ ખેડૂતો પાસેથી પ્રાપ્ત કરેલા કરનો ઉચ્ચ કેળવણીમાં ઉપયોગ કરવો વાજબી ધાર્યો હતો. કુભાગ્યે હજી ગરીબ ખેડૂત ગૂજરાતીદ્વારા પણ ઉચ્ચ શિક્ષણનો લાભ લે એ સ્થિતિ આવી નથી—પણ ગરીબ ખેડૂતની ઉપરનો એવો એક મ્હોટો વર્ગ છે કે જે ઉચ્ચ અંગ્રેજી શિક્ષણ લેવા જેટલો ભાગ્યશાળી નથી, પણ ગૂજરાતીદ્વારા એને એ શિક્ષણનો લાભ આપવામાં આવે તો તે સહેલાઈથી લઈ શકે. પણ દીલગીરીની વાત છે કે ઉચ્ચ કેળવણી પામેલો વર્ગ હજી આ બાબતમાં પોતાનું કર્તવ્ય

* કર્તા—રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે.,
એમ. એ., એલએલ. બી.—સુરત
પ્રકાશક—ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ, અમદાવાદ—મૂલ્ય ચાર આના

કરવામાં ઘણો પછાત છે. અને આ સામાન્ય સ્થિતિમાંથી અપવાદ રૂપ માત્ર કોઈ કોઈ દાખલા નજરે પડે છે. તે માટે એક અંગ્રેજ પંડિત કવિ લૅન્ડૉર ( ઇ. સ. ૧૭૭૫–૧૮૬૪ )ના "Imaginary Conversations" નામના ગદ્ય પુસ્તકના કેટલાક ભાગનું ભાષાન્તર કરી રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ ગૂજરાતી વાચક આગળ રજુ કર્યું છે તેને અમે આનન્દથી સત્કાર આપીએ છીએ. અને તેમ કરવાને વળી વિશેષ કારણ એ છે કે કવિ નર્મદાશંકરે ઇલિયડનો સાર, ભાવનગરના મહારાજા સાહેબે સંગીત–ઇલિયડ, રા. બળવંતરાયે પ્લૂટાર્કનાં જીવનચરિત્રો, અને એક બેએ સૉક્રેટિસનું જીવનચરિત્ર, સેનેકાનાં વચનો વગેરે રચ્યાં છે તે શિવાય ગ્રીક અને રોમના ભવ્ય સાહિત્યને ગૂજરાતીમાં ઊતારવા હજુ સુધી બહુ પ્રયત્નો થયા જાણવામાં નથી.

રા. મોહનલાલનું નામ આ પત્રના વાચકોને તેમજ ગૂજરાતી સાહિત્યરસિક જનોમાં અજાણ્યું નથી. તેઓએ ઘણા પ્રેમથી અને ઉત્સાહથી આ ભાષાન્તર રચ્યું છે તે એટલા ઉપરથી સમઝાઈ આવશે કે માત્ર ભાષાન્તર કરીને ન રહેતાં, તેઓએ પુસ્તકની શરૂઆતમાં કવિ લૅન્ડૉરનું જે જીવનચરિત્ર આપ્યું છે તથા દરેક સંવાદને આરંભે એ સંવાદનાં પાત્રો સંબન્ધી ખુલાસો તથા એ સંવાદનું મર્મ આપ્યું છે, જેથી એ સંવાદ સમઝવાનું વાચકને ઘણું સરળ થઇ પડે છે, તે સાથે ભાષા પણ શિષ્ટ, સુઘટિત, અને પ્રસાદવાળી હોવાથી વાંચનારને રસ આવે છે. અને આ એક શિથિલ ભાષાન્તર નથી પણ મૂળની શોભા સાચવતું રમણીય પ્રતિબિમ્બ છે એમ સહજ પ્રતીતિ થઇ આવે છે. [ માત્ર એક ઠેકાણે ટિપ્પણમાં ભૂલ થએલી દીસે છે " Father, Son and Holy Ghost—હિન્દુ ધર્મમાં જેવી રીતે બ્રહ્મા, વિષ્ણુ, અને શંકર એ ત્રિપુટી પૂજ્ય ગણાય છે તેવી રીતે ખ્રિસ્તી ધર્મમાં પિતા ( ઇશ્વર ) પુત્ર ( ઇસુ ખ્રિસ્ત ) અને જીવાત્મા વંદનીય ગણાય છે." એમાં Holy Ghost—ને સ્થાને જીવાત્મા શબ્દ કેમ મૂકયો તે સમઝાતું નથી. ]

લૅન્ડૉરના 'કાલ્પનિક સંવાદો' ઉપરથી સૂચના લઇ આપણા રસિક સાહિત્યવિલાસી સાક્ષર રા. મણિશંકર રત્નજી ભટ્ટે એક બે સંવાદ પૂર્વે 'સુદર્શન'માં પ્રસિદ્ધ કર્યા હતા, અને એથી પ્રેરાઇ સ્વ. લાઠી ઠાકોર સાહેબ સૂરસિંહજીએ પણ બીજા ઘણા સમર્થ સંવાદો રચ્યા છે. સામાન્ય નિરૂપણમાં જે સત્ય માત્ર અર્થરૂપે જ પ્રકટ કરી શકાય છે, તેને સંવાદદ્વારા **સંપૂર્ણ રૂપે** રજુ કરવાની અનુકૂળતા મળે છે. એટલું જ નહિ પણ એક જ ચિન્તક પોતાના મનમાં ઊહાપોહ–ઘડભાંગ–કરે, તેમાં સત્યની બે બાજુઓ જે મોળી રીતે દર્શાવાય છે તે સંવાદમાં **પૂર જુસ્સાથી** બહાર આવે છે. અને એ સત્ય જીવંત પાત્રોદ્વારા પ્રકટ થતું હોવાથી પોતાનું અમૂર્ત રૂપ ત્યજી **મૂર્ત રૂપે** વાચક આગળ ખડું થાય છે આ રીતે, સંવાદમાં વસ્તુવિચારને નાટકકળા ઉપયોગકારક થઈ પડે છે.

સંવાદની આ ઉપયોગિતા આપણા દેશમાં તેમજ પશ્ચિમ દેશોમાં ઘણા જૂના કાળથી ધ્યાનમાં આવેલી છે. છેક ઋગ્વેદના સમયથી માંડી બુદ્ધ અને પ્લેટો વ્યાસ અને બાર્કલિ આદિ અનેક તત્ત્વજ્ઞોએ પોતાના હૃદયની ગાંઠો ઊકેલવામાં એનો ઉપયોગ કર્યો છે. વર્તમાન સમયમાં સ્વ. ગોવર્ધનરામભાઇએ "તત્ત્વાનન્દ અને રતિસુંદરી" જેવાં કાવ્યોમાં જ નહિ પણ સરસ્વતીચન્દ્રની નવલ-કથામાં પૂર્વ અને પશ્ચિમની ભાવનાઓના સંઘટ્ટમાંથી ઊપજતી નવી ભાવનાનું સંપૂર્ણ સ્વરૂપ આલેખવાના ખાસ હેતુથી સંવાદપદ્ધતિને વારંવાર કામે લીધી છે. પણ સરસ્વતીચન્દ્રના સંવાદો કરતાં આ પુસ્તકમાં મૂકયા છે તેવા સંવાદોની કાંઇક જુદી જ ખૂબી છે. આ આકાશમાં મ્હોટી ઘનમાળ કરતાં, છૂટી પડેલી એકલડી વાદળી કાંઇક જુદી જ શોભાથી સોહાય છે, જેમ મહાકાવ્ય કરતાં ખંડકાવ્ય કાંઇક જુદી જ રીતે મન હરે છે; અને તે જ પ્રમાણે આ પુસ્તકના સંવાદો, સંગીતકલ્પ કાવ્ય ('lyric') ની પેઠે સર્વવ્યાપ્ત એક અખંડ રૂપ હોઇ, થોડે શ્રમે વિશેષ આનન્દ આપે છે, વર્તમાન કલિ-

( struggle for existence )ના સમયમાં મનુષ્યને જ્યારે લાંબું નિદિધ્યાસન કરી સત્યના અસંખ્ય રશ્મિદ્વારા સત્યમૂર્તિ સવિતા નારાયણ પર્યન્ત પહોંચવાનું સામર્થ્ય અને અવકાશ નથી, ત્યારે એકાદ મનોહર પુષ્પની રંગબેરંગી કાન્તિમાં સૂર્યનું તેજ ઘડીક આનન્દભેર નિહાળવાનું એને વધારે ગમે છે. પ્રાચીન 'Epic poetry' ને સ્થાને 'Lyric poetry'ની વિશેષ લોકપ્રિયતાનું આ જ કારણ છે. અને તે જ પ્રમાણે તત્ત્વજ્ઞાનના કર્કશ પ્રશ્નો પણ મ્હોટા ગ્રન્થોને બદલે ન્હાના ન્હાના સંવાદો ચર્ચવામાં આવે, તો એને લોકપ્રિય થવાની ઘણી આશા રહે છે.

સંવાદરૂપી પ્રાચીન છતાં નવીન એવા, આ સાહિત્યના પ્રકાર વિષે આટલું કહી લૅન્ડૉરના સંવાદોના આ લઘુ પુસ્તકમાં કેવા પ્રશ્નો ચર્ચવામાં આવ્યા છે તે દર્શાવવા ત્રીસ સંવાદોમાંથી માત્ર ચાર પાંચનો ઉલ્લેખ કરીશું. ખરો સુધારો ( civilization ) શેમાં છે એ મહાપ્રશ્ન વિષેનો મતભેદ પીટર ધ ગ્રેટ અને એલેક્સિસના સંવાદદ્વારા ચર્ચ્યો છે. સાદી, જંગલી દશામાંથી પ્રજાને નાગરિકતાના પ્રપંચી (મિશ્ર) જીવનમાં લઈ જવી એ ખરો સુધારો નથી એમ પિટર સ્હામે એલેક્સિસ પ્રતિપાદન કરે છે.

"એલેક્સિસઃ—જ્યારે પદવી અને પ્રતિભામાં પ્રથમ પંક્તિ ધરાવનારાઓ, વિરોધીને હલકટ પાડવાને અને વગોવવાને, એક બીજાનો દ્વેષ કરતા અને અસત્યભાષી અને નિન્દાખોર બનતા હું જોઉં છું, કતલોમાં દયાના દેવનું આવાહન થતું હું જોઉં છું, કે જે કૃત્યોની એ દેવ મના કરે છે, જે કૃત્યોને દેવ ધિક્કારે છે તે કૃત્યોને સફળ કરવા માટે એનો ઉપકાર માનવામાં આવતો હું જોઉં છું ત્યારે એથી વધારે જંગલીપણાને માટે કોઈ પણ પ્રજા તરફ હું નજર ફેરવું છું તે વ્યર્થ જ જાય છે. મ્હેં ઘણીવાર આપણા પૂર્વજોનાં વખાણ કીધાં છે કે જેઓ ખ્રિસ્ત ધર્મના છે તેના કરતાં એ વધારે સદ્‌ગુણી હતા, વધારે નિયમિત હતા, વધારે ન્યાયી હતા, વધારે પવિત્ર હતા, વધારે શાન્ત હતા."

પણ સંવાદ તે માત્ર બુદ્ધિના જ નહિ; હૃદયના પણ હોઇ શકે; અને એ જ વધારે ગૂઢ તત્ત્વના પ્રકાશક છે. "સ્હેવું અને સ્હાવું" એ તાત્પર્યનો "આઇમો હેનરી અને ઍન બોબીન" નામનો સંવાદ આ બીજા પ્રકારનો છે, અને તેમાં ક્રૂર પતિ અને શાળી પત્નીનું ચિત્ર કરુણારસની ટપકતી પીંછીથી આલેખાએલું છે. વળી "ક્ષુદ્ર માનવજીવન અને ઉચ્ચ દૈવી જીવનના ભેદનું આપણને તીવ્ર ભાન" કરાવનાર "મેઇડ ઑફ ઑર્લીઅન્સ અને ઍગ્નિસ સોરેમ" નામનો સંવાદ પણ વાંચવા જેવો છે. "ટૅન્ક્રેડાઇ અને કૉન્સ્ટૅન્શિયા"ના સંવાદમાં "સુન્દરી સન્માન"નું સારૂં ચિત્ર મળે છે અને એજ રીતે પુષ્કળ વિવિધતાભર્યા બીજા ઘણા સંવાદો ઉચ્ચ આનન્દમાં એક એક ઘડી કઢાવી જીવન સફળ કરાવે એવા છે.

રા. મોહનલાલની પ્રાસાદિક કવિતાનો આપણને અન્યત્ર જે પરિચય છે તે આ પુસ્તકની પદ્યપંક્તિઓમાં તાજો થાય છે. વાચકને વાંચવાં ગમશે ધારી એમાંનાં થોડાંક પદ્યો અત્રે નીચે ટાંકીએ છીએ:

( હરિગીત )

અદૃશ્ય જેનું તેજ એવું સલિલ કેવું શોભતું!
જે વાયુ પેઠે સતત ગતિએ હાલતું, નવ થોભતું!
નીચી નજરથી જોઉં, ને ભયભીત હું થાતી ઘણી;
અત્યન્ત નાજુક નાવડું આ, શી થશે તેની ગતિ? ૧
જોયું ફરી પાછાં વળીને, ખૂબ ગભરામણ થઈ,
મ્હેં નજર ત્યાંથી ફેરવી લીધી, અને આથી ગઈ;
વ્યાકુળ થયેલા ચિત્તથી નિશ્વાસ ઊંડા નાંખતી,
ને "શું થશે! હા! શું થશે!" એવા વિચારો રાખતી. ૨
ત્વરિત ગતિએ ચાલતું તે નાવ, હું બ્હીતી ઘણી,
બેઠક ગ્રહી મ્હેં જોરથી, અસ્વસ્થ કાયા શી બની!
"રક્ષજો પ્રભુ કાય આ, ને રક્ષજો આ નાવડું!"
એવું વદી, પણ વ્યગ્ર હૈયું ના શમ્યું તે ના શમ્યું. ૩

( ગઝલ )

ગુલાબી પાંખની **આશા**—ઉમેદો જે ઠગારી છે,
રચીને કલ્પનાસૃષ્ટિ, મનુજને તે ભમાવે છે. ૧
પરન્તુ ના હૃદયને કે નયનને છેતરે જ્યારે,
ઉમેદો—**આશ** એ સર્વે, **ગુમાયું કેટલું ત્યારે!** ૨

× × ×

લચી રહેલાં ફળો રૂડાં પીળાં તે પાંદડાંમાંથી,
જુવે છે બાળ હોંસેથી, ધબકતાં ઉરની સાથે. ૩
અને કૈં કૈં વિચારોથી ઉછળતુ ઉર એ જ્યારે,
ફળો સહસા છુપાયાં જ્યાં, **ગુમાયું કેટલું ત્યારે!** ૪

× × ×

સુતો છે **સુખ**—શાન્તિમાં, સુવા શો ઘાસ—શૈયામાં
રુડા જે દૂરના દેશો, જવા આતુર બન્યો છે ત્યાં. ૫
અચાનક ઊંઘથી જાગી જુવે ચોપાસ એ જ્યારે,
દિસે વેરાન સૌ સ્થળમાં, **ગુમાયું કેટલું ત્યારે!** ૬

× × ×

પરી ને અપ્સરાઓની, ભરેલી સ્વર્ગની સૃષ્ટિ;
ભુંડા આ વિશ્વને છોડી, ઠરી જ્યાં સ્નેહની દૃષ્ટિ. ૭
થતી તે ગુપ્ત ઓચિન્તી, બિડાતો ગ્રંથ એ જ્યારે.
ન જોવાનું રહ્યું કાંઇ, **ગુમાયું કેટલું ત્યારે!** ૮

( અનુષ્ટુભ )

પત્ર ને પુષ્પ વાળાં શાં, કમલો સરતાં હતાં!
બેટ રૂડા બની તેના, વારિમાં તરતા હતા. ૧
ઉતર્યા તેજ રાશિ ત્યાં, ત્વરાથી નભમાર્ગથી
શ્યામવર્ણા તરંગોને, ચીરીને;—શી પ્રભા હતી! ૨
શ્વેત નિર્મળ જે છાતી, હર્ષથી ઉપસી રહી;
અપૂર્વ ચારુતા તેની, દિવ્ય ત્યાં ચમકી રહી. ૩
તેજીલા નયનોવાળાં, પુષ્પની સુરભિ વહી;
ફતરી સ્વર્ગની બાળા, સાથ સાહેલીઓ લઈ. ૪

અપ્સરા સ્વર્ગની કેવી, દિવ્ય પાંખો પ્રસારતી!
વીસનું વૃન્દ વીંટાઈ, સુધા શી વરસાવતી. ૫
કોણ એ સ્વર્ગની દેવી, કોણ એ દિવ્ય બાલિકા!
શા માટે એ અહીં આવી? પ્રશ્ન એ ઉર ઊઠતા. ૬

(શિખરણી)

અરે! એ તો ચન્દા નભ થકી અહીં આજ ઉતરી,
ઉન્હાળે મધ્યાહ્‌ને, શ્રમિત થઇને આમ અટકી.
ડરે ના ચિત્તેથી શ્રવણનયનોના અનુભવે;
રમે એ સ્વચ્છન્દે, સરવર સમીપે વિહરતી. ૭

રા. મોહનલાલ સુન્દર ગદ્ય અને પદ્ય રચે છે એટલું જ નહિ પણ એમના સાહિત્યરસને અંગે વિવેચકશક્તિ પણ ઠીક જોવામાં આવે છે. "એકિલિસ અને હેલીના"ના સંવાદની પ્રસ્તાવનામાં રામાયણ અને ઇલિયડના સરખામણીનો પેરેગ્રાફ આનું સારૂં ઉદાહરણ છે. રા મોહનલાલ લખે છે:—

"આપણા સંસ્કૃત કવિ વાલ્મીકિએ જેવું 'રામાયણ' નામનું વીરચરિત કાવ્ય રચ્યું છે તેવું ગ્રીક કવિ હોમરે "ઇલિયડ" નામનું વીરચરિત કાવ્ય રચ્યું છે. એઉ જગવિખ્યાત છે, અને એઉમાં કેટલુંક સરખાપણું છે. એઉમાં કાવ્યની નાયિકાનું હરણ થાય છે; એઉમાં આતિથ્યનો ગેરલાભ લઇને હરણ કરવામાં આવે છે; એઉમાં એ હરણને પરિણામે મહાયુદ્ધ થાય છે; એઉમાં જેનું હરણ થયેલું તે સુન્દરી હરણ કરનારનો પરાજય ઇચ્છે છે; એઉમાં યુદ્ધના પરિણામની બાબતમાં દેવતાઓનો સ્વાર્થ સમાયો છે; અને એઉમાં દેવતાઓ પણ યુદ્ધમાં ભાગ લે છે. પણ સરખામણીના અંશ એટલેથી જ પૂરા થાય છે. હોમરના કાવ્યની નાયિકા હેલીના તે સ્પાર્ટાની સુન્દરી છે, ત્યારે વાલ્મીકિના કાવ્યની નાયિકા સીતા તે આર્યદેશની દેવી તરીકે પૂજાયલી મહાસતી છે. એના પતિ શ્રીરામચંદ્રજી છે. એનું સતીત્વ ઘણા ઉંચા પ્રકારનું છે. એ રાવણની સાથે ખુશીથી જતી નથી, પણ રાવણ એને જોરજુલમથી ઉપાડીને લઈ જાય છે.

હેલીનાને લઈ જનાર પૅરિસ એવો બળાત્કાર કરતો નથી, પણ હેલીનાને પતિની ગેરહાજરીનો લાભ લઇને સમઝાવે છે, અને તે ખુશીથી પૅરિસની સાથે જાય છે. એનો પતિ મેનિલેયસ કંઇ રામચન્દ્રજીના જેવો વીર નહોતો, પણ તે એને ઘણી વ્હાલો હતો. છતાં એ પરપુરુષની સાથે નાસી જવાનું ખુશીથી સ્વીકારે છે. એથી વાંચકના હૃદયમાં સ્વાભાવિક રીતે હેલીનાના શારીરિક સૌન્દર્યથી ઉદ્‌ભવતી પૂજ્યબુદ્ધિ મન્દ પડી જાય છે. એ દોષ દૂર કરવા માટે કવિ કંઇક બચાવ આપે છે, અને તે એ છે કે હેલીનાનું હરણ થયું તેમાં ન્હાસી જનાર જેવું સ્વતંત્ર નહોતું, પણ દેવતાઓની આજ્ઞાનુસાર તેઓને વર્તવાનું હતું. એ બચાવ હાલના સમયમાં આપણી દૃષ્ટિએ ઘણો લૂખો લાગે છે, અને એથી આપણા ઉપર જોઈએ તેવી અસર થતી નથી. સીતાદેવીએ સુવર્ણના મૃગને માટે મમત કીધો એ વર્તન જેવું દોષભર્યું હતું તેવું હેલીનાનું આ પર પુરુષની સાથે ન્હાસી જવાનું વર્તન દોષભર્યુંજ ગણાય, અને એ દોષનો ભાર દૈવ ઉપર ઢોળી દેવાનો પ્રયત્ન જોઈએ તેવો સફળ ન જ થાય. ઉભયમાં કવિઓનો ખરો હેતુ નાયિકામાં માનુષી નિર્બળતાના કંઇક અંશ પ્રવેશ કરાવીને સ્વભાવિકતાનું તત્ત્વ આણવાનો હશે, પણ આપણી દૃષ્ટિએ દુરાગ્રહ અને વ્યભિચાર એ બેમાં ઘણો મ્હોટો ફેર હોવાથી આપણને રામાયણમાં એ હેતુ પૂરેપૂરો સધાયો છે એમ લાગે છે, ત્યારે ઇલિયડ વિષે તો એમ જ લાગે છે કે એ હેતુ પુરેપૂરો સધાયો નથી.''

આ પુસ્તક જેવી સૌન્દર્યની મૂર્તિઓ મૂકીને, ગુજરાતની રસવૃત્તિ, ચાર ચીંથરાં ચોરીને શીવેલી નવલકથા (?) રૂપી કદ્રૂપી ઢીંગલીઓની રમત કેમ રમ્યાં કરતી હશે એ અમારાથી સમઝાતું નથી. ખરેખર, આપણી રસવૃત્તિને હજી બહુ કેળવણીની જરૂર છે.—અને આવાં પુસ્તકો પ્રત્યે લોકને રુચિ થશે ત્યારેજ એ કેળવાઈ એમ આપણે સમઝીશું. શું હર વર્ષ સેંકડો મહેતાજીઓ અને ગ્રેડ્યુએટો

સર્ટિફિકેટો અને ડિગ્રીઓ ધારણ કરી ફરશે, અને આવાં પુસ્તકો તીવ્ર જિજ્ઞાસાથી નહિ વાંચે ?

[ વસન્ત : વર્ષ ૧૦, અંક ૮; ભાદ્રપદ સં. ૧૯૬૭ ]

## ૭. " રાજરાજેન્દ્રને "*

આ નામનું એક અસાધારણ પ્રતિભાના પ્રભાવથી ભરેલું સચિત્ર કાવ્ય અમારી પાસે રા. રા. હાજી મહમ્મદ અલ્લારખિયા શિવજી —માવજી ગોવિન્દજી શેઠ—એઓ તરફથી અભિપ્રાય માટે આવ્યું છે કાવ્યના કર્તા ગૂજરાતને અજાણ્યા નથી. સૌને વિદિત છે કે અર્થ કરતાં શબ્દને, આત્માના રૂપ કરતાં પગનાં ઝાંઝરને અધિક પૂજનાર સહૃદય(?)તા સામે બંડ ઊઠાવવાના ઝનૂનથી રા. ન્હાનાલાલે ગૂજરાતી સાહિત્યમાં એક નવો ઝંડો લઇને ધસારો કર્યો હતો. એ વાતને ઘણાં વર્ષો થયાં. કાળક્રમે રા. ન્હાનાલાલની કવિતાને હશી કાઢનારા ટીકાકારો એમની કવિતાની પ્રતિભાશક્તિને ઓળખતા થયા, માન આપતા થયા. રા. ન્હાનાલાલની કવિતાને§ પણ સમઝણ પડી કે પોતાની અન્ય બ્હેનો માપસર પાદવિન્યાસ કરે છે તે કૃત્રિમ બાયલાપણાથી નહિ, પણ માત્ર એ સુન્દરતાનો સ્વાભાવિક આવિર્ભાવ છે, અને એનો ભંગ તે સુન્દરતાનો ભંગ છે તેથી જ. ગમે તેમ હો પણ એમની કવિતાનાં આચરણ ઉપરથી કાવ્ય અવલોકવામાં કવિતા અને માપના સંબન્ધની ચર્ચામાં ઊતરવું પડે એમ નથી. રા. ન્હાનાલાલે આ કાવ્યમાં સંસ્કૃત વૃત્તબન્ધ સ્વીકાર્યો છે, અને એની પસંદગી પણ બહુ રુચિકર રીતે કરી છે.

આ કાવ્ય અંગ્રેજી એક જાતની 'ode'ના આકારનું—અમુક ખંડમાં વ્હેંચાએલું છે. ખંડ દસ છે. (૧) ઉદ્‌બોધન; (૨) સત્કાર;

---

* એક કાવ્ય, કર્તા રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

§ અમે 'રા. ન્હાનાલાલને' ન કહેતાં એમની 'કવિતાને' કહીએ છીએ કારણ કે રા. ન્હાનાલાલના સિદ્ધાન્તમાં કાંઇ ફેરફાર છે કે કેમ તેની અમને ખબર નથી.

(૩) આર્યભૂમિ; (૪) હસ્તિનાપુર; (૫) મહારાજ્ય; (૬) કુશલ વાર્તા; (૭) અભિલાષ; (૮) ઇતિહાસ માર્ગ; (૯) અશીર્વાદ; (૧૦) કલ્યાણમન્ત્રો.

'सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ' ।

એ ઉપનિષદ્‌ના વાક્યથી અતીવ પ્રસંગોચિત મંગલાચરણ કરીને उद्बोधनं (ખંડ પહેલો) કર્યું છે. આરંભના ખંડો જરા નબળા છે. આ ખંડના વૃત્તમાં કોઈ સ્થળે યતિભંગ કાને પડે છે અને એક સ્થળે 'ધમ્મપાદ' એવો અશુદ્ધ શબ્દ પણ પ્રયોજાયો છે. એને બદલે 'ધર્મચક્રપરિવર્તનસૂત્ર'ને ટૂંકાવી 'ધર્મચક્ર' એવું પદ મૂક્યું હોત તો તો સકળ દુઃખ શમાવનાર શાન્તિપ્રવર્તક રાજ્યચક્રપરિવર્તનનો ધ્વનિ પણ નીકળત. વળી બૌદ્ધો કરતાં જૈનોને લઈ " 'અંગ સુત્ત'ને" કે એવું જ કોઈ બીજું પદ યોજ્યું હોત, તો તે એ પસંદગી આપણા પ્રાન્તના કાવ્ય માટે વધારે ઉચિત ગણાત.

**બીજો** ખંડ—सत्कारः એ પણ પહેલાંના જેવો જ ટૂંકો છે. સામાન્ય રીતે રા. ન્હાનાલાલની વાણી એમના પિતા જેવી સરળ નથી. પણ આ ખંડમાંની—

" એકાદશી દેવતિથિ ગણાય,
તે દિન આવ્યા અમ ઘેર રાય;
રાજેન્દ્ર ! તો માનવું છે પ્રજાનું
આજે ઉગ્યો છે અમ ભાગ્યભાનુ "

—એ પંક્તિઓની મનોહર સરળતા કવિ દલપતરામનું સ્મરણ કરાવે છે. સાથે સાથે ન્હાનાલાલની રસિક ભાવનિર્ઝર શૈલી પણ

" પધારો સુખની લ્હેરે, મોંઘા મ્હેમાન ! આ સમે
અધૂરાં ગોરસો, ત્હોયે દેશું પંચામૃતો અમે "

—એ પંક્તિઓમાં નજરે પડે છે.

કવિ ન્હાનાલાલની પ્રતિભાશક્તિ જે પહેલા બે ખંડમાં કાંઇક ઔચિત્યપુરઃસર જ મન્દ હતી તે **ત્રીજા ખંડથી** (आर्यभूमि) એકદમ

સતેજ થાય છે—એકાએક 'રૉકેટ'ની માફક આકાશમાં ઊડે છે. અણુઘડ્યા તેજસ્વી હીરાના કકડા–હીરાકણીઓ નહિ પણ હીરાના કકડા–સમાન શબ્દો એ કવિ ન્હાનાલાલની શૈલીનું ખાસ લક્ષણ છે જે વડે, રૉકેટ ફૂટતાં આકાશ તેજના તારાઓથી છવાય તેમ, આ ખંડ છવાએલો છે. વળી એ પ્રતિભા તે પ્રેક્ષકની આંખને આંજી નાખનારી પણ કર્તાના હૃદય સાથે જેને લેવા દેવા નહિ એવી જાદુગરની કૃતિ નથી; ન્હાનાલાલની ઊંડી સ્વદેશભક્તિમાંથી એ પ્રતિભાનો જન્મ છે, અને એ પ્રતિભા અને એ સ્વદેશભક્તિ એક બીજાને શોભાવે છે.

પૃથ્વિજૂની લોકસંસ્થા, પૃથ્વિજૂનાય ધર્મનાં
પૃથ્વિજૂનાં જ ખંડેરો, નિહાળો અમ રાજ ! આ

...     ...     ...     ...     ...     ...

સંસારના શાસ્ત્ર તણા પ્રયોગ,
આશ્ચર્યવન્તા ઇતિહાસયોગ,
આત્માનું ને સ્થૂલનું વિરલું જે;
અદ્‌ભુત સૌ આંહિ ભર્યું પ્રભુએ.

...     ...     ...     ...

છૂટી છૂટી પ્રજાના સરવર વિસે લક્ષ્મી ખંડે યૂરોપે,
ત્હેના પશ્ચિમ ખંડે ઝરણજલ વહી વાડી ત્ય્હાં એક રોપે,
ન્યહાળો આ ધર્મખંડે દિશદિશ મહીંથી મેઘનાં સૈન્ય આવે,
ને વાધે માનવીનો કંઇ યુગયુગથી આ મહાસિન્ધુ ભાવે.

અત્રે 'પૃથ્વિજૂની'—એ સમસ્ત પદને તોડીને એનું તાત્પર્ય અન્ય કોઈ શબ્દોથી આટલું સબળ રીતે બતાવી શકાય એમ નથી. તેમ એ પદની ત્રિવાર ઉક્તિ આ આર્યભૂમિની પ્રાચીનતાને એનાં અંગેઅંગમાં ભવ્ય રીતે વ્યાપેલી દર્શાવે છે. વળી એ ભૂમિના પ્રાચીન અને અર્વાચીન જનસમાજની ઘટનામાં સંસાર—શાસ્ત્રના જે વિધવિધ પ્રયોગો થયા છે અને થાય છે તેની નોંધ લેવામાં પણ કવિએ આ આર્યભૂમિની એક ખાસ ખૂબી ઓળખી

લીધી છે. અને યૂરોપ અને હિન્દને લગાડેલાં 'લક્ષ્મીખંડ' અને 'ધર્મખંડ' પદ પણ થોડામાં બહુ અર્થ સૂચવી દે છે. અમેરિકા એવું જ ત્રીજું એકાદ પદ ન યોજતાં 'પશ્ચિમ ખંડ' કહેવામાં કવિએ ઠીક સંયમ સાચવ્યો છે—નહિ તો યૂરોપ અને હિન્દ જેનો સંબન્ધ આ કાવ્યમાં વર્ણવવો છે તેની સમાન કક્ષામાં અમેરિકા વર્ણનવિષય થઈ જાત.

**ચોથા ખંડ—(હસ્તિનાપુર)માં દિલ્હીનું ગૌરવ કર્યું છે.**

"છે વેદ રાજન્! અમ ધર્મરત્ન,
અને મહાભારત કાવ્યરત્ન;
ને જ્ઞાનરત્નો ઉપનિષદો છે.
દિલ્લી રૂડું રાજવીરત્ન તો છે."

દીપકાલંકારની આ પંક્તિઓમાં રત્નોની કલ્પના ઠીક છે—પરંતુ મહાભારત અને ઉપનિષદ્‌નું પૌર્વાપર્ય ઉલટાવેલું શોભતું નથી. તેમ દિલ્હીને 'રાજધાનીરત્ન' ન કહેતાં 'રાજવીરત્ન' કહેવામાં શું તાત્પર્ય છે એ કળાતું નથી. દિલ્લીની પ્રાચીનતા અને હિન્દુ–મુસલમાનનો એ શહેર સાથેનો સંબન્ધ નીચેની પંક્તિઓમાં ઠીક બતાવ્યો છે:

મંડાયાં ગ્રીસ કે રોમ, આજનાં કો મહાપુર,
તે પ્હેલાં કાલને ખોળે મંડાયું હસ્તિનાપુર.
સુહાવ્યું સિંહાસન તે યુધિષ્ઠિરે;
અને સુહાવ્યું ઉમદા અકબ્બરે;
ઇસ્લામ ને હિન્દુ જ એમ જોડલે.
પુણ્યાક્ષરોથી ઇતિહાસમાં ખલે.

'ખલે' શબ્દ અમને જરા ગ્રામ્ય લાગે છે. અમે 'ખલે' શબ્દ વાપરીએ તેથી કદાચ હશે.

દિલ્લી(હસ્તિનાપુર)ની ચતુર્દિશ સીમા આલેખવામાં ઉદાત્તાલંકારનો ઉપયોગ બહુ પ્રસંગોચિત રીતે કર્યો છે:

"ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર વિસ્તરે રાજ ઉત્તરે;
દક્ષિણે કૃષ્ણનાં દીપે ગોકુલ મથુરાં ખરે:
પૂર્વે અયોધ્યા રઘુરાય કેરૂં,
ચિતોડ છે પશ્ચિમમાં અનેરૂં;
દિલ્લી તણાં ચોદિશ એ પડોશી,
પૂછી જૂના મન્ત્ર નવા ઘડોજી."

આ ઉદાત્તાલંકારની કમાનો ઉપર લખેલા અક્ષરો વાંચતાં જ કલ્પનાશક્તિ જાગૃત થઈને મહાભારત અને ભાગવત રામાયણ અને પ્રતાપકાવ્યના અસંખ્ય રમ્ય અને ભવ્ય વૃત્તાન્તો નેત્ર આગળ સ્ફુરે છે.

આ ખંડના અન્તિમ શ્લોકમાં કવિએ પૂર્વ અને પશ્ચિમના ઇતિહાસનો બોધ સમાવ્યો છે :

"ગ્રીસે સૌન્દર્યને પૂજ્યું,
રોમે પૂજ્યો વિલાસને;
એક પૂજ્ય પ્રભુ છે તે,
પૂજજો રાજ્ય મન્દિરે."

આ પંક્તિઓનું તાત્પર્ય અમારાથી બરાબર સમજાયું નથી ગ્રીસે **સૌન્દર્ય**ને પૂજ્યું, અને રોમે **વિલાસ**ને પૂજ્યો, તેથી એ બે રાજ્યોનો નાશ થયો એમ વિવક્ષિત છે; કે ગ્રીસ અને રોમના સુધારાનાં વિશિષ્ટ સ્વરૂપો જ અત્ર આંકવાનો યત્ન છે? સૌન્દર્યની પૂજાથી ગ્રીસનો નાશ થયો એમ ભાગ્યેજ કહી શકાશે; તેમ વિલાસ એ રોમના સુધારાનું વિશિષ્ટ સ્વરૂપ હતું એમ પણ કહેવાતું નથી. જે અર્થમાં સૌન્દર્યની પૂજા એ ગ્રીક સુધારાનું લક્ષણ હતું, એ અર્થમાં વિલાસ નહિ પણ સંયમ એ રોમન સુધારાનું લક્ષણ હતું. અને જો વિલાસને પરિણામે રોમ જંગલી પ્રજાઓના હલ્લા સ્હામે ટક્કર ઝીલવાને અસમર્થ નીવડ્યું, તો ગ્રીસ સૌન્દર્યની પૂજાથી નહિ પણ પ્રતિવ્યક્તિના સ્વાતન્ત્ર્યની ભાવનાથી છિન્ન ભિન્ન થઈ ગયું—એમ ઇતિહાસ કહે છે. કાવ્યપરીક્ષામાં ઐતિહાસિક તથ્યા-

તથ્યતાના વિચારને અવકાશ હોય તો આવે સ્થળે—જ્યાં ઇતિહાસનું સત્ય જ કાવ્યના રસને પોષક થાય છે ત્યાં—તે છે.

ચોથા ખંડમાં ખીલેલી પ્રતિભાશક્તિ **પાંચમા ખંડ** ('મહારાજ્ય')-માં પૂર્ણ રીતે ફાલે છે. આ ખંડ આખા કાવ્યનું મધ્ય સ્થાન છે, અને તેથી એમાં પ્રતિભાશક્તિ પૂર્ણ યૌવનમદથી મહાલે છે એ ઉચિત છે. નીચેની પંક્તિઓ કરતાં સામ્રાજ્યભાવના, અને એને અંગે ઉત્પન્ન થતી કર્તવ્યભાવના—કોઈ ગૂજરાતી ગદ્ય કે પદ્યમાં વધારે દીપ્તિથી પ્રકટ થએલી જોઈ છે ?

"સૂર્યના સૂર્યમાલાના ધર્મો એક નથી કદા;
રાજ્ય સામ્રાજ્યના ધર્મો ભિન્ન ભિન્ન જ છે સદા.
સામ્રાજ્યનાં રાજ ! અનેક અંગો,
સૌના ગુણોના નવલા જ રંગો.
સામ્રાજ્ય રાજન્ ! નથી એકતામાં
સામ્રાજ્ય તો ઐક્ય જ ભિન્નતામાં.
સ્નેહ સત્યે ન્યાય સંપે, આધારે એકમેકને
ખીલવો, દેહ અંગોશાં, સૌ મહારાજ્ય અંગને."

પછી બ્રિટિશ સામ્રાજ્ય કેવું નથી અને કેવું છે—એ સમજાવવા જતાં કવિ—

"રાજન્ મહારાજ્ય બ્રિટીશ કેરૂં
ન, રોમશું રાજ્યસભાનું એક;
ગૂંથાયું સામ્રાજ્ય જ આ વડેરૂં,
ડેલોસ પેઠે દ્વીપથી અનેક."

એમ રોમ અને ગ્રીસના ઇતિહાસનો સરખાવટ માટે ઉપયોગ કરે છે. પણ તેમાં બ્રિટિશ સામ્રાજ્યનાં અંગોને ડેલોસના દ્વીપો સાથે સરખાવતાં ઉપમેયમાં ન્યૂનતા પ્રતીત થઈ–કવિપ્રતિભાની પાંખો એકદમ સંકેલાઈ જાય છે, અને એને પાછું એકાએક ઉડ્ડયન કરવું વિષમ પડે છે. પૂર્વોક્ત નિર્બળ પંક્તિઓ કાવ્યમાંથી લોપી દઈ–"સ્નેહ સત્યે" આદિ શ્લોકની પછી તુરત નીચેનો શ્લોક મૂકીને વાંચોઃ

"ગૂંથી ગૂંથી ગ્રહો વ્યોમે દીપે છે સૂર્યમાલિકા;
સૂર્યમાલા ઘણી ગૂંથી ઘૂમે એક વિરાટ આ."

ખરેખર-ભવ્યતાના ગગનમાં કવિપ્રતિભા ભાગ્યેજ આ
રતાં વધારે ઊંચે જઈ શકે. અસંખ્ય ગ્રહો ગૂંથાય ત્યારે એક
ર્યમાળા—બલ્કે સૂર્યમાલિકા—એક ન્હાની સૂર્યમાળા બને; અને એવી
ણી સૂર્યમાળા એકઠી ગૂંથાઈને ઘૂમે ત્યારે એક વિરાટ્ બને. આ
વેરાટ્માં અનેક વ્યક્તિમાં એક અવ્યક્ત પ્રકટ થાય છે.

"રાજેન્દ્ર! વ્યક્તિત્વ મંહી અનેક
અવ્યક્ત વ્યાપે સઘળે જ એક:
સંસારનું, રાજ્યનું, ધર્મકેરૂં,
બ્રહ્માંડનું સૂત્ર જ એ વડેરૂં."

ભવ્યતાનું સ્વરૂપ એક તો દૈનિક કે કાલિક વિશાળતાથી બને
. પણ એ જાતની ભવ્યતા કરતાં પણ ઉચ્ચતર ભવ્યતા વિશ્વ-
યાપક પ્રેમમાં પ્રકટ થાય છે. કવિ વિરાટ્ની ભવ્યતાથી
ણ અધિક વધી—

"જામ્યો છે એ મહારાસ, વાગે વેણુ સનાતન;
સુણે છે બ્રહ્મબીનાં તે, રમે તેમાં હરિજન."

મ બ્રહ્મરસની ભવ્યતા અનુભવે છે; અને અનુભવમાં આપણને
ન રાખી ખંડ છઠ્ઠાની કુશલવાર્તા પૂછવી શરૂ કરે છે. એમાં
ણ પૂર્વોક્ત વિરાટ્ની ઉપમા ફરી વાપરીને કવિ કહે છે:

"સૂર્ય ને ચન્દ્ર બે નેત્રો જેવાં મહા વિરાટનાં
રાજા અને પ્રજા એવાં નેત્રો બે રાજ્યદેહનાં."

અને પછી રાજ્યશાસ્ત્રનું એજ પ્રસિદ્ધ સત્ય, બીજી પ્રસિદ્ધ
પમા વડે, પણ સાદી અને અસરકારક વાણીમાં, કવિ ઉચ્ચારે છે:

"રાજા પ્રજાના હરમેળ જ્યહાં હશે,
સંવાદી વીણા ગીત ગેબી ગૂંજશે;
જો એક કંપ્યે અનુકમ્પ ના થશે,
તો રાજ્યવીણા બસુરી જ બોલશે."

પછી ખંડ સાતમામાં (अभिलाषामां) આર્ય મહાજનોને રાજેન્દ્રને ઓળખાવતાં કવિ કહે છેઃ

"પાસે રાજેન્દ્ર! ઊભા છે અમારા આ મહાજનો
પરીક્ષી એમના ભાવો આત્માનાં અમી વર્ષજો."

અને પછી બહુ સબળ દલીલ વાપરીને પૂછે છેઃ

"રાજન્! નથી એમ નથી બધા યે
પ્રજાસમૂહો મંહી બ્રહ્મરાક્ષસો;
જોશું જ જે ડાઘ જ સૂર્યના એ?
કે ભાળશું ભૂપતિ બ્રહ્મવર્ચશો?"

અને પછી પૂર્ણ આત્મમાનથી—પૂર્વ અને પશ્ચિમનો સંબન્ધ યોગ્ય રીતે સમઝીને—કવિ રાજેન્દ્રને વીનવે છે કે—

"પૂર્વ પશ્ચિમના યોગ પ્રભુનિર્મલ આ કંઈ
પોષજો એહને, રાજન્! સદ્ગુણોને લઈ દઈ,
એ યોગના યોગીજનો અમે, ને
રાજેન્દ્ર છો આપ, કરો સહુનેઃ
રખે ભવિષ્યે ઇતિહાસ ભાખે,
ખોયો મહાયોગ જ આ અલેખે.
પૂર્વ પશ્ચિમ બે પાંખો છે રાજેન્દ્ર! નૃલોકની
પરસ્પરને આધારે ઉડે છે પૃથ્વીપંખિણી."

૨૧. કવિના આ કાવ્યમાં અમને બે તત્ત્વો ઘણાંજ ગમે છે. એક તો એમની પૂર્વ અને પશ્ચિમના સંબન્ધની સાચી અને આત્મમાનભરી સમઝણ; અને બીજું એ સમઝણને અનુરૂપ એવી ભવ્ય પ્રતિભા તથા ગંભીર વાણી.

**આઠમા ખંડમાં**—કવિ 'इतिहासना मार्ग' પરત્વે દૃષ્ટાન્ત દલીલો સાથે નીચે પ્રમાણે સિદ્ધાન્ત બાંધે છેઃ

"બેઠી હેગ વિશે મનુષ્યકુલની ચોખંડ ન્યાયાધિશી
જાગી એક અમેરિકા મંહી સભા સૌ લોકના ઐક્યની;
કીધા કોલકરાર પંચ નીમવા, સંગ્રામ ખોટા ગણી,
દોરે છે ઇતિહાસની પગથી સૌ રાજેન્દ્ર શાન્તિ ભણી."

અત્રે બે દષ્ટાન્તોમાંના બીજાનો, બીજી અને ત્રીજી લીટીમાં શિથિલ વિસ્તાર એ દલીલની અસરને નિર્બળ કરે છે. પ્રત્યેક લીટીમાં એક એક દષ્ટાન્ત સમાવ્યું હોત તો કલાવિધાન વધારે સારૂં થયું ગણાત.

છેવટે 'आशीर्वाद' નામના **નવમા ખંડમાં** કવિપ્રતિભા પાંખો સંકેલી ભોંય ઊતરે છે—અને **દશમા ખંડમાં** ચારે વેદના '**कल्याणमन्त्रो**'ને ઉચ્ચારીને વદાય થાય છે.

આ કાવ્ય સર્વથા નિર્દોષ નથી. કવિપ્રતિભા કોઈક વખત ઉચિત રીતે તો કોઈક વખતે નિર્બળતાથી મન્દ પડે છે. "વડેરૂં" જેવા કેટલાક શબ્દોની અરુચિકર પુનરુક્તિ 'કથિતપદ દોષ' ઉત્પન્ન કરે છે.

જો એક તરફથી

"દોરે છે ઇતિહાસની પગથી સૌ રાજેન્દ્ર! શાન્તિ ભણી."

આ અને

"શાન્તિના પન્થના પન્થી તેઓ જ પ્રભુપન્થી છે"

—જેવી પંક્તિઓનો મનોહર પ્રસાદ એ પંક્તિઓને ચિરંજીવી આયુષ્ય અર્પે છે, તો બીજી તરફ સ્થળે સ્થળે કાવ્યમાં નજરે પડતું બોધનું પ્રાધાન્ય પ્રતિભાની ઝલકને ઝાંખી પાડે છે.

અને એ કરતાં પણ આગળ જઈ જ્યારે કવિ—

"ઉંચેથી જેટલે આવે
પાણી પ્રજાભક્તિ તણાં નૃપાલનાં,
ફુવારા તેટલા ઉંચા
ઉડે પ્રજાની નૃપ! રાજભક્તિના."

—એમ યન્ત્રશાસ્ત્ર (Mechanics) શીખવવા બેશી જાય છે ત્યારે તો તે ખરેખર કવિ મૂંઝ જ રહે છે.

પરંતુ આ સઘળા દોષ આ કાવ્યના એકંદર ગુણમાં દબાઈ જાય છે. કવિપ્રતિભા ઊડે છે ત્યારે બહુ વેગથી અને બહુ ઊંચે ઊડે છે—અને તે યોગ્ય પ્રસંગ એટલે કે કાવ્યના ખરેખરા મધ્ય ભાગમાં જ ઊંચામાં ઊંચા બિન્દુએ પહોંચે છે. વળી વિષયને અનુરૂપ વિચારનું

ગાંભીર્ય છે—અને તદનુસાર સઘળું 'મહાન' છે, 'વિરાટ્' છે. જેમ રા. કવિ રા. 'લલિત'ના કાવ્ય પરત્વે લખતાં કહે છે કે રા. 'લલિત'નો શબ્દ 'લગીર' છે તેમ રા. કવિ માટે આપણે કહીએ તો એમનો શબ્દ 'વિરાટ્' છે.

રાજરાજેન્દ્રની પધરામણી નિમિત્તે ઘણાં કાવ્ય લખાયાં છે—મિ. તાલીયારખાને "ગૂજરાતી" પત્ર મારફત ઈનામ આપવાનું જાહેર કર્યું તેના જવાબમાં સોએક કાવ્યો લખાઈ આવ્યાં હતાં! એમાંથી ભાગ્યે એક પણ ખરેખર ઈનામને લાયક હતું. આપણા એક બે વિદ્વાનોએ, અને તેમાં પણ એક તો ખરેખર ઉત્તમ કવિવરે પણ, આ પ્રસંગે કવિતા કરી છે. પરંતુ એ સર્વ કરતાં રા. કવિનું આ કાવ્ય ચઢી જાય છે, અને તે માટે અમે એમને ખરા અન્તઃકરણથી અભિનન્દન આપીએ છીએ.

[ વસન્તઃ વર્ષ ૧૧, અંક ૫; જ્યેષ્ઠ, સં. ૧૯૬૮ ]

## ૮. સામાજિક સેવાના સન્માર્ગ*

દેશની જમીન ઉપર અમીર લોકોનું જ સ્વામિત્વ હતું એ એક વિષમતા તો ઈંગ્લંડના ઇતિહાસમાં જૂના કાળથી હતી જ; તેમાં વિશેષમાં—ઓગણીસમા સદીના પૂર્વાર્ધમાં હાથની કારીગરીને ઠેકાણે યાન્ત્રિક બળનાં કારખાનાં સ્થપાવા લાગ્યાં તેનું એક પરિણામ એ આવ્યું કે કારીગરવર્ગ મજૂર બની ગયો, ધનિક વર્ગના હાથમાં એ ગુલામ જેવો થઈ રહ્યો, અને દિવસે દિવસે ધનિક વર્ગ અને મજૂર વર્ગ વચ્ચે અંતર વધતું ગયું. તેમાં, વ્યક્તિના સ્વાતન્ત્ર્ય ઉપર સમષ્ટિના હિત ખાતર પણ રાજ્યને હાથ નાખવાનો હક નથી એ સિદ્ધાન્તે ઉમેરો કર્યો. અને એક તરફ ધનના ઢગલા અને બીજી

* રેવ. મિ. ફ્લેમિંગ કૃત "Suggestions for Social Usefulness" એ નામના ઇંગ્રેજી પુસ્તકનો અનુવાદ. કર્તા રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ; છપાવી પ્રસિદ્ધ કરનાર ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ. કિંમત ૧૨ આના.

તરફ દારિદ્રયની ખાઈ એ ઇંગ્લંડના જનસમાજનું આર્થિક લક્ષણ થઈ પડયું. પણ જ્યાં દુઃખ હોય છે ત્યાં એ દુઃખને નિવારવા માટે દયાળુ હૃદયો પણ ઉત્પન્ન થાય છે જઃ એ નિયમાનુસાર અગણિત સ્ત્રી-પુરુષોએ પરદુઃખભંજનનું વ્રત લીધું, અને મહાન અનર્થો દૂર કરવા માટે મહાન યોજનાઓ જોઈએ તે તેઓએ રચવા માંડી. આ પ્રયત્નો ઈંગ્લંડમાં+ એટલા બધા, એટલા મ્હોટા પાયા ઉપર, અને એટલી વ્યવસ્થાસર ચાલે છે કે આ જાતની સામાજિક સેવાની એક કલા ( art ) થઇ છે, અને તે એટલે સુધી કે ન્હાના ન્હાના પોત-પોતાના સ્વતન્ત્ર પરોપકારો કરવાનું ભૂલી જઈ, સર્વ લોક આ જાતની નવીન પરોપકારપદ્ધતિએ જ ચઢ્યા છે, અને એજ માર્ગ હવે ખરો 'સામાજિક સેવાનો સન્માર્ગ' ગણાય છે. પરોપકારની આ પદ્ધતિ જ ખરી અને ઇષ્ટ છે એમ તો આપણાથી કબુલ કરી શકાતું નથી–પણ મ્હોટા અનર્થો સામે મ્હોટા ઉપાયો યોજવા જોઈએ, અને તે જનસમાજની સંઘાતશક્તિ અને વ્યવસ્થાબુદ્ધિના ઉપયોગ વિના અશક્ય છે એ તો ખુલ્લું છેઃ એક ઉપમા વાપરીએ તો—રેલવે અને મોટરના વર્તમાનયુગમાં સ્વાભાવિક રીતે પડેલી પગથીઓ ન ચાલે, તે માટે તો ઉત્તમ 'મૅકેડમાઈઝ્ડ રોડ્ઝ' અને લોઢાના પાટા જ જોઈએ.

આપણે ત્યાં હજી જેમ પશ્ચિમ જેટલું ધન નથી, તેમ તેટલું દારિદ્રય પણ નથીઃ સામાન્ય મનુષ્યદીઠ આપણું ધન પશ્ચિમ કરતાં ઘણું ઓછું છે, પરંતુ પશ્ચિમનું દારિદ્રય જ્યાં છે ત્યાં તે એટલું બધું ઊંડું અને પાશવવૃત્તિથી ભરેલું છે કે એની સરખામણીમાં આપણા ગરીબ લોકો સુખી અને સાધુ જીવન ગાળે છે એમ કહેવામાં બાધ નથી. પરંતુ પશ્ચિમ સાથેના સંબન્ધને લીધે, હવે આ વસ્તુ-સ્થિતિ લાંબો વખત ટકે એમ નથી. મ્હોટાં શહેરોમાં પશ્ચિમના

+ જુવો ઇ. સ. ૧૯૧૨ સંવત્ ૧૯૬૮ માં પ્રસિદ્ધ થએલો "વસન્ત"નો "બ્રિટિશ સામ્રાજ્ય" અંક, પૃ૦ ૧૪૦–૪૬.

અનેક અનર્થો ઉત્પન્ન થવા લાગ્યા છે અને ગામડાં પણ કેળવણીને અભાવે પશ્ચિમ સાથે આર્થિક હરીફાઈમાં બહુ વિષમ સ્થિતિ ભોગવે છે. તે સાથે દારિદ્ર્ય અને અજ્ઞાનને લીધે કેટલીક ખાસ મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. આવી સ્થિતિમાં—પ્રજાકેળવણી વધારવી, આરોગ્યના ઉપાયો યોજવા, સકલ દેશને—અંત્યજ સુદ્ધાંને—આ નવી હરીફાઈમાં ટકી શકે એવો સમર્થ બનાવવો—વગેરે અસંખ્ય કર્તવ્યો આ જમાનામાં આપણે શિર પડયાં છે, અને તે વ્યવસ્થિત રીતે અને પૂર્ણ બળથી કરવા માટે આપણે ઘણું જાણવાનું છે, અને ઘણા ભોગ આપવાના છે. આ માટે દિશા બતાવનાર એક પુસ્તકની ગૂજરાતીમાં ઘણી જરૂર હતી, તે આ પુસ્તક પૂરી પાડે છે. તે માટે એના મૂળ કર્તાનો, ભાષાન્તર કર્તાનો, અને પ્રકટ કરાવનાર ગૂજરાત વર્નાકયુલર સોસાઇટિનો ઉપકાર માનવા ઉપરાંત, એક બીજી વ્યક્તિનો ઉપકાર માનવાની જરૂર છે.

આ પુસ્તક રેવ. મિ. ફ્લેમિંગ (લાહોરની ફૉરમન ક્રિશ્ચયન કૉલેજના પ્રિન્સિપાલ) કૃત એક અંગ્રેજી પુસ્તકનો રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલે કરેલો અનુવાદ છે અને તે "કરસનદાસ મૂળજી સ્મારક ગ્રન્થમાળા"ના એક મણકારૂપે ગૂજરાત વર્નાકયુલર સોસાઇટિ તરફથી પ્રસિદ્ધ થયો છે. પ્રસિદ્ધ કરાવનાર તરીકે ગૂજરાત વર્નાકયુલર સોસાઇટિનું નામ મૂકવામાં આવ્યું છે તે રીતસર છે, કારણ કે એ અનુવાદનું પારિતોષિક તથા છપામણીખર્ચ સોસાઇટિ હસ્તકના એક ફંડમાંથી અપાયાં છે. પણ વસ્તુતઃ, આ ઉત્તમ પુસ્તકનો ગૂજરાતી વાચકને લાભ અપાવવાનો ઉજ્જ્વળ યશ—હું જાણું છું તે પ્રમાણે—સ્વર્ગસ્થ રા. રા. લાલશંકરભાઈને ઘટે છે. એ પરોપકારી સજ્જનનું હૃદય નિરન્તર પરોપકારના ઉત્સાહથી ભરપૂર રહેતું, એમના મગજમાં રાત દિવસ લોકહિતની અનેક યોજનાઓ ઘડાયાં કરતી, અને એમનો દેહ એ યોજનાઓને ગતિમાં મૂકવામાં અને ચાલતી રાખવામાં સદા તત્પર હતો. એમણે જ આ પુસ્તક

મને એક વાર બતાવેલું, અને ત્યારપછી એનો અનુવાદ કરવા માટે, સાદું શુદ્ધ અને રસિક ગૂજરાતી લખી જાણનાર ગૂજરાતી લેખક રા. રા. ડાહ્યાભાઈ (બન્ધુસમાજ) ને પોતે પસંદ કરી સોસાઇટિ પાસે એમને એ કામ સોંપાવેલું, એમ મને યાદ આવે છે.

રા. રા. ડાહ્યાભાઈએ પોતાને સોંપાએલું કામ બહુ સારી રીતે કર્યું છે. આ પુસ્તકની ભાષા સાદી છતાં શુદ્ધ, રૂઢ છતાં સંસ્કારી છે, અને અન્ય ભાષાના પુસ્તકનો આ અનુવાદ છે એમ વાચકને ભાગ્યેજ શંકા થાય છે. આરંભમાં રા. ડાહ્યાભાઈએ એક પ્રસ્તાવના લખી છે, તેમાં વનિતાવિશ્રામ, સેવાસદન, હિન્દસેવક-સમાજ, નિષ્કામ કર્મમઠ, વગેરે આપણા પ્રાન્તની સઘળી પરોપકારી સંસ્થાનું ટુંકું વર્ણન આપ્યું છે—જેથી પુસ્તકમાં બતાવેલા સામાજિક સેવાના સન્માર્ગ તે હવાઈ રેખાઓ નથી, પણ પૃથ્વી ઉપર—આપણી ગૂજરાતની પૃથ્વી ઉપર—પાડી શકાય એવી પગથીઓ છે એમ વાચકને સહજ પ્રતીતિ ઉપજે છે. વળી આ વિષય એક નવલકથાની માફક વાંચવાનો નથી, પણ એ ઉપર ગંભીર વિચાર કરવાનો છે, અને તેટલા માટે આ પુસ્તકમાં દરેક પ્રકરણને અન્તે "સ્વાનુભવ અને ચિંતન વડે મળી આવતી સૂચનાઓ નોંધવાની જગા" નું એક એક કોરૂં પાનું રાખવામાં આવ્યું છે તે બહુ ઉચિત અને ઉપયોગી છે.

કેળવણી એ સર્વ સુધારાનો પાયો છે, અને વિદ્યાદાન જેવું બીજું દાન નથી જ, તેથી એ વિષયને સામાજિક સેવાના સન્માર્ગમાં અગ્રસ્થાન આપ્યું છે તે યોગ્ય છે. "કોઈએ કહ્યું છે કે હિન્દુસ્તાન અને જાપાનમાં મુખ્ય ભેદ એ છે કે જાપાનમાં જ્યારે ૭ વર્ષની ઉમ્મર ઉપરાંતની વસ્તીનો સેંકડે ૯૫ ટકા ભાગ વાંચી શકે છે ત્યારે હિન્દુસ્તાનમાં સેંકડે ૯૫ ટકા ભાગ વાંચી શકતો નથી."—આ વિશાળ નિરક્ષરતા એ હિન્દુસ્થાનનાં સઘળાં દુઃખોનું બીજ છે, અને તેથી એને સંહારવા જેટલા યત્નો થાય તેટલા ઓછા છે. એવા યત્નો પૈકી પ્રથમસ્થાન 'ગૃહશિક્ષણ'ને છે; અને બીજું સ્થાન પોતાના

ગામના શિક્ષણને છે. ઉચ્ચ શિક્ષણ લઈ પાર ઊતરેલા ગૃહસ્થને માથે જ નહિ, પણ એ શિક્ષણ લેતા વિદ્યાર્થીને માથે પણ આ વિષયમાં કેવી મ્હોટી ફરજ છે અને તે કેવી રીતે બજાવવી એ સંબંધી આ પુસ્તકમાં ઘણો મનન કરવા યોગ્ય બોધ છે. ગ્રન્થકર્તા કહે છે :

"**કેવી વૃત્તિથી કામ થવું જોઈએ**—કોઈપણ વિદ્યાર્થી રજાના વખતમાં પોતાને ગામ જાય, પછી મોટા બાદશાહની માફક મહેલ્લે મહેલ્લે અભિમાનથી ફરે, પોતાના મુરબ્બી આગળ પણ પોતે મોટો છે એમ બતાવે તો જે મદદ માટે સૂચના કરવામાં આવી છે તે સ્વીકાર પાત્ર થઈ પડે નહિ, પણ તે વિદ્યાર્થી જો ઘેર જઇ પોતાની કોલેજ માટે રાખેલાં કપડાં ઉતારી, પોતાના ગામના લોકોને નવીન ન લાગે, સ્વાભાવિક જણાય તેવો પોશાક પહેરે, કોલેજમાં જવા પહેલાં તે જેમ પાણી વિગેરે લાવી આપવાનું અગર બીજું ઘરનું કામકાજ કરવામાં તત્પરતા બતાવતો તે પછી પણ બતાવે, કુટુમ્બમાં જો નમ્ર અને સુશીલ રહે તો લગભગ સઘળું બની શકે. માતપિતા પોતાનાં છોકરાંને કોલેજમાં મોકલવા માટે ભારે આત્મત્યાગ કરે છે. માબાપને માલમ પડે છે કે જ્યારે છોકરાએ કોલેજથી ઘેર આવે છે ત્યારે ઘેર તેમને ગમતું નથી, અભ્યાસ માટે અગર વિનોદ માટે તેઓ કોઈ બીજે સ્થળે, બહાર ગામ જવા તૈયારી કરે છે, અને જેમણે તેમને જન્મ આપ્યો હોય તેમની પણ તેમને શરમ આવે છે. ગૃહશિક્ષણના પ્રચારનો આરમ્ભ આવા લોકોથી થતો નથી એ સ્પષ્ટ છે. જન્મ આપનાર માતપિતાને વિદ્યાર્થીઓએ સન્માન આપવું, સુખ આપવું, એ ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારની સેવા છે."

"**ગામડાંની શાળાઓની મુલાકાત : તેમને ઉત્તેજનઃ સંભવિત પરિણામ**—ગામડાંનાં છોકરાં ઉચ્ચ કેળવણી પામેલા વિદ્યાર્થીઓ તરફ માનની નજરથી જૂએ છે. આ વિદ્યાર્થીઓ ગામડાં-ના છોકરાની શાળામાં આવી રસ લે અને ઉત્તેજન પ્રદર્શિત કરે, તેમ તેઓમાં હોંશ વધે છે. કેટલાકને વાંચતા સાંભળવાથી, કેટલાકને

કામ કરતા જોવાથી, એકાદ મુખપાઠ જેવું કાંઈ સાંભળવાથી, પેન, પેન્સિલ, ચપ્પુ, પુસ્તક જેવાં થોડાં સાદાં ઈનામ વહેંચવાથી, જેમનાં માબાપને કેળવણી પર ઘણી ઓછી શ્રદ્ધા હોય છે, તેવાં આ ગામડાં-નાં છોકરાંને ખરેખરૂં ઉત્તેજન આપી શકાય. સ્કુલ અગર કૉલેજની ટર્મના અંત પહેલાં આ નાનાં સાદાં ઈનામ ખરીદી લેવાય તો રજામાં તે ગામડાંમાં લઈ જઈ શકાય. વિદ્યાર્થીઓ ઉપરાંત અન્ય સુશિક્ષિત વર્ગ આ કામ કરી શકે.''

"**એક શાળાની સ્થાપનાનો ઇતિહાસ.**—એક વિદ્યાર્થી-એ પોતાના ગામમાં પોતાના પડોશની સ્ત્રીઓમાં ૫૦ બાળપોથી એવા વિચારથી વહેંચી કે તેમની પાસે તે ચોપડીઓ હશે તો તે શીખવવા માટે તેઓ બીજા કોઇને કહેશે. તેની સભાનો સેક્રેટરી તેનો સગો હતો. એક મીટીંગ મેળવવા તેણે તેને કહ્યું. આ મીટીંગમાં વહુ, દીકરીઓને ભણાવવા તેણે આગ્રહ કર્યો. પરિણામમાં—એક શાળા ઉઘડી, શાળાના છેલ્લા અહેવાલ વખતે તેમાં સ્ત્રી વિદ્યાર્થીઓની સંખ્યા ૨૨ હતી. પોતાની જ ઇચ્છાથી એક વિધવા, શિક્ષક તરીકે તેમાં દાખલ થઈ હતી. કોઈ પણ વિદ્યાર્થી જેને ખરી ખંત હોય તે કેટલું કરી શકે એ આ બનાવથી માલમ પડી આવે છે."

બીજો એક વિદ્યાર્થી '**નિરક્ષર આગળ વાચન**' કર્યાનો અનુભવ નીચે પ્રમાણે નોંધે છે:—

"મારા એક મિત્રે અજ્ઞાન લોકો આગળ દર સાંજે કોઈ વર્તમાનપત્ર વાંચવાનો નિશ્ચય કર્યો. તેની એટલી બધી સારી અસર થઈ કે બાવન વર્ષના એક વૃદ્ધ માણસે તેની આગળ ભણવાની મરજી બતાવી.

"પુસ્તકોમાંના કેટલાક ભાગનું નિરક્ષર વર્ગ આગળ હું વાચન કરતો અને ગુજરાતીમાં તેમનો અર્થ કરી સમજાવતો. આ વાચન વડે મેં તેમના ઘણા વહેમ કાઢી નાંખ્યા, લોકો ખેતરમાં હળ હાંકતા હોય અગર ઢોર ચારતા હોય તે વખત હું તેમની પાસે જતો."

"તાપણીની આજુબાજુ એકત્ર થયેલા ગામડાના લોકોને "શેક્સ્પિયર" ની એકાદ નાટ્યકથા હું કહેતો, તેનાં પાત્રોનાં નામ હું ગુજરાતી કરી દેતો, જ્યાં જ્યાં તેમને વાર્તામાં શંકા પડતી ત્યારે તેઓ મને પૂછતા. વાર્તા પૂરી થતી ત્યારે વાર્તાથી તેઓ ઘણા પ્રસન્ન થયા હોય એમ જણાતું. આ ઉપરથી હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે નીતિ ધર્મ અને ગામડાંના લોકો પ્રત્યે કર્તવ્ય, એ વિષયો વિષે કોઈ વાતો કહે તો ગામડાંમાં સાંભળનાર ઘણાં માણસ મળી આવે. તેની અસર એવી સરસ થાય કે તેમને ઘણું જ્ઞાન મળે."

આ છેલ્લા પેરેગ્રાફમાં બતાવેલો સામાજિક સેવાનો સન્માર્ગ આપણા દેશમાં નવીન નથી. આપણા પૂર્વજો વાંચવા–લખવા શિવાય કર્ણથી સાંભળવું એને પણ કેળવણીનું એક મ્હોટું સાધન માનતા, અને પૌરાણિકો, વ્યાખ્યાતાઓ, અને ઉપદેશક સાધુ સન્તોને મુખે સામાન્ય જનસમુદાયને આ રીતની પુષ્કળ કેળવણી મળતી. આનું એક ચિત્ર રૂહાઇસ ડેવિડ્ઝે "બૌદ્ધ ધર્મ" ના પોતાના એક પુસ્તકમાં આબેહૂબ ચીતરેલું આ સ્થળે મને યાદ આવે છે. એ લખે છેઃ

"The wandering mendicants have become settled celibate parochial clergy; but every year, during those months which were the rainy season in Magadha in the time of Gautama, they leave their permanent homes; and, living in temporary huts, put up by the peasantry of some district who specially invite them, hold a series of public services in which they read and explain the Pāli Pitakas to all of any age or sex or caste who choose to listen. This period, called 'was' ( from the Sanskrit ' varsha, ' rain ), is in

Ceylon the finest part of the year; and as there are no regular religious services at any other time, the peasantry celebrate the reading of 'bana' ( or the Word ) at 'was' time as their great religious festival. They put up under the palm-trees a platform, roofed, but quite open at the sides, and ornamented with bright cloths and flowers; and round it they sit in the moonlight on the ground, and listen through the night with great satisfaction, if not with great intelligence, to the sacred words repeated by relays of shaven monks."

× × × ×

"To these wonderful stories the simple peasantry, dressed in their best and brightest, listen all the night long with unaffected delight; chatting pleasantly now and again with their neighbours, and indulging all the while in the mild narcotic of the betal leaf, their stores of which (and of its never failing adjuncts, chunam, that is, white lime, and the areka nut ), afford a constant occasion for acts of polite good fellowship."

આ વર્ણન સિલોન ( સિંહલદ્વીપ-લંકા ) માટે જ ખરૂં નથી, પણ તે આખા હિન્દુસ્થાનને લાગુ પડે છે—અને એ જોતાં અનેક નદી-નાળાં-વન-ડુંગર અને નાતજાતના અન્તરાયોને ભેદીને એક અવર્ણ્ય એકતા હિન્દુસ્થાનમાં પ્રસરેલી છે એમ ભાન થયા વિના

રહેતું નથી. ભૂતકાળમાં આ જાતનાં વ્યાખ્યાનોએ દેશને નિરક્ષરતાનાં દુષ્પરિણામમાંથી કેટલેક અંશે બચાવ્યો છે, અને હજી પણ બચાવે છે, પરંતુ તે જ પ્રમાણે નવા જમાનાની વિદ્યા દેશમાં ઘેર ઘેર પહોંચાડવાની નવા જમાનાના સુશિક્ષિત વર્ગની ફરજ છે. *

કેળવણી પછી બીજા નંબરનો વિષય '**આરોગ્ય**' છે, અને તેને યોગ્ય સ્થાન આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. એના ઉપોદ્‌ઘાતરૂપે 'રમતગમત' નો વિષય આવે છે, અને એને અંગે ગ્રન્થકાર એક જાણવા જેવું જણાવે છે કે "રમતગમતના સંબંધમાં વિચાર કરવા ત્રણ કોન્ગ્રેસ ત્યાં મળી છે. એકલા ચિકાગો શહેર આવાં સ્થાન માટે રૂ. ૩૦૦૦૦૦૦૦ ખર્ચ્યા છે. ઉનાળાનાં રમતગમતનાં સ્થાન, અને વિશ્રાન્તિને લગતા કામકાજની ભિન્નભિન્ન શાખાઓમાં ન્યુયોર્ક શહેરે ૧૦૦૦ કરતાં વધારે શિક્ષક રોક્યા છે."

પછી 'પતિતવર્ગની સેવા', 'મદ્યપાનનિષેધ,' 'પ્રાણીઓ પ્રત્યે થતી નિર્દયતાનો અટકાવ' વગેરે સામાજિક સેવાના વિવિધ વિષયો લીધા છે, અને તે દરેકને અંગે કેટલીક જાણીતી તો કેટલીક નવી એવી અનેક લોકસેવાના માર્ગો બતાવ્યા છે એનું વિવેચન કરવું અત્રે બની શકે એમ નથી. તથાપિ "**સામાજિક અભ્યાસના સંબંધમાં વિદ્યાર્થી મંડળને કેટલીક સૂચનાઓ**" એ મથાળાના પ્રકરણમાંની બે કલમો તરફ હું વાચકનું ખાસ ધ્યાન ખેંચવા માગું છું:

"**જાતે કરવાનો અભ્યાસ**—જગત્ સાથે સરખાવતાં હિન્દુસ્તાન શું છે, તેનો પ્રથમ તો ખરો ખ્યાલ લાવવો. હિન્દુસ્તાનની સ્થિતિ શી છે એ પ્રથમ બરાબર જાણો. દૃષ્ટાંત તરીકે, "સ્ટેટ્સ્‌મેન ઈયરબુક" જેવું પુસ્તક લો. જગત્‌ના જૂદા જૂદા દેશોનો હેવાલ

---

* ગામે ગામ પરદેશી 'ગ્યાસલેટ', 'ટિનનાં પતરાં', અને 'ચાહની ભૂકી' પ્રસરે, અને ઇતિહાસ, ભૂગોળ, પદાર્થપાઠ અને આરોગ્યવિદ્યા ન પ્રસરે તેનું કાંઈ કારણ ?

વાંચો, તેમની વસ્તી, તેમના ધર્મ, તેમની સરકાર, તેમનો વ્યાપાર ધંધો, તેમની કેળવણી વિષે વિચાર કરો, તેમાં, આનંદ અને પ્રોત્સાહન આપે તેવું તમને ઘણું મળશે. આવા સંભાળ ભર્યા અભ્યાસનું પરિણામ એ આવશે કે આ દેશના ઘણા વિચારકોની દૃષ્ટિમાં ફેરફાર થઈ જશે. એવો ફેરફાર થશે કે તેની કિંમત કરવી મુશ્કેલ થઈ પડે. આ રીતે, તેઓ, વાતો, કલ્પના અને તર્કવિતર્કને બદલે ખરી હકીકતના સમાગમમાં આવશે અને કયા સંગીન પાયા ઉપર પોતાના વિચારની ઘટના કરવી તે તેમને માલમ પડી આવશે."

"**હિંદુસ્તાનની ભૂતકાળની સ્થિતિ**—વર્તમાનકાળના આ ઇતિહાસ સાથે હિન્દુસ્તાનના ભૂતકાળના ઇતિહાસનો પણ અભ્યાસ થવો જોઈએ. જૂદી જૂદી રીતે ઉત્તમ અને ઉપયોગી એવાં ત્રણ પુસ્તકો વિષે હું અત્ર સૂચના કરવા માગું છું. રમેશચંદ્ર દત્તનું બનાવેલું "પ્રાચીન ભારત," રાઇઝ ડેવિઝનું "બૌદ્ધ સમયનું હિન્દુસ્તાન" અને સ્ટેનલિ લેન પૂલનું "મધ્યકાલનું હિન્દુસ્તાન." છેલ્લાં બે પુસ્તક "સ્ટોરિ ઑફ ધ નેશન" માળામાં છે. હિન્દુસ્તાનની મહત્તા વિષે જેઓ સામાન્ય અને અનિશ્ચિત સ્વરૂપમાં માત્ર વાતો કરે છે અગર લખે છે, પણ કાંઈ ખરી હકીકત જાણતા નથી તેઓ ખરા ચાલાક અને બુદ્ધિશાળી, પ્રજાહિતચિંતક વિચારક હોઈ શકે નહિ તે યાદ રાખવું જોઈએ.

"**આવા અભ્યાસનો લાભ**—જે વિદ્યાર્થીને દેશસેવા કરવાની ઇચ્છા છે, તેણે પ્રથમ તો હિન્દુસ્તાનના ભૂતકાળ અને વર્તમાનકાળનો ઇતિહાસ જાણવો જોઈએ એવો તેમને મારો આગ્રહ છે. આ દેશના લોકોના ચરિત્ર અને દેશના સાંસરિક જીવનની નિર્બળતા અને બળનું તેને જ્ઞાન હોવું જોઈએ. આથી સુધારાનાં કાંઈ વ્યાવહારિક પગલાં ભરતાં કોઇ પાશ્ચાત્ય બાબતથી તે દોરાઈ જશે નહિ, પોતાના દેશના રીતરિવાજનો તે એટલો બધો તિરસ્કાર નહિ કરે કે તેને બદલે તે બધું પાશ્ચાત્યજ દાખલ કરવાની ધારણા

રાખશે. તેથી ઉલટું જે કાંઈ પાશ્ચાત્ય હોય તેના સંબંધમાં તેણે એવો મૂર્ખતા ભર્યો, ખોટો વિચાર બાંધી ન દેવો, તેની સામે એટલી ખોટી વિરૂદ્ધતા ન રાખવી કે પોતાના દેશના જે રિવાજ ખરી જ રીતે ખરાબ અને હલકા હોય તેમાં ફેરફાર કરવામાં આનાકાની બતાવવી, તેણે મધ્યમ માર્ગ ગ્રહણ કરવો જોઈએ છીએ. જે કાંઈ સારૂં હોય તે રાખવાની અને જે ખરેખરૂં દેશીય તથા ખાસ સુલક્ષણ-દર્શક હોય તેનો નાશ નહિ કરવાની ઇચ્છા સાથે જ્યાં ખરાબી અને સડો પેઠો હોય તે ખોળી કાઢવાને તેણે પ્રયત્ન કરવો જોઈએ. આ રીતે હિન્દુસ્તાનને સજીવન કરવાને, સુધારા વધારાની, કુધારાનો ઉચ્છેદ કરનાર કુહાડાની ક્યાં જરૂર છે તે તેને માલમ પડશે."

"**અભ્યાસની વૃત્તિ**—જે સઘળી તપાસ વિષે સૂચના કરવામાં આવી છે તેના આંતર ભાગમાં પણ, અભ્યાસ પણ સેવા માટે છે એવો વિચાર રહેવો જોઈએ. માત્ર વિચારોનું જ્ઞાન મેળવવું, વિદ્યાની દૃષ્ટિથી રસ લેવો, એ સ્થિતિમાં આવી જવું હમેશાં સહેલું હોય છે. આથી એ હેતુ ધ્યાનમાં રાખવો જોઈએ છીએ;—સાધન-સંપન્ન થવા અભ્યાસ એક સાધન છે એમ ગણી અભ્યાસ કરો. અભ્યાસ એ જ હેતુ છે એ વિચારથી અભ્યાસ કરો નહિ."*

ગૂજરાતીમાં પ્રસિદ્ધ થએલું આ જાતનું આ પ્રથમ જ પુસ્તક છે, અને એનો યોગ્ય સત્કાર કરવા સામાજિક લાઇબ્રેરિઓ મંડળો

---

* ગ્રન્થકારના દરેકે દરેક વિચારમાં આપણે સંમત થઈ શકીએ છીએ એમ મ્હારૂં કહેવું નથી. દાખલા તરીકે—"વિદ્યાર્થીઓ કેળવાયલી કન્યા સાથે લગ્ન કરવાનો આગ્રહ રાખે તો સ્ત્રી કેળવણીની અભિવૃદ્ધિ અને બાળલગ્નના નિષેધ માટે ઘણું થઇ શકે. કેટલીક કોલેજમાં વિદ્યાર્થીઓએ અમુક વય સૂધી લગ્ન નહિ કરવાની અને નિરક્ષર કન્યા સાથે નહિ પરણવાની પ્રતિજ્ઞા લીધી છે."

આ મતમાં આપણે મળી શકીશું નહિ. અંગ્રેજોની વ્યાપારી હરી-ફાઈની નીતિ કૃપા કરી હિન્દુ ગૃહસંસારથી દૂર રાખો, અને સ્ત્રીને એની કેળવણી માટે નહિ પણ સ્ત્રીને સ્ત્રી તરીકે જ માન આપો.

અને ખાનગી ગૃહસ્થોને મ્હારી ખાસ વિનંતિ છે. સારાં પુસ્તકોને યથાશક્તિ ઉત્તેજન આપવાની આપણી ફરજ છે એટલા માટે જ નહિ, પણ વર્તમાન સમયમાં દેશમાં જાગૃતિ આવી છે, અને દરેક વ્યક્તિ તે જનસમાજનું અંગ છે અને જનસમાજનું કલ્યાણ તે જ એનું કલ્યાણ છે એવી સમજણનો જે પ્રાદુર્ભાવ થવા લાગ્યો છે, તે વૃથા વહી ન જાય તે સારૂ યોગ્ય વિચાર અને ડહાપણપૂર્વક કર્તવ્યને માર્ગે પગલાં ભરવાની જરૂર છે, અને એ માર્ગ ઉપર આ પુસ્તક કેટલોક સારો પ્રકાશ પાડે છે તેટલા માટે હું એની ભલામણ કરૂં છું. આશા છે કે એમાંથી સૂચના લઈ આપણા જનસમાજમાં ન્હાનાં-ન્હાનાં પણ ખરાં કર્તવ્યનિષ્ઠ અનેક મંડળો બંધાશે, અને આ પુસ્તક પ્રસિદ્ધ કરાવવામાં સ્વર્ગસ્થ લાલશંકરભાઈનો જે હેતુ હતો તે સફલ થશે.

[ વસંતઃ વર્ષ ૧૩, અંક ૩; ચૈત્ર, સં. ૧૯૭૦]

## ૯. ગૂજરાતી ગઝલિસ્તાન

(માર્ગદર્શક ટીકા અને 'સુફીવાદ'ના વિવરણ સાથે રમ્ય ગૂજરાતી 'ગઝલો')

ગૂજરાતી ગઝલોનો આ સંગ્રહ પ્રસિદ્ધ કરીને—એના સંગ્રહકાર અને પ્રકાશકે ગૂજરાતી સાહિત્યને એક સારી રીતે સેવા બજાવી છે. સંગ્રહકાર રા. જગન્નાથ જે સાહિત્ય કોમમાં 'सागर' નામથી જાણીતા છે, અને જેમણે એ નામથી ઘણી ન્હાની ન્હાની રસિક કવિતાઓ લખેલી છે—એમનો 'પ્રેમધર્મ' યાને 'સુફીવાદ' એ પ્રિય વિષય છે. આ સંગ્રહનું સમર્પણ પણ પ્રેમ અને ગઝલની દેવીને જ છે, અને એની પ્રસ્તાવનાની ઉપર પણ "प्रेमस्वरूपाय नमः प्रेमधर्माय× नमः" એ શબ્દો જોવામાં આવે છે. વિષય પ્રત્યે આટલી ભક્તિથી કરેલું કાર્ય સારૂં થાય એમાં આશ્ચર્ય નહિ—અને વસ્તુતઃ છે પણ તેમજ.

× આર્ષપ્રયોગ ?

માત્ર એક સ્થળે ટીકામાં (પૃ. ૨૬૩) પાઇથાગોરસને ઍલેક્ઝાંડરનો સમકાલીન બતાવ્યો છે એ ભૂલ ગંભીર છે.

સંગ્રહરૂપ આ પુસ્તક તરફ વાચકનું ધ્યાન ખેંચતાં–એમાં સમાએલી ગઝલોનું સવિસ્તર અવલોકન કરવાની જરૂર નથી. માત્ર એના મુખ્ય કવિઓ વિષે કેટલુંક કહી ગઝલોના વિષય સંબન્ધી અને ગોઠવણ સંબન્ધી બે શબ્દો કહીશું તો બસ થશે.

પ્રેમની ‘મસ્તી’ એ ગઝલોનો પ્રધાન વિષય છે. એ ‘મસ્તી’નો સિદ્ધાન્ત શી રીતે ઉદ્‌ભવે છે એનો વિચાર કરીશું તો જણાશે કે– પરમાત્માના અનન્ત સ્વરૂપનું અપરોક્ષ ભાન કરાવવામાં જ્યારે બુદ્ધિ અને કર્મકાંડ–બલ્કે સામાન્ય જનસમાજની નીતિ પણ અસમર્થ નીવડે છે ત્યારે હૃદય ઊછળી ઊઠે છે, અને બુદ્ધિ અને નીતિનાં બંધનો તોડી પરમાત્માને ભેટવા તલસે છે–ભેટે છે. આ કારણથી જગતના સર્વ ધર્મોમાં આ જાતનો હૃદયનો આવેશ વખતોવખત દર્શન દે છે. મહમ્મદ પયગમ્બર પછી બસોએક વર્ષે મુસલમાન ધર્મમાં સુફીવાદ ઉત્પન્ન થયો તે આ સ્વાભાવિક કારણથી જ ઉત્પન્ન થયો હતો એમ કહીએ તો ચાલે. પરંતુ જેમ બીજ, યોગ્ય ભૂમિની અને યોગ્ય સમયની અપેક્ષા કરે છે તેમ આ સુફીવાદ પણ પ્રથમ પ્રબળ લાગણીવાળા ઇરાની અને તુર્કી હૃદયમાં જ ઉત્પન્ન થયો, અને તે એવે સમયે કે જ્યારે મુસલમાન રાજ્યમાં દુનીઆદારીની જાહોજલાલી પ્રભુના દર્શનમાં અન્તરાયરૂપ થવા તથા લાગવા માંડી હતી. વળી આ અરસામાં મુસલમાન ધર્મ ઉપર સાક્ષાત્‌ કે પરંપરાએ હિન્દુસ્થાનના વિચારોની અસર થવા લાગી હતી એમ માનવાને પણ ઐતિહાસિક પ્રમાણો છે.+ ખુદ મહમ્મદ પયગમ્બર પોતાને પણ

---

+ સુફીવાદનો ઉદ્‌ભવ મૂળ વૈરાગ્યમાંથી થયો છે. ‘ સુફી ’ શબ્દની વ્યુત્પત્તિ ‘ સફા ’=‘સ્વચ્છ’માંથી કરવામાં આવે છે, પણ અર્વાચીન વિદ્વાનો એકમતે નિઃસંશયપણે માને છે કે એની ખરી વ્યુત્પત્તિ ‘ સુફ ’=ઊન શબ્દ-માંથી છે. ‘ સુફી ’ એટલે સંસાર ત્યજી, ઊનનો ઝબ્બો માત્ર પહેરી

ભક્તિનો આવેશ આવીને સમાધિ થઈ જતી અને એમાં એમને પ્રભુસમાગમ થતો—એમ ઇસ્લામ ધર્મના આરંભથી જ મનાતું આવતું હતું એટલે સુફીવાદના પ્રચારને એટલે અંશે અનુકૂળતા હતી; પણ સામાન્ય ધર્મ અને નીતિના આચારવિચારનું ઉલ્લંઘન, જનસમાજ–વિશેષે કરી જનસમાજનો અધિકારને સિંહાસને બેઠેલો વર્ગ સહેલાઈથી સાંખતો નથી અને તે કારણથી સુફીઓ ઉપર જો કે ઘણો જુલમ ગુજારવામાં આવતો હતો છતાં, એ આવશ્યક કસોટીમાંથી તેઓ પાર ઊતરતા, અને પરિણામે મુસલમાન ધર્મને એમણે ઘણી અગત્યની સેવા બજાવી છે. બેશક, હૃદય જ્યારે બુદ્ધિ અને નીતિ ઉભયની સત્તાનો અનાદર કરે છે ત્યારે ઉન્માદાવસ્થા પ્રાપ્ત થાય છે: તે વખતે, પાત્ર સાત્ત્વિક હોય તો એ ઉન્માદ ઉચ્ચ ભક્તિનું સ્વરૂપ લે છે; અને તામસ હોય તો મૂર્ખ દુરાચારમાં જ પરિણમે છે. હવે, આ ઉન્માદ બેમાંથી કઈ જાતનો છે એ એનાં પરિણામ

(આપણે સંન્યાસીને માટે 'ભગવી ચીંદડી' કહીએ છીએ તેમ), પ્રભુની શોધમાં નીકળી પડેલો તે. મૂળ કેવળ વૈરાગ્યની ભાવનારૂપ આ સુફીવાદને અંગે હલ્લાજ મનસૂર નામના એક ઇરાનીએ જીવબ્રહ્મનું અદ્વૈત માની "અહંબ્રહ્માસ્મિ" એમ ઉદ્‌ઘોષ કર્યો છે. અને અબુ યઝિદ—બાયેઝિદ—નામે એક ઇરાની સુફી 'ફના'—યાને નિર્વાણ, આત્માનો બ્રહ્મમાં લય કરી દેવો—એમ ઉપદેશે છે. સુફીવાદમાં આ રીતે જે વિવિધ તત્ત્વો આવ્યાં છે—સંન્યાસ, પ્રેમ, મસ્તી, અદ્વૈતવાદ વગેરે—એનો ખુલાસો અર્વાચીન વિદ્વાનો ત્રણ—ચાર પરિસ્થિતિમાંથી કાઢે છે. (૧) ઇરાનનો જાતિસ્વભાવ; (૨) ખ્રિસ્તી સંન્યાસી સાધુઓનો સંસર્ગ; (૩) ઍલેક્ઝાન્ડ્રિઆ (ઇજિપ્ત)ના 'નિઓ—પ્લેટોનિઝમ' (બ્રહ્મ—ઉપાદાનકારણતાવાદ)ની અસર, અને (૪) બલ્ખના પ્રદેશમાં બૌદ્ધધર્મનો સમાગમ. ઈસુના વૈરાગ્યમાં બૌદ્ધ ધર્મની અસર લપાએલી હતી, અને એનું જ ખ્રિસ્તી સંન્યાસીઓના જીવનમાં અનુસરણ હતું. ઍલેક્ઝાન્ડ્રિઆનું નિઓ—પ્લેટોનિઝમ સ્પષ્ટ રીતે પ્લેટો સાથે વેદાન્ત અને બૌદ્ધ ધર્મ મળીને ઉત્પન્ન થયું હતું. અને બૌદ્ધ ધર્મ તો હિન્દુસ્થાનનો છે જ. આ કારણથી અને આટલા પૂરતું જ હું સુફીવાદની ઉત્પત્તિમાં સાક્ષાત્ કે પરંપરાએ હિન્દુસ્થાનના વિચારને કારણભૂત કહું છું.

ઉપરથી જ જણાય—એમ કહેવું પ્રાપ્ત થાય છે. પણ મનુષ્યહૃદય એવી અદ્દ્ભુતતાનું ભરેલું છે કે એનાં વિવિધ તત્ત્વોની અઘટિત ઘટના વિરલ નથી, અને તેથી આચારની શિથિલતા અને અન્તરની ઉચ્ચતા કેટલીકવાર સાથે સાથે રહેતાં નજરે પડે છે. લાંબે ગાળે તો બંને વચ્ચે એકરૂપતા અને સમાધાન થયા વિના રહે નહિ–અને તેથી આપણે જોઈએ છીએ કે દુરાચારી જીવો પણ અન્તરમાંથી ઉન્નત હોય તો આગળ જતાં એમના જીવનમાં અદ્દ્ભુત પરિવર્તન થાય છે. પરંતુ કેટલોક વખત આન્તર અને બાહ્ય વચ્ચે વિરોધ રહે છે, અને એવે વખતે બાહ્ય દુરાચારને આધારે આન્તર ઉચ્ચતા નાકબુલ કરવી એ મનુષ્યહૃદયનું અજ્ઞાન દર્શાવે છે. વળી કેટલીકવાર તો આ કહ્યો તેવો બાહ્ય દુરાચાર પણ હોતો નથી, માત્ર દુરાચારનો ભાસ જ હોય છે. કહેવાતા સદાચારીઓને સ્વાર્થ ઢોંગ લૂખાઈ વગેરે દોષોથી ભરપૂર જોઈ, ઉપર કહ્યાં તેવાં ઉચ્ચ–ઉન્મત્ત હૃદયો ખળભળી ઊઠે છે–અને પ્રેમ સત્ય અને પરોપકાર, દુરાચારની વચમાં જુવે તો ત્યાં પણ એને ભેટે છે. વેસ્યાનું જીવન દુરાચારથી કલંકિત છે એની કોણ ના કહી શકશે? છતાં, એના જ જીવનમાં પ્રેમ સત્ય અને પરોપકારનું દર્શન પણ શું નથી થતું? નથી જ થતું એમ જે આગ્રહ ધરાવે છે તે–ક્રાઈસ્ટના વિરોધી "Pharisees"–છે એમ કહ્યા વિના ચાલતું નથી.

આટલું દિગ્દર્શન, આ 'ગઝલિસ્તાન'ના મુખ્ય કવિઓને યથાર્થ દૃષ્ટિબિન્દુથી અવલોકવા માટે જરૂરનું જણાવાથી અહીં કર્યું છે.

વળી આ સંગ્રહનો રસ ઠીક ઠીક લેવા માટે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે. એ સંગ્રહકારે પોતે જ ઉપોદ્દ્ઘાતમાં કહી છે, અને તે સારા શબ્દોમાં કહી છે–તેથી એજ રૂપે અમે એ અત્ર ઊતારીશું.

" 'સારી કવિતા લખે તે બધા કવિ' એવી વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો દયારામ, બેશક ઊંચા વર્ગનો કવિ ગણી શકાય. પણ

તેના આન્તર જીવનની સર્વોપરિ પ્રવૃત્તિ અથવા તેના હૃદયાન્તરના મૂલ પ્રવાહની સતતતા પરથી નિર્ણય કરીએ, તો તે કવિ નહીં, પણ **આશક છે–ભક્ત** છે. આપણા સમકાલીન અને સુપ્રસિદ્ધ–સ્વર્ગવાસી કલાપીના સંબન્ધમાં તે **કવિ કે સ્નેહી** એ ચર્ચા જુદા જુદા લેખકોએ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી ઘણીકવાર કરેલી છે; અને છતાં એનો નિર્ણય જાણે ઘણાને માટે હજી અપૂર્ણ રહેલો છે. **કવિતા** જેની **આશુક** છે તે કવિ; કાલિદાસ, શેક્સ્પિઅર, શેલી, ટેનીસન, પ્રેમાનન્દ અને દલપતરામ સુદ્ધાં, અલબત્ત કવિ છે, કેમકે, **કવિતા** એ તેમની મનોરમા–**પ્રિયતમા છે.** 'કવિતા' એ કલાની દેવી છે, અને તેની ખાતર તેઓ લગભગ બધું સમર્પણ કરવાને તૈયાર છે. નરસિંહ, મીરાં, દયારામ, કલાપી, કે પ્રેમનું દર્દી કોઈ પણ જિગર એ દેવીની ખાતર પોતે હૃદયથી સ્વીકારેલો પ્રેમજીવનનો ધર્મમાર્ગ એક તસુ પણ, કદાપિ, છોડી શકે નહીં, અને કાલિદાસાદિ કવિતા વગર-ના જીવનમાં ક્ષણ પણ જઈ શકે નહીં; આવો મૂલતત્ત્વનો તફાવત બહુ સ્પષ્ટ છે ત્યારે દયારામ અને કલાપી પ્રભૃતિને કવિમાં ગણવાનો આગ્રહ શા માટે, તેમને કવિ નહીં, પણ **આશકજ** ગણવા એ સકારણ વાજબી લાગે છે. એમનાં હૃદયને, એમનાં જીવનને–ખુદ એમને, કવિ કહેવાથી શું આપણે ગેરઈન્સાફ કરતા નથી ? જિગરના **લોહીથી** લખેલા એમના અસ્ખલિત હૃદયોદ્ગારમાં પાંડિત્યનું પ્રદર્શન નહીં, પણ સ્નેહનું સ્વાભાવિક દર્દ અને વિરહનું રૂદન ખુલ્લું છે. કલાના પૂજારીની પેઠે તે બહારથી નહીં પણ અન્દરથી ( from within) બોલનાર છે એ આપણે વિચારી શકીએ: કવિ પ્રકૃતિમાં ખેલતું, પ્રકૃતિથી ખીલતું અને પ્રકૃતિને પોષતું પ્રાણી છે. આશક અથવા ભક્ત પ્રકૃતિને વશ વર્તનાર નહીં પણ તેને જીતવાને મથ-નાર–તેની સ્હામે થનાર છે; ઇલ્મ અગર અક્કલપરસ્તી એ કવિના અંતરંગમાં પ્રધાન છે; ઇશ્કપરસ્તી વગર આશકમાં બીજૂં તત્ત્વ વહેતું નથી. છતાં કવિતાને આત્મજ્ઞાનના અર્થમાં જોઈએ તો

પ્રેમભક્તિ ગાનાર હરેક આશક, કુદરતના અલંકારિક કરતાં ઊંચા દરજ્જાનો શાયર અને ઉમદા ઝિન્દગાનીનો આદમી ( Nobler Soul ) છે."

તાત્પર્ય કે કેટલાક કવિ પ્રકૃતિ કે મનુજહૃદયનાં સત્યો ઊકેલવા કરતાં—પોતાના હૃદયનો પ્રેમ—બહુધા આર્તસ્વરે—ગાવામાં જ મશ્ગૂલ રહે છે, અને એમની યથાર્થ કદર કરવી હોય તો એમને પ્રેમી તરીકેજ અવલોકવા જોઈએ, એમની પ્રેમની ચીસ કેટલી ઊંડી અને ઊંચી છે એજ જોવું જોઈએ. ગઝલિસ્તાનના કવિઓનો મ્હોટો ભાગ આ વર્ગનો છે.

બાળાશંકર, મણિલાલ, હરિલાલ, દેરાસરી અને કલાપી એ પાંચ 'ગૂજરાતી ગઝલિસ્તાન'માં પ્રધાન સ્થાને બિરાજે છે. મસ્તી અને પ્રેમ એ સુફીવાદનાં જે બે તત્ત્વો ઉપરના પેરેગ્રાફમાં બતાવ્યાં, તે આ પાંચ કવિઓના 'કવિહૃદય'માં સારી રીતે નજરે પડે છે. અને એમાંના કેટલાકનાં તો જીવનનાં પ્રધાનસૂત્ર પણ એ બે શબ્દો જ છે. તેમાં બાળાશંકર અને મણિલાલમાં સુફીવાદનું સંપૂર્ણ અનુસરણ છે. અર્થાત્ એમણે પ્રેમને પરમાત્મા સાથે જોડ્યો છે, બલ્કે પરમાત્માને સ્થાને સ્થાપ્યો છે.

દુનીઆના નિયમોની અને એના ભેદની બેદરકારી અને પોતાના જીવનની વિલક્ષણતાનું ભાન, સત્ય અને પ્રેમસ્વરૂપ પરમાત્માનું દર્શન કરવાની તીવ્ર—બલ્કે દર્દી—વૃત્તિ, પણ તે માટે ગ્રન્થી પંડિતાઈનો અત્યન્ત તિરસ્કાર, અને છેવટે સાક્ષાત્ અનુભવનો આનન્દ–ઇત્યાદિ સુફીવાદના સર્વ સૂર આ બે અગ્રેસરોના ઉદ્‌ગારમાં સંભળાય છે. બાળાશંકર કહે છેઃ

જિગરનો યાર જૂદો તો બધો સંસાર જૂદો છેઃ
બધા સંસારથી એ યાર, બેદરકાર જૂદો છે.
અરે શું જાણશે લઝ્ઝત, પવિત્રીમાં પડી રહેતાં;
પ્રિયાની પ્યાલિની મસ્તી તણો કંઈ બ્હાર જૂદો છે.

ગણું ના રાવ રાયાને, ગણું ના આખિ દુનિયાને;
પરન્તુ જાન આ પર પ્યારિનો, અખ્ત્યાર જૂદો છે.
હજારો બોધ મંદીરો મહીં, નિત્યે ભલે થાજો;
અમો મસ્તાનના ઉસ્તાદનો, દરબાર જૂદો છે.

મણિલાલ પણ કહે છે :

ઉથામ્યાં ધર્મશાસ્ત્રોને–ગણાયો જ્ઞાની પંડિતમાં
ઠરી દૃષ્ટિ ન કો ઠામે, પ્રીતિ રીતિ અખંડિતમાં !
હરી ક્યાં સત્ય દેખાડો, હરી શું સત્ય સમજાવો;
રડી રે'વું, કદી ગાવું, મને તો એટલો લ્હાવો.
બધી દુનિયા જુવે જેથી ગયાં મુજ નેત્ર તે ફૂટી,
બધી દુનિયાનું અજવાળું મને અંધારી તે ઝૂંડી.

... ... ... ... ...

આંસુડાં મારાં લુવે એ મુરતિ કો' કોણ છે ?
ચાલે જીગર પાણી થઈ, રોકનારૂં કોણ છે ?
જામો નિરંજન નામનો, હું પ્રેમનો ઘેલો ફકીર,
એ જ જામો એ ફકીરી, ટાળનારૂં કોણ છે ?
છે દુનિયા ? તો નિત્ય હો; ના છે નહિ; તો શું જુઓ ?
છે ! ખરી ને છે નહિ:–એનો દિવાનો કોણ છે ?
સાચો સદા છે પ્રેમ, જેશું દુનીયા બધી હરામ,
દુનીયા પ્રેમે નથી, તો નીતિ રીતિ કોણ છે ?
દુનીયા પ્રેમે નથી, પણ પ્રેમની દુનીયા હજાર,
એ વિરંચી, એજ વિષ્ણુ એ વિનાનું કોણ છે ?

હરિલાલ અને દેરાસરીએ એમની ગઝલોમાં પ્રિયાના પ્રેમને એ પ્રેમરૂપે જ પૂજ્યો છેઃ પ્રેમનો પરમાત્મા જોડે સંબન્ધ કર્યો નથી, કે પરમાત્માના પ્રેમના ધ્વનિ એમાંથી સાંભળ્યા નથી.

દેરાસરી કહે છેઃ

જોઉં તને આકાશમાં, ભૂમાં ભ્રૂમાં તુંય;
દશ દિશ માંહી તું ભરી, તુજ વિણ છે કહે શુંય ?
બીજું ખાલી ન દેખું રે–તને ભરપૂર પેખું રે !
હુંને ધન્ય લેખું રે–થયો એક વાદ મનમાં આ ! હું !

પણ આમાં, સ્પષ્ટ રીતે, વર્ણ્યમાન વિષય પ્રિયા જ છે, પ્રિયા-રૂપે પણ પરમાત્માને પૂજવાનો યત્ન નથી. પરમાત્માની વ્યાપકતાનો ગુણ પ્રિયામાં છે, એમ પ્રિયાનું ગૌરવ કરવામાં આવ્યું છે—પણ પરમાત્માને પ્રિયારૂપે કે પ્રિયાને પરમાત્મા રૂપે વર્ણવવાનો યત્ન નથી. આથી, હરિલાલ અને દેરાસરીનાં કાવ્યમાં સુફીવાદનું અર્ધું અંગ ખૂટે છે—પરંતુ એથી એમના કાવ્યનો રસ ઘટતો નથી. બલ્કે, કેટલાક સહૃદયોને તો એમાં અધિક વાસ્તવિકતા અનુભવાઈ અધિક આનન્દ આવતો હશે; નીચેની પંક્તિઓમાં—શુદ્ધ શૃંગાર રસનું કેવું રમ્ય ચિત્ર છે! ખાસ કરીને ચતુર્થ ચરણ:

વિખરી વાંકી અને કાળી—લલિત લટ શોભતી બાળી;
અટકે ભાલેજ રૂપાળી!! અરે! જા! શું ખસેડે છે?!

કલાપી, ઉપર કહ્યા તે બે પ્રકારની મધ્યમાં આવે છે. તેમ પણ એ જો કે મણિલાલના શિષ્ય છે, તથાપિ બાળાશંકરને વધારે મળે છે.

મણિલાલે પરમાત્માને પરોક્ષ રીતે—બુદ્ધિથી જાણ્યો છે, અને પ્રેમમાં એને અનુભવવા અહર્નિશ મથે છે. કલાપી પ્રેમને જ જાણે છે, અને પરમાત્માને એમણે જાણ્યો હોય તો પ્રેમમાં જ જાણ્યો છે.

સંસ્કારમાં કલાપી બાળાશંકર અને મણિલાલની વચમાં છે. એમનું પ્રેમનું દર્દ મણિલાલ કરતાં વધારે વાસ્તવિક છે, અને બાળાશંકર કરતાં વધારે સંસ્કારી છે—કદાચ વધારે તીવ્ર પણ હશે.

પ્રેમભક્તિ, લલિત વગેરેની ગઝલો પણ થોડી મનોહર નથી. પણ તેની તરેહ સાંપ્રદાયિક ગઝલનાથી જુદી છે: પ્રેમની કદર, અને સ્નેહીઓ સાથે હૃદયની આપ-લે છે; તો પણ એમાં સર્વત્ર પ્રેમની મસ્તી અને પ્રેમનાં દર્દ ગવાતાં નથી. રા. સાગરે જેને 'સ્નેહી' નહિ પણ 'કવિ' કહ્યા એ વર્ગના કવિમાં એ આવે છે, અને આ રીતે પ્રેમભક્તિ અને એમના અનુયાયીઓએ ગઝલનો વિષયપ્રદેશ વિસ્તાર્યો છે, એનાં જળ વધારે સ્વચ્છ શુદ્ધ અને શાન્ત વહેતાં કર્યાં છે:—

અમારે આંગણે તો એકદા કોયલ હતી પેલી:
છૂપીને ડાળ બેઠી'તી, મધુર ગીત બોલતી ઘેલી.
ઊંડા સ્મિત વેરતી રમતી નવલ રજની નભોમંડપ
અને શશિરાજ સખીશીર્ષે સુહવતો જ્યોત્સ્નિકાવેલી.
દિશાઓ ગાજતી ગીતે, ઉછાળા લેતું'તું હઈડું;
સખિ ક્યહાં એ સુણું જઈને ? ઉડી રસ કોકિલા રેલી.
વિરલ અન્ધાર વરસી મેઘમંડળની ઘટા ડોલે;
ડૂબી અન્ધારમાં અવની, ડૂબી સૌ પૂર્વની કેલી.
પધારો ઓ હવે દિલબર ! સુણાવો સુર ત્હમારા તે:
ગહન નિઃશબ્દતા જગની નહીં તો ઉર જશે ફેલી.
મ્હણે પણ જો ! ગગનમાર્ગે અમાદીપ લઇ ઊભી તારા:
જગતના સ્નેહીઓને નોતરે એની અમૃતરેલી.
હજો અન્ધાર કે જ્યોત્સ્ના, હજો ગીતશબ્દ કે શાન્તિ:
હૃદય ઉછળે હૃદય મળતાં, હૃદયઊર્મિ ન કો છેલ્લી.
ઉગી એ આશની તારા, નયન ચોટ્યાં ત્યહાં રહેશે;
જીવનની તારલી ! ત્હારે ઝરણ મુજ હોડી મ્હેં મ્હેલી.
કદી તો તો સુહાગી સાડીમાં સન્તાઈને ત્હારી
ભણીશ, મુખભાવ તુજ પીતાં, હૃદયની વાત, અલબેલી !
કદી સુકુમાર ગુલસૌન્દર્યના તુજ તેજમાં, રસીલી !
કહીશ, મધુહાસ તુજ ઝીલતાં, હૃદયની વાત અલબેલી:
હૃદયની વાત અલબેલી.

—'**પ્રેમભક્તિ**'

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી !
**सोऽहं सोऽहं** સતી રટે **साऽहं साऽहं** 'કન્થ;
સેવે એક બીજાં સદા, એ સહચાર અનન્ત;
વિરહ–સહવાસની જાદુઇ બલિહારી જ જૂદી !
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જૂદી !
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
અબોલ આંખે સમજતાં વ્હાલપની કંઈ રીત;

અમીમય હૈયાં ઉમળકે થાય પરસ્પર લીન !
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત ન્યૂહી !
—'લલિત'

છેવટે રા. સાગરના આ સંગ્રહ પરત્વે બે વાનાં કહેવાનાં રહે છેઃ (૧) આપણી ગઝલો આજ સુધી વીખરાએલી પડી હતી–કેટલીક તો જૂનાં ચોપાનીઆં સિવાય અન્યત્ર મળતી પણ નહતી–તે સર્વને આ સંગ્રહમાં પ્રસિદ્ધ કરીને ગૂજરાતી સાહિત્યના ઇતિહાસકારને રા. સાગરે સારી સરળતા કરી આપી છે. પરંતુ તે જ સાથે, બીજા દાષ્ટબિન્દુથી–ઇતિહાસકારના નહિ પણ સહૃદયના દૃષ્ટિબિન્દુથી—એટલું કહ્યા વિના રહેવાતું નથી કે ઘણી ગઝલોને આ સંગ્રહદ્વારા સ્થાયી જીવન ન મળ્યું હોત તો ચાલત. (૨) બીજું–એક કહેવાનું એ છે કે રા. સાગરે કવિવાર ગઝલો ગોઠવી છે, તેને બદલે વિષયવાર–પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરિની પદ્ધતિએ ગોઠવી હોત તો સહૃદય વાચકને વધારે ગમત. ગઝલોનો પ્રધાન વિષય બહુધા એકજ—પ્રેમની મસ્તી—છે એ મુશ્કેલી કદાચ સંગ્રહકારને નડી હશે, પણ હું ધારું છું કે ઝીણાં ઝીણાં સામ્ય અને ભેદ લક્ષમાં રાખીને ગોઠવણ કરી હોત તો તે થઈ શકત—યત્ન કરવા જેવો હતો.

[ વસન્ત : વર્ષ ૧૩, અંક ૪; વૈશાખ, સં. ૧૯૭૦ ]

## ૧૦. ઉષાનન્દિની*

દખ્ખણ કૉલેજના ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર પ્રિન્સિપાલ બેર્ઇન પોતાના અધ્યાપનના વિષયમાં નિષ્ણાત હોવા ઉપરાંત એક સુન્દર–વાર્તા–લેખક છે. એમની વાર્તાઓ સંસ્કારી વાચકવર્ગમાં—ખાસ કરીને અમેરિકામાં બહુ વંચાય છે, અને તેમ થવાનું કારણ એના સુન્દર કલાવિધાન કરતાં પણ વિશેષ ભાગે એનું

* ભાષાન્તર કરનાર સ્વ. સૌ. ઊર્મિલા દયારામ ગિદુમલ, પ્રસિદ્ધ કરનાર ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ.

અપૂર્વ 'વાતાવરણ' છે. પ્રોફેસર બેઇ ને, પ્રાચીન સંસ્કૃત સાહિત્યનાં પોતાને અમુક હસ્તલિખિત પુસ્તકો મળ્યાં છે અને તેનું પોતે ભાષાન્તર કરે છે એમ આ વાર્તાઓ સંબન્ધે કલ્પના કરી છે—અને એ કલ્પના રસિક ભ્રાન્તિ ઉપજાવવામાં એવી તો સફળ થઈ છે કે કેટલાક વાચકો આ પ્રાચીનતાના આરોપને યથાર્થ માનીને પૂછે છે કે—પ્રોફેસર બેઈન આ હસ્તલિખિત પુસ્તકો કેમ છપાવતા નથી?' !

ઉષાનન્દિનીનું 'વાતાવરણ' આપણને બૃહત્કથા દશકુમારચરિત વગેરે કથાઓના દેશ કાળનું સ્મરણ કરાવે છે, પણ એ કથાઓ કરતાં આ અત્યન્ત સાદી છે—અને એ સાદાઈમાં જ એની મનોહરતા છે. જાણે હિન્દુસ્થાનનો પાષાણ લઈ ગ્રીક ટાંકણાવતી એમાંથી હિન્દુસ્થાનનાં રાજવંશી બે સ્ત્રી-પુરુષનું જોડું કોતરી કાઢયું હોય—એવાં બે પાત્રોની આ આખી વાર્તા બનેલી છેઃ અને આ નિર્જીવ ઉપમા અને દેશદેશની અને રાજરંકની કેટલેક અંશે કલ્પિત વિશિષ્ટતા છોડી દઇને બોલીએ તો—પ્રાચીન હિન્દુસ્થાનની મનોહર રંગભૂમિ ઉપર બે મનુષ્યહૃદયો સંલાપ કરતાં,—એક હૃદય બીજા હૃદયની ઊંડી ઊંડી ગૂંચો ઉકેલતું—આપણે જોઈએ છીએ, સાંભળીએ છીએ.

વાર્તાનું વસ્તુ ટુંકામાં આવું છેઃ—એક રાજા એના બળવાન શત્રુ રાજાને મેળવી લેવાના હેતુથી પોતાની કુંવરી એને આપવા ઇચ્છે છે. તે માટે એ એક એલચીને એને ત્યાં મોકલે છે, પણ એલચી હકીકત લાવે છે કે એ રાજા તો પોતાની એક રાણીની વર્તણુકથી નિર્વેદ પામી વનમાં જઈને બેઠો છે અને તે હવેથી સ્ત્રી-જાતિ સાથે સંબન્ધ રાખવા માગતો નથી. છતાં આટલું કહે છે કે "ત્હમારા રાજાને જઈને કહો કે મ્હારા અને ત્હમારા રાજ્યના હિત ખાતર હું ત્હમારી માગણી સ્વીકારૂં છું...એને રાણીને યોગ્ય સન્માનથી રાખીશ, પરંતુ મ્હારી પત્ની તરીકે નહિં રાખું, સપ્તપદી કર્યા પછી હેણે મ્હારી હયાતી જ ભૂલી જઈને જુદા મેહેલમાં રહેવું." રાજા આ હકીકત સાંભળી નિરાશ થાય છે, પણ કુંવરી—

જેણે પોતાનાં ખાનગી માણસો મોકલીને આ હકીકત જાણી હતી —એ આ શર્ત કબૂલ રાખવા પોતાના પિતાને કહે છે, અને એના નૈરાશ્યને અકારણ જણાવી હશી કાઢે છે. પછી કુંવરી એલચી મારફત પેલા રાજાને સન્દેશો કહાવે છે કે: “ મ્હારા ભવિષ્યના પતિને કહેજો કે તમારી દાસી બીજને દિવસે ત્હમારે ત્હાં આવવાનો સમય પોતાની દાસી દ્વારા કહેવડાવશે, પણ જ્હાં લગી આપ પોતાની ઇચ્છાથી નહિ બોલાવો ત્હાં લગી એ આપની સમક્ષ આવીને આપને દુઃખ દેશે નહિં.” રાજા આ કબુલ કરે છે, અને કુંવરી રાજાના વગડાના મન્દિરની પાસે જઈને વસે છે. પ્રતિદિન પ્રાતઃકાળમાં ‘ચેટી’ રાજાને, રાત્રિએ સુખે નિદ્રા આવી હતી કે કેમ એમ કુશળપ્રશ્ન પૂછવા જાય છે, અને કુંવરી (રાણી) તરફથી હંમેશ એક પુષ્પ—આંબામોર, માલતી, ચંપક વગેરે રાજાને અર્પે છે–પ્રસંગોપાત્ત એકાદ વાત કરી પોતાને મુકામે ચાલી આવે છે. પણ એ વાતમાં રાજાનો સ્ત્રીજાતિ સામેનો વ્હેમ અને વિદ્વેષ નષ્ટ કરવાનો યત્ન હોય છે. ક્રમે ક્રમે એ વ્હેમ અને વિદ્વેષ નષ્ટ થઈ જાય છે, એનો પ્રેમ બંધાતો જાય છે, અને આખરે એ પ્રેમને વશ થાય છે–‘ચેટી’ એ વસ્તુતઃ રાણી જ છે એમ એના જાણવામાં આવે છે! બન્ને સરોવરને કાંઠે ગયાં. “ ત્હાં ત્હેના કિનારા આગળ કમળ ખીલેલું ત્હેમણે દીઠું. તે જોઈ રાજા બોલ્યોઃ ‘હવે આ કમળનું ફૂલ તું તોડચ, અને સરોવરમાં તું પડી ન જાય માટે હું ત્હને ઝાલી રાખીશ.’ એમ કહી હેણે ત્હેને ભુજયુગલમાં ઝાલી રાખી, અને બંને જણાં સરોવરના તટ ઉપર રહી વાંકાં વળ્યાં. મધુપમંજરી( રાણી )એ કમળ તોડવાને પોતાનો હાથ લંબાવ્યો. પછી રાજાએ નીચે સ્વરે ત્હેના કાનમાં કહ્યુંઃ—‘ત્હને સરોવર આગળ આણવાની મ્હારી મતલબ તું હવે સમઝી? જો ત્હારી એક કાન્તિને બદલે હવે બે દેખાય છે. હવે એ બેમાંથી કઈ કાન્તિ ઉપર હું ચુમ્બન કરું? અને મ્હને ચુમ્બન કોણ કરશે? ચેટી કે રાણી?’ મધુપમંજરીએ કમળ તોડયું. અને રાજા તરફ મુખ ફેરવીને બોલી—‘ બંને.’ ”

આવા મધુર ચિત્રથી આ રસિક વાર્તા પૂરી થાય છે. આ વાર્તા, હાલમાં પ્રચલિત થએલી "short story" ના પ્રકારની છે. 'short story' યાને 'ટુંકી વાર્તા' કોઈક કોઈક રૂપે તો બહુ પ્રાચીનકાળથી સર્વ દેશોમાં જાણીતી છે, પણ વર્તમાન સમયમાં, નવલકથામાંથી રૂપાન્તર થઈને જે એક સાહિત્યનો નવો પ્રકાર "short story" નામનો થયો છે એ એના વિશેષ રૂપમાં અમેરિકામાં જ જન્મ્યો છે એમ કહીએ તો ચાલે. એડગર ઍલન પો એનું લક્ષણ આ પ્રમાણે આપે છે: A short story is a prose narrative, requiring from half an hour to one or two hours in its perusal.—અર્થાત્ અડધા કલાકથી એક બે કલાકમાં વંચાઈ રહે એવી કથા. પ્રોફેસર હડસન એને બીજા શબ્દોમાં ઉતારીને કહે છે કે "A short story is a story that can be easily read at a single sitting."–એકી બેઠકે વંચાઈ શકે એવી વાર્તા એ લઘુ વાર્તા. પણ આ લઘુ વાર્તા રસશાસ્ત્રના નિયમની બહાર નથી—લાંબી વાતનો ટુંકામાં સાર આપવો એ રસશાસ્ત્રની પરિભાષામાં 'લઘુ વાર્તા' નથી. 'લઘુ વાર્તા' માં એકાગ્રતા (concentration) અને એકતા (unity)ના નિયમો પળાએલા હોવા જોઈએ. જેમ સંગીતકલ્પ કાવ્ય (Lyric) માં એક જ હૃદયની ઊર્મિ વા વિચાર ઉપર આખું કાવ્ય રચાએલું હોય છે, તેમ આ લઘુ વાર્તામાં પણ એક જ પ્રધાન વિચારને મૂર્તિમન્ત કરવા પૂરતી વાર્તાની રચના હોય છે. અર્થાત્, નકામી અને શોભા માત્ર એવી એક પણ રેખા આ લઘુ વાર્તામાં હોવી ન જોઈએ, અને એ દોષમાંથી મુક્ત રહેવું એમાં જ લઘુ વાર્તાનું મુખ્ય કલાવિધાન રહેલું હોય છે. પરંતુ એથી એમ સમઝવાનું નથી કે લઘુ વાર્તાનો સઘળો રસ તે માત્ર વાર્તારસ જ હોવો જોઈએ—સુન્દર ચિત્રો, વર્ણનો, અને સંવાદો વા વિચારોને પણ એમાં અવકાશ છે. માત્ર એટલું કે એ માપસર એટલે કે લઘુ વાર્તાની

સાદાઈને બાધ ન કરે એવાં હોવાં જોઈએ. આ કસોટીએ તપાસતાં પ્રો. બેઈનની કૃતિ એક ઊંચા પ્રકારની લઘુ વાર્તા ('short-story') છે, અને તેના અવાન્તર પ્રકારનો વિચાર કરીએ તો જેને 'A tale of ratiocination' કહીએ છે તે છે—અર્થાત્ એમાં અમુક સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાનો આશય છે. એ સિદ્ધાન્ત તે એ કે નિર્વેદ નહિ પણ પ્રેમ એ જ જીવનનું પરમ સત્ય છે. અને તદનુસાર, સ્ત્રીત્વના અંગભૂત સૌન્દર્ય માધુર્ય ચાતુર્ય ધૈર્ય વગેરે ગુણો એ સંસારના વિષમ પણ અધૂરા અનુભવથી શોષાઈ ગએલા એક પુરુષહૃદયને—એમાં નવીન રસ સીંચીને—તાજું કરે છે. મધુપમંજરીએ રાજાને છેવટે પૂછેલા પ્રશ્નમાં આખી વાર્તાનો સિદ્ધાન્ત સમાએલો છે. મધુપમંજરી પૂછે છે, "ત્હમે કેટલા ભોળા છો? એક સ્ત્રી તૃણ જેવી હલકી તે છીછરી નીવડી તે ઉપરથી ત્હમે શું એમ ધાર્યું હતું કે સ્ત્રીના પ્રેમના અમૃત વગર ત્હમે ત્હમારૂં આખું જીવન ગાળી શકત?"—પુરુષને સ્ત્રીની નિસર્ગસિદ્ધ અપેક્ષા છે, અને નિર્વેદનો સિદ્ધાન્ત અધૂરા અનુભવ ઉપર રચાએલો છે એ આ લઘુ વાર્તાનો ફલિતાર્થ છે.

મુખ્ય વાર્તાના અંગમાં ન્હાની ન્હાની વાતો દૃષ્ટાન્ત રૂપે આવી સિદ્ધાન્તને ક્રમશઃ સ્થાપતી જાય છે. એક બે અત્રે ઉતારીશું તો તેથી પ્રોફેસર બેઈનની તર્ક અને કલ્પનાશક્તિનો વાચકને ખ્યાલ આવશે:

(૧) 'પૂર્વે એક આપના જેવો જ યુવાન અને સંસારના અનુભવ વિનાનો રાજા હતો, ત્હેણે આપની પેઠે જ એક સ્ત્રીને પોતાનો પ્રેમ અર્પણ કર્યો હતો, પરંતુ તે સ્ત્રી થોડા સમયમાં મરણ પામી, એટલે એ આપની પેઠે જ રાજ્યકારભાર, વૈભવ અને સંસારનો ત્યાગ કરીને, આપની પેઠે જ એકાન્તમાં હોવા જ વનમાં, અને એક હોવા જ જૂના મંદિરમાં રહીને શોક અને નિરાશામાં સમય ગાળતો હતો. હેને રાજ્યકારભાર ચલાવવાને તથા પોતાની પદવી પ્રમાણે રહેવાને અને નગરમાં આવવાને ઘણાએ સમઝાવ્યો, પરંતુ કોઈ પણ

સફળ નીવડયું નહિ. ત્યારે મ્હારા જેવી યુવાન અને છુછળી દાસી નહિં પણ એક વૃદ્ધ કરચોલિયો પડેલો ઋષિ, આપે જે'વાં વલ્કલ પ્હેર્યાં છે ત્હેવાં વલ્કલ પ્હેરેલો રાજાના કુળનો ગુરુ, આવ્યો. એ રાજાએ પણ આપના જેવાં જ વલ્કલ પ્હેર્યાં હતાં. હેની પાસે જઈને ઋષિ એક શબ્દ પણ બોલ્યા વગર ઊભો રહ્યો. થોડો સમય બંને જણા નિઃશબ્દ ઊભા રહ્યા. એટલામાં એકાએક, જે'વું પેલું પીળું પાંદડું ઊડીને સરોવરના શાન્ત પાણીમાં હમણાં પડયું, તેમ એક વાંસનું સૂકું પાંદડું ભોંય ઉપર પડયું. એ પાંદડું પડતું જોઈને ઋષિયે મ્હોટે સ્વરે રુદન કરવા માંડયું, અને ભૂમિ ઉપર આળોટી જઈને પોતાનાં વસ્ત્ર ફાડવા માંડયાં, વાળ ફીંદી નાંખ્યા, અને બંને હાથ વડે પોતાના માથામાં ધૂળ નાંખવા માંડી. આ જોઈને પેલા રાજાએ પૂછયું: 'ઋષિ મહારાજ! આમ એકાએક શોક કરવાનું કારણ શું?' ઋષિએ કહ્યું 'મહા વિપત્તિ પડી છે! વૃક્ષ ઉપરથી પાંદડું પડયું તે ત્હમે ના જોયું?' રાજાએ આશ્ચર્ય પામીને પૂછયું: 'ગુરુદેવ, આ શું? ત્હમે કાંઈ મૂર્ખાઇ તો નથી કરતા ને? વૃક્ષ ઉપરથી એક પાંદડું પડયા માટે હાવો અસાધારણ શોક કરવો?' વૃદ્ધ ઋષિએ ઉત્તર દીધો 'અરે! રાજા મૂર્ખાઈ તો ત્હારી જ; એક સ્ત્રીના મરણ માટે આટલો બધો શોક કરવો, તે એક પાંદડું પડયા માટે અસાધારણ શોક કરવા જેવું જ છે, કારણ એક માનવ સ્ત્રીના મરણ માટે આટલો બધો શોક શેનો કરવો? મનુષ્યદેહ મૃત્યુ પામે છે, તે એક સૂકા પાંદડાના ખરવા જેવું જ છે, અને રાજા! શી ત્હારી મૂર્ખાઈ! અસ્થિર સ્ત્રીજાતિ માટે સર્વ વસ્તુનો ત્યાગ કરવો? સ્ત્રીઓ વાંસના પાંદડા કરતાં પણ શું વધારે અસ્થિર નથી? પ્રકૃતિના નિયમ પ્રમાણે વાંસનું સૂકું પાંદડું ખરી પડે તેટલા માટે દુઃખના સમુદ્રમાં ડૂબવું શું યોગ્ય છે?' આટલું કહીને ચેટીએ આંબાનો મૉર રાજાના ચરણ આગળ મૂકયો, અને પાછી ફરીને ત્વરાથી વન ભણી ગઈ અને વૃક્ષની ઘટામાં ઢંકાઈ ગઈ, પરંતુ

રાજા આશ્ચર્ય પામીને એના ભણી જોતો મૂઢ જેવો ઊભો રહ્યો. અને પાણીમાં હંસ જે'વી સુન્દરતાથી તરે છે ત્હેવી હંસની ગતિથી જતી ચેટીના લાલિત્યને પોતાની ઇચ્છાવિરુદ્ધ જોઇ રહ્યો.'

(૨) 'વળી એક બીજે પ્રભાતે ચેટી રાજાને કહે છે: "મહારાજ! આપ કેટલા બધા ભોળા છો? પ્રભુએ સર્વ પુષ્પને પણ એક જાત્યનાં કરીને પ્રત્યેકનામાં જુદી વિલક્ષણતા આપી છે, તો દરેક સ્ત્રીઓને કાંઈ એક જ ગુણસ્વભાવની કરી હશે? પ્રભુ કાંઇ હેવો વિચિત્ર છે? ખરેખર આપ ન્યાયાધીશ થવાને અયોગ્ય છો, કારણ કેટલીક સ્ત્રીઓ પાટલપુષ્પ જેવી સુશોભિત છે, તો કેટલીક કાલના આંબામૉર જેવી સુગન્ધમય છે. સાંભળો, એક સ્ત્રીનો પતિ એક સમયે યાત્રાએ ગયો, તે ઘણા સમય સુધી પાછો આવ્યો નહિં, વર્ષોનાં વર્ષ વીત્યે ગયાં, છતાં તે આવ્યો નહિં. તે સ્ત્રીને પ્રત્યેક દિવસે અનેક પુરુષોનાં માગાં આવીને તે હેને હેરાન કરતા હતા. જેમ પુષ્પ મધમાખીઓને આકર્ષે છે તેમ હેનું સૌન્દર્ય પુરુષોને આકર્ષતું હતું, અને જેમ જેમ એ પુરુષોને કાઢી મૂકતી હતી તેમ તે પુરુષો વધારે આવતા હતા. એક રાત્રિયે હેણે દીવામાં તેલ પૂર્યું અને વાટચ મૂકી, એ દીવો લઈને ગંગા નદીની તીરે ગઈ અને મનમાં વિચાર્યું કે 'હું આ દીવો સળગાવીને પાણીમાં તરતો મૂકીશ. આ દીવાની જ્યોત મ્હારા સ્વામીનો આત્મા છે, તેથી જો દીવો હોલવાઈ જશે અથવા તો ડૂબી જશે તો મ્હારા સ્વામી મૃત્યુ પામ્યા છે એમ જાણીને હું મ્હારા જીવનનો અંત આણીશ. પરંતુ જો આ દીવો વગર હોલવાયે તર્યાં કરશે તો મ્હારા સ્વામી ઘેર પાછા આવશે એમ જાણીને હું દુઃખ સહન કરતી પણ વાટચ જોઇશ. આ પ્રમાણે વિચાર કર્યો તે સમયે પવન ઘણા જોરથી સુસવાટા કરતો આવતો હતો, અને ગંગાનદીનું પાણી સમુદ્રની છોળોની પેઠે ઊછળતું હતું. છતાં હેણે દીવો સળગાવીને ગંગાનદીના પાણીમાં મૂક્યો, કારણ હેની પતિભક્તિ ઘણી પ્રબલ હતી. આ સમયે આકાશ પોતાના તારારૂપી

અસંખ્ય ચક્ષુઓ વડે એ સ્ત્રી સ્હામું જોતું હતું. એ સ્ત્રીનો ન્હાનો દીવો જોઈને તિરસ્કારથી હશીને બોલ્યું:–'જો પેલી માનવ સ્ત્રીએ ચણગારી સળગાવી છે ને ત્હેને દીવો કહે છે!' મહેશ્વરે આકાશની હાવી ગર્વિષ્ઠ વાણી સાંભળીને પોતાની શક્તિથી સર્વ શાન્ત કર્યું, ગંગાનદીની ઊછળતી છોળો બંધ થઈ, અને શાન્ત પાણી ઉપર ન્હાનો દીવો લગારે ઝબકયા વગર તરવા માંડ્યો, ગંગાના ચાટલા જેવા નિર્મળ પાણીમાં બીજું એક આકાશ–અને તારાઓ–ઉપરના આકાશનું અનુકરણ કરતું હોય તેમ દેખાયું, તે જોઈ મહેશ્વરે કહ્યું 'ઓ આકાશ! પેલું નીચેનું આકાશ અને તારા જોયા?' આકાશે હશીને કહ્યું 'હા, પણ એ આકાશ અને તારા તો માત્ર માયા છે.' મહેશ્વરે કહ્યું 'ઓ મૂર્ખ આકાશ! તું અને ત્હારા તારાઓ પણ પેલા નીચેના આકાશની પેઠે જ માયા છે. ઉપર અને નીચેની અનન્તતાની વચમાં પેલો ન્હાનો દીવો તરે છે તે જ સત્ય અસ્તિત્વ છે, કારણ તે સતી સ્ત્રીના પતિવ્રતની સાબીતી કરે છે.'' '

(૩) વળી પ્રેમનું સ્વરૂપ શાં શાં તત્ત્વો મળીને બનેલું છે એનું નિરૂપણ પણ વાંચવા લાયક છે:

'ચેટીએ કહ્યું:—સંપૂર્ણ અને શુદ્ધ પ્રેમ પ્રાપ્ત કરવાને ત્રણ પ્રકારના પ્રેમ એકત્ર થવા જોઈએ, શારીરિક, માનસિક અને આત્મિક. આ પ્રકારના પ્રેમ માત્ર પુરુષ અને સ્ત્રી વચ્ચે જ હોઈ શકે છે, કારણ પુરુષ સ્ત્રીના સૌન્દર્યથી અને સ્ત્રી પુરુષના કેટલાક ગુણથી સ્વાભાવિક રીત્યે આકર્ષાય છે, અને પોતાના ગુણ કે સૌન્દર્યનું ભાન હોતું નથી. જો માનવીમાં જાતિભેદ ન હોત તો શારીરિક આકર્ષણ હોઈ શકત નહિં, અને તેથી એક ગુણની ખોટય આવત. જે સ્ત્રીને પોતાના પ્રિય પુરુષનો પ્રેમ અચળ રાખવાની ઇચ્છા હોય, ત્હેનું પોતાનું શરીરસૌન્દર્ય ખામી વગરનું હોવું જોઈએ. નહિં તો તે પુરુષના વિચાર અન્ય સ્ત્રી પ્રત્યે દોરાશે, કારણ પુરુષ સ્વભાવથી જ પોતાને ઉચિત વસ્તુની શોધમાં હોય છે. બીજો ગુણ

બુદ્ધિ છે. તે ન હોય તો પુરુષનો સંમાનભાવ ઊડી જઇને અન્ય સ્થળે વસશે. ત્રીજો ગુણ સદાચાર છે. જો સ્ત્રીઓ સદાચારી ન હોય તો પુરુષોનાં હૃદયને ઘણું કષ્ટ થાય છે, અને આ ત્રીજા ગુણ વગર પ્હેલા બંને ગુણો ક્ષણભર અસર કરશે પણ અંતે તો વ્યર્થ છે. આ ગુણની ખામી હોય તો પુરુષનો અંતરાત્મા સ્ત્રીનો ત્યાગ કરશે, અને જે ગુણ વિના ચાલતું નથી ત્હેની શોધમાં જશે. આ ગુણો સ્ત્રીઓ તથા પુરુષો બંનેમાં હોવા જોઈએ, માત્ર ફેર એટલો જ છે કે પુરુષ અને સ્ત્રીનાં શરીર, બુદ્ધિ અને આત્મા તદ્દન એક બીજાથી જુદાં હોય છે, કારણ સ્ત્રીમાં જે કેટલાક સદ્‌ગુણ ગણાય છે તે જ ગુણ જો પુરુષમાં હોય તો નિર્બળતા ગણાય છે, અને પુરુષમાં ગણાતી નિર્બળતા સ્ત્રીઓનું બળ અને શોભા ગણાય છે.'

ઉપરના ઊતારા અને વિવેચનથી આ લઘુ વાર્તાના સુન્દર સ્વરૂપ અને એના ઉચ્ચ ઉપદેશનો ખ્યાલ આવી ગયો હશે, એટલે આ અવલોકનને અધિક વિસ્તરવા દેવાની જરૂર નથી. તથાપિ પ્રો. એઇને સંસ્કૃત વર્ણનશૈલીનું કેવું યથાર્થ અનુકરણ કર્યું છે, અને છતાં કોઇક વિરલ સ્થળે પરદેશી હાથ કેવો જણાઇ આવે છે એ દર્શાવનારાં બે અવતરણો વધારે પડતાં નહિ ગણાયઃ—

(૧) 'જ્યહાં વૃક્ષોને નિરંતર પુષ્પ આવે છે, ઉન્મત્ત મધમાખીઓ ગુંજારવ કરતી હોય છે, દિવસે સૂર્યનાં સખત કિરણો પ્રવેશ કરી શકતાં નથી, રાત્રિએ કપૂરથી સુગન્ધમય થયેલાં ચન્દ્રકિરણો પડવાથી ચન્દ્રમણિમાંથી અમી ઝરે છે, પીરોજી સરોવર શ્વેત રૂપેરી હંસની હાર્યથી ભરપૂર છે, નીલમણિનાં પગથિયાં ઉપર મયૂરો ગર્જના સાંભળીને ઉશ્કેરાઇને કળા કરીને નૃત્ય કરે છે, રાત્રિને સમયે યુવતીઓ પોતાના પ્રેમી પુરુષોને મળવાને ગુપ્ત રીતે જાય છે, હેમને અંધકારમાં માર્ગ દર્શાવવાને વીજળીના ચમકારા થાય છે, અને શ્યામ વાદળાં ઉપર લસણિયા મણિના જેવું ઇન્દ્રધનુષ્ય નિરંતર ઝળકી રહે છે, સ્ફટિકમણિની અગાશીઓ ઉપર પ્રેમી યુગલો એક

બીજાની પ્રેમપૂર્ણ મુખમુદ્રાનું પ્રતિબિમ્બ રાતા દ્રાક્ષારસના પ્યાલામાં જોઈને હાસ્ય કરે છે, દક્ષિણમાંથી ચંદનના વનમાંથી સુગન્ધમય થઈને આવતા પવનનો એ યુગલો શ્વાસ લે છે, સમુદ્ર વ્હલોવીને કાઢેલાં રત્ન એક બીજા ઉપર ફેંકીને રમે છે, નદીઓના કિનારાની રેતી સુવર્ણરજની બનેલી છે, રૂપેરી માછલીઓ પકડવાને કિનારા ઉપર બેઠેલાં શાન્ત બગલાંની હાર્ય પાસે થઇને નદી ધીમી ધીમી વ્હે છે. ”

(૨) ‘ રાજાને આમ બોલતો સાંભળીને હેની પાસે બેઠેલી હેની પુત્રી હસવા મંડી, અને બોલી “ પિતાજી! એમ કેમ છે કે **ત્હમારા ધોળા વાળ થયા છતાં**, પુરુષો, સ્ત્રીઓ, રાજનીતિ, કે મ્હારો સ્વભાવ પણ ત્હમે સમઝી શક્યા નથી ?”

...આ સાંભળીને હેની પુત્રી ઊભી થઈ અને એટલા જોરથી **તાળીઓ પાડી** કે હેનાં કંકણોનો પુષ્કળ ખખડાટ થયો અને પોતાના ન્હાના **પગ એટલા જોરથી જમીન ઉપર પછાડ્યા** કે ભૂમિ ઉપર બળતાનાં પગલાં પડી રહ્યાં, અને ઝંઝીરાંનો ઝણઝણાટ થઇ રહ્યો. ’ મ્હેં મ્હોટા અક્ષરે છપાવેલા શબ્દો ઉપરથી પરદેશી કલમ પકડાઈ આવે છે.

હવે છેવટે, ભાષાન્તર પરત્વે બે શબ્દો કહી આ અવલોકન સમાપ્ત કરીએ. સ્વ. સૌ. ઊર્મિલાએ કરેલું આ ભાષાન્તર શુદ્ધ અને સરલ છે, અને શબ્દો બહુ કાળજીથી યોજાયા છેઃ જેમકે—જ્યાં અન્ય ભાષાન્તરકારે ‘ કોમળ સૂનેરી સૂર્ય ’ કહ્યો હોત ત્યાં ‘ કૂંણો સૂનેરી સૂર્ય ’ કહીને આ ભાષાન્તકારે ગૂજરાતી ભાષાની પ્રતિષ્ઠા સાચવી છે. પણ આ કરતાં પણ વિશેષ પ્રશંસાનું કારણ સૌ. ઊર્મિલાની રસજ્ઞતા છે. આજકાલ અંગ્રેજીમાંથી અસંખ્ય વાર્તાઓનો આપણી ભાષામાં અનુવાદ થાય છે, પણ ઉચ્ચ રસજ્ઞ વૃત્તિથી એક નવીન જ પ્રકારનું સાહિત્ય શોધી કાઢી ગૂજરાતી વાચકને એની દિશા દેખાડવી એ કાર્યનું વિરલ માન સ્વ. સૌ. ઊર્મિલાએ પ્રાપ્ત

કર્યું છે. આ પુસ્તક વાંચીને એટલું થયા વિના નથી રહેતું કે સૌ. ઊર્મિલાના સ્વર્ગવાસથી ગૂજરાતી સાહિત્યસેવાની એક મધુરી સેર વિરમી છે.

[ વસન્ત : વર્ષ ૧૪, અંક, ૧; માઘ, સં. ૧૯૭૧ ]

## ૧૧. " ભીલોનાં ગીત : "*

અંગ્રેજ અધિકારીઓ કેટલીકવાર એમના અધિકારપદનો સાહિત્યસેવામાં બહુ સારો ઉપયોગ કરે છે—અને તે પ્રમાણે મિ. આર. બી. યૂઁક નામે એક સિવિલિઅન અમલદાર રેવાકાંઠામાં ભીલ લોકોના સરહદી દાવા ચૂકવવા ગયા હતા ત્યાં પ્રતાપગઢ મુકામે એમના શિરસ્તદારે આ સંગ્રહકર્તાને જણાવ્યું કે સાહેબને ભિલોડી ગીતનો ઘણો શોખ છે માટે એવાં ગીતો મેળવી આપો તો સારૂં. તે ઉપરથી આ સંગ્રહકર્તા મહેતાજીએ આ ગીત એકઠાં કર્યાં છે, એ એકઠાં કરતાં પોતાને પડેલી મુસ્કેલીઓનું મહેતાજી વર્ણન આપે છે, તથા પોતાના એક આસિસ્ટંટ શિક્ષક—કલજી પુના-જાતે ભીલ, તથા પ્રતાપગઢ સ્કૂલ કમિટિના મેમ્બર પારગી બાધર માવજી તથા પારગી કેસરા પુના-જેઓ પણ એ જ જાતિના જણાય છે-એમની મદદથી આ થોડોક સંગ્રહ થઈ શક્યો છે એમ જણાવે છે. આજ સૂધીમાં મિ. પ્રેસકૉટ, મેજર ફુલજેઈમ્સ, મેજર લીજીટ વગેરે અધિકારીઓએ ભીલ લોક સંબન્ધી ઘણીક હકીકત મેળવીને પ્રસિદ્ધ કરી છે, એમને પગે ચાલી મિ. યૂઁકે આ સંગ્રહ કરવા કરેલી પ્રેરણા માટે એ અમલદારનો ઉપકાર માનવો જરૂરનો છે—ખાસ કરીને એટલા સારૂ કે ભીલ લોક જેવી કઠણ જાત પાસેથી હકીકત મેળવવી એ અધિકાર વિનાના માણસને બહુ દુર્ઘટ પડત. મહેતાજીએ જે

* સંગ્રહકર્તા રા. રા. નાથજી મહેશ્વર પાઠક, મહેતાજી, દુધીઆ, દેવગઢ બારીઆ ( રેવાકાંઠા ); અને પ્રકાશક રા. રા. કૃષ્ણલાલ સુરજરામ વકીલ બી. એ.

કુશળતાથી આ સંગ્રહ કર્યો, તથા સાહિત્ય ઉપર પ્રેમ ધરી રા. કૃષ્ણલાલે એ પ્રસિદ્ધ કર્યો તે માટે એ બંનેને પણ ધન્યવાદ તથા ઉપકારપ્રદર્શન ઘટે છે.

પ્રસ્તાવના સાથે ભીલ લોકો સંબન્ધી થોડી હકીકત મૂકવામાં આવી છે એ આ ગીતો સમઝવામાં ઉપયોગી થાય એવી છે. ગીતો ભીલલોકના ગૃહસંસાર ઉપર, તેમજ એમના સામાજિક અને આર્થિક જીવન તથા રીતરિવાજો ઉપર બહુ સારૂં અજવાળું પાડે છે. વાંચતાં આનન્દ ઊપજ્યા વિના રહેતો નથી કે શબ્દશાસ્ત્રીઓ (Philologists) અને મનુષ્યજાતિશાસ્ત્રીઓ (Ethnologists) આપણી અને ભીલની વચ્ચે જેટલી વાડ બાંધવી હોય તેટલી બાંધે, પણ આ ગીતસંગ્રહ તો અત્યારે આપણને એ લોક સાથે જીવનની એકતા જ અનુભવાવે છે. આ ગીતોમાં પડેલાં ગૃહસંસારના જીવનનાં ચિત્રોમાં ભાગ્યેજ કોઇ એવું હશે કે જેને આપણે આપણું કહીને વધાવી ન લઈએ. ભીલોના ચાર મુખ્ય તહેવારો—હોળી, ગોકળઆઠમ, દસરા અને દિવાળી—જે સંગ્રહકર્તાએ આરંભમાં ગણાવ્યા છે—એ સર્વથા હિન્દુધર્મના છે. એમની મરણને લગતી ધામિક ક્રિયાઓ, તેમજ લગ્નના મંગળફેરા વગેરે રિવાજો પણ આપણા સંસ્કારનું જ સ્મરણ આપે છે. વસ્તુતઃ, અત્યારે હિન્દુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ આપણે જે રીતે સમઝીએ છીએ તે પ્રમાણે ભીલ એ હિન્દુસ્થાનની મૂળ વા પ્રાચીનતર વસ્તી છે, પરંતુ તેઓ આર્ય બ્રાહ્મણધર્મથી સંસ્કારાઈને, એ ધર્મની સંસ્કૃતિમાં અલ્પભાગી પણ થયા છે, અને તેથી મનુષ્ય-જાતિશાસ્ત્રના ભેદ પૂર્વોક્ત સાંસારિક અને ધાર્મિક જીવનમાં કેટલેક ભાગે લુપ્ત થએલા આપણે જોઈએ છીએ. વળી આ લોપ થએલો દેખાવામાં એક વિશેષ કારણ એ છે કે ભીલ જાતિ પણ અત્યારે એના મૂળ–અસંકીર્ણ–સ્વરૂપમાં રહી નથી. 'ભીલ'—જેને ટૉલેમિ 'Phyllitae'§ કહે છે, તેઓનો જાતિવાચક શબ્દ દ્રાવિડ 'બિલ્લુ'

§ 'પાંદડાં પહેરનારા'—જે વર્ણન ગોંડ લોકોને ઠીક બંધ બેસે છે.

—'બિલ્લ' એટલે કામઠું એના ઉપરથી બન્યો છે, અને તેથી ભીલ તે મૂળ દ્રાવિડ જાતિ હશે એમ અનુમાન થયું છે. પરંતુ જેમ ઉત્તરમાંથી નવી નવી પ્રજા ધસતી ગઈ તેમ જૂની વસ્તી દક્ષિણમાં ખસતી ગઈ એ જોતાં જણાય છે કે ગૂજરાત અને માળવાના ભીલ દ્રવિડો વર્તમાન દક્ષિણના ભીલોની પછી આવેલા છે, અને તેઓ આર્યો સાથે વિશેષ સંબન્ધમાં આવવાથી દક્ષિણના ભીલો કરતાં વિશેષ આર્યત્વ પામેલા છે. એટલું જ નહિ—પણ ગૂજરાતના ભીલોમાં કેટલીક જાતો પરમાર રાઠોડ વગેરે રજપૂત નામ ધરાવે છે, અને તેઓ મૂળ રજપૂત વા સંકીર્ણ રજપૂત છે એમ સ્પષ્ટ જણાય છે. આ જાતના ભીલ પરાંતીજ મોડાસા વગેરે ઉત્તર ગૂજરાતમાં વધારે છે; દક્ષિણ અને પૂર્વ ગૂજરાતમાં, વિશેષે કરી રેવાકાંઠા અને પંચમહાલમાં શુદ્ધ ભીલની વસ્તી અધિક છે એમ ગૅઝેટિયર કહે છે. શુદ્ધ ભીલમાં પણ ડુંગરની અને નીચલા મેદાનની વસ્તીમાં ભેદ દેખાય છે. અર્થાત્, શુદ્ધ ભીલથી માંડી શુદ્ધ રજપૂત સુધીમાં ભીલના અનેક ભેદ છે અને એ ભેદ એમના રિવાજમાં ભાષામાં તેમજ ગીતોમાં પ્રતીત થાય એ સ્વાભાવિક છે. તદનુસાર, અમુક અમુક ગીત કયા કયા ગામના કયી કયી જાતિના ભીલ પાસેથી ઉપલબ્ધ થયું છે એ ખાસ જાણવા જેવી બાબત છે, અને તે સંગ્રહકર્તાએ નોંધી હોત તો ભીલ સંબન્ધી આજ સુધી સંગૃહીત થએલી હકીકતમાં ઉપયોગી વધારો થાત—અને હવે પછી એ ગીતોનો પ્રદેશ ક્યાંથી ક્યાં સુધી છે એની વિશેષ તપાસ થઈ ભીલોના ઇતિહાસની કેટલીક આવશ્યક માહિતી મેળવવાના ક્રમમાં આ પહેલું પગલું મંડાત. આશા છે કે કોઈ ઉત્સાહી અધિકારી આ કાર્ય તરફ લક્ષ દેશે: દરમીઆન, આ ગીતસંગ્રહની બીજી આવૃત્તિમાં આ ગીતો સંબન્ધી ઉપર માગેલી હકીકત—જે સંગ્રહકર્તા પાસે હશે જ—તે પ્રકટ કરવા વિનંતિ છે. સઘળાં ગીતો એક જ સ્થળના ભીલોનાં હોય તો ગૂજરાતના બીજા ભાગોના અધિકારીઓ અને શિક્ષકો, મિ. યૂઁક અને

આ મહેતાજીનું અનુકરણ કરી, આ જાતનો સંગ્રહ કરશે તો ભીલોનાં ગીતમાંથી જૂનાં નવાં શુદ્ધ સંકીર્ણ ઇત્યાદિ પ્રકારો સમઝવામાં આવશે.

રા. કૃષ્ણલાલે પ્રસિદ્ધ કરેલા આ સંગ્રહનાં ગીતો, જે ભીલોમાં એ ગવાય છે તેઓના ગૃહસંસારી સામાજિક અને નૈતિક જીવન ઉપર બહુ સારો પ્રકાશ નાંખે છે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. વિશેષ જાણવા અને જણાવવા જેવું એ છે કે એ ગીતો સુન્દર કવિત્વશક્તિના નમૂના છે, અને તેથી એમ કહીએ તો ચાલે કે અત્યાર સુધી પ્રકટ થએલા ગૂજરાતી સાહિત્યના પ્રદેશમાં આ એક રમણીય વનભૂમિ જડી છે—જ્યાંની વગડાઉ વેલ આપણા નકલી બાગો કરતાં વધારે તાજી સ્વચ્છંદી અને ઝીણી—મીઠી—સુગન્ધદાર હોઈ એ વેલે વેલે આનન્દથી ઊભા રહેવાનું મન થાય છે.

આંબો મોર્યોરે મરૂડે મોગેરો, કેહૂડી તો લેળી લેળી જાયહે,
આવો કલજીભાઈ ઓળી રમીએ.
નઈ આવો તો નગજીભાઈનાં હમરે, આવો મસરાતી ઓળી રમીએ.
**જીવતા ઓહું તો ઓળી રમહું, મુએ સેલી રાંમ રાંમીરે.**
આવો કલજીભાઈ ઓળી રમીએ.

આ ગીતની છેલ્લીની પહેલાંની પંક્તિમાં, આખા ગીતના મનોહર શૃંગારરસના ચિત્રમાં કરુણ અને શાન્તરસની પીંછી કેવી કુદરતી કુશળતાથી ફરી છે એ જોવા જેવું છે.

બીજું—નીચેનું કજોડાનું ગીત વાંચોઃ

બાર વરની કન્યા ને અડી વરનો વોરરે;
પાંણી ભરવા જાઉં તારે વાંહે વાંહે આવેરે;
વાંહે વાંહે આવે તારે કુવામાં અડસેલ્યુંરે;
કુવામાં અડસેલ્યું તારે ડાબક ડુબક કરે રે;
**ડાબક ડુબક કરે તારે અઇયડલામાં દાજ્યુંરે;**
અઇયડલામાં દાજ્યું તારે માંણે લંબાવીરે;

માંણે લંબાવી તારે કાંને વળગાચુંરે;
બાર વરની કન્યા ને અડી વરનો વોરરે;

નવયૌવનની મસ્તી અને જંગલી જીવનની નિર્ઘૃણતા (નિર્દયતા, ક્રૂરતા)—એની પાછળ, અપ્રકટ રહેલી પણ વખત આવતાં સ્વયં સ્ફુરી નીકળતી મનુષ્યહૃદયની સ્વાભાવિક અનુકમ્પાની લાગણી હાસ્યરસના વાતાવરણને ભેદીને કેવી અસરકારક રીતે પ્રકટ થઇ આવે છે અને તેમાં સાધારણ રીતે પરસ્પરવિરોધી વા દુર્ઘટ મનાતા રસોનો કેવો ચમત્કારક રીતે સમન્વય થાય છે !

હવે ત્રીજું—એક જુદી જ તરેહનું—'ગળીઆકોટ જતાં વહોરાઓ લૂટાયા હતા તે વિષે'નું ગીત જુઓઃ એ ગીતમાંની—

મલ્લાંજીની ગાડીરે,
ગાડી લૂટી ગાડીરે.
**મલ્લાં પીરાંને હંબાળેરે,**
**મલ્લાં જોડે આથે ઉભારે.**

એ ચિત્ર વર્ણ્યમાન વિષયનું કેવું આબેહૂબ ચિત્ર આપણી આગળ ખડું કરે છે ! અને એમ કરવામાં પૂર્વોક્ત હાસ્ય અને કરુણ રસ સાથે ભયાનક અને ઈશ્વરવિષયા રતિ ભેળવીને—અને તેમાં વળી સ્વાભાવોક્તિ અલંકારની એક સેર મૂકીને કેવી મજેહ કરાવે છે !

એકંદરે, આ ગીતસંગ્રહમાં ભોલી જીવનની સારી ચિત્રાવળિ છે. તથાપિ કોઈ કોઈ ગીતમાં તો સવથા આર્ય જીવનનો જ પ્રતિધ્વનિ છે. જુવો આ—

પીઠી ચોળતી વખતનું "લગ્નનું ગીત":—

"અળદી અળદીરે અળદીનો સોડ અળદીરે મારે દલ લાગી"

એ પંક્તિથી—વડનગરા અને સાઠોદરા નાગરનાં નીચલાં ગીતઃ

રાતો રાતો રે કંકુવરણીનો છોડ,

સોહરે રાતોરે મેં તો નિરખીઓ." (સૌ. બાળાબ્હેનકૃત સંગ્રહ)
અને,

રાતો તે નાનોરે મેં સુણ્યો
રાતો કંકુનો છોડ, સોહેરે ઉગ્યોરે મારે આંગણે,
પીળો તે વાનો મેં સુણ્યો,
પીળો હળદીનો છોડ, સોહેરે ઉગ્યોરે મારે આંગણે.
(સ્વ. સૌ. કુન્દનલક્ષ્મીકૃત સંગ્રહ)

—એનું સહજ સ્મરણ થઈ આવે છે, અને તે થતાંની સાથે એક ક્ષણે આપણા સમસ્ત જનસમાજની અખંડતાનું ભાન થઈ હૃદય ઉલ્લાસે છે; તે જ સાથે, ભાષા જોતાં આ ભીલી ગીત તે આર્યગીતનું અનુકરણ છે તેથી એ અનુકરણ શી રીતે થયું હશે એની જિજ્ઞાસા થાય છે—અને ઉપર એક પૅરેગ્રાફમાં જણાવ્યું તેમ વિશેષ ઐતિહાસિક શોધ માટે બુદ્ધિ તલસે છે. આ સંગ્રહમાંથી આપાતતઃ જે બે ચાર ગીત તરફ લક્ષ ગયું તે નોંધ્યાં. પણ વિશેષ નજર ફેરવતાં એમાં વાચકને ભીલી જીવનનો અન્તઃપરિચય કરાવનારાં ઘણાં ગીતો જોવામાં આવશે. અમને ખાતરી છે કે એ વાંચતાં કોઈપણ વાચકને શ્રમ થયો વૃથા નહિ લાગે.

[ વસન્ત : વર્ષ ૧૪, અંક ૧; માઘ, સં. ૧૯૭૧ ]

## ૧૨. "મલબારીનાં કાવ્યરત્નો*"

આ પુસ્તક પ્રખ્યાત દેશભક્ત અને દેશસેવક મર્હૂમ બેહેરામજી મેહેરવાનજી મલબારીના પુત્ર મિ. ફિરોજ બેહેરામજી મલબારી તરફથી છપાઈ બહાર પડયું છે. કાવ્યોની પસંદગી તથા ગોઠવણ, અને મલબારીજીના જીવન સંબન્ધી તથા કવિતા સંબન્ધી નિબન્ધ રૂપ ઉપોદ્‌ઘાત—અર્થાત્ આ પુસ્તકનું સઘળું સાક્ષરકાર્ય—આપણા પ્રસિદ્ધ

* નિર્ણયસાગર પ્રેસ, કિંમત રૂ. ૩.

ગૂજરાતી કવિ મિ. અરદેશર ફરામજી ખબરદારે કરેલું છે. આ જાતનું પુસ્તક જે હિન્દુ–પારસી વગેરે જાતિભેદની પાર વિરાજતા એકપ્રજાત્વનું આપણને સ્મરણ કરાવે છે, એ જાતિ અને કૅામવાર પ્રતિનિધિત્વની ધૂમોના વર્તમાન સમયમાં ખાસ આદર અને આવકારને પાત્ર છે. મિ. મલબારીનાં કાવ્યો વાંચતાં વાચકને આ એક પારસી ગૃહસ્થ કવે છે એમ નથી લાગતું, અને મિ. ખબરદારે પણ ઉપોદ્ઘાતમાં બે ત્રણ ઠેકાણે 'પારસી' અને 'હિન્દુ ગૂજરાતી'નો કટુ પ્રશ્ન અકારણ દાખલ કર્યો ન હોત તો આ ગદ્ય પણ એક પારસી ગૃહસ્થનું લખેલું છે એમ ભાગ્યેજ કોઈને થાત. મિ. ખબરદારના "ગુણવંતી ગુજરાત"ને ગૂજરાતનું પ્રાન્તગીત કરી લેનાર હિન્દુઓ પારસીઓ પ્રત્યે સાંકડું મન ધરાવે છે એવી ફરિયાદ મિ. ખબરદાર કરે એ નવાઈ જેવું છે, પારસીઓ ગૂજરાતી ભાષા પ્રત્યે અનાદરથી અશુદ્ધ ગૂજરાતી લખતા થાય, એમના લેખકો અને વર્તમાનપત્રો એ અશુદ્ધિને રૂઢ કરે, અને એ રૂઢિને શુદ્ધિ સિદ્ધ કરવા માટે આગળ ધરવામાં આવે—એ ગૂજરાતી ભાષાનો કોઈ પણ સત્યપ્રિય વિદ્વાન પસંદ ન જ કરે. તેમ સામાન્ય હિન્દુ વાચક એવા અશુદ્ધ ગૂજરાતીનો ઉપહાસ કરે એ પણ સ્વાભાવિક છે. પરંતુ એટલાથી પારસીઓ પ્રત્યે હિન્દુઓના બન્ધુભાવની ખામીનું અનુમાન કરવું ઉચિત નથી. મિ. ખબરદારની કવિતાનો પ્રથમ સંગ્રહ—"વિલાસિકા"—પ્રકટ થયો તે વખતે એક પારસી કવિની કલમથી અસાધારણ શુદ્ધ ગૂજરાતી લખાએલું જોઈ આનન્દ પામી રા. નરસિંહરાવે એનું અવલોકન લખ્યું તેમાંનો ગુણભાગ વિસ્મરી જઈ, સત્યનિષ્ઠાથી એ વિદ્વાને એમાં જે કાંઈ થોડી ઘણી ખામીઓ બતાવી તેથી નારાજ થઈ, મિ. ખબરદારે આટલે વર્ષે આ ઉપોદ્ઘાતમાં અણછાજતા અને કડવા શબ્દોમાં રા. નરસિંહરાવને જે અપ્રાસંગિક અને ઉપરછલ્લો ઉત્તર દીધો છે એ આ સુન્દર પુસ્તક ઉપર વગર વિચારે પાડી દીધેલો ડાઘ છે. આ ડાઘ નજર આગળથી ખસેડવો મુશ્કેલ છે, તથાપિ

એને ક્ષણવાર હાથ નીચે દાબી બાકીનો ઉપોદ્ઘાત જોઈએ; તો તે બહુ સન્તોષકારક રીતે, પૂર્ણભક્તિથી, છતાં કવિતાના વિવેચનમાં સારાસારના વિવેકપુરઃસર—લખાએલો નજરે પડે છે. એ જીવન-વૃત્તાન્તના ભાગમાં માત્ર એક જ ખામી છે તે એ કે મિ. મલબારીના આન્તર જીવનની રેખા વધારે સૂક્ષ્મતાથી અને ઊંડા ઊતરીને (વિસ્તારની જરૂર નહોતી) દોરવી જોઈતી હતી. મિ. મલબારીના જીવનચરિત્ર માટે પત્રોની સામગ્રી બહોળી હશે પણ આ ઉપોદ્ઘાતમાં એનો ઉપયોગ થએલો દેખાતો નથી. મ્હોટા અંગ્રેજ અમલદારો ઉપર મિ. મલબારી જે જાદુઈ અસર ભોગવતા તેનું રહસ્ય—જે એમની વાતચિત કરવાની શક્તિ વગેરેમાં હોવું જોઈએ—એ સંબન્ધી કાંઈ જ હકીકત આ ઉપોદ્ઘાતમાંથી મળતી નથી.

આ સારૂ જોઈતી સામગ્રી ખબરદારને મળી શકી ન હોય તો—ખરેખર ખેદ દર્શાવવો પડે છે કે હિન્દુસ્થાનના મહાપુરુષોના આન્તર જીવનની સૂક્ષ્મ રેખાઓ જોવાનો આપણને લાભ મળતો નથી. આ દોષ સ્વ. મહીપતરામ કૃત "દુર્ગારામનું જીવનચરિત્ર" અને સ્વ. રાનડેનાં પત્નીએ લખેલાં એમનાં "સ્મરણો" એ સિવાય આજ સુધી પ્રસિદ્ધ થએલાં આપણા દેશનાં સર્વ જીવનચરિત્રોમાં સામાન્ય લક્ષણ રૂપે વસતો જોવામાં આવે છે, ત્યાં આ ખામી મિ. ખબર-દારને માથે ખાસ દોષ રૂપે ચઢાવવી મુનાસબ નથી.

મર્હૂમ મિ. મલબારીને એક પત્રકાર, સંસારસુધારક, અને રાજા–મહારાજા અને ગવર્હનર–જનરલોના મિત્ર તરીકે આખા હિન્દમાં સૌ કોઈ જાણે છે, પણ એ એક ગૂજરાતી કવિ પણ હતા એ વાત ગૂજરાતમાં પણ બહુ થોડાને જ કાને આવેલી હશે. એમનાં "નીતિવિનોદ", "અનુભવિકા", "સંસારિકા" વગેરે કાવ્યસંગ્રહો ઘણાં વર્ષથી છપાએલા છે, પણ જે 'દલપતશાહી' ઢબ ઉપર એમાંનાં ઘણાંખરાં કાવ્યો રચાએલાં છે તે નરસિંહરાવ, ન્હાનાલાલ, અને

લલિતની કવિતાના યુગમાં અકાળે થઈ પડી વંચાતાં નથી. આવી સ્થિતિમાં, રા. ખબરદારે એમાંથી ધ્યાન ખેંચનારાં કાવ્યોની ચૂંટણી કરીને એને ફરી પ્રસિદ્ધ કરવામાં મહૂમ કવિને તેમજ વાચકને બહુ ઉપયોગી સેવા કરી છે.

મિ. મલબારીનું જીવન બહુ અસાધારણ અનુભવથી અને માહિતીથી ભરેલું હતું. જાતે સંસારનાં સુખ દુઃખ પુષ્કળ ભોગવ્યાં હતાં એટલું જ નહિ પણ હિન્દુસ્થાનનાં ઝૂંપડાં અને શેરીઓથી માંડી રાજા મહારાજાના મહેલ અને લૉર્ડ્ઝના કૅસલ પર્યન્ત એ 'રખડેલા' હતા, અને એ 'રખડેલ' જીવનમાંથી એમના અન્તરાત્મામાં કવિત્વનાં અને મહાપુરુષત્વનાં પુષ્કળ બીજ પડેલાં હતાં. પણ અમને લાગે છે કે ભૂમિ કે વાતાવરણના દોષથી અનુભવના પ્રમાણમાં એ બીજ ઊગી શક્યાં નથી. આ લેખકને મિ. મલબારીનાં 'ઇન્ડિયન સ્પેક્ટેટર', 'વૉઇસ ઑફ ઇન્ડિયા', 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' આદિ પત્રોમાં પ્રસિદ્ધ થતાં એમના જાત–અનુભવનાં સ્મરણો વાંચવાં બહુ ગમતાં, અને એ ઘણી મનોહર સાક્ષરતા અને ગંભીર બોધથી અંકાએલાં જણાતાં—તથાપિ એમ કહ્યા વિના ચાલતું નથી કે મિ. મલબારી જેવા વિશાળ અને વિવિધ અનુભવવાળા ગૃહસ્થની સાક્ષરતા થૅકરે કે ડિકન્સ્‌ના જેવી નવલકથા રૂપે પરિણમેલી હોય નહિ ત્યાં સુધી બીજ બરાબર ઊગ્યાં ન કહેવાય. મિ. મલબારીનું કવિત્વ—કવિતા માટે જોઈતી અનુભવરૂપ સામગ્રી પુષ્કળ હોવા છતાં પણ, બહુ વેગવાળું અને પ્રતિભાશાળી જોવામાં આવતું નથી, તેમાં નૈસર્ગિક કવિત્વશક્તિની નિર્બળતા ઉપરાંત એમના સમયની રૂઢિ પણ કારણ-રૂપ થઈ છે. એ રૂઢિનાં બન્ધનો ત્યજી કોઈ કોઈ વાર કવિ છૂટા કવિત્વના આકાશમાં ઊડે છે ત્યાં ઘણી રસિક અને ગંભીર ધ્વનિવાળી કવિતા ઉદ્‌ભવી છેઃ એના ઉદાહરણમાં "સૃષ્ટિસમસ્યા" નામના કાવ્યમાંથી ઊતારો આપીશુંઃ

રસ પાતાં રસ પી લે,
 રસિકડા ! રસ પાતાં રસ પી લે. (ટેક)
રસબસતો આ વસંતબ્હાર જો,
 ફૂલફલાદિ ખીલે,—રસિકડા ! રસ પાતાં૦ ૧
ઊભાં લાલસાથી એ લટકતાં,
 વણ હિલળ્યાં શાં હીલે !—રસિકડા ! રસ પાતાં૦ ૨
મૃદુ સુવાસ, મધુર રસ ઉભરા,
 ભર વનમાળી ભરી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૩
પાકે ચ્હડચાં ફળ માગે ભોક્તા,
 મનભાવ્યાં તોડી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૪
વાર નહીં મરી જતાં વિયોગે,
 ક્યાં રે વીર ! ઝીલી લે !—રસિકડા ! રસ પાતાં૦ ૫
આવ ભ્રમર ! ગુંજારવ કરતો !
 કુંજ કુંજ તું ભમી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૬
રસિયા ! લાડઘેલી લાડીને
 રોમ રોમ અહિં રમી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૭
નાયક ! સુખલાયક હું નાયિકા
 સામે ઊભી, શોધી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૮
વ્હેલો થા, મમ વ્હાલ વિકાસે,
 આવ, ગળે વળગી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૯

... ... ... ... ...

અનાયાસ આ સૃષ્ટિસમસ્યા
 સમજ, ચતુર ! સમજી લે !—રસિકડા ! રસ પાતાં૦ ૨૦

આથી જુદીજ ઢબની કવિતાના નમૂનારૂપ—ઉચ્ચ કવિત્વવાળું નહિ, તથાપિ રમૂજ અને ગંભીર બોધના તન્તુઓથી વણાએલું એક સુન્દર ચિત્રપટ "સુરતી લાલા સ્હેલાણી"નું છે; જેમાં કવિએ સૂરતની વેપાર ઉપર જામેલી પ્રાચીન જાહોજલાલી, અને વર્તમાન સમયની ખાલી એશઆરામીનું આબેહૂબ વર્ણન આપીને, છેવટે એ શહેરને પોતાના કર્તવ્ય પ્રત્યે આંખ ઊઘાડવા ઉપદેશ દીધો છે. એકાદ ઊતારો વાચકને આ જુદી ઢબનો ખ્યાલ આપશેઃ

છેલછબીલા ! મનમોજીલા ! સુરતી લાલા સ્હેલાણી !
વાડી, ગાડી, લાડીમાં તેં જીંદગી કીધી ધુળધાણી. (ટેક)

નાચે કંચની થન થન થન થન, ગાતી મનહર મધુરા રાગ,
સૂર તાલ નહિ ચૂકે એક પણ, દીન ધર્મના ભજવે ભાગ.

નાચરંગ વાહ વાહ, શા શોભે, પાક પારસીનાં મુક્તાદ;
મુસલમાનની ઇદ મુબારક, વાહ રે કંચની હૈદરાબાદ !
જો કિલ્લા મેદાનમહિં અહિં, માણેકઠારીનો શો ઠાઠ !
હોળી, દિવાળી, બળેવ, દશરા–વરસતણા દિન ત્રણસેં સાઠ;

શ્રાવણ શિળીસાતમનો મહિમા, સ્વર્ગ અદેખું છે દેખી;
ગાનતાને ગુલતાન બનેલા સુરત ! તારી શી શેખી !
દિવસ દિવસના જુદા રાગરંગ, ઢોંગ સોંગ નટ નાટકના,
જાદૂગર ને જુવો મદારી, નગ્ન નાચ વળી પાતકના.

ખ્યાલ અખાડા રોજ રાતના, કલગી તોરા ને કુસ્તી;
ઘોડદોડ ને દડી મારની સમી સાંઝ ચાલે મસ્તી.
ગોરી ગરબા ગાય શેરીએ, ભાગળ આગળ થાય ભવાઈ;
રામજણીઓ ગાય મરસિયા, સુણતાં આવે આંખ ભરાઈ.

હિંદુ જાય ઇસલામી ઘેરે, મુસલમાન હિંદુને ત્યાં;
પારસી તક એકે નવ ચૂકે, આજે ત્યાં કાલે અહિંયાં;
પાનાં પાસા વાળુ[1] પછી જો, શી રૂપાની રેલ છૂટે ?
શાહ ચોર સાવધ રહી કેવો છાકટ મૂરખને લૂટે ?

મિ. ખબરદારે કરેલા આ કાવ્યસંગ્રહમાં જૂના કવિઓની રીતે નીતિનો બોધ દેનારાં કાવ્યો ઉપરાંત—સંસારસુધારાનાં, અને સ્વદેશાભિમાન અને સ્વદેશસેવાનાં પુષ્કળ કાવ્યો છે; એ ઘણે ભાગે દલપતરામ અને નર્મદાશંકરના સમયની કવિતાનાં જૂનાં બીબાંનું વાચકને સ્મરણ કરાવે છે, તો પણ એટલું કહેવું જોઈએ કે સંસારસુધારાના કેટલાક વિષયો—જેમકે લગ્નનાં કજોડાં અને વિધવાનાં દુઃખો—એ ઉપર મિ. મલબારીની લાગણી બહુ તીવ્ર હોવાથી, તેમજ

---

૧ રાત્રે જમવાનું.

હિન્દુસ્થાન અને ગૂજરાત પ્રત્યે એમની ભક્તિ સાચા હૃદયની હોવાથી—આ બંને વર્ગનાં કાવ્યો અપૂર્વ પ્રતિભાવાળાં નહિ, તો પણ હૃદયના ખરા ઉછાળાવાળાં તો નીકળ્યાં જ છે. આનાં ઉદાહરણ આપતાં બહુ વિસ્તાર થઈ જાય તેથી તે માટે મૂળ પુસ્તક જોવા વાચકને વિનંતિ કરી વિરમવું પડે છે. હૃદયની ખરી ઊર્મિઓ ઉછળ્યા છતાં પ્રતિભાને અભાવે કવિતા કેવી ખામી ભરેલી થાય છે તેનાં આ કાવ્યો સારાં ઉદાહરણ છે.

મિ. મલબારીને ગૂજરાતી પિંગળનું વિશાળ જ્ઞાન છે, વિવિધ જાતના છન્દ અને રાહ ઉપર તેમજ તેને અનુકૂળ શબ્દો ઉપર બહુ સારો કાબુ છે. માત્ર દુનિયાના જે વિશાળ અનુભવે એમને જીવનના વિવિધ રંગો બતાવ્યા છે તે જ અનુભવે એમની ભાષામાં કોઈ કોઈ સ્થાને શિષ્ટ સંસ્કારિતાને બદલે પ્રાકૃતતા આણી છે. એવાં થોડાંક સ્થાન બાદ કરતાં, ભાષા સર્વત્ર શુદ્ધ અને રૂઢ ગૂજરાતી છે. મિ. મલબારીની ભાષાશુદ્ધિ અને તન્મૂલભૂત ગૂજરાત અને ગૂજરાતી પ્રત્યે ઊંડા હૃદયનું મમત્વ—ગૂજરાતી ભાષાને બદલે બચપણથી જ છોકરાંને અંગ્રેજી બોલતાં કરવાં એવો મત દર્શાવનાર કેટલાક પારસી ગૃહસ્થોની શોચનીય માનસિક સ્થિતિના સામા પડછામાં, આપણે નિત્ય સ્મરીશું, અને ઉપોદ્ઘાતમાં રા. ખબરદારે ટાંકેલી "નર્મદની બન્ધુતાભરેલી વાણી" ફરી ઉચ્ચારીશું કે:

"કોની કોની છે ગુજરાત ?—
પૂર્વજ જેના જે વળી આજે જન્મ ધરી ગુજરાતી વધ્યા;
... ... ... ... ... ...
વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા કર્યાં,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઈ ઠર્યાં;
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત."—

છેવટે, "હિન્દુ ગૂજરાતી" તરફથી મિ. ખબરદારને અમે ખાતરી આપીએ છીએ કે સાહિત્યમાં પારસી અને હિન્દુનો તિરસ્કાર-

યુક્ત ભેદ કોઈ પણ ગુર્જર સાક્ષરના હૃદયમાં નથી; અને એ ભેદ નિર્દોષ રૂપમાં પણ જેટલો વસ્તુસ્થિતિ ઉપર રહેલો હોય તેટલો, પારસી અને હિન્દુઓએ પરસ્પર માનથી એકત્ર મળી, ગુર્જર ભાષાને શુદ્ધ અને સંસ્કારી બનાવી, જેમ બને તેમ જલદી નષ્ટ કરવા જેવો છે.

[ વસન્ત: વર્ષ ૧૭, અંક ૧૦; કાર્તિક, સં. ૧૯૭૪ ]

## ૧૩. મીરાંબાઈ—

શ્રી સયાજી સાહિત્યમાળામાં આ પુસ્તક રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ લખેલું છે. લેખક ગૂજરાતી સાહિત્યના, વિશેષે કરી મીરાંબાઈના, સારા અભ્યાસક છે—અને મીરાંબાઈ સંબન્ધી આજ સુધી ગૂજરાતી અને હિન્દીમાં પ્રસિદ્ધ થએલી સઘળી હકીકત, એ સંબન્ધી ઘટતા વિવેચન સાથે અને પ્રેમપૂર્વક આ પુસ્તકમાં એમણે રજુ કરી છે. મીરાંનો જન્મકાળ, એનું જીવનચરિત્ર, એનાં સગાં સંબન્ધીઓ, અને એનાં ભજનો—વિષે વિદ્વાનોમાં ઘણા ઊહાપોહ થયા છે, તથાપિ એ સર્વે હજી નિર્ણયની કોટિમાં સર્વથા પ્રવેશ કરી શક્યા નથી, એવી સ્થિતિમાં રા. ભાનુસુખરામે જે શ્રમ લઈ આ પુસ્તક રચ્યું છે તે સ્તુતિપાત્ર છે. આ પુસ્તકમાં કોઈ કોઈ સ્થળે શબ્દપ્રયોગની, અને એના અન્તરૂમાં રહેલી વા સ્વતન્ત્ર રૂપની વિચારની જે શિથિલતા અમારી નજરે પડી છે તેમાંની થોડીક અત્રે નોંધીશું. રા. ભાનુસુખરામ કહે છે કે "રામાનન્દ રામાનુજનો શિષ્ય હતો. તેના ભકતો તે બધા વલ્લભી સંપ્રદાયના હતા." રામાનન્દ જે વલ્લભાચાર્યની પહેલાં થઈ ગયા છે તેમના ભકતો બધા વલ્લભી સંપ્રદાયના હતા એમ માનવાને કાંઈ જ પ્રમાણ નથી. રામાનન્દ અને એમના શિષ્યોની વિષ્ણુભક્તિ રામ અને સીતાની ઉપાસના રૂપી હતી એ સુપ્રસિદ્ધ છે (એનું પ્રમાણ જોઇતું હોય તો ડૉ. ભાંડારકરના શૈવ અને વૈષ્ણવ પન્થ વિષેના પુસ્તકનાં પૃષ્ઠ ૬૬–૬૭ જોવાં.) એમને વલ્લભી સંપ્રદાયના કહેવા એમાં કાલિક પૌર્વાપર્યનો વિપર્યય થાય છે, એટલું જ નહિ પણ વલ્લભી સંપ્રદાયમાં 'કૃષ્ણ અને રાધા

એમની પૂજા થાય છે' એમ વલ્લભી સંપ્રદાયનું લક્ષણ માન્યા પછી, રામ અને સીતાની ઉપાસનાના પન્થને 'વલ્લભી સંપ્રદાય' કહેવો એ વિચિત્ર છે. ચૈતન્ય મત 'બંગાળામાં, ઓરિસામાં અને એની આસપાસ રહ્યો છે'—અત્યારે રહ્યો છે—તેટલા ઉપરથી એના ઉત્પત્તિ અને વિસ્તાર–કાળમાં એણે અન્ય પ્રાન્તમાં અસર કરી ન હતી એમ માનવું દુષ્કર છે. ઉલટું, વૃન્દાવનમાં એ મતના આચાર્યની ગાદી હતી એ જોતાં મારવાડ મેવાડ પર્યન્ત એની અસર પહોંચી હોય એ જ સંભવિત છે. અને ગૂજરાતમાં પણ એણે પ્રવેશ કર્યાનો સંભવ 'વસન્ત'માં મ્હેં એક વાર (પહેલી સાહિત્યપરિષદ્ વખતે સ્વ. ગોવર્ધનરામે પ્રમુખ તરીકે આપેલા ભાષણના અવલોકનમાં) બતાવ્યો છે. વળી, કેવલભક્તિરસનો વેગ, રાસ, અને સંકીર્તન, જેવાં અને જેટલે અંશે ચૈતન્યસંપ્રદાયનાં લક્ષણભૂત છે તેવાં અને તેટલે અંશે તે વલ્લભસંપ્રદાયનાં નથી. અને તેથી મીરાંની ભક્તિના સ્વરૂપવિશેષનો ખુલાસો કરવાનો જ્યાં પ્રસંગ આવે છે ત્યાં અન્ય નિર્ણાયક પ્રમાણને અભાવે ચૈતન્ય સંપ્રદાયની અસર માનવી એ જ વધારે ઉપપન્ન છે. વળી, રામાનન્દને અને એમના શિષ્ય રૈદાસને મીરાંબાઈએ ગુરુ તરીકે સ્વીકાર્યાની વાત નોંધ્યા પછી, તથા 'રામ રતન ધન પાયો' ઇત્યાદિ પદ મીરાંબાઈનું માન્યા પછી—મીરાંબાઇને વલ્લભસંપ્રદાયનાં કહેવાં એમાં વસ્તુસ્થિતિનો અપૂર્ણ ગ્રહ રહેલો છે. મીરાંબાઈ જેવા સાચા અને પ્રતિભાશાળી, ભક્ત હૃદયનું સ્વરૂપ એની સ્વાભાવિક શક્તિ ઉપરાંત એક જ સંપ્રદાયની અસરથી ઘડાય એ સંભવતું નથી. મીરાંબાઈ વિધવા થયાં હતાં એ વાત રા. તનસુખરામ (જુઓ બૃહત્ કાવ્યદોહન ભાગ ૭ની એમની વિદ્વત્તાભરી પ્રસ્તાવના) માને છે. એ સંબન્ધી બીજાં પ્રમાણ બાજુ પર રાખી વિચારતાં, પણ રા. ભાનુસુખરામે રા. જોષીપુરાની સંમતિવાળાં જે પ્રમાણ પૃ. ૩૨ મે ટાંક્યાં છે એ બિલકુલ પૂર્વોક્ત વૈધવ્યનાં અનુમાપક નથી. "સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું, તેને ઘેર શિદ જઈએ રે!" એમાં

પરણીને રંડાવાના સરળ અને અસરકારક દૃષ્ટાન્તથી સંસારના સુખની અનિત્યતા દર્શાવી છે—જે અનિત્યતા એની ઉપરની બે પંક્તિઓમાં બીજા એક દૃષ્ટાન્તથી "સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું, તેને તુચ્છ કરી ફરીએ રે" વર્ણવી છે. વળી, આ પંક્તિઓને દાબી દાબીને એમાંથી મીરાંના જીવનચરિત્રનાં ટપકાં કાઢવાં હોય તો "તેને ઘેર શિદ જઈએ રે!" એ શબ્દો પતિને ઘેર ગયા પછી વૈધવ્ય પ્રાપ્ત થયાનું અનુમાન નિવારે છે. ઉલટું, "અમે બાળ કુંવારાં રે" એ વચન પતિને ઘેર કદી ન ગયાનું, અથવા તો ગયા છતાં પ્રભુના પ્રેમથી વા એ પ્રેમમાં નિત્ય કૌમારાવસ્થા ભોગવ્યાનું સૂચવે છે. આ ભજનમાં સંસારનાં સુખની અનિત્યતા દૃષ્ટાન્તપૂર્વક પ્રતિપાદન કરવા ઉપરાંત, મીરાંબાઈએ પોતાના જીવનવૃત્તાન્તનો નિર્દેશ કર્યો છે એમ માનવું હોય તો—"પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો, રાંડવાનો ભે ટળ્યો રે" એ વચન પણ પૂર્વોક્ત રીતે સંસારી પતિને ન સ્વીકારવાના નિશ્ચયની જ સાક્ષી પૂરે છે, અને તેથી પરણ્યા પછી રંડાયાનું અનુમાન દૂરાપાસ્ત જ રહે છે. પ્રકૃત—મીરાંબાઈનો—વિષય, એના દરેક અંગમાં, નિર્ણાયક પ્રમાણની મુશ્કેલીથી કેવો સંકુલ છે એનો ખ્યાલ રા. ભાનુસુખરામનું પુસ્તક વાંચવાથી વાંચકને બહુ સારો આવશે. રા. ભાનુસુખરામ એ સઘળા ઝઘડાઓને બાજુ પર ખશેડી ન નાંખતાં, એની વચમાં રથ લઈ જઈ સ્થાપે છે, અને જો કે ચોતરફ ચાલતાં યુદ્ધ શમાવી શકતા નથી તો પણ યુદ્ધના સર્વ ક્ષેત્રમાં ફરી વળે છે—એ એમની કૃતિનો મ્હોટો ગુણ છે.

[ વસન્તઃ વર્ષ ૧૮, અંક ૨; ફાલ્ગુન, સં. ૧૯૭૫ ]

## ૧૪. કાવ્યસમુચ્ચય–ભાગ ૨—

કર્તા—રામનારાયણ વિશ્વનાથ પાઠક, અધ્યાપક, ગૂજરાત મહાવિદ્યાલય, અમદાવાદ

આ પુસ્તક તરફ વાચકનું ધ્યાન ખેંચતાં અમને અત્યન્ત આનન્દ થાય છે. રા. અંજારીઆનું "કાવ્યમાધુર્ય" પ્રકટ થયું તે

દિન પછી આજ સુધી આપણા વર્તમાન પદ્યસાહિત્યનાં કુસુમોનો આવો સુન્દર સમુચ્ચય થએલો અમારી દૃષ્ટિએ પડ્યો નથી. અમે 'સુન્દર' વિશેષણ સમુચ્ચયને વિચાર કરીને લગાડ્યું છે. અત્રે એકઠાં કરેલાં કુસુમોની સુન્દરતા તો સ્પષ્ટ છે જ, પરંતુ વિશેષમાં એની પસંદગીમાં અને ગોઠવણમાં કર્તાએ જે રસદૃષ્ટિ, વિવેક અને ચાતુર્ય દર્શાવ્યાં છે તે ખરેખર સ્તુતિપાત્ર છે. પસંદગીની મુશ્કેલી બતાવતાં રા. પાઠક કહે છે: "ચૂંટણીમાં વિષય રીતિ વિચારવહનો ઐતિહાસિક ફેરફારો વગેરેની દૃષ્ટિ દાખલ થતાં ચૂંટણી વધારે મુશ્કેલ બને છે, રસનું ધોરણ જરા પણ રસેતર દૃષ્ટિથી વિશિષ્ટ બનતાં પસંદગી કરવી વધારે કઠિન બને છે, અને તે પસંદગીમાં અંગત રુચિ નિર્ણાયક બનવાનો સંભવ ઘણો વધારે છે"–આ કારણથી એમને ત્રુટિ હોવાનો જે ભય લાગે છે અને જે માટે એમણે સાક્ષરવર્ગની ક્ષમા યાચી છે તે અમને અકારણ લાગે છે, ઉપર કહેલી 'રસેતર દૃષ્ટિ' ભળ્યા છતાં એમની રસદૃષ્ટિ નિષ્પક્ષપાત રહી છે એમ કહેતાં અમને જરા પણ સંકોચ નથી. "આપણા જીવનના જૂદા જૂદા પ્રદેશપર આપણું કાવ્ય શી સમીક્ષા કરે છે" તે બતાવવાનો એમનો હેતુ સ્થાને છે, અને તે ઘણે અંશે સફળ થયો છે.

ભૂમિકામાં રા. પાઠકે કરેલું આપણા વર્તમાન કવિઓની કવિતાનું સમાલોચન નિષ્પક્ષપાત અને સૂક્ષ્મતત્ત્વગ્રાહી સહૃદયતાના દૃષ્ટાન્તરૂપ છે. દલપતરામ અને નર્મદાશંકરથી માંડી દરેક મહત્ત્વના કવિ વિષે એમણે લખ્યું છે: અને દરેકનાં ગુણ અને ગુણની મર્યાદા— દોષ નહિ, પણ ગુણની મર્યાદા—બંને ઝીણી નજરથી અને સુન્દર શબ્દોમાં જોયાં અને બતાવ્યાં છે. ખાસ ધ્યાન ખેંચતી વિવેકદૃષ્ટિનાં ઉદાહરણ તરીકે રા. નરસિંહરાવ, મણિશંકર, બળવંતરાય અને ન્હાનાલાલ સંબન્ધી એમનાં સમાલોચન વાંચવા જેવાં છે.

વર્તમાન કવિવિશેષનો નહિ પણ કવિમાત્રનો પ્રયત્ન ધ્યાનમાં લીધા છતાં ઉચ્ચ કવિતાના સાહિત્ય તરીકે આ વર્તમાન ગૂજરાતી

સાહિત્યમાં કેટલી ન્યૂનતા છે તેનું પણ રા. પાઠકે નીચેના વાક્યસન્દર્ભમાં સારૂં દિગ્દર્શન કર્યું છેઃ

"આપણું પ્રેમ ઉપરનું સાહિત્ય, આપણા સાહિત્યનો સમસ્ત ઇતિહાસ જોતાં, મગરૂરી ધરવા જેવું અને જેટલું છે. પણ દાંપત્યપ્રેમ સિવાયનાં પ્રેમનાં બીજાં રૂપો મૈત્રીભાવ, બન્ધુભાવ, માબાપ તરફનો પ્રેમ, ભાઇબ્હેનનો પ્રેમ, એનાં કાવ્યો આપણા સાહિત્યમાં કેટલાં વિરલ છે? આપણા જીવનમાં પરિચયમાં આવેલા આપણા ગુરુઓ, આપણા નેતાઓ, આપણા મહાપુરુષો, આપણા કવિઓ સંબન્ધી કાવ્યો કેટલાં ઓછાં છે? વળી જેમાં સમસ્ત ગૂજરાત, ભણેલા અભણ એક સરખો રસ લઈ શકે, જેમાં અનન્તરૂપે તરવરતા મનુષ્યસ્વભાવનું નિરૂપણ હોય એવું સાહિત્ય કયાં છે? બાલસાહિત્યની ખોટ આપણામાં હજી તેવી ને તેવી જ છે. હાસ્યનાં અનેક રૂપોમાં દલપતરામે અને કંઈક નવલરામે જે નિર્મળ કાવ્યો લખ્યાં તેવાં, લોકો તરફના વિશાળ સ્નેહથી ઉદ્‌ભવેલાં, અને અભિમાન કે દ્વેષ કે અંગત કડવાશથી કેવળ મુક્ત, એવાં હાસ્યનાં કે કટાક્ષનાં કાવ્યો કયાં છે? દાંપત્યપ્રેમ અને સૃષ્ટિસૌન્દર્ય એ બે વિષયો બાદ કરતાં, માનવહૃદયને રસોદ્‌બોધક બીજા કેટલા ખેડાયા? મૃત્યુ શોક વિષાદનાં કાવ્યો છે. પણ ધર્મવૃત્તિ, કર્તવ્યનો ઉત્સાહ, આત્મભોગ, સરલતાની કદર, દાનવીરની યુદ્ધ મુસાફરી, ઉભરાતા જીવનનો આનન્દ—વગેરે ઉપર કૃત્રિમતા કે આડંબર વિનાનાં કાવ્યો કેટલાં જૂજ છે?" આ આ વિષયોમાં ખરેખર આપણા સાહિત્યની ન્યૂનતા છે. પણ ન્યૂનતાનું જ રટણુ ન કરતાં ગુણ તરફ નજર કરીએ તો તે થોડા આનન્દદાયક નથી. રા. પાઠકે સંગ્રહેલાં કાવ્યો જોતાં એટલું દેખાય છે કે ગૂજરાતી કવિતાએ વ્યાપેલો જીવનનો પ્રદેશ બહુ વિશાળ નથી, તથાપિ જેટલો છે તેટલામાં ઝીણી ઝીણી વિવિધતા પુષ્કળ છે; બીજું, એ કવિતામાં જો કે જીવનની છોળો ઊછળતી નથી તોપણ ઉચ્ચ સંસ્કારથી રમણીય બનતી સુન્દરતા—વાણીની તેમજ ભાવની—હૃદય હરે છે.

ત્રીજું, ગૂજરાતી ભાષાનાં વર્તમાન કાવ્યોનું માધુર્ય એવું તો અનુપમ છે કે રા. અંજારીઆએ એમના આ જાતના સંગ્રહને 'કાવ્યમાધુર્ય' નામ આપ્યું હતું તેમાં એ કાવ્યોના એક જીવાતુભૂત તત્ત્વનો જ ઉલ્લેખ સમાએલો હતો.

આ કાવ્યસમુચ્ચય આપણી શાળાઓમાં પ્રેમથી આનન્દથી અને ગૂજરાતી ભાષા માટે યોગ્ય અભિમાનથી વંચાશે એમ અમે આશા રાખીએ છીએ.

[ વસન્તઃ વર્ષ ૨૩, અંક ૧૨; પૌષ, સં. ૧૯૮૧ ]

## ૧૫. સ્મરણમુકુર—

કર્તા—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. પ્રકાશક સાહિત્યપ્રકાશ કંપની. મૂલ્ય રૂ. ૩–૦–૦.

'ગુજરાત' માસિકના તન્ત્રી રા. કનૈયાલાલ મુનશીએ રા. નરસિંહરાવને કહ્યું: "ગૂજરાતના પાછલા પાંચ છ દસકાની રસમય મૂર્તિયોના પરિચય કરાવનારી લેખમાળા હમને આપો." પુસ્તક વાંચીને વાચક સહજ જોઈ શકશે કે રા. નરસિંહરાવે માગ્યા કરતાં ઘણું અધિક આપ્યું છે—લેખમાળાને સ્થાને ચિત્રાવળિ સમર્પી છે.

'ચિત્રાવળિ' એટલે ફોટોગ્રાફનું આલ્બમ નહિ, પણ ચિત્રોની હાર. 'ફોટોગ્રાફ' અને 'ચિત્ર' વચ્ચે ડૉ. ટાગોર બતાવે છે તેમ, ભેદ એ છે કે ફોટોગ્રાફ એક નિર્જીવ યન્ત્ર હોઈ માત્ર છાયા જ ગ્રહણ કરે છે, ત્યારે ચિત્રમાં ચિત્રકારની સચેત ઉત્પાદકશક્તિ પ્રકટ થાય છે. રા. નરસિંહરાવનું 'સ્મરણમુકુર' મુકુર એટલા પૂરતું જ છે કે એનાં દશ્યો જે દૃષ્ટિબિન્દુથી એ ઝીલ્યાં છે તે દૃષ્ટિબિન્દુથી યથાર્થ હોવાનો દાવો કરે છે: એ 'caricatures' નથી, અર્થાત્ એમાં વસ્તુનું તત્ત્વ અત્યુક્તિ કરીને સૂચવવાનો પ્રયત્ન નથી; પણ તે સાથે એમાં, ઇતિહાસકારની રીતે માત્ર બાહ્ય પ્રમાણનું જ દર્પણ ધરીને, સ્વહૃદયથી સ્વતન્ત્ર એવું વસ્તુનું શુદ્ધ અને પરિપૂર્ણ સ્વરૂપ ગ્રહણ કરવાનો અને કરાવવાનો ઉદ્દેશ પણ નથી. મુકુરમાં મુકુર

જ્યારે થયું હોય તે વખતનું જ એટલે અમુક અમુક પ્રસંગનું જ પ્રતિબિમ્બ પડે, એમાં વસ્તુનું પૂરેપૂરૂં સદાતન સ્વરૂપ ન આવે. તેમજ વળી આ સ્મરણનું મુકુર છે એટલે યાન્ત્રિક ફલકની માફક એ પ્રતિબિમ્બો ઝીલતું નથી, પણ સ્મરનારની સ્મૃતિના રંગોથી એ પ્રતિબિમ્બો રંગાય છે. રા. નરસિંહરાવ કહે છે તેમ "પરલક્ષી ચિત્ર ચીતરવામાં પણ આત્મફલક ઉપર પડેલા બિમ્બનું જ પ્રદર્શન થાય." "પરલક્ષી અંશ અને આત્મલક્ષી અંશનું મિશ્રણ અનિવાર્ય છે."

વળી, આ ધ્યાનમાં રાખવાનું છે કે રા. નરસિંહરાવ ગૂજરાતનાં છેલ્લાં પચાસ વર્ષનો ધર્મ ગૃહ સમાજ સાહિત્ય વિદ્યા અને કલા વિષેનો ઇતિહાસ લખવા બેઠા નથી; તેમ તે તે મહાપુરુષનાં ચરિત્રનું નિરૂપણ કરવાનો પણ એમનો આશય નથી. એમનાં સ્મરણોથી એ ઇતિહાસ ઉપર કે નિરૂપ્ય વ્યક્તિના પૂરા સ્વરૂપ ઉપર જો કાંઈ પ્રકાશ પડે—અને તે ઘણો પડે છે—તો તે જુદી વાતઃ એટલો એમની કૃતિનો આગન્તુક અનુદ્દિષ્ટ લાભ સમઝવાનો છે.

વાચકને ઉપોદ્ઘાત રૂપે આટલું દૃષ્ટિબિન્દુ આપવાની જરૂર એટલા માટે હતી કે રા. નરસિંહરાવ અત્યારના "નિવેદન"માં લખે છે તેમ, 'આ પ્રકારના લેખો આપણા પ્રાન્તમાં અપરિચિત વસ્તુ હોવાથી' એણે ઘણી ખોટી સમઝણ અને વિરુદ્ધ લાગણી ઉત્પન્ન કરી છે. આ સંબન્ધી એક બે દૃષ્ટાન્તો અમે આગળ ચાલતાં આપીશું.

અંગ્રેજ વિષે એમ કહેવાય છે કે એ જ્યાં જાય છે ત્યાં એના ઇંગ્લંડને સાથે લેતો જાય છે. રા. નરસિંહરાવ પણ તે જ રીતે, ગૂજરાત બહાર ઘણાં વર્ષો રહ્યા છતાં, "હૃદયમાં ગૂજરાતને લઈને, જ" ફર્યા છે.* અને તેથી એમનાં ગૂજરાતનાં સ્મરણો હમેશાં

* વાચકને આ એમનું પોતાનું કહેવું સ્વીકારતાં મુશ્કેલી નહિ પડેઃ ગૂજરાતી ઉચ્ચાર ભાષારૂઢિ વગેરે વિષયનાં એમનાં સૂક્ષ્મ જ્ઞાન અને કર્ણેન્દ્રિય ગૂજરાતમાં જ જન્મારો કાઢનારને પણ શરમાવે એવાં છે.

તાજાં અને સ્પષ્ટરેખાવાળાં રહ્યાં છે. એમનું સ્મરણમુકુર કેવું સ્વચ્છ છે એ સાઠેક વર્ષ ઉપર એમાં પડેલા એક પ્રતિબિમ્બની રેખાથી વાચક જોઈ લેશે:

"હવે જરાક ખૂણો બદલીને મુકુર ધરૂં છું; તો કોણ પ્રગટ થાય છે? મા! મ્હારી મા! મ્હારી જનની! મ્હને છ વર્ષનો મૂકીને જે પ્રભુના દરબારમાં હાજર થઈ તે મ્હારી જનની!.......... મ્હારી માતા શરીરના બાંધામાં કાંઈક નાજુક હતી, ઊંચાઈમાં વચલા વડની; મુખશોભામાં માધુર્ય, સૌન્દર્ય, અને સસંયમ ઉલ્લાસ વિલક્ષણ આકર્ષણ પૂરતાં હતાં. આ ચિત્ર મ્હારી કલ્પનાનું નથી, પ્રેમના પક્ષપાતનું નથી, પણ સ્નેહાળ પુત્રના સાચા સ્મરણમુકુરમાં સ્થપાયલા પ્રતિબિમ્બરૂપે પ્રકટ થયેલું છે. કાને મોતીના કાંટા, નાકે કીમતી પાણીદાર મોતીનો કાંટો (હાલ તો નવી ફેશનની જડ પ્હેરનારીઓ જાણતી પણ નહિ હોય, હેવો કાંટો), કાંઈક ન્હાના કપાળ ઉપર નીચા હોળેલા વાળથી દેખાવમાં વિનીતતા દીપાવનારી રચના, ગળામાં મોતીની સેર, હાથમાં મોતીની તેમ જ સૂનાની ચીપોથી મઢેલી ચૂડીઓ, ઘેરા કાથિયા રંગનું કસબી કોરનું લૂગડું;—આ સર્વ અંશોથી સજ્જ થયેલી મધુર મૂર્તિ સ્મરણમુકુરમાં પ્રગટ થાય છે તે સાથે જ ત્રણ વર્ષનો બાળક બની જાઉં છું, અને "મંમા!" કહીને હેને કંઠે લટકી પડું છું! ચિત્રકાર! તું કુશલ હોય તો રેખાચિત્ર દોરી લે; રંગ પછી પૂરજે; મ્હારી માના મુખની દીપ્તિ અને મ્હારા મુખ ઉપરનો બાલોલ્લાસ ત્હારી પીંછી વડે ઉમેરીને સજીવ ચિત્ર રચજે. હું તો મ્હારી અસમર્થ લેખની નીચે મૂકી દઉં છું."

હૃદયનો સરલ પ્રેમભર્યો બાલભાવ જે આજ પાંસઠ વર્ષે જેવો ને તેવો જ તાજો છે તે નિખાલસ સ્નેહાળ સ્વભાવરૂપ બનીને પણ એ મહાન પુરુષને શોભાવે છે. આ કહેવું માત્ર પ્રસંગવશાત્ એક મિત્રની સ્તુતિરૂપે નથી, પણ નિખાલસપણું અને સ્નેહાળ સ્વભાવ આ ચિત્રાવળિમાં વ્યાપેલા મુખ્ય ગુણ છે એ વાત તારવી આપવા માટે છે.

આ ચિત્રાવલિ કર્તાના પિતાશ્રી સ્વ. ભોળાનાથભાઈ અને એમના મિત્રમંડળથી શરૂ થાય છે. અને એ ભાગ સાઠ સિત્તેર વર્ષ ઉપરના ગૂજરાતના સામાજિક ધાર્મિક અને સાંસ્કારિક ઇતિહાસ ઉપર સારો પ્રકાશ નાંખે છે. પ્રયાગને ઊંચે કાંઠેથી ગંગા–યમુનાનાં જળની માફક, ગૂજરાતના એક મ્હોટા ગર્ભશ્રીમંત કુટુમ્બના જીવનમાં જૂના અને નવા સંસ્કારોનું મિશ્રણ થતું આ ચિત્રાવલિમાં આપણને પ્રત્યક્ષ દેખાય છે. ભોળાનાથભાઇનું કુટુમ્બ—વિશેષે કરી એના અધિષ્ઠાતા પુરુષ ભોળાનાથભાઈ પોતે વય વૈભવ અને સંસ્કારથી—ભાવી ગૂજરાતમાં મહત્ત્વનો ભાગ ભજવવા નિર્માએલા અનેક ઊગતા મહાપુરુષના કેન્દ્રસ્થાને હતા, અને એ સમયનાં તે તે પુરુષોનાં ચિત્રો રા. નરસિંહરાવના આ ગ્રન્થનો સહુથી કિંમતી ભાગ છે. સ્વ રણછોડલાલ છોટાલાલ, મહીપતરામ રૂપરામ, મણિભાઈ જસભાઈ, કવિ દલપતરામ, લાલશંકર ઉમિયાશંકર, નંદશંકર તુળજાશંકર, વગેરેના જીવનના આરંભકાળનાં સ્મરણોમાંથી એમના આન્તર ગુણો અને સ્વભાવના લક્ષણ ઉપર પ્રાતઃકાળના બાલાતપ જેવો સુન્દર અને મનોહર પ્રકાશ પડે છે. રા. નરસિંહરાવના વિદ્યાકાળ સાથે સંબન્ધ ધરાવતા અંબાલાલ સાકરલાલ, ડૉ. રામકૃષ્ણ ભાંડારકર, નવલરામ લક્ષ્મીરામ, શંકર પાંડુરંગ પંડિત, ગણેશ ગોપાળ પંડિત, વ્રજલાલ શાસ્ત્રી વગેરેનાં ચિત્રો, એ પુરુષોના લાક્ષણિક સ્વભાવનું તેમજ એમણે કરેલી સેવાનું દર્શન કરાવવા ઉપરાંત, તે સમયની કેળવણીની રીત અને સ્થિતિ વિષે પણ બહુ સારૂં જ્ઞાન આપે છે. રા. નરસિંહરાવના કુટુમ્બમાં પરીક્ષાર્થે કેળવણી ન હતી, પણ વિશિષ્ટ સંસ્કારવાળી કેળવણી પરીક્ષામાં ઉત્તીર્ણ ન થએલા એમના બન્ધુઓમાં પણ પુષ્કળ હતી—અને કેળવણીનું એક સુન્દર અંગ સંગીત એ તેઓમાં ઘણાએ બહુ સારી રીતે કેળવ્યું હતું. ભોળાનાથભાઈનું ઘર એ અત્રેના શેઠ જેસિંઘભાઇ હઠીસિંઘના જીવતાં એ શેઠના ઘરની માફક હિન્દુસ્થાનના પ્રખ્યાત ગવૈયાઓના સત્કારનું સ્થાન હોઈ, રા. નરસિંહરાવને

ન્હાનપણથી જ ઘણા સંગીતાચાર્યોનો પરિચય થયો હતો. એ સર્વ વિષે પણ આ લેખમાળામાં એક ખાસ લેખ છે, જેમાં એમના કુટુમ્બના એક ગવૈયા—ફત્તેહલાલનું રમુજી ચિત્ર દોરવા ઉપરાંત, જુદા જુદા ગવૈયાઓની નિપુણતાના ગુણભેદ તથા તારતમ્ય વિષે પોતાના અનુભવ નોંધ્યા છે, તથા આપણા સંગીતને પશ્ચિમના જેવી "સંજ્ઞાપદ્ધતિમાં સ્થાપવાનું કામ અશક્ય જેવું જ મને હજી પણ લાગે છે" એવો પોતાનો મત પ્રસંગવશાત્ દર્શાવ્યો છે.

વડીલ બન્ધુ ભીમરાવનું ચિત્ર પ્રેમ આદર અને કરુણભાવની રસભરી પીંછીથી આલેખ્યું છે. તે સાથે દોરેલું પોતાના અને વડીલ બન્ધુ ભીમરાવના મિત્રમંડળમાં સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવનું ચિત્ર રસથી નિહાળવા જેવું છે—એમાં એ રસિક વિદ્વાનનું સરળ બાળક જેવું હૃદય બહુ સુન્દર અને રમુજી અનુભાવ વડે ચીતર્યું છે. એવા જ બીજા બે મિત્રો ગોવર્ધનરામ અને મણિલાલ—જેમનાં માનસિક બંધારણ રા. નરસિંહરાવથી જુદાં અને કેટલાંક દૃષ્ટિબિન્દુ રા. નરસિંહરાવથી ઉલટાં જ હતાં—એમને વિષે બે લેખ છે. તેમાં મણિલાલ પ્રત્યે ઓછી સહાનુભૂતિ હોવા છતાં જે ઉદાર હૃદયથી એ પ્રભાવશાળી બુદ્ધિમાન પુરુષની બુદ્ધિનો સાક્ષાત્કાર એમણે કર્યો છે એ ખરેખર એમની ઉદાર દૃષ્ટિ વિષે માન ઉપજાવે છે. એ વિદ્વાનની ગૂજરાતી ભાષા ઉપરની પ્રભુતા એક રમુજી પ્રસંગ લઇને રા. નરસિંહરાવે બહુ સારી રીતે બતાવી છે. એમના અભ્યાસકાળમાં "સોરાબજી કર્કહામે" એવું ઉપનામ પામેલા, અને "શુદ્ધ ગૂજરાતી શિખવનાર" એવા મથાળાવાળા ચોપાનીઆના પ્રગટ કરનાર, એક પારસી વિદ્યાર્થી બન્ધુએ રા. નરસિંહરાવના મિત્રમંડળ આગળ એક કવિતા મૂકી અને બીડું મૂકયું કે "તહમારી 'વાનિયાસઇ' ગૂજરાતીમાં એવી ઉમદા કવિતા બનાવશો?" મણિલાલે બીડું ઝડપ્યું અને એ જ વિચાર ભાવ ઇત્યાદિ દર્શાવનારા શ્લોકો સંસ્કારી ગૂજરાતી ભાષામાં રચીને આપ્યા. અમે બે કૉલમમાં એ કવિતાઓ વાચકની રમુજ ખાતર અત્રે રજુ કરીએ છીએ.

## તૂટેલી દોસતી

હતો નહિ પેઆર તાહરો દરાખનો રસ,
જે જુનો થઈ પકરેછ શરાબનો મિથાસ;
હતો તે બામદાદનો નીરો દિલકસ,
જે બપોરે પકરેછ સરકાનો ખતાસ;
આજ સુધી હતો એવો મહને વહેમ,
કે દોસતી છે એક મોહતી અચરા વસંત,
પન રાખું એ ખ્યાલને હું વધૂ વાર કેમ?
કારન કે એ વસંતનો આયો છે અંત.
શું જશો તું હવે એક ભમરા મિસાલ
કોઈ તેવાં ખીલેલાં ગોલાબ આગલ!
રખે થાય તે ફુલનો મ્હારા જેવો હાલ!
રખે તે બી ચાખે બેવફાઈનાં ફલ!

### ( શિખરિણી )

હતી પ્રીતી તારી નહિ સરસ દ્રાક્ષારસ સમી,
જતે કાળે થાયે મધુસમ મિઠી તે થઈ જુની;
પ્રભાતે આણેલા અતિ મધુર નીરા સમિ હતી,
બપોરે વંઠી તે બગડિ જઈ ખાટી બહુ થતી;
(v.l.) બપોરે ખાટી તે બગડિ સરકા જેવિ બનતી.
હતો અદ્યાપી એ મુજ મન વિષે વ્હેમ અદકો,
હશે પ્રીતીકાલ પ્રફુલ સુરભીકાલ સરખો,
ન રાખું એ આશા પળ પણ હવે મૂજ મનમાં.
નિહાળ્યો મેં આજે અચળ સુરભી અંત પળમાં.
જશો છોડીને તું ભ્રમરસમ બીજા સ્થળ વિષે,
ગુલાબી છોડે શું લપટ થઈ રે'શો ફુલ વિષે;
(v.l.) થશો પ્રીતે લીન પ્રફુલિત નવા પાટલ વિષે;
રખે મારા જેવા સરસ ફુલના હાલ નિપજે!
(v.l.) ઉદાસી / હરામી } પ્રીતીનાં ફળ પણ હવે તે અનુભવે!

સ્વ. મણિલાલ વિષેના લેખમાં રા. નરસિંહરાવ ૧૮૯૦–૯૧ના સંમતિવયના બિલ વખતે મણિલાલે "ત્હેમની સમર્થ લેખનીને તર્કચ્છલોની મલિન શાહીમાં બોળીને અનુચિત કાર્યમાં પ્રવૃત્ત કરી" તે માટે ખેદ દર્શાવે છે. રા. નરસિંહરાવની પરવાનગી હોય તો એમના મુકુરનો ખૂણો જરા બદલીએ: ધીમે ધીમે એમાં 'તર્કચ્છલ'-ને સ્થાને ભ્રાન્તિ, ભ્રાન્તિને સ્થાને મતભેદ, અને મતભેદને સ્થાને દૃષ્ટિભેદ દેખાશે. "નારીપ્રતિષ્ઠા નામના લઘુ ગ્રન્થમાં મણિલાલે સ્ત્રીઓને માટે મ્હોટી વયે લગ્ન કરવાની ઇષ્ટતા દર્શાવેલી" તેથી સંમતિવયના બિલ સાથે જે એમનો વિરોધ તે પહેલાંના વિચારો સાથે અસંગત હોઈ "મલિન શાહીથી" ભરેલો એમ અનુમાન કરવાને બદલે એમના વિચારો સુધારાના હોવા છતાં પ્રકૃતમાં એ સુધારાની વિરુદ્ધ પડે છે એમાં કાંઈ કારણ હશે?—એમ પ્રશ્ન પૂછીને ખુલાસો શોધવાનો રા. નરસિંહરાવે પ્રયત્ન કર્યો હોત તો પોતાનો મત એમનાથી ભિન્ન હોઈને પણ એમનો મત સમઝી શકાય એવો છે એમ એમને પ્રતીતિ થાત. રા. નરસિંહરાવના સ્મરણમાં છેજ કે સર રમેશચન્દ્ર મિત્રથી માંડીને ઘણા વિદ્વાન જનો, જેમની બુદ્ધિ માટે, કે વિદ્વત્તા માટે, દેશપ્રેમ માટે, કે સ્ત્રીઓએ મ્હોટી વયે લગ્ન કરવાની ઇષ્ટતા આદિ સુધારાના સિદ્ધાન્તોના સ્વીકાર માટે શંકાનો અવકાશ નથી, એવા જનો પણ એ બિલની વિરુદ્ધ પડ્યા હતા. એ યુગ એવો હતો કે જ્યારે પ્રજાના સાંસારિક કે ધાર્મિક વિષયમાં પરદેશી રાજ્યનો પગપેસારો શંકાની દૃષ્ટિથી જોવાતો હતો: જેમ અત્યારે પ્રજાના જાનમાલના રક્ષણ માટે ઘડાતા પણ તે સાથે પ્રજાનું સ્વાતન્ત્ર્ય હરી લેતા કેટલાક કાયદાઓ સામે આજ પણ પ્રજાના નેતાઓ પોકાર કરી રહ્યા છે તે જ રીતે; અમે જાણીએ છીએ કે રાજકીય વિચારમાં મણિલાલ ઉદ્દામ વર્ગના–ટિળક પક્ષના—હતા, અને તેથી એમને માટે આ દૃષ્ટિબિન્દુ સ્વાભાવિક હતું, અને તેથી એમના વિચારની પ્રામાણિકતા વિષે અમને તો શંકા નથી. રા.

નરસિંહરાવને સ્મરણ હશે કે જો કે અમુક રિવાજને પ્રાચીન ધર્મશાસ્ત્રનાં વાક્યોનો ટેકો હતો કે કેમ એની શોધમાં ડો. ભાંડારકર અને લોકમાન્ય ટિળક વચ્ચે નિયમવિધિ અને પરિસંખ્યાવિધિનું આખું મીમાંસાશાસ્ત્ર ઊછળ્યું હતું, તો પણ વસ્તુતઃ આખો પ્રશ્ન પ્રજાના સાંસારિક અને ધાર્મિક રિવાજોમાં પરદેશી રાજ્યનો અને પોલીસનો પગપેસારો થવા દેવો કે કેમ એટલામાં જ સમાએલો હતો. આ કારણથી ઘણા જનો સુધારક હોઈને પણ સુધારાની વિરુદ્ધ પડ્યા હતા.

પણ આ કટુ મતભેદ મણિલાલની બુદ્ધિ અને આત્મા વિષેની કદર કરવામાં રા. નરસિંહરાવને જરા પણ આડે આવતો નથી. ઉદાર પ્રેમથી પોતે લખે છેઃ—

"આમ આ અસાધારણ બુદ્ધિશક્તિવાળા, વિદ્યાસંપત્તિવાળા મ્હારા અભ્યાસકાળના સહચારી, જીવનપ્રયાસકાળના સરસ્વતીસેવાના સહકારી મણિલાલની સાથેના સંપર્કો આ મુકુરમાં પ્રતિબિમ્બિત કરીને જોઉં છું તો ખેદના ગૌણ અંશને દાબી નાંખતા હર્ષ, ગર્વ, અને ઉત્સાહના પ્રબળભાવોના પૂરમાં હું શ્રદ્ધાની નૌકામાં તરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરું છુંઃ અને અદ્વૈત સિદ્ધાન્તના એ આરૂઢ અભ્યાસી, સૂફી માર્ગની કવિતાની ઝાંખી ગૂજરાતી કાવ્યસાહિત્યમાં અલ્પાંશે કરાવનારા પ્રતિભાશાલી કવિનો આત્મા પરમાત્મામાં વિલીન થતો જોઉં છું, અને હેના ઉદ્ગાર દિવ્ય શ્રવણથી સાંભળું છુંઃ

"પર થકી પર ધામ જે,
પદપંક્તિ વિણ છે પંથ જે,
દેહ—આત્મ—અતીત હું,
જીવું ત્યહાં નવજીવને,
મુજ સનમ સહ લયબન્ધમાં
અદ્વૈતના આનન્દમાં."

બીજું એક ચિત્ર—જેણે અમુક વાચક વર્ગમાં ક્ષોભ ઉત્પન્ન કર્યો છે—એ સ્વ. મનઃસુખરામ સૂર્યરામનું છે. એ ચિત્રમાં જો કે અમુક

પ્રસંગનો ઉલ્લેખ અનૌચિત્યદોષથી દૂષિત છે, તો પણ એમાં દ્વેષ તો નથી જ એમ નિષ્પક્ષપાત વાચકને લાગ્યા વિના નહિ રહે, કારણ કે કુટુમ્બ સાથે અનન્યમિત્રતાથી જોડાએલા સ્વ. મહીપતરામ રૂપરામના સંબન્ધમાં પણ એક ઉલ્લેખ અનૌચિત્ય વાળો નજરે પડે છે. વસ્તુતઃ, અનૌચિત્ય કરતાં વધારે ગંભીર એવા નૈતિક દોષથી એમાંથી એકે ઉલ્લેખ દૂષિત નથી. સ્વ. મનઃસુખરામનું પ્રતિબિમ્બ અપૂર્ણ છે તેટલું અયથાર્થ નથીઃ એમની સંસ્કૃતમય શૈલી જગજાહેર છે અને એની રમુજ જગત્ કરે છે તેવી એ પોતે પણ કરતા; પણ સ્વ-સિદ્ધાન્ત માટે હસવા લાયક આગ્રહથી એ માનતા કે જતે દહાડે એમનો જ સિદ્ધાન્ત સ્વીકારાશે! પચાસ વર્ષ ઉપરના કોઈ પણ પારસી કે હિન્દુ ગુજરાતી પત્રની ભાષા આજના એ જ પત્રની ભાષા સાથે સરખાવશો તો સંસ્કૃતની લોકપ્રિયતા કેટલી બધી વધી છે એ વાત સ્વસિદ્ધાન્તના વિજય તરીકે એ બતાવતા. પણ સ્વાભાવિક અને કૃત્રિમ વચ્ચે કેટલો ભેદ છે એ એ સમજી શકતા નહિ! સ્વ. મનઃ-સુખરામનો "પાંડિત્યદમ્ભ" રા. નરસિંહરાવને હમેશાં ખૂંચતો, અને એમનું અજ્ઞાન બહાર પાડવાનો અવસર રા. નરસિંહરાવ કદી ચૂક્યા નથી. અમને લાગે છે કે રા. નરસિંહરાવનું 'સ્મરણમુકુર' જરા વિશાળ હોઈ સ્વ. મનઃસુખરામના કેટલાક ગુણોનું પણ ગ્રહણ કરી શક્યું હોત તો સારૂં હતું, કારણ કે એ પુરુષમાં વિદ્યા માટે—વિશેષે કરી સંસ્કૃત વિદ્યા માટે—સાચો ઊભરાતો પ્રેમ હતો, અને 'પાંડિત્ય-દંભ'ની સાથે પોતાનું સંસ્કૃતનું કાચું જ્ઞાન પણ એ જાણતા, કબૂલ કરતા, અને એ ખામી પૂરવા વિદ્વાનોનો સમાગમ શોધતા. ઘણી વાતોમાં એ પોતાના યુગથી આગળ હતા; સ્વદેશાભિમાન, સ્વદેશ-પ્રેમ, અને રાજ્યખટપટનાં કાર્યની વચમાં પણ વિદ્યા માટે જ્વલંત અભિરુચિ, એ એમના લાક્ષણિક સદ્‌ગુણો હતા એ ભૂલવા જેવું નથી. પરંતુ આ ગુણો આ પુસ્તકમાં દર્શાવ્યા નથી માટે તે રા. નરસિંહરાવ જોઈ શક્યા નથી એમ માનવું યોગ્ય નથી. અમે

આરંભમાં જ કહ્યું છે તેમ આ ચારિત્ર્યનિરૂપક ગ્રન્થ નથી, પણ ચિત્રાવલિ જ છે, અને અમુક અમુક સ્મરણોમાં તે તે વ્યક્તિનું સ્વરૂપ કેવું પ્રતિબિમ્બિત થાય છે એજ બતાવવાનો આશય છે. વળી એક સ્મરણમાં પ્રતિબિમ્બિત આકૃતિ એ વ્યક્તિ પરત્વે 'ત્રિકાલાબાધ' સત્ય છે એમ પણ તાત્પર્ય ન હોઈ શકે: ઉદાહરણાર્થે પૃ૦ ૨૫૮ પાને નોંધેલાં ગવૈયા ઝાકરૂદ્દિનનાં બે પ્રતિબિમ્બો સરખાવો. વર્ડ્ઝવર્થ-નાં 'પીલ કૅસલ' સંબન્ધી કાવ્યમાં ઉલ્લેખેલા પૂર્વ અને વર્તમાન પીલ કૅસલમાં કયું યથાર્થ અને કયું નહિ? આ સ્મરણમુકુરનાં પ્રતિબિમ્બો પણ એ જ પ્રકારનાં સમઝવાનાં છે.

લેખમાળા ચાલતાં "'ગૂજરાત' કાર્યાલયે આજ્ઞા કાઢી: આ વખતનો અંક 'સ્ત્રી અંક' નીકળવાનો; એટલે હેમાં કાંતો સ્ત્રીઓજ લખે, કાંતો સ્ત્રી વિશેના લેખો આવે"—આ આજ્ઞાને વશ થઈ રા. નરસિંહરાવે "અડધા સૈકામાં ગૂજરાતની સ્ત્રીજાતિમાં રૂપાન્તર" એ મથાળાનો એક જાણવા જોગ રસિક હકીકતવાળો લેખ લખી આપ્યો: "નારીપ્રતિષ્ઠા", "સ્ત્રીઓની કેળવણી" કે "સ્ત્રી પુરુષના સમાન હક" એવા વિષય ઉપર સુધારાના આચાર્યને શોભે એવો નૈતિક નિબન્ધ નહિ, પણ કુશળ ચિત્રકારને સાધ્ય એવી રસિક ચિત્રાવળિ. આ પ્રકરણમાં ગરબાના સંગીત વિષે એમણે કરેલી નોંધ વાંચવા જેવી છે:

"ગરબાની સંસ્થાનું બળ ઇ. સ. ૧૮૬૦–૭૦માં જે હતું તે સંગીતવૃત્તિને પોષક હતું એટલું જ નહિ, પણ એ સમયની ગરબા ગાવાની પદ્ધતિમાં જે આકર્ષકતા હતી, તે હાલના સમયમાં જોવામાં આવતી નથી. તાલ અને સૂરની સાચવણી તે સમયમાં થતી તે હું હવે કવચિત્ જ દેખું છું. હાલની રંગભૂમિ ઉપર વિકાસ પામેલી, અને મુંબાઈની કન્યાશાળાઓમાં પ્રવેશ પામેલી, ગરબીમાં વિવિધતા આણવાના પ્રયાસમાં કાંઈક અતિ કૃત્રિમતામાં પડી જતી, અને

તાલયોજનામાં પગ ઠોકવાના લટકાને સ્થાન આપતી, ગરબાની પદ્ધતિમાં એ જૂની પદ્ધતિનું સૌંદર્ય મ્હને જડતું નથી. ”

રા. નરસિંહરાવનો શબ્દ આ વિષયમાં લગભગ નિર્ણાયક પ્રમાણ જેવો ગણાય.

કેટલીક નિવાપાંજલિના પ્રસંગો પણ સ્મરણમુકુરમાં આવ્યા છેઃ સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ, અને ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીનાં અવસાનની નોંધ—તેમાં એકમાં સાહિત્યવિવેચન અને બીજામાં હૃદયનિરીક્ષણ—વાચકને આકર્ષે છે. આ બીજા લેખમાં તેમજ સ્વ. નલિનકાન્ત તથા સ્વ. સૌ. ઊર્મિલા વિષેના લેખમાં ઘણા કરુણ પ્રસંગો કરુણારસથી ટપકે છે અને નેત્રને ટપકાવે છે.

“જીવનવનમાં પણ હું એકલો છું? ના, ઇશ્વિરે એ એકલપણામાં ભાગ લેનારૂં એક હૃદય સાચવી રાખ્યું છે.” પ્રભુ એ સાચવી રાખો, અને તે સાથે ગૂજરાતના આ સંસ્કારી કવિ અને સાહિત્યચિત્રકાર પાસે ગુર્જરી સરસ્વતી દેવીની અનેક સેવાઓ કરાવો એવી અમારી પ્રાર્થના છે.

[ વસન્તઃ વર્ષ ૨૫, અંક ૩; ચૈત્ર, સં. ૧૯૮૨ ]

## ૧૬. પૃથુરાજરાસા—

(સ્વતઃકલ્પિત વીરરસ કાવ્ય રચનાર સ્વ. ભીમરાવ ભોળાનાથ, રા. નરસિંહરાવની ટીકા તથા સ્વ. સર રમણભાઈ મહીપતરામના લખેલા અવતરણ સહિત, પ્રસિદ્ધ કરનાર સ્વ. ભીમરાવનાં સંતાનો, આવૃત્તિ ૨ જી, કિંમત રૂા. ૨–૦–૦, પોસ્ટેજ ૦–૩–૦, પુસ્તક મળવાનાં ઠેકાણાંઃ પ્રોફેસર વી. બી. દીવેટીઆ–ઠે. પ્રીતમનગર, એલિસબ્રિજ અમદાવાદ )

આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થએલી જોઈ અમને બહુ આનન્દ થયો છે. એ પુસ્તક પ્રથમ ચોત્રીસ વર્ષ ઉપર પ્રસિદ્ધ થયું તે વારે અમે અવલોકન કર્યું હતું. અને એ અવલોકનને અંગે

અમે "Pathetic Fallacy"ની ચર્ચા ઊઠાવી હતી. સ્વ. ભાઈ રમણભાઇએ અમારા સમર્થનનો ઉત્તર આપ્યો હતો અને રા. નરસિંહરાવે કાંઇક વચલો માર્ગ, પણ વિશેષતઃ રા. રમણભાઇનો સિદ્ધાન્ત, સ્વીકારીને એક લેખ ઊમેર્યો હતો. (આ વિષયમાં અમારો મત કવિતાના સ્વરૂપ સંબન્ધે તત્ત્વતઃ જુદો હોઈ અધિક ચર્ચા કરવી અમને અકિંચિત્કર લાગવાથી અમે એ બંને લેખનો ઉત્તર વાળ્યો નહતો.) આ સર્વ હકીકત જૂના વાચકોના સ્મરણમાં હશેજ. ચોત્રીસ વર્ષે "પૃથુરાજરાસા"ની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં, પ્રસિદ્ધકર્તા લખે છે. 'ગૂજરાતી સાહિત્યમાં "પૃથુરાજરાસા"ની શૈલીનાં કાવ્યો, આટલા લાંબા ગાળા દરમિયાન પણ બહુ જૂજ પ્રગટ થયાં છે; એટલે "પૃથુરાજરાસા" ફરી પ્રકટ કરવાનું અનુચિત નથી એમ અમે માનીએ છીએ.'

ગૂજરાતનું અર્વાચીન કવિહૃદય મહાકાવ્ય તરફ નથી જ વળતું; અને એ અધિત્યકાની ભૂમિ તો ખરેખર શૂન્ય જ પડી રહી છે. પણ કવિહૃદય બનાવ્યાં બનતાં નથી એટલે એ સંબન્ધી શોક કરવો નિરર્થક છે. અમે આશા રાખીએ છીએ કે સહૃદય વાચકજન–જે સામાન્ય જનતાની જ રુચિમાં તણાતો નથી પણ વિશાળ બુદ્ધિથી પોતાની રસવૃત્તિ રચે છે—એ આ પુસ્તકને યોગ્ય સત્કાર આપશે જ.

કવિ તરીકે "પૃથુરાજરાસા"ના કર્તાની ખામીઓ ઢાંકવાનો ટીકાકારે કે અવતરણકારે જરા પણ યત્ન કર્યો નથી. પણ અર્થની અસ્પષ્ટતા આદિ કેટલાક દોષને લઈ સામાન્ય વાચક આ પુસ્તક હાથમાં લઇને જ છોડી ન દે અને જરા ઊંડા ઊતરીને સમઝવાનો યત્ન કરે તો કાવ્યનાં કેટલાંક અમૂલ્ય તત્ત્વો એને પ્રતીત થયા વિના રહે એમ નથી. આ કાર્યમાં વાચકને સ્વ. રમણભાઈના અવતરણથી અને રા. નરસિંહરાવની ટીકાથી પુષ્કળ મદદ મળે એમ છે.

અમે આ પુસ્તકમાં એક વિશિષ્ટતા એવી જોઈએ છીએ કે જેને લીધે યુનિવર્હસિટિના ગૂજરાતી અભ્યાસક્રમમાં એને સ્થાન મળવું

ઇષ્ટ લાગે છે. મૂળ કાવ્યને અંગે, વિદ્યાર્થીને પ્રાચીન શિષ્ટ (Classical) શૈલીના કાવ્યનું સ્વરૂપ સમજવાની, તેમ આપણા ભારતવર્ષના ઇતિહાસના એક રસિક અને બોધભર્યા પ્રસંગનો અભ્યાસ કરવાની તક મળે છે. વિશેષમાં રા. નરસિંહરાવના સૂક્ષ્મ વિવેચન દ્વારા કાવ્યમાં ઉલ્લેખેલી અને ગર્ભિત ભાવ અને સૌન્દર્ય રૂપે સમાએલી ઘણી વસ્તુ વિદ્યાર્થીના જાણવામાં આવી શકે છે. વળી તે ઉપરાંત, સ્વ. રમણભાઈનું લખેલું કાવ્યનું અવતરણ ઊંચી કોટિના ઇતિહાસજ્ઞાન અને રસવિવેચનથી ભરપૂર હોઈ, એ વડે વિદ્યાર્થીની રસવૃત્તિ અને ઇતિહાસદૃષ્ટિને પણ ઉત્તમ રીતે કેળવી શકાય એમ છે. અમે મૂળ કાવ્યના અભ્યાસને તેટલું જ અવતરણના અભ્યાસને મહત્ત્વ આપીએ છીએ, કારણ કે કાવ્યનાં વિવિધ તત્ત્વોનું તેમજ ગુણદોષનું પૃથક્કરણ કરી, કાવ્ય વિચારવાની અદ્‌ભુત શક્તિ સ્વ. રમણભાઈ જેવી ગૂજરાતના કોઈ વિદ્વાનમાં જોવામાં આવી નથી, અને આ જાતની કાવ્યપરીક્ષાની કેળવણી વિદ્યાર્થીઓને મળવી જોઇએ અને એમાં કાંઈ ખામી હોય તો તે વિચારતાં પણ એને શીખવવું જોઇએ એમ અમારૂં માનવું છે. આવા ઊંચા અને સર્વ-વ્યાપક અભ્યાસથી જ યુનિવર્હસિટિના અભ્યાસક્રમમાં ગૂજરાતીના નિવેશની સાર્થકતા કરી શકાય છે.

અન્તમાં, આ ગ્રન્થાવલોકન માટે અપ્રસ્તુત, પણ આ ગ્રન્થ સાથે સંબન્ધ ધરાવતા બે પ્રશ્નોનો અત્રે ઉલ્લેખ કરવા ઇચ્છીએ છીએ:

એક પ્રશ્ન તો હવે એ ઊઠ્યો છે કે "પૃથુરાજરાસો" પૃથુ-રાજના સમયમાં ચંદ નામના રાજ્યકવિએ રચ્યો છે કે એ પાછળના કોઈ કવિની કૃતિ છે? આ પ્રશ્ને રાજપૂતાનામાં અને હિન્દી ભાષાના ઇતિહાસકારોમાં એવું પ્રચંડ રૂપ ધારણ કર્યું છે કે જેવું આપણે ત્યાં "પ્રેમાનન્દનાં નાટકો"નું થયું છે.

ઉક્ત ગ્રન્થના પ્રામાણ્ય ઉપર પ્રથમ આક્ષેપ કરનાર ડૉ. બ્યુલર હતા. એવું બન્યું કે ઇ. સ. ૧૮૭૫માં એમણે કાશ્મીરના ભંડારમાં

સંસ્કૃત ગ્રન્થોની શોધ કરી તેમાં જયાનક કવિ રચિત " पृथ्वीराज-विजय महाकाव्य "ની પ્રતિ મળી, જેના ઉપર જોનરાજની ટીકા છે, એ પુસ્તક વાંચીને ડૉ. બ્યુલરને થયું કે આજ પ્રામાણિક ગ્રન્થ છે અને "પૃથ્વીરાજરાસો" ખોટો છે. તે ઉપરથી એમણે એશિઆટિક સોસાઇટિની બંગાળાની શાખા જે પોતાની ગ્રન્થમાળામાં "પૃથ્વીરાજરાસો" છપાવતી હતી તેના ઉપર કાગળ લખ્યો અને જણાવ્યું કે " पृथ्वीराजविजय "નો કર્તા નિઃસંદેહ પૃથ્વીરાજનો સમકાલીન અને એમનો રાજકવિ ચન્દ હતો. એમનો લખેલો ચૌહાણોનો વૃત્તાન્ત આદિની લખેલી હકીકતથી વિરુદ્ધ છે, અને એ વિ. સં. ૧૦૩૦ તથા વિ. સં. ૧૨૨૬ના શિલાલેખો સાથે મળે છે.

" पृथ्वीराजविजय महाकाव्य " માં પૃથ્વીરાજની જે વંશાવલિ આપી છે એજ એ શિલાલેખોમાં મળે છે, અને એમાં લખેલી હકીકત બીજા પુરાવા સાથે—અર્થાત્ માળવા અને ગૂજરાતના બીજા શિલાલેખો સાથે—મળે છે...ઉક્ત મહાકાવ્યમાં આ વાતનું નામ નિશાન પણ નથી કે પૃથ્વીરાજ દિલ્હીના રાજા અનંગપાળનો દૌહિત્ર હતો અને એને અનંગપાળે ખોળે લીધો હતો. જૂના મુસલમાન ઇતિહાસલેખકોએ પણ કોઈ ઠેકાણે લખ્યું નથી કે પૃથ્વીરાજ દિલ્હીમાં રાજ્ય કરતો હતો. ડૉ. બ્યૂલરને આ ઉપરથી એ સમયના ખરા ઇતિહાસનું સંશોધન કરવાની જરૂર જણાઈ, અને એણે સોસાઇટિને લખ્યું કે એણે 'ચંદનો પૃથ્વીરાજ રાસો' પ્રકટ કરવાનું બંધ કરવું જોઈએ. પરંતુ હિન્દી સાહિત્યના ઇતિહાસલેખકોએ " પૃથ્વીરાજરાસો " ચંદ બરદાયીનો બનાવેલો પ્રામાણિક ગ્રન્થ છે એ માન્યતા ચાલુ રાખી. બાબુ શ્યામસુન્દરદાસ અને પંડિત રામચન્દ્ર શુકલ જે અત્યારે બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિમાં હિન્દી વિષયના પ્રોફેસર છે, એઓ 'પૃથ્વીરાજરાસો'ની તવારીખો અને તારીખોને અશુદ્ધ માનતાં છતાં પણ એના કર્તાનો સમય સંવત્ ૧૨૨૫ અને ૧૨૪૯ની વચમાં માને છે, અને " પૃથ્વીરાજવિજય " માં જે

ઘટનાઓ અને નામોનો ઉલ્લેખ છે એ બરાબર છે એમ પણ સ્વીકારે છે પરંતુ રાજપૂતાનાના ઇતિહાસના મહાન વિદ્વાન મહામહોપાધ્યાય પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા જે બનારસની નાગરી પ્રચારિણી પત્રિકાના તંત્રી છે, અને રાજપૂતાનામાં તેમજ સંયુક્તપ્રાન્તમાં જેમની પ્રાચીન લિપિશાસ્ત્રી અને રાજપૂતઇતિહાસવેત્તા તરીકે અદ્વિતીય પ્રતિષ્ઠા છે, અને જેમને આપણે નડિયાદની સાહિત્ય પરિષદમાં ઇતિહાસ વિભાગના પ્રમુખ તરીકે અપનાવ્યા હતા—એમણે આ પ્રશ્ન બહુ ઝીણવટથી છણ્યો છે. ત્રણ વર્ષ ઉપર હિન્દી કોશોત્સવને પ્રસંગે એના સ્મારક ગ્રન્થમાં એમણે "पृथ्वीराजरासो का निर्माणकाल" એ નામક એક લાંબો લેખ લખ્યો છે, એમાં ડૉ. બ્યૂલરની શંકાનું વિગતવાર પ્રમાણ આપીને સમર્થન કર્યું છે. પૃથ્વીરાજના પૂર્વજ 'રાસો' માં કહ્યું છે તેમ અગ્નિવંશી ક્ષત્રિય નહિ પણ 'વિજય' માં કહ્યું છે તેમ સૂર્યવંશી હતા; એમની માનું નામ કમલા નહિ, અને તે દિલ્હીના રાજા અનંગપાલની પુત્રી નહિ, પણ કર્પૂરદેવી અને તે ત્રિપુરી ( ચેદિ, અર્થાત્ જબલપુરની આસપાસના પ્રદેશની રાજધાની )ના હૈહય ( કલચુરિ ) વંશી રાજા તેજલ (અચલરાજ) ની પુત્રી હતી. ત્યાંથી માંડી અગણિત વાર્તામાં " રાસો " માં આપેલી હકીકત ખોટી છે અને તેથી તે પૃથ્વીરાજના સમકાલીન કોઈ ચંદ બરદાયીએ એ પુસ્તક રચ્યું ન હોવું જોઈએ એમ મહામહોપાધ્યાયજીએ સિદ્ધ કર્યું છે. ગૂજરાતી વાચકના લાભ અર્થે એમના લેખનો ઉપસંહાર ભાગ અત્રે ઊતારીએ છીએ. એ ઉપસંહારમાં લખે છે:

" આ રીતે આપણે સૂક્ષ્મ પરીક્ષા કરીને જોયું કે પૃથ્વીરાજ રાસો બિલકુલ અનૈતિહાસિક ગ્રન્થ છે. એમાં ચૌહાણ, પ્રતિહાર અને સોલંકીની ઉત્પત્તિ સંબન્ધી કથા, ચૌહાણોની વંશાવલિ, પૃથ્વીરાજનાં મા, બહેન, પુત્ર અને રાણીઓ આદિ વિષેની વાતો, તથા ઘણા એક બનાવોની સાલો, તથા પ્રાયઃ બધાજ બનાવો તથા સામન્તો વગેરેનાં નામ અશુદ્ધ અથવા કલ્પિત છે. જ્યાં ત્યાંથી સાંભળેલી વાતો

ઉપર એક મ્હોટા કાવ્યની રચના કરી છે. જો "પૃથ્વીરાજરાસો" પૃથ્વીરાજના સમયમાં લખાયો હોત તો આટલી મ્હોટી ભૂલો થવાનો સંભવ નહોતો. ભાષાની દૃષ્ટિએ પણ આ ગ્રન્થ પ્રાચીન નથી જણાતો. આની ડિંગલ ભાષામાં કોઈ કોઈ ઠેકાણે પ્રાચીનતાનો આભાસ થાય છે તે તો ડિંગલની વિશેષતા જ છે. આજની ડિંગલ ભાષામાં પણ એવો પ્રાચીનતાનો આભાસ મળે છે, જેનું વીસમી સદીમાં બનેલું "વંશભાસ્કર" પ્રત્યક્ષ ઉદાહરણ છે. રાસોની ભાષામાં ફારસી શબ્દો પુષ્કળ છે એ પણ એના પ્રાચીન હોવામાં બાધક છે. વસ્તુતઃ "પૃથ્વીરાજરાસો" વિ. સં. ૧૬૦૦ ની આસપાસ લખાયો છે. વિ. સં. ૧૫૧૭ ની પ્રશસ્તિમાં "રાસો"ની ઘટનાઓનો ઉલ્લેખ નથી, અને "રાસો" ની સહુથી પુરાણી પ્રત વિ. સં. ૧૬૪૨ની મળી છે, જે પછી આ ગ્રન્થ બહુ પ્રસિદ્ધ થઈ ગયો એનો સ્પષ્ટ ઉલ્લેખ વિ. સં. ૧૭૩૨ની એક રાજપ્રશસ્તિમાં મળે છે. એમ પણ નથી કહી શકાતું કે "પૃથ્વીરાજરાસો" નો મૂળ ગ્રન્થ એના વર્તમાન કદ કરતાં બહુ ન્હાનો હતો પરંતુ પાછળથી વધારવામાં આવ્યો છે, કારણ કે આજથી ૧૮૫ વર્ષ ઉપર ચંદ બરદાયીના વંશજ કવિ જદુનાથે એને ૧૫૦૦૦૦ (દોઢ લાખ) શ્લોકોનો હતો એમ કહ્યું છે. પરંતુ આ વિષયમાં બીજા વિદ્વાનોનો વર્તમાન મત પણ અત્રે નોંધવો જોઈએ. હિન્દી સાહિત્યના પ્રસિદ્ધ લેખક મિશ્રબન્ધુઓ (મિશ્ર ઉપનામવાળા બે ભાઇઓ) નું કહેવું છે કે કોઈ માણસે સોળમી શતાબ્દીના આરંભમાં આ ગ્રન્થ બનાવ્યો હોય તો તે સ્વયં પોતાનું નામ ન લખતાં ૨૫૦૦ પાનાનું આવું ઉત્તમ મહાકાવ્ય ચંદ બરદાયીના નામ ઉપર કેમ ચઢાવે? એના ઉત્તરમાં મ. મ. ગૌરીશંકરજીનું એમ કહેવું છે કે "ચંદ નામના અનેક કવિઓ સમય સમય પર થયા હોય એ સંભવિત છે. કાલિદાસ નામના અનેક કવિઓ થઈ ગયા છે અને તેરમી શતાબ્દીની આસપાસ લખાએલા "જ્યોતિર્વિદાભરણ" ના કર્તા જ્યોતિષી કાલિદાસે પોતાને વિક્રમ

રાજાના મિત્ર અને એના દરબારનાં “નવ રત્નો” માંના એક તરીકે વર્ણવ્યો છે! એટલું જ નહિ પણ કલિયુગ સંવત્ ૩૦૬૮ (એટલે વિ. સં. ૨૪)માં પોતાનો ગ્રન્થ પ્રારંભ કર્યો અને સંપૂર્ણ કર્યો એમ કહ્યું છે! (મ. મ. ગૌરીશંકરજી જેટલી સરલતાથી “રાસો” સામે પોતાની દલીલ રજુ કરી શકયા છે, તેટલી સબળતા એમની ચંદ નામની અનેકતાની દલીલમાં જણાતી નથી એટલું અત્રે કહેવું જોઈએ). આ વિષયનો છેલ્લામાં છેલ્લો ઉલ્લેખ પ્રોફેસર શ્યામસુન્દરદાસે પટણામાં મળેલી છેલ્લી ઓરિએન્ટલ કોન્ફરન્સના હિન્દી વિભાગના પ્રમુખ તરીકેના ભાષણમાં કર્યો છે. એ વિષયમાં પોતાનો મત આપતાં એ કહે છે કે: “આ ગ્રન્થ અસલી હોવાની બાબતમાં બહુ મતભેદ છે. કોઈ તો એને વાસ્તવિક રૂપમાં મૂળ હતો તેવો જ માને છે, તો કોઈ એને બનાવટી કહે છે અને એનો વર્તમાનરૂપમાં આવિર્ભાવ સંવત્ ૧૬૦૦ પછીનો માને છે. આ ગ્રન્થનું વર્તમાન રૂપ જોતાં અવશ્ય માનવું પડે છે કે આ ગ્રન્થ જે રૂપમાં અત્યારે વર્તમાન છે તે રૂપમાં એ પુરાણો નથી, બલ્કે એમાં કેટલાક પ્રક્ષિપ્ત અંશ ભળેલા છે.” પ્રોફેસર સાહેબનું એમ માનવું છે કે સંવત્ ૧૯૧૭ની રાસોની એક હસ્તલિખિત પ્રત ઉદયપુરના વિક્ટોરિઆ હૉલના પુસ્તકાલયમાં છે. એમાં છેવટે એક સ્થળે બે છપ્પા અને એક દોહો છે એમાં સ્પષ્ટ જણાવ્યું છે કે “ગુણરૂપી મણિઓને રસમાં પરોવીને ચંદે આને કવિઓના હાથમાં સોંપ્યો, પણ છંદ દોરીમાંથી તૂટી પડ્યા અને મંદ કવિઓએ એને છૂટા છૂટા કરી નાંખ્યા. એ દેશ દેશ વીખરી ગયા, અને તેથી એમનો મેળ નહોતો બેસતો. ચિત્રકોટ(ચિત્તોડ)ના રાણા અમરેશ રાજાની આજ્ઞાથી ઉદ્યમ કરીને વીખરાએલા છન્દોને મેળવીને આ રાસોને પૂર્ણ કરવાનો ઉદ્યોગ કરવામાં આવ્યો. આ કથનનો સારાંશ એ કે ચંદ કવિનો “પૃથ્વીરાજરાસો” મંદ કવિઓના હાથમાં પડીને છિન્ન ભિન્ન થઈ ગયો હતો, અને એના છંદ વીખરાઇ ગયા હતા. મહારાણા અમરસિંહની આજ્ઞાથી એ છન્દોનો સંગ્રહ કરવામાં આવ્યો, અને ‘રાસો’ને નવું

રૂપ આપવામાં આવ્યું. અમરસિંહ નામના બે મહારાણા ચિતોડની ગાદી ઉપર આવ્યા છે. તેમાંના પહેલા અમરસિંહ સ્વનામધન્ય મહારાણા પ્રતાપસિંહના પુત્ર હતા. એમનો જન્મ સંવત્ ૧૬૧૬માં, રાજ્યપ્રાપ્તિ સં. ૧૬૫૩માં અને સ્વર્ગારોહણ સં. ૧૬૭૬માં થયાં. બીજા મહારાણા અમરસિંહ અરાઢમી શતાબ્દીમાં મધ્ય ભાગમાં થયા. પણ આ વાતનું પ્રમાણ મળે છે કે બીજા અમરસિંહના પહેલાં "પૃથ્વીરાજરાસો" પ્રસિદ્ધ થઈ ચૂકયો હતો. અર્થાત્ એનું સંકલન-કાર્ય એમના પહેલાં—ઘણું કરી સંવત્ ૧૬૨૬ અને ૧૬૪૨ એની વચમાં થયું હશે. એમ કહી બાબુ શ્યામસુન્દરદાસ સ્વમત ઉચ્ચારે છે કે "આટલું સ્પષ્ટ છે કે સંવત્ ૧૬૨૬ અને ૧૬૪૨ના વચમાં આને જે નવું રૂપ આપવામાં આવ્યું એજ, કાંઈક બીજા ક્ષેપકો સાથે, એનું વર્તમાન રૂપ છે."

અરે ઇતિહાસ! કેટલી સુન્દર કલ્પનાનો તું ધ્વંસ કરીશ!

બીજો અહીં ચર્ચવા જેવો પ્રશ્ન "રાસો" શબ્દના સ્વરૂપ અને અર્થનો છે. બાબુ શ્યામસુન્દરદાસ ૧૯૦૨માં "સરસ્વતી" પત્રના સંપાદક હતા તે દરમીઆન "**રાસો શબ્દ**" એ મથાળાનો એક લેખ એ પત્રમાં પ્રસિદ્ધ થયો હતો. એમાં એ પૂર્વે 'રાસો' શબ્દ ઉપર જે ઊહાપોહ થએલા એનો સાર નોંધ્યો છે. મૂળ શબ્દ रासा, रासो, रासौ એ ત્રણમાંથી કયો? પંડિત મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યા, જેમણે "પૃથ્વીરાજરાસો"નો એક ખંડ છપાવ્યો છે, એમના લખવા પ્રમાણે હિન્દી रासौ શબ્દ સંસ્કૃત रास અથવા रासकમાંથી થયો છે. અને સંસ્કૃતમાં रासના અર્થ "શબ્દ, ધ્વનિ, ક્રીડા, શૃંખલા, વિલાસ, ગર્જન, નૃત્ય અને કોલાહલ" થાય છે; અને रासकનો અર્થ "કાવ્ય અથવા દશ્ય કાવ્ય" જાણીતો છે. ગ્રન્થકારે रासौ શબ્દ रासकનો ભાવાર્થ લઈ મહાકાવ્યના અર્થમાં વાપર્યો છે. આ શબ્દ આજકાલની વ્રજ ભાષામાં અપ્રચલિત નથી. પણ તપાસ કરતાં વિદ્વાનોને કાવ્ય ઉપરાંત બીજા અર્થમાં પણ रास શબ્દ પ્રયોજાતો જોવામાં આવશે. જેમકે—"**हमने चौदैके गदर को एक रासौ जोड्यौ**

है; कल बहादरसिंघजी की बैठकमें बंदरने गदर कौ रासौ गायौ हौ–फिर मैंने भरतपुरके राजा सूरजमलको रासौ गायौ सो सब देखते ही रह गये–अजी ये कहा रासौ है–मैं तो कल्ल एक रासेमें फंस गयौ यासूं तुमारे वहां नहीं आय सक्यो–अजी रामगोपाल बडौ दिवारिया है, वाके रासेमें फंस कै रुपैया मत बिगाड़ दीजो हमनै आज बिनको रासौ निपटाय दीनौ है। देखौ साब! रासेके संग रासौ है, बुरी मत मानौ।"

ડૉ. જી. એ. ગ્રિયર્સન મહોદય લખે છેઃ—

"The word about which you ask may be spelt either Rasa or Rasau. The former is the ordinary Hindi form, the latter comes from Braj. Probably रासो would be the correct Marwari form. The word means 'Chronicle.' Thus Ras–mala means 'the Garland of Chronicles.' It is probably derived from the Sanskrit रासक or रास, but there are some doubts as the word means a kind of theatrical performance (See the Sahitya Darpana) and not a historical work. Moreover, in old Marwari, the word is sometimes spelt रायसो, the origin of which (if it is not a mistake) is obscure. It is just possible that it is derived from राजादेश, just as आयसु is derived from आदेश."

ઉદયપુરના પંડિત રામનારાયણ દૂગડજી रासा या रासो શબ્દ सं. रहस्य=प्रा. रहस्य ઉપરથી કાઢે છે. જેમ દેવીરહસ્ય, શિવરહસ્ય, તેમ પૃથ્વીરાજરહસ્ય! પરંતુ આ વિષયમાં પંડિત ગૌરીશંકર ઓઝાજીનું કહેવું આવું છે કે "रासा શબ્દની ઉત્પત્તિ સં. रास શબ્દ ઉપરથી છે. रास શબ્દનો અર્થ 'વિલાસ' પણ થાય છે (શબ્દ-કલ્પદ્રુમ ૪, પૃ. ૧૫૯) અને 'વિલાસ' શબ્દ ચરિત, ઇતિહાસ આદિના અર્થમાં પ્રચલિત છે. જયવિલાસ, ભીમવિલાસ આદિ

ઐતિહાસિક ગ્રન્થ પ્રસિદ્ધ છે. અને પ્રાચીન ગૂજરાતી ભાષામાં કેટલાએક રાજાઓનું ઇતિવૃત્ત "રાસ" નામથી પ્રસિદ્ધ છે. ('કુમારપાલરાસ,' 'શ્રીપાલરાસ' ઇત્યાદિ. કર્નલ ટૉડની પછી ફૉર્બ્સ સાહેબે પણ 'રાસમાળા' નામે ગૂજરાતનો ઇતિહાસ લખ્યો છે, એમાં પણ रास શબ્દ ચરિત, ઇતિહાસ, વૃત્તાન્તનો સૂચક છે. કોઈ કોઈ વિદ્વાન रासा શબ્દની ઉત્પત્તિ रहस्यમાંથી થયાનું અનુમાન કરે છે. પણ रहस्यનું रासा રૂપ કોઈ પણ પ્રાકૃત ગ્રન્થ કે લેખમાં જોવામાં નથી આવતું." ઓકારાન્ત રૂપનો ખુલાસો તો ખુલ્લો છે. એ સંસ્કૃત અકારાન્ત પુંલિંગનું પ્રાકૃતરૂપ છે. અને "પ્રાકૃતમાંથી નીકળેલી ગૂજરાતી અને રાજસ્થાની ભાષાઓમાં અકારાન્ત અને આકારાન્ત શબ્દ બહુધા ઓકારાન્ત બોલાય લખાય છે...તેથી રાજપૂતાનાની ભાષામાં અને પ્રાકૃતમાં रासो લખાય છે. પરંતુ એ ભાષાઓના ઓકારાન્ત શબ્દોને હિન્દીમાં કાંઈ ખાસ કારણ ન બતાવવામાં આવે ત્યાં સુધી એમના એમ ઊતારવા ઉચિત નથી. તેથી હિન્દીમાં रासा જ લખવું એમ પં. ગૌરીશંકરજીનો મત છે. જોધપુરના પંડિત મુન્શી દેવીપ્રસાદજી કહે છે કે रासोનો અર્થ કથા થાય છે. આ રૂઢિનો શબ્દ છે. એક વચનમાં रासो, અને બહુ વચનમાં रासा. મેવાડ, ઢૂંઢાડ અને મારવાડમાં रासो શબ્દનો પ્રયોગ ઝઘડાના અર્થમાં પણ થાય છે. બે આદમી લઢતા ઝઘડાતા હશે તો ત્રીજો પૂછશે કે कैाई रासो है."

ઉપર પ્રમાણે વિવિધ મત ટાંકીને સંપાદક અંતમાં લખે છે: "ઉપર જે જે મત–ઉતાર્યા તે થકી સ્પષ્ટ છે કે શબ્દ रासौ નથી, એનું શુદ્ધરૂપ रासो છે, જેનો હજી સુધી રાજપુતાનામાં પ્રચાર છે. કેટલાક લોકોનો એવો મત છે કે હિન્દીમાં એનું રૂપ रासा થવું જોઈએ. પણ એનું કોઈ વાજબી કારણ નજરે પડતું નથી, કે જેથી रासो શબ્દનું શુદ્ધ રૂપ બદલીને એક નવું રૂપ ઘડવું યોગ્ય ગણાય" તેથી સંપાદક પોતાનો મત જણાવે છે કે શબ્દ 'રાસો' છે અને એને

એજ રૂપે લખવો ઉચિત છે. મુન્શી દેવીપ્રસાદ 'રાસો' એકવચન અને 'રાસા' બહુવચન માને છે પણ તે માટે કાંઈ પ્રમાણ જોવામાં આવતું નથી. रासो નો અર્થ ઝઘડો, લડાઈ એમ પણ સૂચવવામાં આવ્યું, પરંતુ એવા પણ ગ્રન્થો મળે છે કે જેમાં સંત સાધુ મહાત્માઓના જીવનચરિત્રને પણ रासो નામ અપાયું છે: જેમકે, 'શીલ-રાસો'—ઇત્યાદિ."

હવે આ વિષયમાં અમારો મત જણાવીએ. रासौ શબ્દ-જે મૂળ ગ્રન્થમાં સ્પષ્ટ જોવામાં આવે છે– એમાં પ્રાકૃત ओ ને બદલે अकार અને उकार છૂટા પાડવાની વ્રજ ભાષાની છાયા છે. (જેમ કે, "तो अरथ करौ गुन रासौ भासौ.") આ કારણથી અમે એને અશુદ્ધ રૂપ કહી શકતા નથી. એ એનું મૂળ વ્રજ ભાષાની છાયા વાળું રૂપ છે, એને સ્થાને પછીની હિન્દીમાં ભલે જરા પુરાણું रासो રૂપ રાખો, અથવા रासा કરો. સાહિત્યદર્પણમાં रासक એક દશ્ય કાવ્ય (ઉપરૂપક, નાટક)ના પ્રકારનું નામ છે. પણ એનો શ્રવ્ય કાવ્ય માટે પ્રયોગ થવામાં અમને બહુ બાધ જણાતો નથી–કારણ કે આ શ્રવ્ય કાવ્ય એક નાટકની માફક વાચક આગળ ચિત્રો રજુ કરે છે. અને દશ્ય કાવ્યમાં પણ रासक શબ્દ પ્રયોજવાનો મૂળ હેતુ રસમય ચિત્ર જ જણાય છે. દશ્ય અને શ્રવ્ય કાવ્યની આ લગભગ એકતા કરવામાં એ જ તત્ત્વ રહેલું છે કે જે વડે Epic અને Drama વચ્ચેનો ભેદ તત્ત્વતઃ ગળી જાય છે. અમને લાગે છે કે કૃષ્ણ ગોપીઓના રાસનો અર્થ રસમય ચિત્ર જ છે, અને એવી જ કોઈ ચિત્રમાળા ઉપરથી સાહિત્યદર્પણમાં અપાએલું रासकનું લક્ષણ ઘડાએલું છે.–અહીં સ્મરણમાં રાખવું કે સંસ્કૃત દશરૂપક સાહિત્ય-દર્પણ વગેરે ગ્રન્થમાં જે રૂપક–ઉપરૂપકનાં નામ આવે છે એ સર્વને લક્ષણ સાથે ખાસ સંબન્ધ હોતો નથી, અને એ લક્ષણ ઘણીવાર વસ્તુનું તત્ત્વ પ્રકટ કરતું હોતું નથી, પણ એના પ્રત્યક્ષ નમૂના ઉપરથી ઊપજાવી કાઢેલું હોય છે.

[ વસન્તઃ વર્ષ ૩૧, અંક ૪; વૈશાખ, સં. ૧૯૮૯ ]

## ૧૭. विवर्तलीला.

રચનાર તથા પ્રકાશક રા. રા. નરસિંહરાવ ભોળાનાથ (મરીન વિલા, ખાર), કિમ્મત રૂ. ૧–૮–૦

वसन्तમાં પ્રકટ થએલી આ નામની લેખમાળાનું આ પુનઃ પ્રકાશન એક ગ્રન્થરૂપે થએલું જોઈ ગૂજરાતી ભાષા અને સાહિત્યના પ્રેમીને આનન્દ થયા વિના રહેશે નહિ. રા. નરસિંહરાવની સંસ્કારી અને ગૌરવભરી ભાષાશૈલી ગૂજરાતી સાહિત્યની એક શોભા છે, અને એમનું "સ્મરણમુકુર" જેમ ગૂજરાતી સાહિત્યમાં એક નવીન સાહિત્યપ્રકાર ઉત્પન્ન કરે છે, તેમ "વિવર્તલીલા" પણ એ સાહિત્યમાં એક અપૂર્વ સરણિ દેખાડે છે.

"વિવર્તલીલા" એ નામની બાબતમાં રા. નરસિંહરાવે ઘણો ઊહાપોહ કર્યો છે. ભવભૂતિના एको रसः करुण एव ઇત્યાદિ શ્લોકે એમને "વિવર્ત" શબ્દ સૂઝાડ્યો છે. એમાં જળના આવર્ત (ભમરી), બુદ્બુદ (પરપોટા), તરંગ (મોજાં, લહરીઓ) રૂપી પરિણામ "વિવર્ત"ના દૃષ્ટાન્ત રૂપે આપ્યા છે એથી કેટલાક વિદ્વાનોને એ વિષમતા લાગી છે કે "વિવર્ત"ના દૃષ્ટાન્તમાં "પરિણામ"નાં દૃષ્ટાન્ત કેમ? અને એ ઉપરથી કેટલાકે એમ ખુલાસો કાઢ્યો છે કે ભવભૂતિ, શંકરાચાર્ય કે જેમણે "પરિણામ" અને "વિવર્ત" વચ્ચે ભેદ પાડ્યો છે, એમની પહેલાં થઇ ગયા હતા. પણ શાંકર સિદ્ધાન્તનું મર્મ ઠીક સમજનાર ભામતીકાર આદિ વિદ્વાનો કહેવાતા "પરિણામ"માં પણ વસ્તુતઃ "વિવર્ત" જ જુવે છે, અને તેથી ભવભૂતિના વાક્યમાં કશી અસંગતિ રહેતી નથી. "વિવર્ત" શબ્દ "માયા" યાને "મિથ્યાત્વ"નો સૂચક છે એ વાત પણ રા. નરસિંહરાવને જરા વિચારમાં નાંખે છે. પણ ખરૂં જોતાં "માયા, જે Psychology(માનસશાસ્ત્ર)ના દૃષ્ટિબિન્દુથી અવિદ્યા યાને અજ્ઞાન, Logic(વિચારશાસ્ત્ર)ની દૃષ્ટિથી અનિર્વચનીયતા, અને Ontology(વસ્તુસત્તાશાસ્ત્ર)ની દૃષ્ટિએ મિથ્યાત્વ બોધે છે,

એ જ Aesthetics( રસશાસ્ત્ર )ની દૃષ્ટિએ અદ્દ્ભુતતાનો પર્યાય છે. આમ હોઇ "વિવર્ત"નો "માયા" સાથેનો સંબન્ધ એ શબ્દના પ્રયોગને વધારે ઉચિત બનાવે છે. અમને લાગે છે કે અદ્દ્ભુતતાનો ભાવ, અને રમતિયાળ વિચાર અને કલ્પનાનો ભાવ જે "વિવર્ત" અને "લીલા" શબ્દમાં આવે છે તે "પ્રતિબિમ્બ દર્શન" કે એવા કોઈ નામમાં નથી જ આવતા; અને તેથી પ્રકૃત લેખમાળા માટે "विवर्तलीला" શબ્દ ઠીક જ યોજાયો છે.

આ જાતના લેખોમાં વસ્તુને પૂરેપૂરી જોઈ કે તપાસી નાંખવાનો ઉદ્દેશ હોતો નથી; એને પ્રસંગવશાત્ માત્ર ગમે તે એક બે દૃષ્ટિબિન્દુથી જોવાનો યત્ન હોય છે અને અમારૂં માનવું છે કે ઘણીવાર જે સત્ય પૂર્વોક્ત પ્રયાસથી ઝાંખું દેખાય છે તે આ અપરોક્ત દૃષ્ટિમાં ઝળકી ઊઠે છે. આ રીતે ઘણાં સત્યો જે શાસ્ત્રીય વિચારપદ્ધતિને કેટલીકવાર અગોચર થઈ પડે છે, તે રા. નરસિંહરાવની આ લેખમાળામાં બહુ સુન્દર રીતે પ્રકાશે છે. કાંઈક જુદા પ્રકારનું, પણ સામાન્ય લૌકિક દૃષ્ટિને અગમ્ય એવું એક અદ્દ્ભુત સત્ય રા. નરસિંહરાવ કેવી અલૌકિક કલાદૃષ્ટિથી જોઈ શકયા છે એનું એક ઉદાહરણ અહીં ટાંકીએ. લૌકિક દૃષ્ટિ રામે કરેલા સીતાના ત્યાગને રામના જીવનમાં એક પરમ દૂષણ રૂપ માને છે. રા. નરસિંહરાવ એ જ પ્રસંગ કેવી રીતે જુવે છે એ જુવો. એ લખે છે (પૃ૦ ૧૭):

"ભવભૂતિનો મહાકવિત્વપદનો હક અન્ય રીતે સિદ્ધ હશે; પણ મ્હને તો હેના રામસીતાનાં હૃદયો આલેખવાની કલાના ઉપર એ હક અચલ સ્થપાયલો જણાય છે. એ બે હૃદયો વચ્ચે દ્વીપરૂપ સ્થિતિ જ ન્હોતી તો પછી હેમને પ્રસંગે સેતુની જરૂરજ ન્હોતી. કદી ક્ષણભર દ્વીપદશા માનિયે તો પણ જેણે લંકાના દ્વીપને સેતુબન્ધથી સાંધ્યો ત્હેને આ હૃદય સેતુબન્ધ અસાધ્ય હોય જ શેનો?

*हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ।*

'જાણે છે ઉર તો ઊંડાં પ્રીતિયોગ પરસ્પર.' એ વચનમાં જ એ સેતુબન્ધ દશ્ય થાય છે. સીતા પણ શું કહે છે?—

अहं एव्व एदस्स हिअअं जाणामि मह एसो।

"હું જ એમનું હૃદય જાણું છું. અને મ્હારૂં એ જાણે છે." આમ સેતુબદ્ધ હૃદયો હતાં તેથી જ રામના આભાસત્યાગને સીતાએ ત્યાગ સરખો માન્યો નહિ."

આ તો રા. નરસિંહરાવની ઊંડી દૃષ્ટિનું એક ન્હાનું ઉદાહરણ આપ્યું. એવાં ન્હાનાં મ્હોટાં ઘણાં ઉદાહરણો આપી શકાય. વૈવિધ્ય એ આ લેખસંગ્રહનું, બલ્કે એનાં અવાન્તર દર્શનોનું એક બીજું મુખ્ય લક્ષણ છે. સંગીતનો પ્રેમ, સૌન્દર્યનું નિરીક્ષણ, પ્રભુની ભક્તિ એના સ્વરૂપની ઝાંખી, તત્ત્વદર્શનના ચમકારા હાસ્યરસના ટુચકા, વિશાળ અને વિવિધ વાચન અને અનુભવનાં સ્મરણ—આદિનાં અસંખ્ય ઉદાહરણ આ લેખસંગ્રહમાં સુન્દર પુષ્પોની માફક વેરાએલાં પડ્યાં છે. આ એક સુશ્લિષ્ટ ગૂંથેલી નિબન્ધમાળા નથી, અને તેથી એના સંબન્ધમાં 'માળા' શબ્દ (જેમકે, 'લેખમાળા') પણ અયથાર્થ ઠરે છે. અને તેથી પ્રત્યેક લેખનું વિષયબોધક મથાળું પણ બાંધી શકાતું નથી, લેખકે બાંધ્યું જ નથી. પ્રત્યેક લેખને અંગે સ્ફુરી આવેલા વિવિધ વિષયોનું તે તે પોતાને મથાળે સૂચન કરવામાં આવ્યું છે એટલુંજ.

રસિક અને વિદ્વાન લેખકે એક પ્રસંગે કવિ કીટ્સની પંક્તિ ટાંકી છે કે—

Heard melodies are sweet,
But those unheard are sweeter.

અને બતાવ્યું છે કે વાણી કરતાં પણ મૌન વધારે મીઠાં ગાન ગાય છે. આનો પ્રસંગ એમણે આ પ્રમાણે નોંધ્યો છે.

"એકવાર નિર્જન, શૂનકારમય પર્વતોની હારચો વચ્ચે, ખીણમાં હું ઊભો હતો. ઊંચે ચન્દ્ર—લગભગ પૂર્ણ ચન્દ્ર—પર્વતની ઉપર ઊંચે

રૂહેલો કાંઈ સૌમ્યભાવથી આગળ જોઈ રહ્યો હતો. એ ચન્દ્ર અને એ શાન્તિ કોઈ પ્રેમી યુગલ જેવાં—અન્યોન્યને દૃઢ આશ્લેષમાં લેતાં મૌનયુક્ત સુખની પરાકાષ્ઠા અનુભવતાં જણાતાં હતાં;...એ મૌનની વાણી સાંભળતો હેમનો ગૂઢ ભક્ત અને સેવક હું બની રહ્યો. શું મૌનનું સામર્થ્ય !" અને કહે છે:

"यतो वाचो निवर्त्तते એ પરમાત્મ સ્વરૂપને વિશે જેમ સાચું છે, તેમ ઊંચા પરમ સત્યને વિશે, માનવહૃદયનાં ઊંડાં મથનોને વિશે, હૃદયભાવને વિશે, ગમ્ભીર ચિંતનોને વિશે, તેટલે અંશે નહિં પણ તેવી રીતે સાચું છેજ." આ ભાવ કેવો ગમ્ભીર અને સૂચક—પોતા કરતાં અધિક અર્થનો સૂચક છે! શું માનવ હૃદય અને ચિન્તનનું મૌન જ સમર્થ વાણીરૂપ બની રહે છે? આ વિશ્વના પ્રભુનું મૌન પણ એવું જ, પણ એના કરતાં અસંખ્યગણું સમર્થવાણીરૂપ નથી? રા. નરસિંહરાવે એ વાણી સાંભળી છે, અને વાચકને સંભળાવવાનો યત્ન કર્યો છે. विवर्तलीलामां "વિશ્વમાં ગુપ્ત વાગતા મહાવાદિત્રના છૂટક છૂટક તાર અલ્પ અંગુલિસ્પર્શવડે છેડીને દૂર ઊભા રહેવું" એ એમનો ઉદ્દેશ હતો, અને તે બહુ સુન્દર રીતે સિદ્ધ થયો છે.

એક વાત ઊમેરૂં? "एको रसः करुण एव" એથી આરંભાએલી આ "વિવર્તલીલા" કોઈક અગમ્ય રીતે એજ કરુણ રસમાં લય પામે છે, અને તેથી એનું "અર્પણ" પણ એ જ રસથી ભરાયું છે. કોણ નહિ કહે કે—

> "Our Sweetest songs are those
> That tell of saddest thought."

[ વસન્ત : વર્ષ ૩૨, અંક ૬; પૌષ, સં. ૧૯૯૦ ]

## ૧૮. વીર નર્મદ

કવિ નર્મદાશંકરની પ્રથમ શતાબ્દી પ્રસંગની સ્મારક ગ્રંથિકા, લેખક શ્રીયુત વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, પ્રકાશક ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ

કવિવીર "નર્મદ"ના જન્મની શતાબ્દી ગૂજરાત કાઠીઆવાડ મુંબાઈ તેમજ બૃહત્ ગૂજરાતમાં ઘણે સ્થળે ઉજવાઈ. એમાં વૃદ્ધ વિદ્વાનોથી માંડી મધ્ય વયના સાક્ષરો અને કૉલેજમાં ભણતા વિદ્યાર્થી યુવકોએ પણ બહુ ઉત્સાહ અને ઉલ્લાસપૂર્વક ભાગ લીધો. એમાં અપાએલાં અગણિત ભાષણો સર્વ અમારી પાસે નથી, એટલે એમની અન્યોન્ય તુલનાત્મક મૂલ્યઆંકણી કરવી શકય કે ઉચિત નથી. પણ એમાંથી જેટલાં ભાષણ અમારી નજરે આવ્યાં છે તે સર્વ પ્રસંગને શોભતાં અને ઊંચી કોટિનાં છે. આ પ્રસંગે અમદાવાદની ગૂજરાત સાહિત્ય સભાએ નર્મદ ઉપર "**વીર નર્મદ**" એવા નામથી એક સુન્દર પુસ્તક આ ઉત્સવના સ્મારક રૂપે રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પાસે લખાવીને પ્રસિદ્ધ કર્યું છે. એ પુસ્તક જેવું સુન્દર રીતે લખાયું છે તેવું જ સુન્દર રીતે છપાયું છે, બંધાયું છે અને સચિત્ર થયું છે. જેઓ ભાઈ વિશ્વનાથ ભટ્ટને જાણે છે તેઓ એમના લેખની સુન્દરતા જોઈને આશ્ચર્ય પામશે નહિ; તેઓને ખેદ માત્ર એટલો જ થશે કે નર્મદના જન્મને એક શતાબ્દી થઈ છતાં નર્મદની પેઠે "કલમને ખોળે" રહેવા ઇચ્છનાર કેટલાક સાહિત્યસેવક ભાઈઓ માટે હજી ગૂજરાતમાં સગવડ થઈ નથી. એ દુઃખદ વાર્તા આ ઉત્સવમાં વધારે નહિ સંભારીએ.

ચરિત્રને ચિત્રરૂપ કરવું એ કલાનું ગૂજરાતી ભાષામાં આ બીજું વા ત્રીજું દૃષ્ટાન્ત છે. પહેલું કદાચ સ્વ. મહીપતરામરચિત દુર્ગારામ મહેતાજીના ચરિત્રને ગણી શકાય. એ નાનું પુસ્તક વિશેષ ભાગે દુર્ગારામની પોતાની નોંધપોથીમાંથી કરેલા ઉતારાનો સંગ્રહ છે. મહેતાજી પોતે જ એક રસ ઉપજાવે એવી વ્યકિત હતા, અને તેથી એમની નોંધપોથીમાંથી એમણે જે રમુજી વાતો સીધી વાણીમાં નોંધી છે એ એમનું ચિત્ર આપણી આગળ ખડું કરવા બસ થાય છે. વસ્તુતઃ ચરિત્રલેખકને એનો જશ નથી. તે પછી ખરી રીતે ચરિત્રને "ચિત્ર" નામ આપનાર, અને પોતાની કૃતિમાં એ નામને યથાર્થ

કરી બતાવનાર, આ જાતના પ્રથમ ચરિત્રલેખક રા. ભાઈ વિનાયક નન્દશંકર મહેતા છે. એમણે જે ચિત્ર દોર્યું છે તે એમના પિતાશ્રી સ્વ૦ નન્દશંકર તુળજાશંકરના કરતાં પણ વિશેષતઃ એમના સમયનું છે, અને તે એવું સાક્ષાત્કારક છે કે વાચક જાણે એ વાંચતાં બોલી ઊઠશે કેઃ "तस्मिन्नेव देशे तस्मिन्नेव च काले वर्ते." તે પછીનું ચિત્રાત્મક ચરિત્ર તે રા. વિશ્વનાથ ભટ્ટે દોરેલું આ કવિ નર્મદનું. એમાં લેખકનો યત્ન જેટલો ચરિત્ર પૂરેપૂરું આલેખવાનો નથી તેટલો એ ચરિત્રને તથા એની કૃતિઓને લગતાં થોડાંક પ્રકરણો કરી એટલામાંજ ચિત્રના રંગ પૂરવાનો છે. એ પ્રકરણો આ પ્રમાણે છેઃ ૧. જૂનો ને નવો જમાનો; ૨. જીવનરેખાઃ થોડાંક દશ્યો; ૩. યૌવનમૂર્તિ; ૪. જીવન-ભરનો જોદ્ધો. ૫. કવિતા; ૬. યુગપુરુષ. ગ્રન્થકાર આ લઘુગ્રન્થનો આરંભ રા. વિનાયક નન્દશંકર મહેતાના "નન્દશંકર જીવનચિત્ર"-ના એક ચિત્રથી કરે છે, અને તે પછી આની રાગની ધૂન ગ્રન્થકાર-માં અન્ત સુધી રહે છે. વાચકને એક બે ઊતારા વડે લેખકની શૈલીનું દર્શન કરાવવાનું અમને મન હતું, પણ પેરેગ્રાફ ઉપર પેરેગ્રાફ એવાં સુન્દર અને સરળ ભાષાનાં ચિત્રોથી ભર્યા ચાલ્યા આવે છે કે એમાં પસંદગી કરવી કઠણ છે, તેમ અમારો સ્થળસંકોચ પણ ધ્યાનમાં રાખવાનો છે. છતાં એક બે પ્રસંગોના આલેખન તરફ અમે વાચકનું ધ્યાન ખેંચીશું; એક "નર્મદ દલપત ઝઘડો" (પૃ. ૨૭ થી ૪૧). આ "ક્રાંતિકાળ"ના એક ચિરસ્મરણીય પ્રસંગનું ચિત્ર રા. વિશ્વ-નાથે સજીવ ઉપસ્થિત કર્યું છે. પછી નર્મદનો "તિતિક્ષાકાળ" શરૂ થાય છે, અને આ ઉત્તરાર્ધમાં એના સાંસારિક અને ધાર્મિક વિચાર-માં જે પ્રસિદ્ધ પરિવર્ત થાય છે, એ પરિવર્તનું ચિત્ર પણ એવું જ તાદૃશ છે. તે પછી કવિના "સેવાસ્વીકાર"નો પ્રસંગ આવે છે તે સમયનું ચિત્ર અને તેમાં ડાહીગૌરીની ઉમદા વૃત્તિ હૃદયને આર્દ્ર કરે છે. અને તે પછી અન્તિમ દશ્ય કવિના અન્તકાલનું. એ ઉપર આંખ પડતાં દ્રષ્ટાને સમઝણ નથી પડતી કે એ જોઈ અશ્રુ કરુણ

રસનાં આવે છે કે પૂજ્યભાવનાં આવે છે. કવિ નર્મદાશંકરની "જીવનરેખા" વાંચી વાચક પણ રા. વિશ્વનાથના જ શબ્દોમાં પૂછશે કે: "આદિથી અંત સુધી જોઈએ તો કાવ્યશાસ્ત્રના મુખ્ય મુખ્ય સઘળા રસોનું રમણીય સંયોજન નથી થયું લાગતું એના જીવનમાં ? શૃંગાર, વીર, કરુણ ને શાંત એ પ્રધાન રસોની તો છોળો જ નથી ઉછળતી એમાં ?" ખરેખર, રા. વિશ્વનાથ કહે છે તેમ "નર્મદ મહાકાવ્ય રચી નથી ગયો પણ મહાકાવ્ય જીવી ગયો છે."

અમે તો નર્મદાશંકરને કવિ, ભાષાસેવક, દેશભક્ત, અને સમય-મૂર્તિ એમ ઉત્તરોત્તર અધિક ભાવથી પૂજીએ છીએ, અને એ સર્વ કરતાં પણ વિશેષ એક વીર પુરુષ તરીકે ગૂજરાતની છેલ્લી શતાબ્દીમાં કોઈ નજરે પડતો નથી.

નર્મદનાં કાવ્યો કરતાં નર્મદનું જીવન વધારે રસિક છે તેથી સ્વાભાવિક રીતે જ અમારૂં અવલોકન એના જીવન ઉપર વિશેષ ઠરી ગયું. પણ રા. વિશ્વનાથનાં તે પછીનાં પ્રકરણો પણ એટલી જ સુન્દરતા અને સુઘડ શૈલીમાં લખાયાં છે. આમ ચિત્ર અને ચિત્રના રંગોની પ્રશંસા ઉપરથી કોઈએ ન ધારવું કે વિચારના અંશમાં આ પુસ્તક શૂન્ય છે. સ્થળે સ્થળે જ્યાં વિચાર ન્યાય અને મૂલ્યઆંકણીના પ્રસંગો આવે છે ત્યાં અને એને લગતાં તે તે પ્રકરણોમાં રા. વિશ્વનાથે ઉત્તમ કાર્ય કર્યું છે.

નર્મદ શતાબ્દીને પ્રસંગે રા. વિશ્વનાથ પાસે આ પુસ્તક રચાવીને અમદાવાદની ગૂજરાત સાહિત્ય સભાએ ગૂજરાતને મ્હોટી સેવા કરી છે.

[ વસન્તઃ વર્ષ ૩૨, અંક ૩; આશ્વિન, સં. ૧૯૮૯ ]

## ૧૯. થોડાંક રસદર્શનો—

**સાહિત્ય અને ભક્તિનાં:** કર્તા—શ્રીયુત કન્હૈયાલાલ મુનશી, પ્રકાશક—જીવણલાલ અમરશી મહેતા, અમદાવાદ

આ પુસ્તક શ્રી૦ ભાઈ કનૈયાલાલ મુનશીનું લખેલું છે એટલું એના વિશિષ્ટ ગુણો માટે કહેવું બસ છે. એ ગુણો સુપ્રસિદ્ધ છે, અને તે આ પુસ્તકમાં પણ સ્પષ્ટ નજરે પડે છે. રા. ભાઇ મુનશીના લેખોમાં કશું મોળું, નિર્બળ, નીરસ હોય જ નહિ; જે જુવો તે પ્રભાવશાળી, તેજસ્વી, વીર્યવાન. પરંતુ આ સુપ્રસિદ્ધ ગુણો એટલા ઉત્કટ માપમાં હોય છે કે એની સાથેનો એક ગુણ જે વિશાળ વાંચન, એ ઘણા વાચકો અને પરીક્ષકોના ધ્યાન બહાર રહી જાય છે. પૂર્વોક્ત ગુણોની સાથે આ ગુણ પણ પ્રકૃત પુસ્તકમાં સર્વત્ર નજરે પડે છે. એક સારો બુદ્ધિમાન અને ખંતીલો વકીલ જેવા શ્રમથી અસીલના કેસનો અભ્યાસ કરી કોર્ટ આગળ આવે છે, તેવા જ અને તેટલા જ શ્રમથી રા. ભાઈ મુનશીએ પ્રકૃત ગ્રન્થમાં આવેલા સઘળા વિષયોનો અભ્યાસ કરી ગૂજરાત આગળ આ પુસ્તક મૂક્યું છે. પોતે લખે છે તેમ "અનેક અન્વેષણોના અભ્યાસ પછી આ લેખો લખ્યા છે. એક જ વિચારકને હું અનુસર્યો નથી. ઘણાંનાં દૃષ્ટિબિન્દુ મેં સ્વીકાર્યાં છે, પણ તે મારા સ્વાનુભવની કસોટી પર ચઢાવીને મને કાંચન લાગ્યું તે હું રજુ કરૂં છું." આ કહેવું સત્ય છે. એમાં મિથ્યાભિમાન નથી. પણ એ અન્વેષણ જેવું પશ્ચિમના ગ્રન્થોમાં કર્યું છે તેવું અહીંના ગ્રન્થોમાં કર્યું નથી, એટલી ન્યૂનતા છે. વાચક અહીં યાદ કરશે કે સ્વ૦ રમણભાઈના રસવિચારની એ ખૂબી હતી કે એ પશ્ચિમના ગ્રન્થમાંથી પ્રથમ વિચાર લેતા તો પણ આપણે ત્યાંના વિચાર સાથે એની સારી સરખામણી અને મેળવણી કરતા. આમુખમાં રા. મુનશી સાહિત્ય, ભક્તિ અને ભાવના સંબન્ધી દિગ્દર્શન કરાવે છે. એમાં ઉન્નત ભાવનામાંથી પ્રકટેલાં, છતાં પુષ્કળ લોકપ્રિય થઈ પડેલાં, અનેક પુસ્તકોના કર્તાને મુખેથી આ સાંભળીને બહુ આનન્દ થાય છે કે—"ખરૂં સાહિત્ય એ તો શિષ્ટ હોય તે જ; એટલે જે એકજ વખતે સરસ અને સચોટ હોય તે. આ સાહિત્યનું રહસ્ય થોડાને જ બરાબર સમજાય છે, અને થોડાકની જ સંસ્કારી

રસિકતા તેનાથી આનન્દ પામે છે. અને એ જ સાહિત્યને શિષ્ટ સાહિત્ય તરીકે પૂજાવાનો, એના સ્રષ્ટાને જ ખરા સાહિત્યક તરીકે ગણાવાનો હક્ક છે."

"લોકસેવાના વધતા જતા આદર્શો 'સામાન્ય દષ્ટિએ ઉપયોગિતા એ સાહિત્યનું સાફલ્ય' એમ શીખવવાનો દાવો કરે છે. પરિણામે, સામાન્યો રસિકતાનો દાવો કરતા થયા છે, અને શિષ્ટતાની કસોટી કરવાની ધૃષ્ટતા કરે છે, અને સંસ્કારી અને વિશુદ્ધ રસિકતાને સ્થાને લોકપ્રિયતા અને ઉપયોગિતાની પ્રતિષ્ઠા સ્થાપવાના જપ કરવામાં આવે છે."

સાહિત્ય અને ભક્તિ વચ્ચે સંબન્ધસાધક રસ છે. યદ્યપિ રસ એમને સાંધે છે તો પણ તેઓનો ભેદ સ્પષ્ટ છે. તેથી સ્થૂળ રૂપે અને દેખીતી રીતે આ પુસ્તકના બે ભાગ પડ્યા છે તે લગભગ સ્વતન્ત્ર છેઃ એક ભાગ સાહિત્ય ઉપર અને બીજો ભક્તિ ઉપર. પણ બંને ભાગ ઘણી રીતે પૃથક્ છતાં રા. મુનશીના માનસની વિશિષ્ટતાના કારણથી પરસ્પર સંધાઈ જાય છે.

પ્રથમ ભાગમાં સાહિત્ય સંબન્ધી વિચારને અંગે 'સાહિત્યનો વિકાસક્રમ,' 'સાહિત્યનું સ્વરૂપ,' 'સરસતા,' 'સાહિત્યમાં સચોટતા', 'શૈલી અને પદલાલિત્ય'—એ વિષયોનું નિરૂપણ કર્યું છે. આ ભાગનું વસ્તુ વિશેષે રસરૂપ હોઈ, એનું નિરૂપણ સ્વાભાવિક રીતે જ Psychological દષ્ટિબિન્દુથી યાને મનોવ્યાપારના પૃથક્કરણ દ્વારા કરવામાં આવ્યું છે. પશ્ચિમના આ વિષયના ગ્રન્થોનો પરિચય ધરાવતો કેળવાએલો વાચક સ્હેલાઈથી સમજી શકે, પણ અન્યને કઠણ પડે એવો આ ભાગ છે. પણ એમાં વિષય બને તેટલો સુગ્રાહ્ય કરવા રા. મુનશીએ યત્ન કર્યો છે. કેવા પ્રકારનું વસ્તુ આ ભાગમાં નિરૂપાયું છે એનો વાચકને ખ્યાલ આપવા એક પ્રેરેગ્રાફ અહીં ટાંકીશું. સરસતા કેવી રીતે પરખાય છે અને અનુભવાય છે એને સ્પષ્ટ કરવા માટે રા. મુનશી લખે છેઃ

"આ ક્રિયાને વધારે સ્પષ્ટ રીતે આમ વર્ણવી શકાય છે.

(૧) એક વસ્તુના સંસ્કાર માણસ પર સચોટ રીતે પડે છે;
(૨) એ સંસ્કારમાંથી કલ્પનાચિત્ર પ્રગટે છે;
(૩) રસવૃત્તિ એ ચિત્રમાં અપૂર્વતાની ઝાંખી કરવા મથે છે; અને એમ કરવા જતાં એમાં સરસતાનું આરોપણ કરે છે;
(૪) રસિકતા આ સરસતા જોઈ આનન્દ પામે છે;
(૫) માણસ આ સરસ કલ્પનાચિત્ર વ્યક્ત કરવા ઇચ્છે છે;
(૬) એ માણસમાં સર્જકશક્તિ હોય તો એ ચિત્રને એ સચોટ ને સરસ રીતે વ્યક્ત કરે છે,—કલાત્મક કૃતિ સરજે છે;
(૭) એ કલાત્મક કૃતિની સચોટતા સામા માણસ પર ઊંડી છાપ પાડે છે; અને
(૮) એમાં રહેલી સરસતા સામાની રસિકતા પોષી તેને આનન્દ પમાડે છે.

આ ક્રિયાના બે ભાગ પાડી શકાય. કલ્પના પર કેમ અસર થાય ને છાપ પડે; કેવા પ્રકારના ચિત્રથી આંદોલન ઉદ્‌ભવે અને સર્જકશક્તિ ઉત્તેજાય; અને સામા માણસમાં કેવી રીતે જોઈતી અસર થાય; આ સચોટતાનો વિષય. રસિકતા કેમ આકર્ષાય ને સંતોષાય; રસવૃત્તિ કેમ જાગે ને સરસ રંગો પુરે; સરસ કલ્પનાચિત્ર કેમ બને; અને સરસતા દર્શાવાય એવી કલાત્મક કૃતિ કેમ રચાય; એ સરસતાનો વિષય. પણ એ કલાત્મક કૃતિ સમજાવવા—એટલે કે આ બધી ક્રિયા બરોબર થાય તે માટે—કલ્પનાનાં ઉડ્ડયનો કેવાં જોઈએ એ નિરાળો વિષય."

રસિકતા એ સહૃદયની માનસિક સ્થિતિ છે; સરસતા એ વસ્તુગત ધર્મ છે. ખરી રસિકતા અને ખરી સરસતા એક એકનું પ્રતિબિમ્બ પાડે છે, બે એક જ વસ્તુની 'Subjective' અને 'Objective'—એટલે કે એકજ ચૈતન્યની વૃત્તિગત અને વિષયગત એવી બાજુઓ છે. આ પ્રમાણે વેદાન્તની વાણીમાં અમારૂં પ્રકૃત

વિષયમાં માનવું છે. પણ ‘ ખરી ’ વિશેષણમાં બધું મર્મ રહેલું છેઃ જ્યાં એ પદાર્થ પૂરેપૂરા ખરા નથી ત્યાં ઉભયનું ‘focus’ યાને દૃષ્ટિબિન્દુ મળતું નથીઃ વૃત્તિચૈતન્ય અને વિષયચૈતન્ય એક બીજાની સળંગ લીટીમાં આવવાને બદલે એકતામાંથી ખસી છૂટાં પડી જાય છે. તે વખતે ‘Subjective’ બાજુમાં એટલે કે સહૃદયની વૃત્તિમાં જ સરસતા માની લેવી, કે ‘Objective’ બાજુને એટલે કે સરસતાને ‘Subjective’ બાજુથી છૂટી પાડી સ્વતન્ત્ર પદાર્થ રૂપે સ્થાપવીઃ બંને પક્ષમાં દોષ છે છતાં પણ સરસતાને ‘Subjective’ પક્ષમાંથી ઉદ્ધારવાનો જે યત્ન રા. મુનશી કરે છે તે સ્થાને છે. રા. મુનશી લખે છેઃ

“ રસિકતા પારખે છે તે મનગમતી વસ્તુને જ એમ નથી. ઘણી વસ્તુઓ જુદાં જુદાં મનને ગમે છે, પણ તેથી તે સરસ કહેવાતી નથી. કોઇ કહે કે મને આ વસ્તુ ગમે છે અને આ નથી ગમતી તો તેનો વાંધો કાઢી શકાય નહીં; પણ જો કોઇ કહે કે મેઘદૂત, તાજમહેલ, વીનસ ડી મીલો કે એપોલો બેલ્વેડીઅર સરસ નથી તો તરત કહી શકાય કે એ માણસમાં રસિકતા નથી મનગમતી વસ્તુનો મનના ક્ષણિક વલણ પર આધાર છે. વસ્તુ સરસ થઈ એ તો સરસજ રહેવાની. મનગમતી વસ્તુ આનંદ આપે કે ન આપે; સરસ વસ્તુ તો આનંદ આપેજ. જેમ સત્ય અચળ તેમજ સરસતા સર્વેને આનંદ અને સંતોષ આપવાની. જેને એ ન મળે તેની પારખ-શક્તિ જ નકામી.”

“ તે જ પ્રમાણે ‘ ઉપયોગી કે સારી વસ્તુ’ની રસિકતાને પરવા નથી. ઉપયોગી વસ્તુથી કોઈ બીજા–એ વસ્તુથી નીરાળા—ઉપયોગ-ની હોય. સારી વસ્તુ કોઈ કામ માટે યોગ્યજ જોઈએ, પણ સરસ વસ્તુ તો તેની સરસતા માટે જ આકર્ષક છે. ઉપયોગી કે સારી વસ્તુ તેનો ઉપયોગ દૂર થતાં અકારી થાય છે; સરસ વસ્તુ તો સદા સર્વદા આનંદકારીજ હોય છે. આ ઉપરથી ચોક્કસ કહી શકાયઃ—

૧. રસિકતા જે ધોરણ નક્કી કરે છે તે બધા સમયમાં અચલ અને એક જ હોઈ શકે.
૨. સરસતા મેળવવાની ઉત્કંઠા સંતોષાય ત્યારે જ આનંદ થાય તે જ પરીક્ષાનું સાફલ્ય અને સરસતાનું અન્તિમ ધોરણ.
૩. અને આ આનંદ તૃપ્તિ વિનાનો, સાત્ત્વિક અને નિઃસ્પૃહ હોય છે."

રસિકતાના ધોરણને વાચકની વૃત્તિથી સ્વતંત્ર અચલ અને એક માનવાનો પુરાણો સિદ્ધાન્ત અત્યારના "Relativity" યાને સાપેક્ષતાના સિદ્ધાન્ત સાથે કેટલો સંગત થશે એ જોવાનું છે. તે જ પ્રમાણે સત્ય (true), ઉપયોગી (useful) અને સારૂં (good) એનાથી સરસ(beautiful)ને છૂટું પાડવું એ ઠીક છે. પણ એ માટે આત્માની ભિન્નભિન્ન ગ્રહણશક્તિઓ માનવાનો સિદ્ધાન્ત (Faculty theory) કેટલે દરજ્જે વર્તમાન માનસશાસ્ત્રમાં માન્ય થઈ શકે એવો છે એ શંકાગ્રસ્ત છે. તેથી "આ રસિકતા બુદ્ધિનું લક્ષણ નથી, વિચારનું પરિણામ નથી, જે શક્તિઓ શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ અનુભવે છે અને પારખે છે તેના જેવી એ છે. એ બુદ્ધિથી કાબુમાં રહે, વિચારથી કેળવાય, અભ્યાસથી સુધારાય અને આદર્શ સેવ્યાથી નિર્મલ બને. પણ જેમ સારી અને માઠી ગંધ સ્વાભાવિક શક્તિથી પરખાય છે તેમ સરસ અને નરસ, સુંદર અને સામાન્ય, કૃતિઓ પણ તેવી જ રીતે પરખાય છે." એ વચનને વિશેષ ખુલાસાની અને સમર્થનની જરૂર છે.

આ પ્રકરણની પછીના વિષયનું નિરૂપણ પણ એવીજ સૂક્ષ્મતાથી રા. મુનશીએ કર્યું છે એની વિગતમાં ઊતરતાં આ લઘુ અવલોકન બહુ વિસ્તરી જવાનો ભય રહે છે. અમારી વાચકને એ ભાગ મનનપૂર્વક વાંચવાની સલાહ છે. અને રા. મુનશીને વિશેષમાં એક સૂચના છે કે સરસતાની ગંગા એના વિવિધ પ્રકારરૂપ સ્રોતમાં કેવી વહે છે, એ સ્રોત કયા કયા છે, એના રૂપમાં શી શી વિશિષ્ટતા છે

ઇત્યાદિ વિગતો ઉમેરી "સાહિત્ય"નો વિષય એક સ્વતંત્ર પુસ્તક રૂપે મૂકાય તો સારૂં.

પુસ્તકનો બીજો ભાગ ભક્તિના પ્રકાર અને ઇતિહાસને લગતો છે. આરંભમાં ભક્તિ અને સાહિત્યનો સંબન્ધ દર્શાવતું પ્રકરણ છે. એમાં રા. મુનશી કહે છે અને બતાવે છે કે "ખરી ભક્તિ અને માનવપ્રેમમાં ઘણું સામ્ય છે." આજ ભકિતના ગ્રંથોમાં શૃંગારી માનવપ્રેમના પ્રવેશનો ખુલાસો છે. રા. મુનશી કહે છે, "શુદ્ધ ભકિતમાં ઇશ્વરનાં દર્શન અને મિલનની તૃષ્ણા જીવલેણ બને છે અને અનુરાગ એનું મૂલ છે. ઉપાસના, જિજ્ઞાસા કે વૈરાગ્યથી એ પ્રકારની ભકિત પ્રગટતી નથી. વૈદિક મંત્રદ્રષ્ટામાં ઉપાસનાની વૃત્તિ હતી. વેદાન્તીમાં જિજ્ઞાસા હોય છે. ત્યાગીમાં વૈરાગ્ય હોય છે. ત્રણેમાંથી એકેની વૃત્તિને ભકિત ન કહી શકાય." આ માટે રા. મુનશી ભગવદ્ગીતામાં નિર્દેશેલી ભકિતને પણ ભકિત કહેવા તૈયાર નથી. આ દૃષ્ટિમાં 'શુદ્ધ'નો અર્થ અમિશ્રિત એટલો જ કરવામાં આવે અને શુદ્ધ–અશુદ્ધમાં સારા ખોટાનો ભાવ વિવક્ષિત ન કરીએ તો આ કહેવું ઠીક છે.

કહે છેઃ "ઇશ્વરનું સ્વરૂપ પારખી તેમાં તન્મય થવાની તીવ્ર મનોદશાને ગીતા ભક્તિ કહે છે; પણ તે ભક્તિ ભાગવત, નારદ ને શાંડિલ્યની ભકિત નથી. એમાં અનુરાગ ને પ્રેમના લક્ષણ કરતાં જ્ઞાન અને પ્રણિધાનના અંશો વધારે છે." શ્રીમદ્‌ભાગવતની રા. મુનશીએ કરેલી કદર વાંચી અમારૂં હૃદય હરખાય છે. અમે જગત્‌ના ધાર્મિક સાહિત્યમાં ભાગવત કરતાં ચઢીઆતો ગ્રન્થ હજી સુધી જોયો નથી. રા. મુનશી યથાર્થ અને સુન્દર રીતે કહે છેઃ "એના કર્તાના ભક્તહૃદયની કથા કોઈ જાણતું નથી. અને છતાં દશમસ્કંધના કેટલાક ભાગમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભક્તહૃદયના તલસાટ નજરે ચઢે છે. ભાગવતનો કર્તા શું કોઇ અજાણ્યો સંયમશીલ ચૈતન્ય હતો? કે કોઇ આત્મલક્ષી પંડિતે પોતાના જીવનમાંથી નીતરતી રસિકતા વડે પૌરાણિક હાડપિંજરને સજીવન કરવા એ કૃતિ સરજી? કે કોઇ અપૂર્વ

કલાકારે ભક્તિમાર્ગની આછી રેખાઓને અમર સાહિત્યમાં મૂર્તિમાન કરવાને એ અદ્‌ભુત ગ્રંથ લખ્યો ? આ કોયડા કોણ ઉકેલે ?" ઘણા થોડા જ પૂછી શકે, તો ઊકેલી તો કોણ જ શકે ? વળી આગળ :

"એની કલામાં ભક્તશિરોમણિનાં કે પ્રણયીનાં આત્મલક્ષી ઘેલછા તોફાન કે સ્વચ્છંદના આછા ઘેરા ડાઘ નથી. ભકત કે પ્રણયી કદી ન થઈ શકે એવી રીતે તે કૃતિના ચિત્રપટ પરથી વિલુપ્ત બની જાય છે. પૌરાણિક સાહિત્યનો આદર્શ તે કદી ત્યાગતો નથી. ને કોઇક વાર ત્યાગે છે તો ન સમઝાય એવી રીતે. ઉપાસનાના સાહિત્યની પ્રણાલિકાને તે માન આપે છે. અને છતાં ભકત કે પ્રણયી હૃદયની ઊર્મિ અપૂર્વ સ્વરૂપે–એની કૃતિમાં નથી એમ કોણ કહી શકે ?

કોઇ અદ્‌ભુત, આત્મવિસર્જનમાંજ આનંદ માનતો પૌરાણિક ભકત, પ્રણયી અને કલાકારની દૃષ્ટિ તેમજ શકિતનો અજબ સમન્વય સાધતો કવિ–હોમર, કાલિદાસ, ડાંટે, શેકસપીઅરની હારનો કોઇ કલાનિધિ–માત્ર કલાની જ પ્રચંડ સર્જકતાથી ભકિત પ્રણય અને ઉપાસનાની સૃષ્ટિઓ સરજતો એમાં દેખાય છે ? ભાગવતમાં રહેલી સરસતાને હિંદમાં કોઇ સ્પર્શ્યું હોય તો કાલિદાસ, તેનાથી વધારે અપૂર્વ સરસતા સરજાવી હોય એવો કોઈ જડતો નથી."

દૃષ્ટાન્તપૂર્વક સર્વ ચર્ચા કરીને અન્તમાં રા. મુનશી ભકિત-સાહિત્યના નીચે પ્રમાણે વિભાગ પાડે છેઃ

(क) ભકિતસાહિત્ય.

૧. શુદ્ધ ભક્તિનું સાહિત્ય.

૨. માનવપ્રેમનું ભક્તિસાહિત્ય.

(ख) મિશ્ર ભક્તિસાહિત્ય.

૧. ઉપાસનાનું સાહિત્ય.

૨. જ્ઞાનનું સાહિત્ય }<br>૩. વૈરાગ્યનું સાહિત્ય } ઉપદેશનું સાહિત્ય.

આમાં—

"ભક્તિની દૃષ્ટિએ, શુદ્ધ ભક્તિનું સાહિત્ય જ શ્રેષ્ઠ, માનવ-પ્રેમનું ભક્તિસાહિત્ય પ્રણયસાહિત્યનો ભાગ છે અને છતાં ભક્તિ-સાહિત્યમાં ઊંચું સ્થાન ભોગવે છે, અને શિષ્ટ સાહિત્ય બને છે. કલાકારનું ભક્તિ સાહિત્ય એ ભક્તિની દૃષ્ટિએ અધમ છતાં, સાહિત્યની દૃષ્ટિએ ઘણી વાર સર્વોત્તમ બને છે. મિશ્રભક્તિનું સાહિત્ય ભક્તિની દૃષ્ટિએ ઊંચા પ્રકારનું ગણાય નહીં. શિષ્ટતાની દૃષ્ટિએ જોતાં ઉપાસના ને વૈરાગ્ય–સાહિત્ય ઘણા ઊંચા પ્રકારનું થઈ શકે છે. જ્ઞાનનું સાહિત્ય ભાગ્યે જ શિષ્ટતા પ્રાપ્ત કરે છે."

જેને 'પ્રેમલક્ષણા' ભક્તિ કહે છે તેનેજ ભક્તિનું શુદ્ધ અને ખરૂં સ્વરૂપ માનીએ તો ઉપાસનાદિક ભક્તિના લક્ષણની બહાર પડે એ ખુલ્લું છે; અને તેથી એ તત્ત્વ જેમાં આવતું હોય તેને મિશ્ર ભક્તિ જ કહેવી પડે. પણ ભક્તિના અર્થને મૂળથી જ આમ સાંકડો કરવાની જરૂર છે? સહુને ભક્તિના જ વિવિધ પ્રકારરૂપે ન લઈ શકાય? જેમાં પ્રેમનું માધુર્ય અને સૌન્દર્ય આવે તે જ ભક્તિ, અને જેમાં એજ પ્રેમની અનન્તતા અને અગાધતાના ભાનથી વિશાળતા અને ઉચ્ચતાની પ્રતીતિ થાય એ ભક્તિ નહિ એમ માનવાને કારણ છે?

આ પ્રકરણ ("ભક્તિ અને સાહિત્ય") પછીનાં પ્રકરણો ભક્તિના ઇતિહાસને લગતાં છે. એમાં "હિન્દમાં શુદ્ધ ભક્તિનો ઉદય" ત્યાંથી માંડી "ભક્તિનો મધ્યાહ્ન અને ગુજરાતી સાહિત્ય" એને અંગે "ગુજરાતમાં વિષ્ણુભક્તિ", "આથમતી ભકિત અને ગુજરાતી સાહિત્ય," "દયારામઃ ગુજરાતનો પ્રણય કવિ" અને અન્તે "અર્વાચીન યુગનો પ્રારંભ"–એ પ્રકરણમાં ઋગ્વેદ અને એથી પણ પહેલાંના અનાર્યકાળથી માંડી આજ સુધીની ભક્તિનું અને ભક્તિના સાહિત્યનું સવિસ્તર અવલોકન કરવામાં આવ્યું છે. એ પ્રકરણોની યથોચિત વિગતવાર સમાલોચના કરવી અત્રે શક્ય નથી. પણ આરંભમાં જ એક કથને અમારૂં ધ્યાન ખેંચ્યું છે એ ઉપર થોડુંક કહેવું જરૂરનું છે. રા. મુનશી કહે છે, અને એ જ મત સર્વ

અર્વાચીન વિદ્વાનોનો છે, કે "વેદકાળમાં અનાર્યોમાં લિંગપૂજા હતી, બલ્કે "મોહેનજોદારોની ખંડીએરોની શોધ પરથી માલુમ પડે છે કે શિવ ને શક્તિની પૂજા વૈદિક આર્યોના સમય પહેલાંની હિંદમાં પ્રચલિત હતી." શિવ અનાર્યોના દેવ હતા અને તે લિંગ રૂપે પૂજાતા. પછી "વૈદિક રુદ્રની ભાવનાનું આરોપણ શિવના પર તેમણે કર્યું." અમને આ મત વસ્તુતઃ, વૈદિક સાહિત્ય જોતાં, ભૂલ ભરેલો લાગે છે. વૈદિક કાળમાં, બલ્કે એ કરતાં પણ પહેલાં આર્યપ્રજામાં સૂર્ય અને અગ્નિ રૂપે પરમાત્માની ઉપાસના થતીઃ તેમાં સૂર્ય એ વિષ્ણુનું પ્રતીક હોઈ સૂર્યપૂજામાંથી વિષ્ણુ ભક્તિનો, અને અગ્નિ એ શિવ વા રુદ્રનું પ્રતીક હોઈ અગ્નિપૂજામાંથી શિવભક્તિનો, પ્રવાહ ચાલ્યો. શિવ અને રુદ્ર એક જ અગ્નિનાં બે સ્વરૂપો અને બે નામ છેઃ ગૃહસ્થના ગૃહમાં જે અગ્નિ રહે છે તે અસંખ્ય રીતે કલ્યાણકારી છે અને તેથી એને 'શિવ' કહેવામાં આવ્યો છે, અને આકાશમાં તોફાની વીજળીનો અને પૃથ્વી ઉપર વિકરાળ દાવનો જે અગ્નિ છે તેને 'રુદ્ર" કહેવામાં આવ્યો છે. ઉભય એકજ અગ્નિનાં બે સ્વરૂપો હોવાથી એકજ દેવને બે પ્રકારે સૌમ્યરૂપે અને ઉગ્રરૂપે વર્ણવવામાં આવે છે. રુદ્ર અને શિવમાં અગ્નિનું આ દર્શન કાલ્પનિક નથી, પરંતુ વૈદિક અને બ્રાહ્મણ વચનોનો એને આધાર છે. જેને 'લિંગ' યાને Phallus માનવામાં આવે છે એ વસ્તુતઃ વેદિ ઉપર સ્થાપિત થઈ ઊંચે આકાશ તરફ પ્રજ્વળતા અગ્નિની મૂર્તિ છે. અને વર્તમાન શિવની જળાધારી એ અગ્નિની વેદિ છે. વૈદિક કાળમાં અગ્નિ વેદિ ઉપર સ્થાપવામાં આવતો તેને જ જ્યારથી સ્થાપત્યકળા અને શિલ્પકળા ઉત્પન્ન થઈ અને મન્દિરો બંધાવા માંડયાં ત્યારથી જળાધારી ઉપર આકાશમુખી શંકુને આકારે અગ્નિની મૂર્તિ સ્થાપીને અગ્નિને સ્થિર રૂપ આપવામાં આવ્યું. નિત્ય ઘીની પરણાલો બાંધીને અગ્નિમાં ઘી હોમવું ભારે પડે, તેથી આપણા પૂર્વજોએ ઘીને બદલે જળ દાખલ કર્યું. શિવ સાથે ભસ્મનો સંબંધ શા સારૂ કરવામાં આવે છે

એનો ખુલાસો પણ શિવને અગ્નિરૂપે સમઝવાથી જ મળે છે. શિવની જટા એ ચકરાવો ખાતી અગ્નિની શિખા છે, અને એને જ શિવને મસ્તકે અને અન્યત્ર શરીરે સર્પ રૂપે કલ્પવામાં આવે છે. શિવને ગળે શોભતું શિવે પીધેલું જે કાળું વિષ કહેવામાં આવે છે એ ભડભડ બળતી અગ્નિની જ્વાળાની વચમાં કોઈ કોઈ વાર દેખાતો ધૂમનો ગોટો છે, જેનાથી અગ્નિ બૂઝાતો નથી, પણ જે અગ્નિમાં ચિહ્નરૂપ છે. અન્ય સર્વ દેવને મૂકી ખાસ શિવને જ 'મહાદેવ' કેમ કહેવામાં આવે છે, અને એમની સાથે વૃષભ (પોઠીઓ) કેમ જોડાયો છે? નીચેની અગ્નિની ઋચામાં એનો ઉત્તર જડશેઃ "त्रिधा बद्धो वृषभो रोरवीति महो देवो मर्त्यां आविवेश ॥"—"વૃષભ ગર્જે છે, અને એ મહાદેવે મર્ત્યલોકમાં પ્રવેશ કર્યો છે."

ધર્મનો અતિ પ્રાચીન ઇતિહાસ જાણનારને સુવિદિત છે કે જે દેવ પ્રથમ તે તે પશુપંખીની આકૃતિમાં જ પૂજાતા, તે પછીથી ધડમાં પશુ વા પંખી અને મુખાકૃતિમાં મનુષ્યરૂપે કલ્પાયા, અને અન્તે પશુ વા પંખીનું શરીર એ માત્ર દેવનું વાહન થઈ રહ્યું. આ રીતે 'વૃષભ' જે ઉપરની ઋચામાં અગ્નિનું નામાન્તર વિશેષણ છે, તે જ અગ્નિ( = શિવ )થી છૂટો પડી શિવનું વાહન પોઠીઓ બને છે. આગળ જતાં જ્યારે સાંખ્ય તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયું અને પ્રકૃતિ અને પુરુષ એવાં બે મૌલિક તત્ત્વો મનાયાં, ત્યારે પ્રકૃતિને જ સાંખ્ય શાસ્ત્રમાં 'લિંગ'* કહી છે, પુરુષને નહિ. એ પણ બતાવે છે કે શિવલિંગ એ પુંલ્લિંગ વાચ્ય પદાર્થ નહોતો. પછીથી સાંખ્ય શાસ્ત્ર તન્ત્રગ્રન્થોમાં પ્રવિષ્ટ થયું ત્યારેજ કેટલાંક દુષ્ટ તન્ત્રોમાં સ્ત્રી-પુરુષના વ્યવહારની કલ્પના સાંખ્યનાં પ્રકૃતિ પુરુષમાં કરવામાં આવી.*

---

* પછીના સમયના સાંખ્ય ગ્રન્થોમાં તો 'લિંગ'નો અર્થ જેમાં જગત્ લય પામે ( लयं गच्छंतीति ) એટલે પ્રકૃતિ એમ સમઝાવ્યો છે.

કહેવાતી ' Phallic worship" યાને લિંગપૂજા સંબન્ધી આ ચર્ચા જરા વિગતવાર અત્રે કરી છે, તેનું કારણ કે એ સંબન્ધી ભ્રાન્તિ વિદ્વાનોમાં જામી ગઇ છે.

હવે આપણે રા. મુનશીના મૂળ વિષય તરફ વળીએ. વિષય વિસ્તૃત છે. તેથી એનું અવલોકન કરવાનું છોડી દઈ, રા. મુનશીની લાક્ષણિક શૈલીનાં તથા કવિઓના તત્ તત્ વિભેદક સ્વરૂપની દૃઢ રેખાઓ બતાવવાની કુશળતાનાં થોડાંક ઉદાહરણ આપી આ અવલોકન અમે સમાપ્ત કરીશું:

"સૂરદાસ ( આશરે ઇ. સ. ૧૪૮૪ થી ૧૫૬૯ ) આખા [ વલ્લભ– ] સંપ્રદાયમાં શ્રેષ્ઠ સાહિત્યક છે; કોઈકવાર નરસિંહના જેવો વિલાસ તે કેળવે છે; કોઇકવાર ભાગવતના પ્રતિધ્વનિ જેવો કમનીય શૃંગાર આલેખે છે; કોઈકવાર કલાનું સાહિત્ય પ્રગટાવે છે. કોઇક વખત તલસાટમાં તે નરસિંહથી ઉતરે છે, પણ કલાત્મક રચનામાં ચઢે છે, કોઇકવાર પૌરાણિક વર્ણનમાં, કોઇક વાર શબ્દમાધુર્યમાં તુલસીદાસને સ્પર્શ કરવા જતી કલા તે દેખાડે છે."

બીજું—નરસિંહ મહેતા વિષે લખતાં કહે છે:

"એનાં કવનોમાં મીરાંના હૃદયની સરલતા નથી; એનામાં ચંડીદાસની અપૂર્વ કાવ્યમયતા નથી. એનામાં ચૈતન્યના તીવ્ર તલસાટનો કંપ નથી; એનામાં નોવેલીસનું આત્મવિસર્જન નથી. નાગરી નાતની પ્રતિષ્ઠાનો લોભ એનાથી છોડાતો નથી."

'હરિજન'ને પોતાના બન્ધુ કરી એમના સંઘમાં ઘૂમનાર નરસિંહ મહેતા ઉપર પણ "નાગરી નાતની પ્રતિષ્ઠાના લોભ" નો આરોપ? આ તો પ્રસંગવશાત્.

ત્રીજું—ગૂજરાતના "પ્રણયકવિ" દયારામની લક્ષણરચના વાંચીએ:

"ભાષાની સંસ્કારિતામાં, સમૃદ્ધિ કે સંગીતમાં, ઊર્મિઓની સચોટતા કે તરવરાટમાં, ભાવવૈવિધ્યની રંગબેરંગી ચમકમાં, હૃદયંગમ શબ્દમાધુર્યની મોહનીમાં, પ્રણયના તલસાટની તીવ્રતામાં કોઇ કથન-( ? કવન )કાર ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં તેને સ્પર્શી શક્યો નથી."

"દયારામ ભક્ત કહેવાય છે પણ તે સદાય કવિ જ છે. તેનાં કાવ્યો ભક્તિસાહિત્ય કહેવાય છે, પણ તે માનવપ્રેમનાં ભક્તિસાહિત્યનાં દૃષ્ટાંત છે. જે જમાનામાં ભક્ત કહેવડાવ્યા વગર ઊર્મિઓ દર્શાવાતી નહીં તે જમાનામાં એને ભક્ત થવું પડ્યું. આ જમાનામાં ભક્તિના કૃત્રિમ આડંબરમાં છુપાએલા પ્રણયમૂર્તિને ઊર્મિગાન ગાનારા કવિ તરીકે પીછાણવા જોઇએ, એ પીછાણમાં જ ભક્તિસાહિત્ય કેમ ઉદ્‌ભવે છે તેનાં ઘણાં રહસ્ય સમજાય છે."

આ રહસ્યોમાં એક જો ભક્તિનો ઢોંગ ન હોય તો દયારામને ભક્તની ઓળમાંથી ઊઠાડી મૂકવા એ 'મને યોગ્ય લાગતું નથી. બેશક એમની કીર્તિ ગૂજરાતને રસ અને મીઠાશથી નીતરતી ગરબીઓ—એને 'મધુરસાર્દ્ર મંજરીઓ'* જ કેમ ન કહીએ?—એ આપવામાં રહેલી છે.

છેવટે, આ સુન્દર પુસ્તક રચવા માટે અમે રા. મુનશીને પૂર્ણ પ્રેમથી ધન્યવાદ દઈએ છીએ. અને એ સાહિત્યપ્રેમી સાક્ષર—જેમને વકીલાત અને રાજ્યરંગ એ માત્ર આડધંધો અને ધારણ કરેલું જ કર્તવ્ય છે—એ થોડાજ વખતમાં આપણામાં હરતા ફરતા અને ઘૂમતા થઈ જાય અને એમનો ગૂજરાતી સાહિત્ય વિષયક ઉત્સાહ ગૂજરાતમાં પ્રેરે એમ ઇચ્છીએ છીએ.

[ વસન્તઃ વર્ષ ૩૨, અંક ૩; આશ્વિન, સં. ૧૯૮૯ ]

## ૨૦. પ્રવાસનાં સંસ્મરણો—

લેખક રતિલાલ મોહનલાલ ત્રિવેદી.

આ સુન્દર પુસ્તકનું અવલોકન કરતાં અમને ઘણો આનન્દ થાય છે. પાછળ રેલવે ગાઈડમાં તે તે સ્થળનાં ન્હાનાં મ્હોટાં વર્ણનો હોય છે, અને કેટલાંક યાત્રાનાં પુસ્તકોમાં ક્યાંથી ક્યાં જવાય છે, સ્ટેશને એક્કા મળે છે કે મોટર, રસ્તામાં ધર્મશાળા છે કે કેમ, ચોખા

* કાલિદાસનાં કાવ્યો માટે વપરાએલું વચન.

દાળ લોટ મોદીની દુકાને મળી રહે છે કે એ સાથે રાખવાની જરૂર છે, એના ભાવ શા હોય છે, 'પંડાઓ' યાત્રાળુઓને કનડે છે કે ઉપયોગી થાય છે–ઇત્યાદિ હકીકતની નોંધ હોય છે. આ પુસ્તક એ જાતનું નથી. એના સ્વરૂપનું સૂચન લેખકની પ્રસ્તાવનાનાં આરંભનાં થોડાંક વાક્યોથી થાય છે. એ લખે છે: "આ સંસ્મરણોની પ્રસ્તાવના લખતાં વર્ડ્ઝવર્થે પ્રરૂપેલું કાવ્યનું સ્વરૂપ સ્મરણમાં આવે છે. કવિતા એ શાન્તિમાં સંભારેલી લાગણી—Emotion recollected in tranquility છે. અર્થાત્ કવિ જે લાગણી અનુભવે છે તે શાન્ત અને સ્વસ્થ અવસ્થામાં એ સંભારે છે; અત્ર હિમાલયનો સરઃપ્રદેશ (નૈનીતાલ વગેરે) દાર્જીલિંગ, શિલૉંગ, અને કાસ્મીર એ ચાર સ્થળનાં પ્રવાસનાં વર્ણન છે.

આ પ્રવાસો કરવાનો પ્રસંગ લેખકને શેઠ અંબાલાલ સારાભાઈ અને શ્રીમતી સૌ. સરલાદેવીનાં ન્હાનાં મ્હોટાં બાલકોની કેળવણીને અંગે આવ્યો હતો, અને એ પ્રસંગનો એમણે બહુ રમણીય ઉપયોગ કર્યો છે.

કવિનું દર્શન હૃદયના તાત્કાલિક ઉદ્ગાર રૂપે એકાએક કાવ્યમાં ઊતરતું નથી. પરંતુ એ એ દર્શનથી ઉત્પન્ન થતી લાગણી ચિત્તમાં ઠરી પ્રતિભાનો પ્રકાશ પામી ચિન્તનમાં પરિણમે છે અને કોઈ ધન્ય ક્ષણે મનોહર સર્જન રૂપે અવતરે છે. રા. રતિલાલ કવિ હોવાનો દાવો કરતા નથી, અને આ પુસ્તક કાવ્ય છે પણ નહિ, બલ્કે, કાવ્યથી 'ઇપન્ન્યૂન'–કાવ્ય નહિ પણ લગભગ કાવ્ય જેવું–છે એમ કહીએ તો પણ તે અત્યુક્તિ મનાય; પણ એટલું તો આપણે વિના સંકોચે કહી શકીશું કે કવિને શોભતી દૃષ્ટિએ એમણે તે તે સ્થળનું સૃષ્ટિ સૌન્દર્ય નિરખ્યું છે, એનો ઉપભોગ કર્યો છે, અને વિષયને અનુરૂપ સુન્દરતાવાળા ગદ્યમાં પોતાની લાગણી પ્રકટ કરી છે.

ઉદાહરણ તરીકે, આ પુસ્તકમાંથી એક લાંબું પણ રુચિકર અવતરણ અત્રે કરીએ. દાર્જીલિંગના "એક રમણીય પ્રભાત"નું એ

વર્ણન છે. રા. રતિલાલ લખે છે: " પાછલી રાતના સાડાત્રણેક વાગ્યા હશે. હિમાલયના એક ઊંચા શિખર ઉપર હું ઉભો હતો. ઘોર અન્ધકાર મને ચોતરફથી વીંટી વળ્યો હતો. અન્ધકારમાં દૂર દૂર નજર ફેંકતો પણ પ્રત્યેક વાર દૃષ્ટિ અફલ જતી. પહાડો અને ખીણો વચ્ચેનું અંતર અંધારામાં ડૂબી ગયું હતું. એટલું જ નહિં પણ ઊંચાં ગિરિશૃંગો અને વૃક્ષોમાંથી કાંઇએ નજરે પડતું નહિ. આકાશની ગુહાને ઘેરીને ઊંડો અન્ધકાર સૂતો હતો. સર્વત્ર નિઃશબ્દ શાન્તિ હતી, માનવતાના શાન્ત અને કરુણ સંગીત—'still sad music of humanity'ના સતત સંવેદનની પેઠે ઝરણાંનું શાન્ત અને કરુણ સંગીત માત્ર ચાલી રહ્યું હતું. પવન પણ નિદ્રસ્થ" (આ અસંસ્કૃત શબ્દ અમને ખૂંચે છે એટલું અહીં કહી નાંખીએ છીએ) "હતો એટલે પાસેના ગાઢ વનમાંથી એક પાંદડું પણ ફરકતું નહોતું. પક્ષીઓ શાન્ત હતાં. આવી અપૂર્વ શાન્તિમાં 'આન્તર શ્રુતિ' જાગ્રત થાય તો ? ત્યાં તો દૃષ્ટ અને અદૃષ્ટ જગત વચ્ચેનો સંધિકાલ ઉદય પામ્યો. ક્ષણવારમાં અન્ધકારનો પડદો એકાએક ઉપડ્યો. પૂર્વાકાશમાં વાદળાંનાં ઘેરાં થરો" (નાન્યતર જાતિ કેમ ?) " વિખરાવા માંડ્યાં. અદ્‌ભુત સૌન્દર્યવાળી ઉષા પ્રકટી–જાણે 'તપ તેજ ભરી યોગિની'. એનો ગેરુથી રંગેલો ભગવો સાળુ વિસ્તરતો ગયો. એની તેજસ્વી મૂર્તિ અધિક દીપવા લાગી. એ પ્રભાવશાળી આકૃતિ નિહાળવા મેં મીટ માંડી ત્યાં તો એણે ક્ષણે ક્ષણે રંગો બદલવા માંડ્યા. મનોહર ઉષાના તેજથી અંજાઇને પહાડો વૃક્ષો અને પંખીઓ જાગ્યાં, પવન પણ ઉઠીને મન્દ મન્દ વાવા લાગ્યો. શાન્તિમાં ભંગ પડ્યો. દરમિયાન વિજળીના ચમકારાની પેઠે ઉષા ઉડી ગઈ. ઉષાના અદર્શનની સાથે જ સવિતા દેવનું દર્શન થયું. ગાયત્રીના પ્રાચીન મન્ત્રના ઉદ્ગારનું આજ પરમ સાર્થક્ય થયું એમ અન્તરથી જણાયું. સૂર્યદેવનું એ ખંડ દર્શન હતું. પણ ધીમે ધીમે વાદળાંને આરપાર ભેદીને એમનાં કિરણો ચારે દિશામાં પ્રસરવા લાગ્યાં. એમના તેજના

વિસ્તારથી અગણિત પદાર્થો ઉપસી આવ્યા. થોડીવારમાં એ કિરણો ઉત્તરમાં આવેલી કંચનગંગાની શ્વેત પર્વતમાળા ઉપર પડ્યાં અને બરફથી છવાએલાં શૃંગો તેજના અંબારથી ઝળહળવા લાગ્યાં. એ ગગનસ્પર્શી શિખરોની આસપાસ નાની નાની વાદળીઓ કોઈ કોઈવાર સ્વચ્છન્દ વિહાર કરતી અને કેટલાક ભાગને ઢાંકી દેતી. આ ક્ષણિક વિઘ્ન પણ મનોહર લાગતું. પણ એટલામાં તો સમસ્ત ગિરિપ્રદેશ તેજોમય થઇ રહ્યો અને સુવર્ણભૂમિ સમાન દીપવા લાગ્યો. પ્રકૃતિ આનન્દમહાસાગરમાં ન્હાવા લાગી. મારૂં અલ્પ હૃદય પણ આ ઉલ્લાસમાં ભળ્યું."

આ જાતનાં વર્ણન પણ ઘણાં થતાં અરુચિકર થઈ પડે. પરંતુ રા. રતિલાલે આ બાબતમાં સાવચેતી રાખી છે. એ પાનાં આગળ ચાલતાં પ્રો. વિજયકુમાર સરકાર (પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી, સમાજશાસ્ત્રી અને દેશભક્ત, જેમણે અમેરિકામાં પુષ્કળ કામ કર્યું છે ) એમની સાથેની પોતાની વાતચિત રા. રતિલાલ ઊતારે છે. અનેક વાતોમાંની એક વાત અમે અહીં ઊતારીશું. એક પ્રશ્નના ઉત્તરમાં પ્રો. સરકાર કહે છે: યૂરોપ અને અમેરિકાના સમાજશાસ્ત્રીઓ એમ મનાવવા યત્ન કરે છે કે અમારી સંસ્કૃતિ પૌરસ્ત્ય સંસ્કૃતિ કરતાં ચઢીઆતી છે. પ્રજાના ગુણાધિકયનો આ મત યૂરોપ–અમેરિકાની શાળા મહાશાળામાં ભાર દઈને પ્રતિપાદન કરવામાં આવે છે. અને આપણે એમ માનીએ છીએ કે આપણી પૂર્વની સંસ્કૃતિ બધાં કરતાં ચઢે. આ બંને માન્યતાઓ ભૂલભરેલી છે. બંને સંસ્કૃતિ વચ્ચે મૌલિક ભેદ નથી. ઓગણીસમી સદીના 'Industrial Revolution.' 'ઔદ્યોગિક ક્રાન્તિ' સુધી તો પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓમાં ભેદ નહોતો. પશ્ચિમના દેશો વૈજ્ઞાનિક શોધોમાં આગળ વધ્યા અને આપણે પાછળ રહી ગયા એટલોજ માત્ર તફાવત છે. પ્રો. સરકારનો આ વિચાર વાંચી આનન્દ થાય છે. અને પ્રસંગવશાત્ આને લગતું એક સ્મરણ અમે અત્રે નોંધીશું. અમારે ત્યાં ( બનારસ હિન્દુ

યુનિવ્હર્સિટિમાં ) 'Indology' યાને ભારતીય સંસ્કૃતિના એક પ્રસિદ્ધ વિદ્વાને પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચે જાણે પ્રકાશ અને અન્ધકાર વા ચેતન અને જડ વચ્ચે જેવો ભેદ હોય તેવો ભેદ પ્રતિપાદન કરીને આપણા દેશની સંસ્કૃતિનાં અતિશય વખાણ કર્યાં; ભાષણને અન્તે ભાષણકર્તાનો ઉપકાર માનવાનું કર્તવ્ય આવ્યું ત્યારે એને અંગે મ્હેં કહ્યું કે હું તો પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિને "ઔદ્યોગિક પરિવર્ત"ના યુગ સુધી લગભગ એક જ માનું છું, અને જે ભેદ અત્યારે દેખાય છે તે એ પરિવર્તને પરિણામે જ ઉત્પન્ન થયો છે એમ મ્હારૂં માનવું છે. એમ કહી યૂરોપના પ્રાચીન અને મધ્યયુગમાં યૂરોપ અને એશિઆની સંસ્કૃતિ વચ્ચે કેટલું મળતાપણું હતું એ બતાવ્યું. સભા વીખરાતાં, પૂર્વોક્ત વિદ્વાનના એક મુરબ્બી મહાપુરુષે મને કહ્યું; "મિ. ધ્રુવ ! તમને નથી લાગતું કે આપણા અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે એક તાત્ત્વિક ભેદ છે કે ખ્રિસ્તી ધર્મ Doctrine of Original Sin" એટલે કે મનુષ્ય જન્મે છે ત્યારથી પાપી જ ( મનુષ્ય જાતિનું મૂળ પાપ લઇને જ ) જન્મે છે, અને આપણે એમ નથી માનતા." મ્હેં ઉત્તર દીધો: "આપણો અવિદ્યાનો સિદ્ધાન્ત શું છે ? અહીં તાત્ત્વિક ભેદનો જ પ્રશ્ન છે, અને તત્ત્વતઃ વિચાર કરતાં જણાશે કે ખ્રિસ્તીઓ જેમ મનુષ્યને પાપથી વીંટળાએલો જ જન્મે છે એમ માને છે, તેમ આપણે એને અવિદ્યાથી વીંટળાએલ જન્મે છે એમ માનીએ છીએ. પાપ અને અવિદ્યાનો ભેદ એ દષ્ટિભેદ છે, તેમ જ્યાં જવાથી શુદ્ધિ અશુદ્ધિનો જ પ્રશ્ન પ્રકૃત છે ત્યાં આ ભેદ અકિંચિત્કર છે."

બંગાળાના સુપ્રસિદ્ધ સંસ્કારી નટ શિશિર ભાદુરીના નાટકપ્રયોગનું રા. રતિલાલે કરેલું વર્ણન બહુ રોચક છે. સીતાનો વૃત્તાન્ત જગતના કરુણ પ્રસંગોમાં અગ્ર સ્થાને છે. પ્રસંગ શ્રી. ભાદુરીની નટમંડળીએ જે અદ્ભુત કુશલતાથી ભજવી બતાવ્યો–ઉદા૦ એમાં સીતાનું પૃથ્વી માતાના ખોળામાં અદર્શન, શૂદ્ર તાપસને મારવા

ખડ્ગ ઊગામીને સામા ઊભેલા રામની મૂંઝવણ આદિ પ્રસંગોનો નાટચપ્રયોગ-એનાં રા. રતિલાલ બહુ વખાણ કરે છે.

ઉપર પ્રો. સરકાર સાથેની વાતચિતના ઊતારાથી વાચકને જણાયું જ હશે કે રા. રતિલાલનું પુસ્તક માત્ર સૃષ્ટિસૌન્દર્યનાં રસિક વર્ણનોથી જ ભરેલું નથી. આ ઉપરાંત "આસામના વાસીઓ", કાશ્મીરનું "ઇતિહાસદર્શન" વગેરે ઐતિહાસિક માહિતીની પણ કંડિકાઓ છે.

આ પુસ્તકના સ્વરૂપનો પરિચય કરાવવા માટે આટલું અવલોકન બસ છે.

અંગ્રેજી અને સંસ્કૃત કાવ્ય અને નાટકના સંસ્કાર લેખકની શૈલીમાં વા અવતરણરૂપે વચ્ચે વચ્ચે દેખા દે છે લેખની મનોહરતામાં વૃદ્ધિ થાય છે.

માત્ર એકજ અપવાદ અમારી નજરે પડ્યો છે; એક સ્થળે न છોડી દઈ છન્દોભંગ કરીને તથા संस्मरणीय શબ્દને મૂળથી વિપરીત અર્થમાં લઇને, दृष्टिं [न] नन्दयति संस्मरणीयशोभा એ ઉત્તરરામચરિતની પંક્તિનો લેખકે ઉપયોગ કર્યો છે તે અનાવશ્યક અને સદોષ છે.

[ વસન્તઃ વર્ષ ૩૩, અંક ૨; ફાલ્ગુન સં. ૧૯૯૦ ]

૨૧. કરણ ઘેલો—

**(ગૂજરાતનો છેલ્લો રજપૂત રાજા–એક વાર્તા):** જે વખતે આ નવલકથા પ્રસિદ્ધ થઈ તે વખતે ગૂજરાતીમાં સર્વથા અપૂર્વ એવી [ એક નવલકથાની નવી ] આવૃત્તિ એના કર્તા સ્વ૦ નન્દશંકર તુળજાશંકરના જન્મની શતાબ્દીના આ વર્ષમાં (૧૯૩૪) એમના સુપુત્રો તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે. ગૂજરાતમાં આ નવલકથાની (તે સમયનો શબ્દ વાપરીએ તો વાર્તાની) કીર્તિ એવી સુપ્રતિષ્ઠિત છે કે એની પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૮૬૮માં પ્રસિદ્ધ થઈ તે પછી અનેક આવૃત્તિઓ થઈ છે, જેમાં આ શતાબ્દી નિમિત્તે પ્રસિદ્ધ થએલી આવૃત્તિ નવમી છે–એ કોઇને આશ્ચર્ય થશે નહિ.

આ નવલકથા, અંગ્રેજીમાં વૉલ્ટર સ્કૉટ અને બુલ્વર લિટન અને બંગાળીમાં બંકિમચન્દ્રે લખેલી અનેક નવલકથાઓની પેઠે, એક ઐતિહાસિક નવલકથા છે. એમાં "ગૂજરાતના છેલ્લા રજપૂત રાજા"-ના સમયનું અને જીવનનું આંખે ઊડી આવે એવું આબેહૂબ ચિત્ર છે. કેટલીક નવલકથાઓમાં કર્તા પોતાના અમુક સિદ્ધાન્તો પ્રસિદ્ધ કરવા માટે ઇતિહાસમાંથી અમુક પ્રસંગો કે અમુકનું વાતાવરણ ઊપાડી લઇને એટલા પૂરતા ઇતિહાસનો નવલકથામાં ઉપયોગ કરે છે. એ જાતની આ નવલકથા છે તથા આમાં તે સમયની સામાજિક કૌટુમ્બિક રાજકીય અને ધાર્મિક સ્થિતિનું સંપૂર્ણ ચિત્ર દોરી એમાં રંગ પૂર્યા છે, એમાં વાર્તાકારની વાતાવરણ સમઝવા માટે આવશ્યક વિદ્વત્તા અને કલ્પના–શક્તિ, તેમજ એ પ્રકટ કરવા માટે જોઇતી વર્ણનશક્તિ સારી રીતે દીપી નીકળી છે. આમાં કર્તાએ કેવળ દૂર રહીને માત્ર ઇતિહાસને પ્રત્યક્ષ કરવાનો હેતુ રાખ્યો નથી, પણ શા શા આચાર વિચારથી દેશની પડતી થઈ એ સંબન્ધી પણ સૂચન કર્યું છે; અર્થાત્, આ પુસ્તક રસિક રીતે ઇતિહાસનું એક પ્રકરણ રચવા ખાતર, અથવા તો એ ઇતિહાસની મદદથી વાચકનું બે ઘડી મનરંજન કરવા સારૂ નહિ, પણ ગંભીર બોધ અર્થે રચાયું છે એ આમાં સ્પષ્ટ સમઝાઈ આવે છે. છતાં, એ બોધ આંખમાં ખૂંચે એવો આગળ પડતો નથી. પ્રસંગે પ્રસંગે રજપૂત રાજ્ય દરબાર હિન્દુ જનસમાજના રીતરિવાજ અને તે સમયના ખાસ લક્ષણભૂત બ્રાહ્મણ અને જૈન વિદ્વાનોના શાસ્ત્રાર્થ ઉપરાંત, વીર, શૃંગાર (પ્રેમ), અદ્ભુત, હાસ આદિ રસની વધારે ઓછી–પણ સર્વ યથોચિત માપમાં-છાંટ આ નવલકથામાં વૈવિધ્ય પૂરે છે, અને સહુની પાર દેશની પડતીનો કરુણ રસ આખી વાર્તાને એકરસ કરે છે. એ કરુણ રસ તે સમયના રજપૂત પુરુષોના શૌર્ય ટેક આદિ ગુણોથી તેમજ રજપૂત સ્ત્રીઓની ઊંચી પ્રેમની ભાવનાથી વિશેષ કરુણ બને છે, અને સાથે સાથે બદલાતા જમાનાનું દિગ્દર્શન પણ થતું જાય છે. નવમી આવૃત્તિએ

પહોંચેલી અને ગૂજરાતમાં ઘેરઘેર અને પ્રત્યેક શાળામાં સુપરિચિત થઈ પડેલી આ નવલકથાનું સવિસ્તર અવલોકન કરીને વાચકને કંટાળો આપવાની જરૂર નથી. તથાપિ આ આવૃત્તિને આરંભે સર મનુભાઈ નન્દશંકરે લખેલી ગંભીર વિદ્વત્તા અને બોધથી ભરેલી પ્રસ્તાવનામાંથી બે ત્રણ ઊતારાઓ અત્રે ટાંકવાનો લોભ છોડી શકાતો નથી: સર મનુભાઇ લખે છે:

"જે પ્રજામાં અને જે યુગમાં જાહેર જીવન વધારે જોસદાર, અને રાજકીય પ્રભાવ તથા સ્વાતન્ત્ર્યથી વધારે દીપી નીકળતું હોય તે જ પ્રજામાં અને તે જ કાળમાં તે દેશનું સાહિત્ય પણ વધારે તેજસ્વી, પ્રગતિશીલ અને શાશ્વત નીવડેલું જણાયું છે. ગ્રીસ દેશમાં એરીસ્ટોટલ, મહાન એલેકઝાન્ડર બાદશાહના પિતા ફિલિપનો બચપણથી ગુરુ હતો. રોમમાં ઓગસ્ટસ સીઝરના સામ્રાજ્ય તળે રાજકીય જાહોજલાલી ટોચ સુધી પહોંચવા પામી હતી ત્યારે જ તે દેશનું સાહિત્ય પણ તેટલે જ દરજ્જે સામર્થ્યવાન અને પ્રભાવશીલ થઈ શકયું હતું. રાણી ઇલીઝાબેથના સિંહાસન ઉપર બેઠા પછી જ્યારે સ્પેનનો મહાન કાફલો ઇંગ્લંડના નૌકાસૈન્યની સામે હાર ખાઈ છિન્નવિચ્છિન્ન થઈ ફેંદાઈ ગયો તે જ જમાનામાં શેક્સ્પિયર અને કવિ મિલ્ટને જગતના સાહિત્યસિંહાસન ઉપર ચઢી સામ્રાજ્ય જમાવ્યું હતું. મહાન લૂઈના વખતમાં જ ફ્રાન્સમાં એક તરફ કાવ્યમાં કોરનેલ અને રેસીને તો બીજી તરફની રાજનીતિમાં વોલ્ટેર અને રૂસોએ જાણે રાજસૂય યજ્ઞ કરી સઘળાં સાહિત્ય સર કર્યાં હતાં. આપણા હિંદુસ્થાનના દુર્દૈવે આ નિયમની પ્રતીતિ આપણે ત્યાં જોઇએ તેવી રીતે થવા પામી નથી. પરતંત્રતાની બેડીઓ સેંકડો સાલથી હાથે જડાઈ હોય ત્યાં સાહિત્યમાં સ્વાતન્ત્ર્ય રેડવાની હાથની કલમમાં શક્તિ કેવી રીતે રહી શકે ? તે છતાં પણ ગૂજરાતના સાહિત્યનો જેટલો ઇતિહાસ અજવાળામાં આવ્યો છે તે જોતાં અહીં પણ ઉપલા જ સામાન્ય નિયમની ઝાંખી થાય છે."

એનાં જૂના ગૂજરાતી સાહિત્યમાંથી ઉદાહરણ આપીને ઓગણીસમી સદી બેસતાં સમાજજીવનમાં શાંતિ અને ઉત્સાહ આવવાની સાથે ગૂજરાતના સાહિત્યનું પુનર્જીવન કેવું થવા લાગ્યું એનો કાંઈક ઉલ્લેખ કરીને, તે પછી આપણા વર્તમાન (ઓગણીસમા શતકના ઉત્તરાર્ધ) યુગમાં ગૂજરાતી સાહિત્ય નવયૌવન (Renaissance)નો આરંભ સુરત શહેરમાં "ત્રણ નન્નાની ત્રિપુટી" (નર્મદાશંકર, નન્દશંકર અને નવલરામ)થી થયો એ બતાવ્યું છે.

"આ પ્રમાણે ગૂજરાતી સાહિત્યની ત્રણ સરિતો સુરત શેહેરથી રેલી નીકળી. તેમાં પરદેશી ગ્રંથકારોની છાયા અને છાપ બેઠેલી હતી એમ કહેતાં સંકોચ લગાડવાને લેશ પણ કારણ નથી." આ મતમાં અમે મળીએ છીએ, તેમાં વિશેષભાગે ઉત્થાનસમયમાં. અન્તમાં, સર મનુભાઈના આશાવાદીના ઉદ્‌ગારો—જે સાહિત્ય ઉપરાંત આપણા વર્તમાન જીવનના અન્ય પ્રદેશોમાં એટલા જ સમુચિત છે એ ટાંકીને આ અવલોકન સમાપ્ત કરીશું:

"ગૂજરાતી સાહિત્યના હાલ ચાલુ જમાના બાબત વધારે બોલવાની આ પ્રસંગે જરૂર નથી. આશાવાદ મને તો જીવનનું એક સુકાન સહી—સલામતી ભરેલું લાગ્યું છે બાકી હાલનાં ચિહ્નો તો નિરાશાજનક પ્રથમ દર્શને દેખાશે. સાહિત્યપરિષદ્‌ના મેળાવડામાં સુંદરીઓના સુકોમળ કંઠથી ગવાતી એક પ્રાર્થના સાંભળી છે?— "જય જય ગરવી ગૂજરાત." ત્યારે પડઘામાં પ્રતિધ્વનિ અવાજ આપે છે કે "રાત." હા! હાલ તો છે "પડી ગઈ રાત;" પણ તેથી નિરાશ થવાનું પ્રયોજન શું? "रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम्।" રાત્રીનો અંધકાર તો સૂચવે છે કે જલદી હવે પ્રભાત થઈ "અરુણ સોનાની કુંચી વડે પૂર્વ દિશાનો મ્હોટો દરવાજો ઉઘાડશે જ." કવિ શેલિ પૂછે છે કે "જો શિશિરની કડક વજ્રસમી શરદી શરૂ થઈ તો શું સુંદર મનહર વસંત દૂર રહેશે?" આશા અમર છે. આશાનું જ

મુકાન સાચું છે. સુધારાના સર્વ પ્રયાસોમાં સાહસથી ઝુમ્યા રહો. દેશોત્કર્ષના ધ્રુવ તારા ઉપરજ લક્ષ્યબિંદુ રાખી પ્રગતિની નાવ ઝુકાવો."

[વસન્ત વર્ષ: ૩૩, અંક ૯; આશ્વિન સં. ૧૯૯૦]

## ૨૨. "સ્વ. સર રમણભાઈ"—

સ્વર્ગસ્થ સર રમણભાઈના જીવનની સેવા–જીવનની કહેવું જોઈએ, કારણ કે વસ્તુતઃ સર રમણભાઈનું જીવન દેશની એક અવિચ્છિન્ન સેવારૂપ હતું–એની ગૂજરાતમાં અનેક સંબન્ધીઓ મિત્રો અને વિદ્વાનોએ લખેલી કદરનો આ સંગ્રહ છે. અને તે એમના પુત્ર સુશ્રુત રમણભાઈ નીલકંઠે પ્રસિદ્ધ કરીને ગૂજરાતને એક સુન્દર સેવા કરી છે. એમાં મુખ્ય ભાગે એમના વિવિધ પ્રદેશમાં કરેલા કાર્ય ઉપરાંત, એમની સાહિત્યસેવાની અને એમના અંગત ગુણોની પણ યોગ્ય રેખા દોરવામાં આવી છે–અને અમને ખાતરી છે કે આ પુસ્તક વાંચીને એમના જવાથી ગૂજરાતને પડેલી ખોટનો વિચાર કરતાં, દરેક ગૂજરાતી વાચકની આંખ ભીંજાયા વિના નહિ રહે.

આ સંગ્રહમાં અનેક ઊંચા લેખો છે, તથાપિ એમાંથી છેલ્લો શ્રીમતી વિદ્યાબ્હેનનો "જીવનવિધાયક" અને આરંભે મૂકેલો મહાત્મા ગાંધીજીનો "સદ્દગત રમણભાઈ"—એ બે લેખો તરફ અમે વાચકનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

એક આર્ય પત્નીને શોભે એવી સંયમી વાણીમાં અને ગંભીર પતિભક્તિથી (જેનું બીજું એક ઉદાહરણ સ્વ. મહર્ષિ રાનડેનાં પત્ની શ્રીમતી રમાબાઈનાં સ્મરણોનું પુસ્તક છે) શ્રી. વિદ્યાબ્હેને પોતાના "જીવનવિધાયક"નું સ્મરણ કર્યું છે, અને સ્મરણ કરતાં લખ્યું છે: "સૌમ્ય, સરળ, ઋજુ, શાંત, સત્યનિષ્ઠ, બુદ્ધિશાળી, વત્સલ, રસિક, સંસ્કારી અને નિષ્કલંક જીવનસાથી મેળવનાર પરમ સૌભાગ્યવાન કહેવાય અને તેવું સૌભાગ્ય ઈશ્વરે મને આપ્યું હતું એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી; પરન્તુ પુણ્યની

કાંઈ ઊણપ મારી, જેથી જીવનના અંત સુધી પહોંચ્યું નહીં અને આજ એ સાથીના ગુણ ગાવાનું મારા નસીબમાં આવ્યું છે. ”

શ્રી. વિદ્યાબ્હેનને ગાંધીજીના શબ્દોમાં કહું કે “ આવા ગૂજરાતના રત્નનો વિયોગ તેમના કુટુંબીઓને જ સાલે એમ નથી, પણ વિયોગદુઃખમાં ગૂજરાત આખી ભાગીદાર છે.”

ગાંધીજી લખે છેઃ

“ સર રમણભાઈ ગુજરાતને રડતી મૂકીને ચાલી નીકળ્યા છે. રમણભાઈ એટલે ગૂજરાતના આધુનિક જીવનનો ઇતિહાસ. રમણભાઇ એટલે સંસારસુધારો. રમણભાઈ ગરીબના બેલી હતા. અમદાવાદના શહેરી જીવનમાં તેઓ ઓતપ્રોત રહેતા. ગુજરાતી ભાષાની તેમની સેવા ઊંચા પ્રકારની હતી. તેમની શુદ્ધ નીતિની અસર તેમના સંબંધમાં આવનારની ઉપર પડ્યા વિના રહેતી જ નહિ. રમણભાઇનો વિનોદ તેમનાં પુસ્તકોમાં નીતરી આવે છે, પણ તેમણે જિંદગીને વિનોદ રૂપે નહોતી જોઈ........”

એ વિશાળ હૃદયના મહાત્માએ યોગ્ય જ કહ્યું છે કેઃ “આજ-કાલ રૂઢિ એવી થઈ ગઈ છે કે જે રાજ્યપ્રકરણમાં અને તેમાંયે જે જલદ રાજ્યપ્રકરણમાં ભાગ ન લેનારા હોય તેમની શાંત, અદૃષ્ટ સેવાની કિંમત ઓછી અંકાય છે. મારો નમ્ર મત છે કે આ ભૂલ છે. કાળ તો એ ભૂલ સુધારી લેશે. જે માણસ એક પણ વિધવાનાં આંસુ લૂછે છે, જે એક પણ બાઇને લગ્નને નામે ઓળ-ખાતા યજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિઃસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે; ને સંભવ છે કે મહાધુરંધર રાજ્યપ્રકરણી યોદ્ધાની લડત ભૂલાઈ જશે, ત્યારે આવી ખૂણેખાંચરે થતી સેવા ફળ આપ્યાં જ કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે, તે સેવા તો ખરી છે જ. આવી સેવા રમણભાઈની હતી તાળીના અવાજો પણ તેમને ભાગે આવ્યા હતા. પણ રમણભાઈને જેની

કોઈ દહાડો દરકાર નહોતી તેનું વર્ણન શું? રમણભાઈ તો વીર યોદ્ધા હતા. જુવાનિયાઓની કિકિયારી અને સીસોટી વચ્ચે પણ પોતાના વિચારને ને પોતાના સ્થાનને વળગી રહેતાં તેમને કોણે નથી જોયા? એમના ગુણો આપણામાં ઉતરો એમ આપણે પ્રાર્થના કરીએ."

અમે એ પ્રાર્થનામાં ભળીએ છીએ.

[ વસન્ત : વર્ષ ૩૩, અંક ૯; આશ્વિન, સં. ૧૯૯૦ ]

## ૨૩. ગ્રામલક્ષ્મી—

કર્તા—રા. રા. રમણલાલ વસન્તલાલ દેસાઈ, એમ. એ.

આ એક "Problem Novel" યાને અમુક પ્રશ્ન-વિચારિણી નવલકથા છે. આપણા સાચા અને સફળ સ્વરાજ્યને અંગે કેટલાક અનિવાર્ય મહાન પ્રશ્નો હજી આપણે ઊકેલવાના છે, તેમાંનો એક બહુ મહત્ત્વનો આપણાં ગામડાંની સ્થિતિનો છે. આ પ્રશ્નના સંબન્ધમાં મહાત્મા ગાંધીજીએ મુંબઈની કૉન્ગ્રેસમાં "Village Industries" યાને ગ્રામ-ઉદ્યોગના ઉદ્ધાર માટે કરેલા ઉપક્રમ વિષે અમારી ચાલતી "પ્રાસંગિક નોંધ"માં કહેવામાં આવશે. આ પ્રશ્ન અમને મૂળથી એટલો મહત્ત્વનો લાગ્યો છે કે હાલ સરકારી શાળાખાતાની ગૂજરાતી વાંચનમાળામાં એક ઊતારો મૂકવાનો પ્રસંગ આવ્યો ત્યારે "એક સુખી ગામડું" એવા મથાળા નીચે સ્વ૦ ગોવર્ધનરામના "સરસ્વતીચંદ્ર" માંથી એક ઊતારો મૂકયો હતો. અને 'વસન્ત'માં પણ વખતોવખત એ પ્રશ્ન તરફ વાચકનું લક્ષ્ય ખેંચવા માટે અમે અનેક પ્રસંગો શોધ્યા છે અને ઉપયોગમાં લીધા છે. તેમાં અમારા જૂના વાચકોને યાદ હશે કે "અમારા સમયની કેળવણી" એવા એક વિષયના વર્ણનને અંગે ગોલ્ડસ્મિથના "Deserted Village"—યાને "ઊજડ થઈ ગએલું ગામડું" એ કાવ્યના વસ્તુનો અમે ઉલ્લેખ કર્યો હતો. આ વિષય રાજા-પ્રજા ઉભય પક્ષ તરફથી અત્યારે અતિમહત્ત્વનો મનાયો છે, અને સરકાર પ્રજાનાં "માબાપ" હોવાનો દાવો કરે છે તે પણ વિશેષતઃ

ગામડાંની પ્રજાનાં; છતાં આશ્ચર્યની વાત છે કે બ્રિટિશ સરકારે, સો વર્ષથી આપણા દેશમાં વ્યવસ્થિત રીતે રાજ્ય કરવા માંડ્યું છે તો પણ, ગ્રામસુધારણાનું બીજ નાંખવા ઉપરાંત એ બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન કરવા માટે હજી સુધી કાંઇ જ મહત્ત્વનું કાર્ય કર્યું નથી. પ્રજા જ્યારે બહુ તીક્ષ્ણતાથી સરકારને એમના કર્તવ્યનું ભાન કરાવે છે ત્યારે, ગામડાંના લોકોની આર્થિક સ્થિતિનો જરા પણ વિચાર કર્યાં વિના, સરકારના અમલદારો ગ્રામસુધારણાના હવાઇ ઉપદેશો આપે છે અને બહુ તો થોડાક નિર્બળ અને છૂટા છવાયા પ્રયત્નો કરે છે. પણ વસ્તુના ખરા મૂળને પકડવાની અનિચ્છા, અને ઉદાર ભાવથી કહીએ તો ખરા મૂળનું અજ્ઞાન, એ એમના સઘળા પ્રયત્નોને મિથ્યા અને વૃથા બનાવી દે છે. જે ભગીરથ કાર્ય રાજ્યકર્તા જ કરી શકે એવું છે તે તરફ રાજ્યકર્તાની બેદરકારી અને જડતા પ્રજાથી સહન ન થઈ શકી ત્યારે પ્રજાએ પોતે એ માર્ગે પોતાથી જે કાંઈ થઈ શકે તે કરવાનો નિશ્ચય કર્યો, અને ગામડાંને આ કાર્યમાં જોડાવા માટે જગાડવા માંડ્યાં. આ કાર્ય આરંભવા માટે સર્વથી અધિકમાં અધિક યશ કોઇને છે તો તે મહાત્મા ગાંધીજીને છે એ કહેવાની જરૂર નથી. સરકારે ગામડાંમાં ગાંધીજીનો વધતો જતો પ્રભાવ જોઈ, તથા એ ભયથી પ્રેરાઈ, ઘણા પ્રાન્તોમાં ગ્રામોદ્ધારનો સવિશેષ અને વ્યવસ્થિત પ્રયત્ન કરવા માંડ્યો છે. પરંતુ એ પ્રયત્નમાં એઓએ એક લાક્ષણિક ભૂલ–પ્રજાની આર્થિક સ્થિતિની ઉપેક્ષા–જે ઘણા કાળથી તેઓ કરતા આવ્યા છે તે–હજુ પણ ચાલુ રાખી છે! હિન્દુસ્થાનમાં બ્રિટિશ રાજ્યની સ્થાપનાને અંગે બ્રિટિશ અધિકારીઓએ દેશી રાજ્યોને માંહોમાંહે તેમજ પોતા સાથે લગભગ એક સૈકા સુધી વિગ્રહની પરંપરામાં ગૂંથી મૂક્યાં હતાં એને લીધે બ્રિટિશ રાજ્ય સ્થપાયું ત્યારથી દેશની આર્થિક પાયમાલી શરૂ થઈ ચૂકી હતી; વળી ગામડાંનો મુખ્ય ઉદ્યોગ માત્ર કૃષિ હોવાથી સરકારના કરનો બોજો, જમીન મહેસૂલનો તેમજ બીજા વેરાનો,

સઘળો ગામડાં ઉપર પડે છે; અને મર્હૂમ દેશભક્ત દાદાભાઈ નવરોજજીએ બતાવ્યું છે તેમ વિદેશી નોકરોના પગાર, વિદેશી વ્હેપારીઓનો નફો, વિદેશી લશ્કરનું ખર્ચ એ સર્વ ખાતે થતો આર્થિક સ્રાવ–હિન્દુસ્થાનના દેહમાંથી, અને એનો મ્હોટો ભાગ ગામડાંનો હોવાથી ગામડાંના દેહમાંથી,–થયાં જ કરે છેઃ આ સર્વ પ્રબળ કારણોથી ઉત્પન્ન થએલી આપણાં ગામડાંઓની દરિદ્રતા સર્વથા ભૂલી જઈને, સરકારે વગર ખર્ચે ગામડાંનો ઉદ્ધાર કરવાની વાતો શરૂ કરી છે! પ્રભુ એમને યશ આપો! અને ગમે તેવા હેતુથી વા અજ્ઞાનથી એ કાર્ય શરૂ કર્યું છે તો પણ એ ક્રમશઃ સાચું અને શુદ્ધ રૂપ ધારણ કરી સફળ નીવડો એ જ અમારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

વડોદરા રાજ્યમાં, કાંઈક મહારાજા સાહેબની દેશભક્તિ અને દીર્ઘદૃષ્ટિ અને કાંઈક એમના રાજ્યમાં પાટીદાર પ્રજાનો પ્રભાવ ઇત્યાદિ કારણોને લીધે, ગ્રામસુધારણાનો પ્રયત્ન વહેલો શરૂ થયો છે; કાંઈ નહિ તો પહેલો ચર્ચાવા તો લાગ્યો જ છે. ત્યાંના મુલ્કી અમલદારોએ આ વિષય તરફ સાચા મનથી લક્ષ્ય દેવા માંડયું છે, અને અમે આશા રાખીએ છીએ કે જેમ બીજા અનેક સુધારામાં વડોદરા રાજ્યે પહેલ કરી છે, તેમ ગ્રામસુધારણાના કાર્યને અંગે થોડાંક "આદર્શ ગ્રામ" રચી બતાવવાનું માન પણ એ જ રાજ્ય લેશે.

"**ગ્રામલક્ષ્મી**" નવલકથાના કર્તા રા. રા. રમણલાલ વસન્તલાલ દેસાઇ—એક ઊંચી કક્ષાના લેખક તરીકે સમસ્ત ગૂજરાતમાં હાલ જાણીતા થઈ ચૂકયા છે; પરંતુ ઘણા હજી કદાચ નહિ જાણતા હોય કે એ ગાયકવાડ રાજ્યમાં એક બાહોશ વહીવટદાર તરીકે કામ કરી રહ્યા છે. અધિકારી તરીકેના આ અનુભવ ઉપરાંત ગ્રામજીવન સાથે એમનો અંગત સંબન્ધ છે. પ્રસ્તાવનામાં એ જણાવે છે કે "કેટલાંક વર્ષો ઉપર મુરબ્બી શ્રીયુત મણિલાલ બાલાભાઇ નાણાવટીએ મને સહજ સૂચના કરી કે ગ્રામજીવનને અનુલક્ષીને એકાદ

નવલકથા મારે લખવી. મારૂં વતન એક ગામડામાં; અને મુલકી ખાતામાં નોકરી; એટલે બંને રીતે ગામડાંનો પરિચય સ્વાભાવિક રીતે થાય જ." પરંતુ આમ વિષયના જ્ઞાન સાથે જ્યાં સુધી કલાકારની દૃષ્ટિ જોડાએલી ન હોય ત્યાં સુધી નવલકથા સફળ થાય નહિ. એ દૃષ્ટિ પણ રા. રમણલાલમાં જોઈએ તેવી છે.

એ કહે છે કે "ગ્રામજીવનમાં પણ હર્ષશોક, સુખદુઃખ, પ્રેમ અને તિરસ્કાર જેવા ભાવોને સ્થાન હોય છે. ભાવ હોય ત્યાં કલા-કૃતિને અવકાશ હોય જ. ગ્રામજીવન, કાવ્ય કે નવલકથા ન સ્ફુરે એવું નિર્જીવ તો નથી જ." અને એ ભાવોનો પરિચય પણ આ નવલકથામાં સારી રીતે ભરેલો છે.

તોપણ એના અવલોકનમાં—કલાની દૃષ્ટિએ અવલોકન કરવા-માં—બે ખુલ્લી મુશ્કેલીઓ છે. પ્રથમ તો, આ પુસ્તક હજી "અપૂર્ણ" છે. લખાયું છે તેટલું પણ એક પૂર્ણ ખંડ નથી. જો કે બીજા ભાગના છેલ્લા પ્રકરણની આકૃતિ પૂર્ણાહુતિને યોગ્ય રૂપમાં રચાઈ છે, તોપણ કથા કલાની તેમજ વસ્તુની દૃષ્ટિએ અધૂરી જ છે. અમે ઇચ્છીએ છીએ કે રા. રમણલાલ એને સત્વર પૂરી કરે, કારણ કે અત્યારે જ્યારે ગાંધીજી ગામડાના આર્થિક ઉદ્ધારનો ભગીરથ પ્રયત્ન આરંભી રહ્યા છે તે વખતે એ પૂર્ણ રૂપમાં તૈયાર થઈ પ્રસિદ્ધ થાય તો તે લોકપ્રિય તેમજ ઉપયોગી થવાનો સંભવ છે. બીજું, આ કથાના અવલોકનની મુશ્કેલી પરત્વે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે આ એક "problem novel" યાને અમુક વિષયવિચારિણી નવલકથા તરીકે જ ઉદ્દિષ્ટ છે અને તેથી એ રૂપે જ એનું અવલોકન થવું ઘટે છે. ડિકન્સ કે જ્યોર્જ ઇલિયટ કે કિંગ્સ્લિની નવલકથાઓ-માં અમુક સામાજિક કે આર્થિક સિદ્ધાન્તનું સમર્થન ઉદ્દિષ્ટ ન હતું એમ નહિ, તોપણ તે એક નવલકથાના રૂપમાં મૂકેલા તે તે વિષય ઉપરના પોતાના વિચારોના નિબન્ધ માત્ર ન હતા. પણ ડિઝરાએલી વેલ્સ કે બર્નાર્ડ શૉ આદિની ઘણી કૃતિઓમાં અમુક સિદ્ધાન્તનું

સમર્થન નવલકથાના આકારમાં કરેલું જોવામાં આવે છે. વર્તમાન યુગ અસંખ્ય મહાપ્રશ્નોથી ખદબદતો હોઈ, એનું સાહિત્ય મ્હોટે ભાગે બુદ્ધિપ્રધાન થયું છે, અને લેખક એની કૃતિની કલા કરતાં એના વિચારનું યાથાર્થ્ય વાચકના મન ઉપર અંકિત કરવાની અધિક ઇચ્છા રાખે છે. તે માટે, આ જાતની નવલકથાઓને જો દિનપ્રતિદિન વિકસતા અને રૂપરૂપાન્તર પામતા સાહિત્યના ક્ષેત્રમાં સ્થાન હોય, અને તે અત્યારે કોઈથી નિષેધાય એમ નથી, તો એને એના ઉચિત નિયમોથી અવલોકવી જોઈએ. કલાના સામાન્ય નિયમો એને લાગુ પાડવા યોગ્ય નથી. આવી નવલકથાઓમાં સ્વાભાવિક રીતે જ વસ્તુની તેમજ પાત્રરચનાની કેટલીક કૃત્રિમતા આવ્યા વિના રહેતી નથી. પણ એ કૃત્રિમતા અશકયતાની હદ પર્યન્ત ન પહોંચે અને તે છૂટી છવાઈ જ રહે ત્યાં સુધી વાચકને એ માટે ફરિયાદ કરવાનું કારણ નથી.

રા. રમણલાલનો ઉદ્દેશ ગ્રામજીવનનું ચિત્ર દોરવાનો નથી. એ કહે છે તેમ "ગ્રામજીવનમાં પણ હર્ષશોક, સુખદુઃખ, પ્રેમ અને તિરસ્કાર જેવા ભાવોને સ્થાન હોય છે," અને "ભાવ હોય ત્યાં કલાકૃતિને અવકાશ હોય જ", તથાપિ એ ભાવોનું આલેખન, અથવા તો એ ભાવો શહેરી જીવનના ભાવોથી જુદા પડે છે કે કેમ અને એમ હોય તો તે કેવા જુદા પડે છે એનું દર્શન રા. રમણલાલના પ્રયત્નનો મુખ્ય વિષય નથી; તથાપિ, ભાવો વિના જીવન નથી અને જીવન વિના નવલકથા નથી તેથી સ્વાભાવિક રીતે જ એ ગ્રામજીવનની આ નવલકથામાં સ્થાન લે છેજ. અને રા. રમણલાલ રસિકતાથી એમની કલાકૃતિમાં એનો ઉપયોગ કરે છે. આનાં સ્થૂલ ઉદાહરણો વૈકુંઠરાયના કુટુમ્બના છોકરાઓની જાડી ઈર્ષ્યા અને ગર્વવૃત્તિ વગેરે છે; અને સૂક્ષ્મ ઉદાહરણ અશ્વિન કુસુમ અને તારાના પરસ્પર ભાવ, મહેરૂ જેવા ચોર અને બ્હારવટીઆનું સાચું હૃદય અને અન્તર્માંથી ઊંચું ચારિત્ર્ય, રામા પટેલ જેવા

એક અભણ પાટીદારની કૃતજ્ઞતા, ઉદારતા અને અમીરાઈ—ઇત્યાદિ અનેક છે. છતાં એ ચિત્રો આલેખવાં એ રા. રમણલાલનો પ્રધાન ઉદ્દેશ નથી. એ ઉદ્દેશ તો ગામડાના આર્થિક અને સાંસ્કારિક ઉદ્ધારના સુપ્રસિદ્ધ માર્ગો બતાવવાનોજ છે. એક વર્તમાન સમયની કેળવણી પામેલો યુવક—એન્જીનિયર—અશ્વિન—આ કથાનો નાયક છે. એને એન્જીનિયર કલ્પવામાં ગામડાંના ઉદ્ધાર માટે એન્જીનિયર જ ખાસ ઉપયોગી છે, દાકતર કે બીજા કોઈ ધંધાનો માણસ નહિ એમ સૂચવવાનું તાત્પર્ય હશે? હિન્દુસ્થાનના સર્વતોમુખી ઉદ્ધાર માટે રા. ગોવર્ધનરામે કાશીનાથ ત્ર્યંબક તેલંગની વિદ્વત્તાવાળો નાયક—સરસ્વતીચન્દ્ર—કલ્પ્યો હતો. અને રા. રમણલાલે ગામડાના ઉદ્ધાર માટે એન્જીનિયર કલ્પ્યો છે એ યુગપલટો અને તે સાથે થએલો વિચારપલટો હશે? કે ગામડાં માટે એનજીનિયર ખાસ ઉપયોગી મનાયો હશે? કે એ ઉદ્દેશ વગરનો માત્ર અકસ્માત્ હશે?? કે ગામડાંના સાદા કાર્ય માટે બહુ ઊંચી અને વિશાળ વિદ્યાની જરૂર લાગી નહિ હોય?—ઇત્યાદિ વિચારપરંપરામાં અને ઊહાપોહની સરણિએ વાચકનું મન ક્ષણવાર ચઢી જાય તો નવાઈ નથી.

પરીક્ષા પાસ કરીને સરકારની નોકરી મેળવવા દોડેલા આ યુવકને, એ નોકરી ન મળતાં, ઉચ્ચ આઘાત થાય છે, અને તે દિવસથી નોકરીનો મોહ ત્યજી લોકસેવાના કાર્યમાં એ ઉત્સાહથી પડે છે. પરંતુ યુનિવ્હર્સિટિની ઊંચી ડિગ્રી ધરાવતાં છતાં, અશ્વિનને નોકરી કેમ ન મળી? ત્યાં આરંભમાં જ મુખ્ય વિષય સાથે અસંબદ્ધ પણ આ જમાનાના કૂટ પ્રશ્નોમાં મ્હોટું સ્થાન ભોગવતો વર્તમાન રાજ્યકલાનો એક મહાન્ પ્રશ્ન આવીને ઊભો રહે છે. ચારિત્ર્યની કસોટીથી સરકારી નોકરો પસંદ કરવામાં મુશ્કેલી એ છે કે નોકરી માટે જોઈતું ચારિત્ર્ય શું? અને તે ઉમેદવારમાં કેમ નક્કી કરવું? બુદ્ધિની કસોટી માટે તો શાળાઓની પરીક્ષા એક દેખીતું સાધન છે, અને બીજા ગુણો નક્કી કરવાનો અવકાશ નથી તો આ એક

ગુણથી કેમ ચલાવી ન લેવું? પરંતુ ત્યાં એક વર્તમાન રાજ્ય-કલાનો—અને એને તાત્ત્વિક માનો તો સદાના રાજ્યશાસ્ત્રનો—એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કેળવણીમાં અને ધન વગેરે સામાજિક ગૌરવની અન્ય સંપત્તિમાં પછાત પડેલા વર્ગને એ નોકરી કેમ મળવી જોઈએ? એથી રાજ્યવહીવટને અને તેથી પ્રજાહિતને હાનિ પહોંચે છે એ આ પ્રશ્નનો ખુલ્લો જવાબ છે, પરંતુ એની બીજી બાજુ પણ છે, અને તે રા. રમણલાલે અર્ધસત્યના દર્શનથી પણ નિર્ભય અને પુખ્ત વિચારકની રીતે વાચક આગળ પ્રસંગવશાત્ રજુ કરી છે. સૂચક વાણીમાં એ લખે છે: 'પાછળ પડી ગએલા માનવ-બંધુઓને સાથે લેવા ખાતર, આગળ દોડતા માનવો ઘડી અટકી જાય, એમાં કાંઈ ખોટું નથી. ક્રીડાંગણનો એક પ્રતિષ્ઠિત કાયદો છે કે વધારે કુશળતાવાળી ટોળીએ ઓછી આવડતવાળી ટોળીને વધારે દાવ આપવા: એટલે પછાત કોમોને આગળ લાવવા માટે થતા પ્રામાણિક પ્રયત્નો આવકારપાત્ર છે. પરંતુ રાષ્ટ્રીય જાગૃતિ અને સ્વાતન્ત્ર્યની ઝંખનામાં આગળ ને આગળ વધતી જતી પ્રજા સરકારના પ્રયત્નોને પ્રામાણિક ન માને, અને પછાત કોમની ખુશા-મત કરતાં દેશની પ્રગતિને રોધનાર મોટા પાણા મૂકાતા માને, એમાં સત્ય કેટલું તે તો ભાવી ઇતિહાસ કહી શકે.'

અશ્વિન ગ્રામોદ્ધારના કાર્યમાં પડે છે એ એની શાળાની કેળ-વણી ઉપરાંત ઊંચા હૃદયનું પરિણામ છે—પણ હૃદય અને બુદ્ધિની એમ ઉભય સંપત્તિ હોવા છતાં બહુ જ થોડા ગ્રેજ્યુએટો આ મહાન્ દેશકાર્યમાં પડે છે તેનું કારણ સામાન્ય મનુષ્યની કલ્પનાશક્તિની નિર્બળતા જ છે. મનુષ્ય આગળ જો એના કર્તવ્યનું ચિત્ર પૂર્ણરૂપમાં ખડું થાય તો મનુષ્ય એવો દુષ્ટ નથી કે એ ચિત્રમાંથી નીકળતો આન્તર આદેશ એ સ્વીકારે નહિ. અશ્વિનની કલ્પનાશક્તિ તેજસ્વી હતી: એનો આખો આત્મા નવી ભાવનાથી પ્રકાશી ઊઠ્યો હતો, કવિની વાણીમાં કહીએ, અને આ નવલકથાકાર પણ એ જ વાણીમાં

કહે છે, તો અશ્વિનને "ગ્રામલક્ષ્મી"એ દર્શન દીધાં અને તે જ દિવસથી એણે ગ્રામસેવાના મહાયજ્ઞની દીક્ષા લીધી. તાત્પર્ય કે ગ્રામસેવાનું કર્તવ્ય એ અશ્વિનમાં માત્ર બુદ્ધિનો નિર્ણય કે અર્ધ-કવિઓ કલ્પે છે તેવું જીવનનું સ્વપ્નું–મિથ્યા આભાસ–નહોતોઃ એમાં દેવીનાં દર્શન રહેલાં હતાં.

અશ્વિન એન્જીનિયર હોઈ સ્વાભાવિક રીતે એની અભ્યાસ-કાળની આકાંક્ષા " નર્મદા કે સાબરમતીનાં મિથ્યા રેલાતાં પાણીમાંથી વીજળી ઉપજાવવાની અને નહેરો બાંધી ગૂજરાતને વરસાદની અવકૃપામાંથી મુક્ત બનાવવાની હતી. અને તેથી, અત્યારે એને પ્રથમ કામ પાણીમાંથી વીજળી ઉત્પન્ન કરવાનું અને ગામડાંના રસ્તા બનાવવાનું સૂઝે છે. પણ એમાંથી પહેલું–વીજળી ઉત્પન્ન કરવાનું કામ તે કોઈ એક વ્યક્તિ કે ગામડું કરી શકે નહિ. પણ આ અપૂર્ણ વાર્તાને આગળ ચલાવતાં, એના કર્તા આ સ્વાશ્રયી યુવકને સરકાર સાથે સહકાર–લઢીને ફરજ પાડવારૂપી સહકાર, જે અમે ઇષ્ટ માનીએ છીએ અને જે તરફ વળવું જ જોઈએ એમ અમારો સ્પષ્ટ આગ્રહ છે–એવો સહકાર કરાવે છે કે કેમ, અથવા તો ધનિકો સાથે સહકાર કરી મૂડીવાદ ("કૅપિટૅલિઝમ્")ને સ્વીકારી તેઓ પાસે વીજળીની જોઈંટ સ્ટૉક કંપની કઢાવવાનું કામ નાયક પાસે કરાવે છે કે કેમ–એ જોવાનું છે. ગામડાં અને શહેરો વચ્ચેના રસ્તા દેશમાં મોટરો દાખલ થતાં, સરકાર ઉપર પશ્ચિમની ધનિક કંપનીઓની અસરને પરિણામે, પુષ્કળ સંખ્યામાં બંધાઈ ગયા છે. પરંતુ ગામની શેરીઓની કંગાળ અને ગરીબ સ્થિતિ હજી એવી ને એવી પડી છે. તે સુધારવાની અને ઘરનાં આંગણાં સુન્દર બનાવવાની પ્રવૃત્તિ અશ્વિન આરંભે છે. એ સામે અશ્વિનના અદેખા અને અજ્ઞાન પાડોશીનો થોડોક વિરોધ થાય છે. પણ તે નહિ જેવો ગણી શકીએ. પરંતુ ગામડાંનાં ઢોરની ગંદકી કાઢવાની કોઈ યોજના હજી બતાવવામાં આવી નથી.

ગામડાંના એથી પણ એક રીતે અધિક મહત્ત્વના પ્રશ્નો તે ખેતી અને કેળવણી છે. અશ્વિન રામા પટેલના ખેતરમાં કામ કરવાનું શરૂ કરે છે, અને એ કામ એ એટલાં ઉત્સાહ, શ્રમ, બુદ્ધિ અને તન્મયતાથી કરે છે કે જન્મસિદ્ધ ખેડૂતો પણ એ જોઈ ચકિત થાય છે. સ્વાભાવિક રીતે જ આમાં કૃત્રિમતા આવે છેજ, પણ ખેડૂતો કેળવાય અથવા તો કેળવાએલા જનો ખેતીમાં પડે તો ખેતી કેવી સુધરે એ સૂચવવાનો ઉદ્દેશ હોઈ, જે ઉદ્દેશથી આ નવલકથા લખાઈ છે તે સફળ કરવા માટે એ અનિવાર્ય છે. ખેડૂતોને માટે "કોઑપરેટિવ સોસાઇટિઓ" યાને સહકારી મંડળીઓ સ્થપાય છે એમાં અમલદારોની મહેરબાની મેળવવા માટે તથા એ દ્વારા બીજા અનેક લાભ સાધવા માટે ગામડાંના આગળ પડતા લોકો જોડાય છે, પણ વસ્તુતઃ એથી કાંઈ જ ખરૂં કાર્ય સિદ્ધ થતું નથી એ રા. રમણલાલે ગામમાં "સીસોટી" (સોસાઇટિ) સાહેબની મીટિંગ મેળવીને તથા એમાં અશ્વિન પાસે કેટલાક પ્રશ્નો પૂછાવીને રમુજી રીતે બતાવ્યું છે. પણ આવી યોજનાદ્વારા બીજા દેશોમાં જે કાર્ય થયું છે તે અત્રે પણ કરવું હોય તો વર્તમાન પદ્ધતિમાં શા શા ફેરફારો થવા જોઈએ ઇત્યાદિ લેખકે આગળ ઉપર બતાવવું પડશે, અને એજ રીતે ગામડાંમાં કેળવણીનો પ્રચાર કરવા માટે વ્યક્તિ કેવી રીતે આરંભ કરી શકે એ પણ અશ્વિનના કાર્યના અંગમાં બતાવ્યું છે. તથા કેળવણીનું આવશ્યક અંગ અંગકસરત એનું પણ વિસ્મરણ કર્યું નથી.

આ સર્વમાં કેટલીક કૃત્રિમતા આવશ્યક થઈ પડે છે. વળી ભૂખમરાથી ઊંચા આત્માઓ પણ ચોરી અને લૂંટના ધંધામાં પડે છે એ મહેરૂના પાત્રમાં રા. રમણલાલે બતાવ્યું છે. અને એ બતાવતાં, રા. રમણલાલની કલમ 'સોસ્યલિઝમ્' અને 'કૅામ્યુનિઝમ્'ને માર્ગે કાંઈક વળી ગઈ છે.

આ સહુ સાથે "હરિજન"નો પ્રશ્ન પણ ભૂલાઈ ગયો નથી.

કાનજીને ( ‘ હરિજન ’ પાત્ર ) અશ્વિન ભણાવે છે, અને ધીમે ધીમે પોતાના તેમ જ રામા પટેલના કુટુમ્બમાં એના સ્પર્શની સૂગ અશ્વિન ઘટાડી દે છે.

આ નવલકથામાં ગામડાંના અગ્રેસર ધનિકો અમલદારોની ખુશામતમાં પોતાના જીવનનું અને ધનનું પરમ પ્રયોજન માને છે, અને એમના છોકરાઓ કેવા અભણ અને અનીતિએ ચઢેલા તથા એ અમલદારોની સેવા કરવામાં જ અભિમાન માનતા થઈ જાય છે—એનું ચિત્ર વૈકુંઠરાય અને એમના પુત્રોમાં આબેહૂબ દોર્યું છે. એમના પડોશી ઘનસ્યામરાય ( અશ્વિનના પિતા ) એક વખતના ધનિક પણ અત્યારે દેવાદાર થઈ ગએલા એક ઉમદા સદ્‌ગૃહસ્થ છે. એમનો એક વખતનો નોકર ખેડૂત, રામા પટેલ એની જાતમહેનતથી સુખી જમીનદાર થઈ જાય છે પરંતુ તે સ્થિતિમાં એ ધનસ્યામરાય અને એમના કુટુમ્બનો ઉપકાર ભૂલતો નથી અને એનો બદલો વાળતો રહે છે. મહેરૂ એક ઉમદા આકર્ષક ચિત્ર છે. સ્ત્રી પાત્રોમાં પણ વિવિધ કક્ષાનાં પાત્રો છે, પરંતુ તેમાં ઊંચી જ્ઞાતિ કરતાં મધ્યમ અને નીચી જ્ઞાતિની સ્ત્રીઓના ગુણો વધારે રસિક જોવામાં આવે છે. પણ તારા જે એક ઊંચા ચારિત્ર્યની વિધવા છે એને અંગે વૈધવ્યનો પ્રશ્ન પણ રા. રમણલાલે કુશળતાથી ઉપસ્થિત કર્યો છે. એનો વૃત્તાન્ત હજી પૂરો પ્રકટ થયો લાગતો નથી. પરંતુ અમને સહુ કરતાં ઉત્તમ પાત્ર—આખી નવલકથાની શોભા—અશ્વિનની પત્ની કુસુમ છે. “કુસુમમાં બહુ છટા નહોતી. વાળની અવનવી ગોઠવણી, આંખનું અદ્‌ભુત ચાપલ્ય, મુખ ઉપરની મસ્તી, દેહરેખાઓનું સ્પષ્ટ સૂચન કરતી વસ્ત્રકલા એ કુસુમમાં નહોતી. કુદરતે જે દેહઘાટ ઘડ્યો હતો તેમાં સુધારો વધારો કરી સફાઈ લાવવાનો બહુજ ઓછો પ્રયત્ન તે કરતી હતી....વળી તે ઘણું ભણી નહોતી......તથાપિ......તેણે કલ્પી નહિ હોય એવી સ્વભાવની મૃદુ ઝીણવટથી કુસુમ અશ્વિનને મન વધારે મોહક બનતી જતી હતી.”

સર્પ સાથે લઢવામાં નોળીઓ ઘર સૂંઘીને બળ મેળવે છે તેમ અશ્વિન એના ભગીરથ કાર્યનો થાક ઊતારવા અને નવું જીવન પામવા કુસુમના પ્રેમનો આશ્રય લે છે. એ પ્રેમથી એને કેટલું બળ મળે છે એ એના કામની ધૂનમાં એ જાણતો નથી, પણ એ બળ એને જરૂર મળે છે એમ વાચકને અશ્વિન અને કુસુમના પ્રેમની આપલેમાં થયા વિના રહેતું નથી.

કર્તાની ભાષા સાદી પણ સંસ્કારી, અને સ્થળે સ્થળે દર્શાવેલા વિચારો ઝીણા અને તલસ્પર્શી છે.

[ વસન્તઃ વર્ષ ૩૩, અંક ૧૦; કાર્તિક સં. ૧૯૯૧ ]

## ૨૪. "પં. જવાહરલાલ નેહરૂની આત્મકથા"—

આ પુસ્તકનું અવલોકન કરતાં અમને ઘણો આનન્દ થાય છે. એ ખરેખર એક મહાન ગ્રન્થ છે અને સંસ્કારી ગૂજરાતી ભાષા લખી શકે અને ગ્રન્થના હૃદયમાં પ્રવેશી શકે એવા કોઈ યુવાન સાક્ષરે આનો ગૂજરાતીમાં તરજુમો કરવો જોઈએ. આવા પુસ્તકનો ઊપાડ, વખતસર એ પ્રસિદ્ધ કરવામાં આવે તો, ઘણો થશે એમાં સંશય રાખવા જેવું નથી.

આ મહાન ગ્રન્થ છે તે એના કદમાં–ખીચોખીચ ભરેલાં છસો પાનાંનો ગ્રન્થ છે–તેમજ એના ગુણમાં–જેનું વિવેચન આ અવલોકનમાં અમે સંક્ષેપમાં કરીશું. છેલ્લાં પંદર વીસ વર્ષ સરકાર સામે પ્રજાએ પોતાના હક મેળવવા સત્ય અને અહિંસાની પ્રતિજ્ઞાપૂર્વક જે યુદ્ધ કર્યું, એ યુદ્ધને અંગે પ્રજાએ જે દુઃખ સહ્યાં, અને એ દુઃખ સહવામાં જે વીરતા અને ધીરતા બતાવી એનો આ ગ્રન્થ એક મહાન ઇતિહાસ છે. પં. જવાહરલાલ એમના સ્વાભાવિક વિનયની વૃત્તિથી કહે છે કે એ "ઇતિહાસ નથી". બેશક, એ યુદ્ધમાં જે અનેક નેતાઓએ, પુરુષોએ તેમજ સ્ત્રીઓએ, ભાગ લીધો હતો એમણે કરેલાં કાર્યોનું સંપૂર્ણ વર્ણન નથી. પરંતુ પં. જવાહરલાલ અને એમના પિતા તથા અન્ય કુટુંબજનોનાં જીવન આ યુદ્ધમાં એટલી વિશાળતાથી ઓતપ્રોત

છે કે એમનું પોતાનું જીવન આલેખતાં આખા યુદ્ધનું વર્ણન સ્વયં થઈ જાય છે એટલું જ નહિ, પણ એ યુદ્ધના ઇતિહાસ રૂપે આ પુસ્તક વિશેષ રસિક બને છે-તે એવી રીતે કે નાયકના જીવનના આલેખનમાં જે ચૈતન્ય ઊતરે છે તે એક સામાન્ય વર્ણનાત્મક પુસ્તક હોય તેમાં આવતું નથી. બીજું-પં. જવાહરલાલ કહે છે કે આ પુસ્તક એમના દેશી ભાઈઓ માટે જ લખ્યું છે, પરદેશી વાચકો માટે લખ્યું નથી. દેશી ભાઈઓએ જરૂર રસ, સહાનુભૂતિ અને અભિમાનથી આ પુસ્તક વાંચ્યું છે, તોપણ અંગ્રેજ પ્રજાને વિશેષ જરૂરનું છે, અને ઇગ્લાંડનાં પત્રોમાં કરાએલાં એનાં અવલોકન જોતાં અંગ્રેજો પણ એની જરૂર સમઝ્યા છે. પ્રજાયુદ્ધમાં એના પ્રધાન નેતા ગાંધીજીનું, એમના સહાયક સુભટોનું, બલ્કે આખી પ્રજાનું માનસ જે સૂક્ષ્મતાથી અને નિખાલસ રીતે પં. જવાહરલાલે રજુ કર્યું છે એ અંગ્રેજ રાજ્યકર્તાઓ વિચારે તો એમને હિન્દની પ્રજા સાથે યોગ્ય વર્તન કરવામાં બહુ સાહાય્ય મળે. પણ વિચારશે? નહિ જ વિચારે એ માન્યતા ઉપર પં. જવાહરલાલનું માનસ બંધાયું છે. અને કોણ કહેશે કે એ માન્યતા અકારણ છે?

અમારા મન ઉપર આ પુસ્તકે એક યથાર્થ ઇતિહાસ કરતાં એક યથાર્થ ઐતિહાસિક કાવ્યરૂપે વિશેષ અસર કરી છે. કાવ્ય એટલે અસત્ય નહિ, ઐતિહાસિક સત્ય કરતાં પણ કાવ્યનું સત્ય અધિક હોય છે. કાવ્ય એટલે એક રસમય પ્રતિભાશાળી રચના. જેણે આ સમયનો ઊંડો અનુભવ કર્યો છે એનામાં ઊંચા સંસ્કાર હોય તો પ્રતિભાની શી ખોટ? અને રસ તો એવો ભર્યો છે કે આ પુસ્તક વાંચવાનું શરૂ કર્યા પછી અન્ય સર્વ વ્યવહાર વિઘ્નરૂપ લાગે છે. અમે આને 'રસમય' કૃતિ કહી તે એ વાંચવી ગમે છે એવા સાધારણ અર્થમાં નહિ, પણ કાવ્યશાસ્ત્રના પારિભાષિક અર્થમાં એ 'રસમય' છે: આમાં વીર અને કરુણરસનું અદ્ભુત મિશ્રણ છે. અને એ રસ અંગાંગિભાવે—તેમાં વીર અંગી અને કરુણ અંગ—એવા અદ્ભુત

રીતે મળે છે કે એનો વીર રસ કરુણથી નિર્બળ થતો નથી, અને એનો કરુણ દયામણાપણાનો ભાવ ઊપજાવતો નથી. અમે આ પુસ્તકને એક કાવ્યરૂપે જોયું, તો સાથે સાથે કહી દેવું જોઈએ કે એની ભાષા શુદ્ધ સરળ અને હૃદયંગમ છે. એનાં પ્રકરણો ટુંકાં અને વાંચતાં બિલકુલ કંટાળો ન ઊપજે એવાં છે. પં. જવાહરલાલને ઉચ્ચ સાહિત્યનો શોખ હોઈ, કોઈ કોઈ સ્થળે પ્રકૃતિનાં સુન્દર અને ભવ્ય દશ્યો અને કાવ્યનાં અવતરણો પણ—જરા પણ પાંડિત્યનો દેખાવ થયા વિના—નજરે પડે છે. સઘળું કેવું રમણીય છે!

એક ભાઈએ કહ્યું: તમને નથી લાગતું કે 'આ પુસ્તકમાં કાંઈજ ગંભીર ઊંડાણ નથી?' મ્હેં ઉત્તર દીધો: "મ્હેં પણ જ્યારે આ પુસ્તક મ્હારા હાથમાં આવ્યું અને પાંચ મિનિટ એનાં પાનાં ફેરવ્યાં, ત્યારે મને એમ જ લાગેલું. પણ મ્હારી નકલ આવી, અને મ્હેં ધ્યાનપૂર્વક એ વાંચ્યું અને વિચાર્યું ત્યારે મ્હારો અભિપ્રાય તદ્દન બદલાઈ ગયો. આ કાંઈ રાજ્યશાસ્ત્ર કે નીતિશાસ્ત્રનો ગ્રન્થ નથી, શુષ્ક ઇતિહાસ પણ નથી—પણ એક આત્માની રસિકતાથી રસિક બનેલો ઇતિહાસ છે. એમાં 'Profound' ઊંડા વિચારો માગવા એ ખોટી માગણી છે." પેલા ભાઈએ આક્ષેપ બદલીને કહ્યું: "એમાં કોઇ કોઈ વ્યક્તિ ઉપર ખોટા અને કટુ આક્ષેપો થએલા દેખાતા નથી?" મ્હેં કહ્યું: "થયા છે, એ વિષે હું મ્હારા અવલોકનમાં નોંધ કરીશ. પરંતુ મને એ ભ્રાન્તિથી, ઊતાવળથી, પણ નિખાલસપણે થએલા લાગે છે. નિખાલસપણું એ પૂરતો બચાવ નથી: જે છે એમાં સંકુચિત દષ્ટિના આગ્રહો—અગ્રહો કહું?—છે. પણ કટુતા તો મને નથી લાગતી."

આ આત્મકથામાં બે મ્હોટા ગુણ છે. એક તો એ આત્મકથા હોવા છતાં, એમાં અહંભાવ નથી. આત્મકથાના સાહિત્યમાં 'હું, હું' વધારે આવી જવાનો ભય છે. એનાથી આ પુસ્તક મુક્ત છે, અને વિનય અને નિરહંતાના ડોળથી નહિ, પણ સાચા ભાવથી. બીજો મ્હોટો ગુણ એ છે—અને એ પૂર્વોક્ત 'want of profoundity'–

ના આક્ષેપનો કેટલેક અંશે જવાબ છે—કે પં. જવાહરલાલે પૂરી તટસ્થતાથી વારંવાર આત્મદર્શન કર્યું છે. એમાં પોતાની વૃત્તિઓનું અને એના ગુણદોષનું બહુ સૂક્ષ્મતાથી અને વિરલ નિષ્પક્ષપાતભાવે પૃથક્કરણ અને નિરીક્ષણ કર્યું છે, અને એમાં એમની 'sense of humour,' પોતાની જાતનો પણ રસિકતાથી ઉપહાસ કરવાની વૃત્તિ એમને અહંતા અને નીરસતામાંથી બચાવી લે છે.

આટલું આ પુસ્તકે અમારા મન ઉપર જે સામાન્ય છાપ પાડી તે વિષે કહ્યું. હવે એના પ્રતિપાદિત વસ્તુ ઉપર આવીએ. જેઓએ ગાંધીજીએ પ્રવર્તાવેલા પ્રજાયુદ્ધમાં સાક્ષાત્ ભાગ લીધો હશે તેમને આમાં કાંઈ નવીન નહિ લાગે; એટલું જ નહિ, પણ જેઓને આ યુદ્ધ સાથે બહારથી સંબન્ધ પડ્યો હશે તેમને, બલ્કે એની હકીકત દિન પર દિન વાંચનાર સામાન્ય વાચકને પણ, એમાં બહુ નવું જાણવાનું નહિ મળે. તથાપિ અમે ઉપર બતાવ્યા તે ગુણોથી આ કથા રસિક બની છે. અને એ રસમાં પં. જવાહરલાલના રાજકીય અને સામાજિક સિદ્ધાન્તો, અને એને અંગે એમના પિતા અને ગાંધીજીથી માંડી જુદા જુદા નેતાઓ સાથેના એમના સંબન્ધો, અને એમને વિષે એમના નિખાલસપણે દર્શાવેલા અભિપ્રાયો પુષ્કળ ઉમેરો કરે છે.

પં. જવાહરલાલ ૧૮૮૯ ના નવેમ્બરની ૧૪ મી તારીખે (સંવત્ ૧૯૪૬, માગશર વદ ૭) જન્મ્યા હતા—એમના પૂર્વજો કાશ્મીરથી દિલ્હી ( દિલ્હીની નહેર ઉપર એમનું મકાન હોવાથી એ 'નહેરૂ' કહેવાયા) અને ત્યાંથી આગ્રા–અલ્લાહબાદ આવ્યા. એમના પિતા વકીલાતના ધંધામાં પડ્યા, અને એમાં એમને જે ફતેહ મળી એ સર્વવિદિત છે. આ પણ સારી રીતે જાણીતું છે કે એ લાંબા વખત સુધી સઘળી રાજકીય પ્રવૃત્તિથી અલિપ્ત હતા–મિસિસ બેસન્ટની હોમરૂલની હિલચાલ પછી એમનું લક્ષ્ય એ તરફ જવા માંડ્યું—અને પં. જવાહરલાલનો પ્રજાયુદ્ધમાં રસ એ સમયથી શરૂ થાય છે. પં.

જવાહરલાલને ઇંગ્લાંડમાં મળેલી કેળવણી—હૅરો અને કૅમ્બ્રિજ [ ટ્રિનિટિ કૉલેજ ],—અને ઇંગ્લાંડનું સ્વતન્ત્ર જીવન જે એમની રગેરગમાં ઊતરી ગયું છે, એણે એમના આ રસમાં વૃદ્ધિ કરી. પં. મોતીલાલજી તો ધીમે ધીમે જ નવા વાતાવરણમાં પ્રવેશ કરતા ચાલ્યા એનું કારણ પં. જવાહરલાલ એમનો કાયદાનો અભ્યાસ, અને તેથી ઉત્પન્ન થતું સ્વાભાવિક 'consitutionalism'—સ્થિત વસ્તુને વળગી રહેવાની ટેવ, બતાવે છે. પણ પં. મોતીલાલજી એક વખત અમુક નિશ્ચય ઉપર આવતા તો પછી તેમાં દઢ આગ્રહથી વળગી રહેતા, અને સ્વભાવે એવા ઉગ્ર અને નિર્ભય હતા કે કોઇ પણ કષ્ટ એમને પાછાં પગલાં ભરાવવાને સમર્થ નહોતું. પં. જવાહરલાલનું ઇ. સ. ૧૯૧૬ માં એટલે કે ૨૬–૨૭ વર્ષે શ્રીમતી કમલાદેવી ( જે તે વખતે ૧૭ વર્ષનાં હતાં ) એમની સાથે લગ્ન થયું, અને તે પછી સવા દોઢ વર્ષે, ચિ. ઇન્દિરા 'પ્રિયદર્શિની' (?'પ્રિયદર્શના') નો જન્મ થયો. લગ્ન પછી ત્રણ ચાર વર્ષમાં તો પં. જવાહરલાલ સત્યાગ્રહના મહાસંગ્રામમાં જોડાયા. અને તે પછીનું એમનું બાહ્ય અને આન્તર-જીવન એ, આરંભનાં ત્રણ ચાર પ્રકરણો પછી, આ આખા પુસ્તકનો વિષય બને છે. નીચેનો પૅરેગ્રાફ, ખાસ કરી એનો અન્તભાગ, હૃદયવેધક છે.

"After eighteen years of married life, she had still retained her girlish and virginal appearance; there was nothing matronly about her. Almost she might have been the bride that came to our house so long ago. But I had changed vastly, and though I was fit and supple and active enough for my age—and, I was told, I still possessed some boyish traits—my looks betrayed me. I was partly bald and my hair

was grey, lines and furrows crossed my face and dark shadows surrounded my eyes......Eighteen years of married life! But how many long years out of them had I spent in prison-cell, and Kamala in hospitals and sanatoria? And now again I was serving a prison sentence and out just for a few days, and she was lying ill, struggling for life.........

Surely she was not going to leave me now when I needed her most?"

—પ્રભુઇચ્છા જુદી હતી! પં. જવાહરલાલને ઉપરનું લખ્યા પછી પુસ્તક પ્રસિદ્ધ કરતી વખતે એ પુસ્તક—

To
KAMALA
who is no more.

—એમ કમલાના આત્માને અર્પવાનો વખત આવ્યો! આ દુઃખમાં સંતોષનું કાંઇ પણ કિરણ હોય તો એટલું જ કે શ્રીમતી કમલા પતિના જીવનમાં સમગ્રપણે ભાગ લેતી વીરપત્ની હતી. અમુક શર્તે છૂટવાની પં જવાહરલાલ માટે વાત થતી સાંભળીને એ માટે એમણે આશ્ચર્ય અને નાપસંદગી બતાવી હતી. પોતે પતિની માફક જેલમાં ગયાં હતાં, અને પતિએ એમની પથારી પાસે રહેવું કે કૉંગ્રેસના પ્રમુખ થવાનું સ્વીકારીને યૂરોપથી લખનૌ આવવું એ વિકટ પ્રશ્ન ઉપસ્થિત થતાં મરણશય્યામાં પડયે પડયે એક વિરલ આત્મત્યાગની ભાવના દર્શાવી હતી.

હવે આ કરુણ ભાવ છોડી પં. જવાહરલાલના પુસ્તકના મુખ્ય વિષય ઉપર આવીએ.

એનાં પ્રકરણ ઉપર દૃષ્ટિ નાંખતાં, એમાં કેટલાંક પ્રજાના મહાસંગ્રામના ઇતિહાસ વિષે, કેટલાંક એમનાં કૌટુમ્બિક વૃત્તાન્તનાં, અને કેટલાંક એમના કારાગૃહના અનુભવનાં છે. પરંતુ તે ઉપરાંત કેટલાંક પં. જવાહરલાલના સિદ્ધાન્ત સમઝવા માટે વાચકે ખાસ જાણવાજોગ એવા વિષય ઉપર નિબન્ધ રૂપ પણ છે.

આ છેલ્લા વર્ગમાં: 'અસહકાર' ('Non-cooperation'), 'લિબરલ દૃષ્ટિ' (' The Liberal Outlook,') 'સંસ્થાનસમાન પદ અને સ્વાતંત્ર્ય' (' Dominion Status and Independence,') 'હિન્દુસ્થાન નવું અને જૂનું' ('India Old and New'), 'બ્રિટિશ રાજ્યનું દફતર' ('The Record of British Rule'), 'ધર્મ એટલે શું ?' ('What is Religion ?') આદિ ઘણાં આવે છે. અને તે ઉપરાંત વળી થોડાંક એમના અને ગાંધીજીની વચ્ચે વિચારભેદનાં છે—'વિચારમાં આન્તરવિરોધ' ('Paradoxes') અને 'મતપલટો કે જબરદસ્તી ?' ('Conversion or Compulsion').

આ ઉપરાંત આખા ગ્રન્થમાં અનેક સ્થળે એમના વિચારની ધડમથલની નોંધો છે, એમાં પણ જવાહરલાલના સિદ્ધાન્તનાં નિરૂપણો અને ઉલ્લેખો આવે છે. આ સર્વ પ્રકરણોનો આ ટુંકા અવલોકનમાં વિગતવાર સાર આપવો અશક્ય છે, પરંતુ એ સર્વમાં 'શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ યદુક્તં ગ્રન્થકોટિભિઃ' એ ન્યાયે સંક્ષેપ કરીએ તો પં. જવાહરલાલનો સિદ્ધાન્તસાર બે સૂત્રોમાં નિર્દેશી શકાયઃ—

(૧) Reforms **નહિ, પણ** Revolution: **અમુક અમુક સુધારા નહિ પણ મૌલિક પરિવર્ત;**

અને (૨) Nationalism–**સ્વદેશભાવના નહિ, પણ** Socialism–**ધન ઉપર સામાજિક સ્વામિત્વ સ્થાપવા માટે સમાજની પુનર્ઘટના.**

આ વિષયમાંનો એમનો આપણા 'લિબરલો' યા 'મોડરેટ' કહેવાતા પક્ષ સાથે મતભેદ છે એટલું જ નહિ પણ કોઈ કોઈવાર ગાંધીજીનાં અમુક કૃત્યો પ્રતિ પણ એમની અરુચિ છે. આ અરુચિ જણાવી, અન્તે ગાંધીજી પ્રત્યે એમની એવી પ્રબળ ભક્તિ છે કે હિન્દુસ્થાનના ખેડૂત વર્ગને ગાંધીજી જાણે એવું કોઇ ન જાણે અને ગાંધીજીની દલીલો ખોટી હોય ત્યારે પણ એમનું વસ્તુદર્શન ખરૂં હોય એવી માન્યતાથી એ 'બાપુ'ને વળગી રહે છે. પણ 'લિબરલ' યાને 'મોડરેટો' તરફ તો એમના તિરસ્કારનો પાર નથી. એ માને છે કે જેઓ લોકસમૂહ (masses)ના હૃદયથી દૂર જાય છે, તેઓનાં બુદ્ધિ અને હૃદય એજ કારણથી—જીવનરસને અભાવે—સૂકાઈ જાય છે; આ સૂક્ષ્મદર્શન પં. જવાહરલાલની સૂક્ષ્મદષ્ટિનું સારૂં ઉદાહરણ છે. 'લિબરલ'ના એમના તિરસ્કાર અને ઉપહાસનાં વાકયો આખા ગ્રન્થમાં વેરાએલાં પડ્યાં છે, અને જેઓ 'લિબરલ' ન હોય તેમને વાંચવાં ગમે એવાં છે, માત્ર એક જ ઊતારો—એ સહુથી સારો કે વ્યાપક છે તે માટે નહિ, કારણ કે એવા ઘણા છે, પણ એક આપવો જોઈએ તેથી અનેકમાંથી એક—અત્રે નોંધીએ છીએ.

" Indeed, the Indian Liberals are not liberal at all in any sense of the word, or at most they are liberal only in spots and patches. What they exactly are it is difficult to say, for they have no firm positive basis of ideas, and, though small in numbers, differ from one another. They are strong only in negation. They see error everywhere and attempt to avoid it, and hope that in doing so they will find the truth... If there was an argument as to whether the earth was flat or round, probably they would

condemn both these extreme views and suggest tentatively that it might be square or elliptical!

Over trivial and unimportant matters they grow quite excited......Consciously and subconsciously they avoid tackling fundamental issues, for such issues require fundamental remedies and the courage of thought and action. Hence Liberal defeats and victories are of little consequence. They relate to no principle. The leading characteristic of the Party and the distinguishing feature, if it can be considered so, is thus moderation in everything, good or bad. It is an outlook on life and the old name—the Moderates—was perhaps the most suitable.

" In moderation placing all my glory
While Tories call me Whig and Whigs a Tory."

But moderation, however admirable it might be, is not a bright and scintillating virtue. It produces dulness, and so the Indian Liberals have unhappily become a 'Dull Brigade'—sombre and serious in their looks, dull in their writing and conversation, and lacking in humour......

Moderation and conservatism and a desire to avoid risks and sudden changes are often the inevitable accompaniments of old age. They do not seem quite so appropriate in the young, but ours is an ancient land, and sometimes its

children seem to be born tired and weary; with all the lack–lustre and marks of age upon them. But even this old country is now convulsed by the forces of change, and the moderate outlook is bewildered. The old world is passing and all the sweet reasonableness of which the Liberals are capable does not make any difference; they might as well argue with the hurricane or the flood or the earthquake. Old assumptions fail them, and they dare not seek for new ways of thought aud action......But the misfortune of the Liberals had been that they stood by and let things pass when their own people were marching ahead. They feared their own masses, and they preferred to alienate themselves from those masses rather than fall out with our rulers. Was it any wonder that they became strangers in their own land, and life went by and left them standing ?...Our Liberals represent to some extent the prosperous and well–to–do.. ...They have lost touch with both the old and the new. As a group they represent a vanishing species......

Though we may not see the sublime in Nature as we used to, we have sought to find it in the glory and tragedy of humanity, in its mighty dreams and inner tempests, its pangs and failures, its conflict and misery, and, over

all this, its faith in a great destiny and a realisation of those dreams......

They neither dream nor do they act. They have no understanding of human convulsions like the Great French Revolution or the Russian Revolution. The complex, swift and cruel eruptions of human desires, long suppressed, frighten them. For them the Bastille has not yet fallen......

It is often said with righteous indignation that "Patriotism is not a monopoly of Congressmen"......Patriotism is no longer enough; we want something higher, wider, nobler."

આવા અનેકમાંના એક તરીકે અમે ઉપરનો ફકરો ઊતાર્યો છે. ઊતારાના લંબાણુ માટે વાચકની ક્ષમા યાચીએ છીએ—પણુ અમને લાગે છે કે એ પૂરેપૂરો ઊતાર્યા વિના પં. જવાહરલાલના માનસનો વાચકને ખ્યાલ આવી શકત નહિ. અમે 'લિબરલ' નથી પરંતુ જે તરેહના જનો ઉપર પં. જવાહરલાલને તિરસ્કાર છે એટલે બે અન્તો ત્યજી મધ્યમાં સત્ય શોધનારા અને બંને પક્ષની બહાર રહી વિવેચન કરનારા—તેમાંના અમે એક છીએ. વર્તમાન 'લિબરલો'ના વર્તન માટે પં. જવાહરલાલ જે કહે છે તે અમે કેટલેક ભાગે યથાર્થ છે એમ માનીએ છીએ, પણુ એજ રીતે કૉંગ્રેસના કેટલાક અનુયાયીઓ ઉપર પણુ આક્ષેપ ન કરી શકાય?—ભલે એ આક્ષેપ જુદા પ્રકારના હોય, પરંતુ તે યથાર્થ હોય તો તે કૉંગ્રેસની કીર્તિને વધારનારા નથી. તે માટે બંને પક્ષમાં એવા જનોને છોડીને વિચાર કરવો જોઈએ. પં. જવાહરલાલ માને છે કે 'લિબરલો' માત્ર અમુક માર્ગ બે અન્તની વચલો છે તેથી તેનું ગ્રહણુ કરે છે.

એરિસ્ટોટલે વચલા માર્ગને 'સોનેરી મધ્યબિન્દુ' કહ્યો છે તે અકારણ છે? અમુક માર્ગ મધ્યમ છે તે માટે નહિ, પણ શાન્ત બુદ્ધિથી વિચારતાં એજ સારો છે તે માટેજ, એ ઉપાદેય થાય છે. બીજું, લિબરલો લોકસમૂહથી છૂટા પડી ગયા છે એ બેશક ખેદની વાત છે, અને એમને હાનિકર્તા છે. પરંતુ એમ છૂટા પડી જવામાં એક મ્હોટું કારણ કૉંગ્રેસના અનુયાયીઓનું લિબરલ ભાઈઓના સંબન્ધમાં વર્તન છે. લોકસમૂહ બુદ્ધિ કરતાં આવેશથી વિશેષ ખેંચાય છે, અને એ આવેશ ઉત્પન્ન કરીને નવી કૉંગ્રેસે દેશની જેમ સેવા કરી છે તેમ બુદ્ધિનો અવકાશ નિવારીને લિબરલોને ઊતારી પાડી એમને લોક આગળ સ્વતન્ત્રતાથી બોલવું પણ અશક્ય કરી મૂક્યું છે. આમ હોઈ, લિબરલો સહાનુભૂતિને અભાવે પોતાની મેળે જનતાથી છૂટા પડી ગયા છે એ આક્ષેપમાં પૂરો ન્યાય નથી.

(૨) હવે પં. જવાહરલાલનું બીજું સિદ્ધાન્તસૂત્ર લઈએઃ—

Nationalism versus Socialism—

### સ્વદેશભાવના વિરુદ્ધ સમાજની પુનર્ઘટના

પં. જવાહરલાલ સ્પષ્ટ જુવે છે કે પ્રજાના અત્યારના ઉત્થાનની પાછળ જે પ્રવર્તક હેતુ રહેલો છે તે સ્વદેશભક્તિ છે. પં. જવાહરલાલ એને સંકુચિત ભાવ માને છે, અને અત્યારે રૂશિયામાં જે આર્થિક પરિવર્ત—ધનના સ્વામિત્વનો સર્વથા નાશ—અને એ દ્વારા દીન અને દરિદ્ર વર્ગનો ઉદ્ધાર કરવા સમાજની જે પુનર્ઘટના કરવામાં આવી છે, એ હિન્દુસ્થાનમાં ઊતારવાનું એમનું ધ્યેય છે. તે માટે પ્રજાનું સ્વાતન્ત્ર્ય (Independence) પણ એક સાધનરૂપે ઇષ્ટ છે; સાધ્ય તો ઉપર જણાવ્યો તે આર્થિક સ્વામિત્વનો નાશ છે. આ મહાન પ્રશ્નમાં તેમજ એમાંથી ઉત્પન્ન થતા બીજા વિવિધ પ્રશ્નમાં, એમનો ગાંધીજી સાથે પૂર્ણ મતભેદ છે અને તે 'Paradoxes' ('વિરોધમાળા') નામના પ્રકરણમાં એમણે વિના સંકોચે બતાવ્યો છે. આ મહાન પરિવર્તનમાં 'Class war'—જનસમાજના વર્ગોનું

યુદ્ધ—ઉત્પન્ન થશે અને લોહીની નદીઓ વહેશે એ સંભવ પં. જવાહરલાલને અજ્ઞાત નથી. પણ પોતે ગાંધીજી જેવા અહિંસાવાદી નથી એમ સ્પષ્ટ કહી દે છે. એ લખે છે:

"The process of change should involve as little suffering as possible, but unhappily suffering and dislocation are inevitable."

"All life is full of conflict and violence, and it seems to be true that violence breeds violence and is thus not a way to overcome it. And yet to forswear it altogether leads to a wholly negative attitude utterly out of touch with life itself. Violence is the very life-blood of the modern State and social system."

બીજું, ગામડાંના ખેડૂતો અને ગરીબ મજૂરો માટે ગાંધીજીએ ખાદીનો પ્રચાર કર્યો છે તેથી એ લોકને થોડીક પેદાશ થાય છે અને એટલે અંશે એ ઠીક લાગે છે. પરંતુ એમાં વ્યક્તિ વ્યક્તિની કમાણીનું તત્ત્વ રહેલું છે. એ પં. જવાહરલાલને પરવડતું નથી. એ વર્તમાનયુગનું 'Industrialisation'—મ્હોટા પાયા ઉપર યાન્ત્રિક ઉદ્યોગોનો વિસ્તાર ઇચ્છે છે. માત્ર એ ઉદ્યોગો વ્યક્તિઓ ન ચલાવે પણ રાષ્ટ્ર ચલાવે, અને ધનનું સ્વામિત્વ આખા રાષ્ટ્રનું હોય ('Socialism' અને 'Communism') એ ચાહે છે.

અમને રૂશિયાના રાજ્યતન્ત્રની આ મિથ્યા પૂજા દેખાય છે. હિન્દુસ્થાનના આત્મા સાથે બલ્કે મનુષ્ય માત્રના આત્મા સાથે હંમેશને માટે આ રાજ્યતન્ત્ર કદી સંગત થઈ શકે એમ નથી; જોરથી એ ઉત્પન્ન કરવાની આશા પણ વ્યર્થ છે, કારણ કે એ રીતે ઉત્પન્ન કરનાર આદેષ્ટા( Dictator )ની પાછળ લશ્કરી બળ જોઈએ, અને એ બળ પુરાણા પ્રકારનું નહિ, પણ ઉત્તરોઉત્તર તદ્દન નવીન જોઈએ.

દેશીરાજ્યો, જમીનદારો, લક્ષાધિપતિ વ્હેપારીઓ—સહુનું ધન રાષ્ટ્રને હસ્તગત (Confiscation) કરાવવાની પં. જવાહરલાલ વાત કરે છે. આ કાર્યની અશકયતા તો બાજુ પર મૂકો, પણ એમાં પરધન જમ કરવાની જે ક્રિયા રહેલી છે એના નૈતિક સ્વરૂપ વિષે વિચાર કરતાં પં. જવાહરલાલને એમાં નીતિવિરુદ્ધ લાગતું નથીઃ અને એમાં એમની દલીલ એવી છે કે વારસાના કર, બલ્કે કર માત્ર, પરધનની જપ્તી છે, છતાં કર લેવામાં આપણે કાંઈ અયુક્ત માનતા નથી. ખરૂં, કારણ કે વ્યક્તિનું ઉપાર્જન સમાજની અને રાષ્ટ્રની સહાયતાથી થાય છે, અને તેથી વ્યક્તિના ધન ઉપર સમાજનો અને રાષ્ટ્રનો પણ કેટલોક હક છે. પરંતુ તે સાથે વ્યક્તિએ પોતે પણ એ ઉપાર્જનમાં કામ કર્યું છે તેથી એનો પણ કેટલોક હક રાષ્ટ્ર સ્વીકારે છે અને તેથી વ્યક્તિનું સર્વ ધન નહિ પણ કર માત્ર જ એ લે છે.

દેશી રાજ્યોનો પ્રશ્ન અત્યારે કૉંગ્રેસના કાર્યપ્રદેશમાં મ્હોટો ચર્ચાનો વિષય થઈ પડ્યો છે, અને દેશી રાજ્યકર્તાઓના સ્વચ્છન્દથી જે પ્રજાજન પીડાય છે, તેમણે આ પ્રશ્ન ઉપાડી લેવા કૉંગ્રેસને વારંવાર આગ્રહ કર્યો છે. ગાંધીજી દેશી રાજ્યોની પ્રજાનાં દુઃખો વિષે અજાણ નથી, પણ અત્યારે કૉંગ્રેસના કાર્યતન્તુઓને એ વિશેષ ગૂંચવી નાખવા માગતા નથી અને તેથી એ પ્રશ્નને દૂર રાખે છે. આ વિષે લખતાં પં. જવાહરલાલ કહે છેઃ

"And so I come back to the paradox of the Congress and the States. My mind travels to Thomas Paine and the phrase he used about Burke nearly a century and a half ago: "He pities the plumage, but forgets the dying bird. Gandhiji certainly never forgets the dying bird. But why so much insistence on the plumage?"

આનો ઉત્તર અમે ઉપર નોંધ્યો છે. વિશેષ, બર્ક જેમ પેઇનને સમઝી શક્યો ન હતો, તેમ પેઇન પણ બર્કને સમઝતો ન હતો એ અમે વિદ્યાર્થીકાળમાં બર્ક વાંચતા હતા ત્યારથી સમઝતા આવ્યા છીએ.

ગાંધીજીની અને પોતાની દરિદ્રનારાયણની પૂજા સંબન્ધે પં. જવાહરલાલે ઊંડા ઊતરીને ભેદ બતાવ્યો છે:

"He has no desire to raise the standards of the masses beyond a certain very modest competence for higher standards, for leisure may lead to self-indulgence and sin. It is bad enough that the handful of the well-to-do are self-indulgent, it would be much worse if their number were added to."

આ પં. જવાહરલાલનું અનુમાન છે. અમને લાગે છે કે એ યથાર્થ નથી. ગાંધીજી તપસ્વી ઋષિ છે, પણ રાજર્ષિઓને-એ અનિષ્ટ માનતા નથી; માત્ર રાજર્ષિઓ કેવળ રાજા ન હોય, પણ ઋષિઓ પણ હોય એ એમની ભાવના છે. અમે સમઝીએ છીએ તે પ્રમાણે એ 'voluntary poverty'નો જ, સ્વેચ્છાથી સ્વીકારેલી નિર્ધનતાનો જ મહિમા માને છે: જેમ બળવાનની અહિંસાને જ એ ખરી અહિંસા માને છે તેમ.

સ્થળે સ્થળે અનેક ન્હાના મ્હોટા વિષયોમાં એમણે ગાંધીજી સાથેના એમના મતભેદ નિખાલસપણે કહ્યા છે. ઉદા૦ પ્રજનન-નિયમન ( Birth control ) ઇત્યાદિ. ( અમે ઇચ્છીએ છીએ એમના જેવા નિખાલસપણે કહેનાર ઘણા હોય.) પણ પં. જવાહરલાલે આમ બુદ્ધિનું સ્વાતંત્ર્ય જાળવી, એમનું હૃદય પૂર્ણ ભક્તિથી આ મહાન પુરુષને ચરણે ધર્યું છે. બુદ્ધિ અને હૃદયનો આ ઝઘડો પં. જવાહરલાલ બુદ્ધિથી સુન્દર રીતે શમાવે છે: વારંવાર કહે છે કે હિન્દુસ્થાનને જેવું ગાંધીજી સમઝે છે તેવું કોઈ જ સમઝતું

નથી, અને ખરે વખતે ખરૂં કરવાની એમની શક્તિ અદ્‌ભુત છે, અને તેથી પોતે ગાંધીજી સાથે મળતા નથી ત્યારે પણ ગાંધીજીની અન્તઃસ્ફુરણાને માન આપી એમના આદેશાનુસાર વર્તે છે.

પં. જવાહરલાલ 'Nationalism' સ્વદેશભક્તિની ભાવના ત્યજી—બલ્કે એ તરફ ન વળતાં–રૂશિયાના Socialism યાને–Communism તરફ વળ્યા છે એ માટે અમને ખરેખર ખેદ થાય છે. રૂશિયાની નવી ભાવના એમને સર્વાંશે માન્ય નથી એમ એ ઘણીવાર કહે છે, પણ અપવાદના વિષયો ગણાવતા નથી. કૌટુમ્બિક પ્રેમ—જેને રૂશિયાના સમાજતન્ત્રમાં વિચાર કરતાં સ્થાન જ નથી —અને જે પં. જવાહરલાલના જીવનને રસિક બનાવે છે—એ જ એક અપવાદ હશે.

આ ઉપરાંત ગાંધીજી અને જવાહરલાલના રાજકીય વિચારમાં એક તાત્ત્વિક અને બહુ મહત્ત્વનો ભેદ છે. પં. જવાહરલાલે કોઈ સ્થળે એ સ્પષ્ટ કર્યો અમને યાદ આવતો નથી પરંતુ એ તારવી આપવા જેવો છે. ગાંધીજી ગયા શતકના અંગ્રેજ લિબરલને અનુસરતી રીતે માને છે કે "સારામાં સારૂં રાજ્ય એ કે જેમાં થોડામાં થોડું રાજ્ય ( શાસન ) કરવાનું હોય." પં. જવાહરલાલના સોવિએટ સિદ્ધાન્તમાં રાજ્યે વ્યક્તિનો સર્વ વ્યવહાર ઉપાડી લઈ વ્યક્તિને પોતામાં સમાવી દેવાનું છે. અત્યારનું રાજ્યશાસ્ત્ર આ બીજા સિદ્ધાન્ત તરફ વળે છે. પરંતુ અમને લાગે છે કે આ તો લોલક સામે છેડે ગયું છે તેથી જતે દહાડે વસ્તુતઃ આ બેની વચમાં સત્યની સ્થાપના થશે. મનુષ્યવ્યક્તિને સ્વતંત્રતામાં જે આનન્દ છે તે પરતન્ત્રતામાં નથી; અને આખરે વ્યક્તિએ સ્વના ભાવથી રાજ્યનું જ્યાં સુધી પોતાની સાથે અદ્વૈત કરી લીધું ન હોય ત્યાં સુધી એને વશ રહી ચાલવું એમાં પરતન્ત્રતાની બુદ્ધિ રહેવાની જ. અને આ જે અદ્વૈત કહ્યું તે ખરેખર કેટલાં મનુષ્યો અનુભવી શકે? પં. જવાહરલાલનો ગાંધીજી સાથે મ્હોટો દેખાતો મતભેદ ધર્મની આવશ્યકતા સંબન્ધી છે. ગાંધીજી કહે છે :

"There are some who in the egotism of their reason declare that they have nothing to do with religion. But that is like a man saying that he breathes, but that he has no nose."

અર્થાત્ કોઈ પણ મ્હોટું કામ ઊંચા જીવનની ભાવના અને તેથી ધર્મ વિના બનતું નથી; પોતાની બુદ્ધિની અહંતામાં કોઈ કહે કે ધર્મનું શું કામ છે? પણ એમ કહેવું એ તો નાક વગર શ્વાસોચ્છ્વાસ લઉં છું એમ કહેવા જેવું છે. અમને ગાંધીજીની ઉક્તિ ઉપરથી ભોજાની પંક્તિ યાદ આવે છે કે–સોળ શણગાર સજેલી નારી પણ નાક વિના કેવી લાગે? એવો જ ધર્મ વિનાનો મનુષ્ય છે. વસ્તુતઃ જે ઉપાદાનમાંથી ધર્મ ઉત્પન્ન થાય છે તે સામગ્રી પં. જવાહરલાલમાં છે, અને એ રીતે એ અજાણ્યે ધર્મનું વાતાવરણ સેવી રહ્યા છે. પણ એ સામગ્રીનો ઊંડો અર્થ કરીને જુવે તો એમને સમઝાય કે સનાતન જીવનનો સ્વીકાર—જે એક ધર્મનું મ્હોટું તત્ત્વ છે તે વિના ઊંચી જીવનની ભાવના સંભવતી નથી. પ્રો. જોન ડ્યુઇએ ધર્મ ('Religion') નું લક્ષણ આપ્યું છે તે પં. જવાહરલાલ સ્વીકારે છે; અને એ અર્થમાં પોતે ધર્મની આવશ્યક્તા માનવા તૈયાર છે. ડ્યુઈ :

"Whatever introduces genuine *perspective into the piecemeal and shifting episodes of existence.*" એને 'ધર્મ' કહે છે. અને કહે છે:—

"Any activity pursued in behalf of an ideal and against obstacles, and in spite of threats of personal loss, because of *conviction of its general and enduring value,* is religion in quality."

ઇટાલિક અક્ષર અમે મૂક્યા છે તે આ વચનોના આવશ્યક ભાગ તારવી આપવા માટેઃ એ ઉપર વિચાર કરવાથી જણાશે કે

સામાન્ય દૃષ્ટિએ અને સામાન્ય વર્તનને ધાર્મિક બનાવનાર તત્ત્વ એ જ છે. પં. જવાહરલાલ ચીનના કોન્ફ્યુશિયસના અને 'તાઓ' (માર્ગ) કહેવાતા ધર્મ પ્રત્યે પોતાનું વલણ દર્શાવે છે. કોન્ફ્યુશિયસનો ધર્મ એ તો નૈતિક વર્તન માત્ર છે. પણ 'તાઓ' એ વેદાન્તને મળતા તત્ત્વજ્ઞાન ઉપર રચાએલો જ્ઞાનીનો ધર્મ છે. પં. જવાહરલાલ રોમાં રોલાંએ રચેલા "રામકૃષ્ણનું જીવન" એ નામના પુસ્તકમાંથી પણ એક વાક્ય ટાંકે છે—

"...many souls who are, or who believe they are, free from all religious belief, but who in reality lie immersed in a state of *super-rational consciousness* which they term Socialism, Communism, Humanitarianism, Nationalism, and even Rationalism. It is the quality of thought and not its object which determines its source and allows us to decide whether or not it emanates from religion. If it turns fearlessly towards the search for truth at all costs with single-minded sincerity prepared for any sacrifice, I should call it religious, for it presupposes faith in an end to human effort higher than the life of existing society; and *even higher than the life of humanity as a whole.*"

આ અર્થમાં ધાર્મિક ગણાવા પં. જવાહરલાલ રાજી છે. પણ અહીં પણ અમે ઇટાલિક અક્ષરમાં મૂકેલા શબ્દોમાં જે 'mysticism' યાને વિશ્વના ગૂઢ તત્ત્વનો ઉલ્લેખ છે એ ઉપર અમે વાચકનું ધ્યાન ખેંચીએ છીએ. અને પં. જવાહરલાલ એ તત્ત્વ સ્વીકારવા તૈયાર હોય તો અમે એમને ધાર્મિક ગણવા તૈયાર છે છીએ. પં.

જવાહરલાલની કેળવણીમાં અને ગૃહજીવનમાં આપણા પ્રાચીન ધર્મને સ્થાન ન હતું તેથી એની એમણે ઉપેક્ષા કરી છે, એટલું જ નહિ પણ સોવિએટ રશિયાનો ધર્મ પ્રતિ વિરોધ એ વસ્તુએ પણ એમની આ વૃત્તિને દૃઢ કરી લાગે છે.

આ પ્રમાણે પં. જવાહરલાલ પુસ્તકની એક સાહિત્યના ગ્રન્થ તરીકે કદર કરી, એના વિવિધ વિચારદર્શનોનો ઉલ્લેખ કરી, પછી આખા ગ્રન્થમાંથી બે મહત્ત્વનાં સારભૂત સૂત્ર અમે વાચક આગળ ઉપસ્થિત કર્યાં: એક એમનો ઇન્કિલાબ માટે પ્રેમ, અને બીજું રશિયાના ઇન્કિલાબ માટે વૃથા પક્ષપાત. આ બીજા પક્ષપાતે એમનો ઇન્કિલાબ માટે પ્રેમ તલસાટ ઊપજાવ્યો છે એમ કહીએ તો ચાલે. તે પછી ગાંધીજીની અને એમની વચ્ચે ન્હાના મ્હોટા મતભેદ અમે નોંધ્યા. એક વાત અમે જાણી જોઈને છોડી દીધી: અને તે શ્રીનિવાસ શાસ્ત્રી, લાલા લજપતરાય વગેરે અનેક નેતાઓ સંબન્ધી એમણે પ્રકટ કરેલા વિચારો. એ વિચારો નિખાલસપણે ઉચ્ચારેલા છે, પણ તે પુખ્ત નથી અને એનો પુનરુચ્ચાર કરવો એ અમને પં. જવાહરલાલ ખાતર તેમજ એ મહાપુરુષો ખાતર અયોગ્ય લાગે છે. છેવટે આ ગ્રન્થનો જે પ્રધાન સૂર:

**જે છે તેમાં સુધારા કર્યાનો કાંઈ અર્થ નથી: બધું તંત્ર જ બદલી નાંખવું જોઈએ.**

—એ ઉપર પં. જવાહરલાલની લાક્ષણિક, માર્મિક શૈલીમાં લખાએલો એક પેરેગ્રાફ ટાંકી આ બધું અવલોકન અમે સમાપ્ત કરીએ છીએ:—

"For them Swaraj means that everything continues as before, only with a darker shade. They can only conceive of a future in which they, or people like them, will play the principal role and take the place of the English high

officials; in which there are the same types of services, government departments, legislatures, trade, industry—with the I. C. S. at their jobs; the princes in their palaces, occasionally appearing in fancy dress or carnival attire with all their jewels glittering to impress their subjects; the land-lords claiming special protection, and meanwhile harassing their tenants; the money-lender with his money bags, harassing both Zamindar and tenant; the lawyer with his fee; and God in His heaven."

[ વસન્તઃ વર્ષ ૩૫, અંક ૩; ચૈત્ર, સં. ૧૯૯૨ ]

# 'વસન્ત'યાત્રા

## ૧. ઉદ્દેશ, નામ તથા સૂત્ર

**હૃદયદ્રવ્ય ઉકળાશે જ્યારે પર્વત તો ઉંચળાશે.**—નર્મદાશંકર
**કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.**—મણિલાલ

सत्य ज्ञान, અને अनन्त–સ્વરૂપ પરમાત્માનું સ્મરણ કરી, આજથી ગુજરાતની સેવામાં આ એક નવીન માસિક અર્પણ કરવામાં આવે છે.

આ માસિકનો ઉદ્દેશ તથા નામ અને સૂત્ર સંબન્ધે બે શબ્દો કહેવાની જરૂર છે.

### ઉદ્દેશ

૧. જે કાલનિયમને અનુસરી આજથી પચાશેક વર્ષ ઉપર 'બુદ્ધિપ્રકાશ' અને 'બુદ્ધિવર્ધક'નો જન્મ થયો હતો, અને વીશેક વર્ષ ઉપર 'પ્રિયંવદા'–'સુદર્શન' અસ્તિત્વમાં આવ્યાં, એજ નિયમાનુસાર આજ આ "वसन्त"નો પ્રાદુર્ભાવ થાય છે: આપણે છેલ્લાં પચાસ વર્ષનો ઇતિહાસ અવલોકીશું તો જણાશે કે એ દરમિયાન આપણા આચાર વિચાર અને કર્તવ્યભાવનાના સ્વરૂપમાં અનેક ફેરફારો થઈ ગયા છે—કેટલાક જૂના પ્રશ્નો આજ પતી ગયા છે, કેટલાક નવીન પદ્ધતિએ ચર્ચાવા લાગ્યા છે; કેટલાક નવા ઉત્પન્ન થયા છે, અને કેટલાક થવાની શરૂઆતમાં છે. આવી સ્થિતિમાં, સમયનું યોગ્ય પ્રતિબિમ્બ ઝીલે, અને એના જીવનવિકાસમાં કાંઈક પણ સહાય થાય એવા એક માસિકની ગૂજરાતને બહુ જરૂર છે, અને એ જરૂર થોડી ઘણી પણ—કાંઈક સન્તોષકારક રીતે–પૂરી પાડી શકાય તો ઠીક, એ આ નવીન ઉપક્રમનો એક ઉદ્દેશ છે.

૨. બીજો ઉદ્દેશ યથાશક્તિ ગૂજરાતી સાહિત્ય વધારવાનો છે. અમારા વિદ્વાન મિત્રોને સ્મરણ કરવાની જરૂર નથી કે દેશનો સર્વ ઉત્કર્ષ એના સાહિત્ય ઉપર પુષ્કળ આધાર રાખે છે. Revival of Learning યાને ઇ. સ. ૧૩–૧૪ મા સૈકા પછી યૂરોપમાં

થએલા વિદ્યાના પુનરુજ્જીવનને પરિણામે, યૂરોપના અર્વાચીન સુધારાનો ઉદય થયો હતો; આજ ઓગણીસમી સદીનું યૂરોપ જે 'સ્વાતન્ત્ર્ય' 'સમાન હક' આદિ વિચારોનો લાભ ભોગવે છે એનું આદિ કરણ, ૧૭૮૯ના ફ્રેન્ચ રેવોલ્યૂશનને ઊપજાવનાર, ફ્રેન્ચ સાહિત્ય જ હતું; અને ઇંગ્લાંડના ઇતિહાસમાં ઇલિઝાબેથ અને વિક્ટોરિઆના સમયો સૌથી પ્રતાપી થઈ ગયા એમાં પણ તે તે સમયના આરંભમાં થએલું સાહિત્ય જ કારણ છે. માટે, આપણી ધાર્મિક સાંસારિક રાજકીય આદિ સર્વ પ્રવૃત્તિઓને જ્ઞાન બળ અને ગતિ આપનારૂં વિશાળ સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે.

આ સાહિત્ય અંગ્રેજીમાં લખાય એ ઠીક છે, પણ એ કરતાં પણ અધિક જરૂર ચાલુ દેશી ભાષામાં લખવાની છે. અંગ્રેજી શિક્ષણ ભલે એટલું વધારશો, પણ છેવટે એક એવો મ્હોટો પ્રજાવર્ગ રહેશે કે જેને એ પહોંચી શકવાનું નથી જ. એ વર્ગ ઉપર દેશહિતનો મુખ્ય આધાર હોવાથી, એની 'કૂપમંડૂક'તા દૂર કરવી—એની જ્ઞાનમર્યાદા વિસ્તારવી—એ આપણા વિદ્વાન વર્ગનું મુખ્ય કર્તવ્ય છે. એ કર્તવ્ય જાતે યથાશક્તિ કરવું, અને અન્યને કરવા તરફ પ્રેરવા એ આ પત્રનો બીજો ઉદ્દેશ છે.

આ બે ઉદ્દેશો સિદ્ધ કરવા માટે વિદ્વાન લેખકો જોઈએ. એવા લેખકો મળવા વા નવીન ઉત્પન્ન થવા અશક્ય છે? પચાસ વર્ષથી આપણા ઇલાકામાં યુનિવ્હર્સિટિ સ્થપાઈ છે, અને પ્રત્યેક વર્ષે સંખ્યાબન્ધ ગ્રેડ્યુએટો તૈયાર થાય છે એઓ પોતાના અજ્ઞાન બન્ધુઓને કાંઇક પણ નવીન જાણવા જેવું કહી શકે એમ નથી? તેઓ પોતે માંહોમાંહ્ય ગૂજરાતીદ્વારા પોતાના વિચાર સરખાવે, તો એમનું પોતાનું જ્ઞાન પણ વધારે ચોકસ સ્પષ્ટ તેજસ્વી અને અન્તરૂમાં સુપ્રતિષ્ઠિત અને અનુસ્યૂત ન થાય? આપણે 'યુનિવ્હર્સિટિમાં વ્હર્નાકયુલર દાખલ કરો' એમ ઉચ્ચ અવાજે માગણી કરીએ છીએ, પણ એ વિષયમાં આપણું પોતાનું જ કર્તવ્ય આપણે પોતે કેટલું

થોડું કરીએ છીએ ! મ્હોટા ગ્રન્થો લખવા જેટલી સર્વની શક્તિ ન હોય, શક્તિ હોય તો ફુરસદ ન હોય. પણ એક ગૂજરાતી માસિક વાંચવાની, એમાં લખવાની, એને સુધારવાની, અને એને સર્વ રીતે સારી સ્થિતિમાં મૂકવાની પણ કૃપા ન કરીએ ? બંગાળી ભાષાનું સાહિત્ય કેવું વિશાળ છે એ સર્વના જાણવામાં છે. તામિલ ભાષામાં તો જૂના વખતથી જ મ્હોટું સાહિત્ય છે. અને મરાઠી માસિકના એક તન્ત્રી અમને જણાવે છે કે લગભગ સો ગ્રેડ્યુએટોએ એમના પત્રમાં લખવાનું કબૂલ કર્યું છે. ત્યારે શું ગૂજરાત જ સ્વકર્તવ્ય કરવામાં પાછળ રહેશે ? 'નહિ રહે' એમ ઉત્તર દેવો અમારા હાથમાં નથી. એ ઉત્તર ગૂજરાતે જ દેવો જોઈએ, અને તે માત્ર મુખ થકી નહિ, પણ કૃતિદ્વારા દેવો જોઈએ. અમે તો માત્ર એટલું જ કહીએ છીએ કે આપણા સર્વોત્તમ અગ્રણી મિ. જસ્ટિસ રાનડે–જેમના વચનને આપણે શાસ્ત્ર જેટલું માન આપીએ છીએ–એ વર્નાક્યુલર સાહિત્યને સર્વ દેશોદ્ધારનો પાયો ગણે છે, અને જેમ્સ પીલ એની અવગણનાને 'સ્વદેશાભિમાનની ખામી'* કહે છે !

'સ્વદેશાભિમાનની ખામી' એ શબ્દો થોડા હૃદયવેધક નથી. ગૂજરાતના સાહિત્યને ગ્રેડ્યુએટોએ—રા. ગોવર્ધનરામ, મણિલાલ, નરસિંહરાવ આદિએ—ઘણી સેવા કરી છે, તથાપિ સામાન્યરૂપે મિ. પીલના શબ્દો ખરા છે, અને એને જેમ બને તેમ આપણને લાગુ પડતા અટકાવવા એ દરેક ગૂજરાતના વિદ્વાનનું કર્તવ્ય છે. એ કર્તવ્ય

---

* The dislike shown by University graduates to writing in their Vernacular can only be attributed to the consciousness of an imperfect command of it. So curious an apathy, so discouraging *a want of patriotism*, is inexplicable, if the transfer of English thought to the native idiom were, as it should be, a pleasant exercise, and not, as I fear, it is, a tedious and repulsive trial."

*Mr. (now Sir James) Peele*

કરવા માટે વિદ્યા કરતાં પણ ઉત્સાહની અધિક જરૂર જણાય છે, અને તેથી અમે આ પત્રનું નામ ઉત્સાહસૂચક 'वसन्त' પાડ્યું છે.

'वसन्त' નામ અનેક પ્રાચીન વચનોનું સ્મરણ કરાવે છે, અને ઉત્તમ ભાવો સૂચવે છેઃ—

(૧) × ઋગ્વેદ કહે છે કે "વસન્ત એ પુરુષ (સ્વાત્મ) યજ્ઞમાં આજ્ય (ઘૃત) સ્થાને હતો." વર્તમાન સમયમાં દેશોદ્ધાર માટે અતુલ સ્વાર્પણ કરવાની જરૂર છે, અને એ મહાયજ્ઞના અગ્નિને યથાશક્તિ તેજસ્વી કરવો એ આ પત્રનો ઉદ્દેશ છે. યદ્યપિ એ સ્વાર્પણ ખરૂં જોતાં તો યજમાને જ—દરેક પ્રજાજને જ—કરવાનું છે, તથાપિ એ સ્વાર્પણને वसन्त આજ્ય (ઘૃત)ની માફક અન્દર ભળીને, દેદીપ્યમાન કરી શકે; અને એટલું કરે તો એનું અસ્તિત્વ સફળ છે.

૨. * શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાન કહે છે કે "ઋતુઓમાં કુસુમાકર—વસન્ત—તે હું છું." વસન્ત એ આનન્દ, જીવન, અને ઉત્સાહની ઋતુ છે, અને વિશ્વમાં ખરેખરા એ ભાવોને પૂરનાર પરમશક્તિ પરમાત્મા જ છે. માટે વસન્ત એ પરમાત્માની જ વિભૂતિ છે એ કહેવું યથાર્થ છે. વિશ્વનાં સર્વ ખરાં આનન્દ જીવન અને ઉત્સાહમાં પરમાત્માના સ્વરૂપનું દર્શન કરવું—ઉત્તમ ગૃહ રાજ્ય સમાજ સાહિત્ય સર્વત્ર એની જ વિભૂતિ પ્રત્યક્ષ કરવી—એ આ પત્રનો ઉદ્દેશ છે, અને એ ઉદ્દેશ वसन्त નામથી સૂચવાય છે.

પૂર્વોક્ત ઉદ્દેશો યથાશક્તિ સિદ્ધ કરવા માટે वसन्तનો પ્રાદુર્ભાવ છે, અને એ માટે મુખપૃષ્ઠ ઉપર ટાંકેલાં—

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

---

× वसन्तोऽस्यासीदाज्यम्

* "अहमृतूनां कुसुमाकरः"

અને—

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । એ બે સૂત્રો સ્વીકારવામાં આવ્યાં છે.

(૧) શ્રુતિ કહે છે કે "સત્ય એ સર્વ ભૂતોનું મધુ (પુષ્પરસ) છે, અને સર્વ ભૂતો સત્યનું મધુ છે." એ 'મધુ'ને પોષવું, પ્રકટાવવું, રેલાવવું, એ વસન્તની પરમ ઉદ્દેશાભાવના છે. એ ભાવનાના લક્ષાંશ એ 'મધુ'નું એક પુષ્પમાં એક બિન્દુ પણ—સન્તોષકારક રીતે ઉપજાવી શકાય તો વસન્તનો જન્મ સાર્થક છે. શ્રુતિ સત્યને 'સર્વ ભૂતોનું મધુ' અને સર્વ ભૂતોને 'સત્યનું મધુ' કહે છે એ દ્વિવિધ ઉક્તિમાં બહુ ગંભીર રહસ્ય રહેલું છેઃ સત્ય એ સર્વ ભૂતોનું અન્તસ્તમ તત્ત્વ છે, એને બહાર તારવી કાઢવાનું છે; એટલું જ નહિ પણ સર્વ ભૂતો પણ સત્યનાં જ બનેલાં છે, અર્થાત્ સત્યને પ્રત્યક્ષ કરી આપવા માટે ગૃહ રાજ્ય સમાજ આદિ સંસ્થાઓ ઉત્પન્ન થાય છે, અને જે સંસ્થાના અન્તરૂમાં સત્ય નથી, એ અભાવગ્રસ્ત છે, 'છે' નહિ પણ 'નથી' ગણાવા યોગ્ય છે. માટે સત્યનું સંપૂર્ણ દર્શન કરવું હોય તો વિચારમાં અને સિદ્ધાન્ત(abstract thought)માં જ થઈ શકવાનું નથી, પણ ઉત્તમ સંસ્થાઓ (institutions) રૂપે એને પરિણામ પામેલું જોવાની જરૂર છેઃ બંને એકજ સત્યનાં આન્તર (subjective) અને બાહ્ય ( objective ) સ્વરૂપો છે. એ સત્યના અન્તરૂમાં તેમ જ એની પાર સત્યસ્વરૂપ તેજોમય અમૃત પરમાત્માનો નિવાસ છે. જીવ અને જગત્ ઉભયના અન્તરૂમાં અને બહાર એ જ છે, ઉભય એ રૂપ જ છે. એટલે—

(૧) સત્યસ્વરૂપ વિચાર(abstract thought)નું, અને
(૨) સત્યસ્વરૂપ સંસ્થાઓ( institutions )નું અવલોકન કરવું; અને
(૩) ધર્મને એમના મધ્યબિન્દુસ્થાને રાખવો—એ વસન્તનો મુખ્ય ઉદ્દેશ હરે છે.

(૨) એ ઉદ્દેશ સિદ્ધ કરવા 'સત્ય' અર્થાત્ જે હોય તે યથાર્થ કહેવું, 'ધર્મ' કહેતાં કર્તવ્ય તે હંમેશાં કરવું, 'કુશળ' અને 'ભૂતિ' નામ કલ્યાણ—આબાદી એ બાબત બેદરકાર ન રહેવું, અને 'સ્વાધ્યાય' નામ પોતાના દરેક વિષયના મૂલ ગ્રન્થનો અભ્યાસ કરવો, અને એનું 'પ્રવચન' એટલે વ્યાખ્યાન–ભાષ્ય–એનો ઇતિહાસદૃષ્ટિએ વિચાર એને આ પત્ર **સાધન** રૂપે સ્વીકારે છે.

આ ઉદ્દેશ અને સાધનની ભાવનાઓ નિરન્તર અમલમાં મૂકવી એ સાધારણ કામ નથી. વિજય તો હમેશ પરમાત્માને જ આધીન છે, પણ ઉદ્દેશભાવના ઉચ્ચ રાખવી અને યથાશક્તિ એને સિદ્ધ કરવા સાધન યોજવાં એટલું મનુષ્યનું કર્તવ્ય છે. એ કર્તવ્ય કરવા અમારા તરફથી બનતો પ્રયાસ કરવામાં આવશે, અને એ કામમાં ગૂજરાતના વિદ્વાનો અમને સહાય થશે એમ આશા છે.

આટલું કહી 'विहरतु हरिरिह सरसवसन्ते' એ સહજ ફેરફાર કરેલા જયદેવની પંક્તિના ઉચ્ચાર સાથે, આ પત્ર ગૂજરાતની સેવામાં અમે અર્પણ કરીએ છીએ.

[ વર્ષ ૧, અંક ૧; માઘ, સંવત ૧૯૫૮]

## ૨. અમારા વાચકોની સેવામાં વિજ્ઞપ્તિ

"वसन्त"નું એક વર્ષ પૂરૂં થયું. અંકો બહાર પડવામાં અનેકવાર અસહ્ય વિલંબો થયા છે—જે માટે આ પત્રના વ્યવસ્થાપકે વાચકોની વારંવાર ક્ષમા યાચી છે. પરન્તુ એક બે વાર ક્ષમા યાચ્યા છતાં પુનઃ એજ દોષ થયાં કરે એથી ક્ષમાનું ગૌરવ ઘટે છે. હવે આ પત્રના ગ્રાહકો-ને માત્ર ખરી વસ્તુસ્થિતિ જણાવવી જ બાકી રહી છે. પરન્તુ અમે દિલગીર છીએ કે આ વિલંબનું મુખ્ય કારણ એક અત્યન્ત દુઃખકર અને અનિવાર્ય ખાનગી સંકટ હોઈ—અમારા ગ્રાહકો આગળ એ પ્રસિદ્ધિમાં મૂકી શકાતું નથી—પણ અમને આશા છે કે અમારા વાચકો અમારો શબ્દ સ્વીકારશે કે અતીવ અસાધારણ મુશીબતના કારણથી જ આ વિલંબ થયો છે.

ફાલ્ગુન-ચૈત્રના અંકો પ્રેસમાં છે-એ ઘણાજ થોડા વખતમાં બહાર પડશે. અને અમારી હાલની મુશીબત ઇશ્વરેચ્છાથી ઘટશે તો આ પત્ર થોડા વખત પછી પ્રતિમાસ બહુ નિયમપૂર્વક બહાર પાડી શકાશે.

"વસન્ત" પત્ર એના પ્રથમ વર્ષમાં જ આવું અનિયમિત ચાલે છે એટલાથી ઘણા ખરા વાચકોને એના આયુષ્ય વિષે શંકા રહેતી હશે. એમને એટલું જણાવવાની અમે છૂટ લઈએ છીએ કે એ પત્ર અમે કર્તવ્યની પૂર્ણ લાગણી સાથે માથે લીધું છે-અને પરમાત્માની ઇચ્છા છે તો એ બન્ધ થવાનો જરા પણ સંભવ નથી.

અમારા ગ્રાહકોને નવા વર્ષની ભેટ રૂપે એક પુસ્તક અર્પવાનો વિચાર હતો, એ પણ ઉપર જણાવેલા કારણથી જ હાલ બન્ધ રાખવો પડ્યો છે.

[ વર્ષ ૨, અંક ૧; માઘ, સં. ૧૯૫૯. ]

## ૩. આત્માવલોકન

"वसन्त"—પત્રને આજ બે વર્ષ થયાં. એ દરમિયાન એણે ગૂજરાતને કાંઇ પણ સેવા કરી ? આ પ્રશ્નનો છેવટનો ઉત્તર આપવાનો હક અમારા વાચકોનો છે; તથાપિ એ સંબન્ધી કાંઇક વિચાર કરવાની ફરજ અમારી છે. ખરૂં જોતાં, કોઈ પણ સાર્વજનિક સંસ્થાના જીવનમાં આટલો કાળ એને વિષે અભિપ્રાય બાંધવા સારૂ ભાગ્યે જ પૂરતો ગણાય છે; છતાં, કાંઈક પાછળ નજર નાંખી આગળ ચાલવું એકન્દરે લાભકારી થશે એમ સમઝી અત્રે સહજ આત્માવલોકન કરવાનું યોગ્ય ધાર્યું છે.

આત્માવલોકન એ આત્મસુધારણાનો માર્ગ છે; અને આત્માવલોકનમાં દોષ તેમજ ગુણ ઉભયના અવલોકનનો સમાવેશ થવો ઘટે છે. દોષ તપાસવાથી જેમ સુધારાનો અવકાશ સમઝાય છે, તેમ ગુણ જોવાથી કર્તવ્ય કર્યાનો નિર્મળ સન્તોષ ઊપજે છે, અને સ્વશક્તિમાં વિશ્વાસ આવી આત્મા ઉત્સાહી અને સ્વાશ્રયી બને છે.

કબૂલ કરવું આવશ્યક છે કે આજ પર્યન્ત આ પત્રમાં અનેક-અનેક દોષો આવ્યા છે. ઘણાં કર્તવ્યો અમને સૂઝ્યાં જ નહિ હોય;

ઘણાં સૂઝયાં છતાં અમલમાં મૂકી શકાયાં નથી; કેટલાંક શિથિલ રીતે કરવામાં આવ્યાં છે; અને કેટલાં તદ્દન ઉલટાં પણ થયાં હશે. આ સર્વ માટે ક્ષમા યાચીને હિસાબ પતાવવા કરતાં, તેમ જ દરેક સૂક્ષ્મ દોષોનું ચિન્તન કર્યા કરવા કરતાં—અમુક મ્હોટા દોષોને તારવી કાઢી ભવિષ્યમાં એને થતા અટકાવવાનો બનતો પ્રયાસ કરવો એ વધારે સારૂં છે.

મ્હોટા દોષોનો વિચાર કરીએ છીએ તો એમાં અનિયમિતતા—વિલંબ એ સૌથી પ્રથમ નજરે ચઢે છે. પરન્તુ આ દોષ હવે ઝડપ-થી ઘટતો આવે છે એટલી અમારા વાચકને પ્રતીતિ થઈ હશે; અને ઈશ્વરકૃપા હશે તો અમે એટલે સુધી આશા દર્શાવી શકીએ કે થોડા વખતમાં આ દોષ તદ્દન વિલુપ્ત થઈ જશે, એટલું જ નહિ, પણ પ્રતિમાસ નિયમિત પ્રસિદ્ધિ એ આ પત્રનું ખાસ લક્ષણ થઈ પડશે. આ સ્થળે એટલું જણાવવાની છૂટ લઈએ છીએ કે આજ સુધી ચાલતો આવેલો વિલંબ લખાણના દારિદ્રયને લીધે થએલો ન હતો, પણ કોઈક અનિર્વચનીય દૈવયોગ જ એમાં કારણભૂત હતો— જે દૈવયોગે આ લેખક ઉપર અણધાર્યો વ્યવસાય કર્તવ્યરૂપે ઉપ-જાવી, એના ધૈર્યને પૂર્ણ કસોટીએ ચઢાવ્યું હતું, અને એવી ક્ષણો પણ આણી હતી કે જે દરમિયાન "વસન્ત"નું આયુષ્ય સર્વથા પરમાત્માને જ ચરણે છે એમ કહ્યા વિના છૂટકો ન હતો. પરન્તુ એ અન્ધકારમાં પણ આજ અમને કાંઈક તેજની રેખાઓ નજરે પડે છે. જે દૈવયોગે વિલંબ ઉપજાવ્યો અને તાત્કાલિક શિથિલતા ઉત્પન્ન કરી, એણે જ આ હૃદયને અપૂર્વ અનુભવ પણ કરાવ્યા— આ ઐહિક જગત્‌ની પાર લઈ જઈ, મૃત્યુનાં મંગળદ્વાર ઉઘાડી આપી, એ મહાન રહસ્યની મુખેમુખ ઝાંખી કરાવી, અનેક સંશયો ટાળી નાંખ્યા, નિશ્ચયો ઉપજાવ્યા, અને આત્મભાવનાને પહેલાં કદી પણ નહિ અનુભવેલી એવી વિશાળતા અને આર્દ્રતા અર્પી. એ અનુભવને વાચક આગળ તાદૃશ કરી આપવાની આ લેખકમાં શક્તિ

નથી, પણ એ અનુભવે જે સંસ્કાર મૂક્યા છે તે જાણ્યે-અજાણ્યે પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે અનેક તરેહથી આ કલમ ઉપર અસર કર્યા વિના નહિ રહે;—એટલી આ અન્ધકાર વચ્ચે તેજની રેખા દૃષ્ટિગોચર થાય છે.

બીજી ખામી, આ પત્રમાં (કેટલોક ભાગ બાદ કરતાં) નિશ્ચિત અને સન્તોષકારક યોજનાની છે. હાલ આપણે પૂર્વ અને પશ્ચિમની ભાવનાઓના સંગમ ઉપર વશીએ છીએ, અને તેથી એ બે ભાવનાઓની સરખામણી નિરન્તર કરતા રહેવાની ઘણી આવશ્યકતા છે—એવા હેતુથી અત્રે પશ્ચિમના ઇતિહાસ સંબન્ધે તેમ જ ત્યાંના લોકની સામાજિક આર્થિક રાજકીય અને ધાર્મિક સ્થિતિ વિષે નિયમસર વખતોવખત લખવામાં આવે છે. વળી આ સાથે સરખામણી માટે જોઈતી બીજી રકમ—આપણી પોતાની સ્થિતિ—એ જો કે વાચક આગળ હમેશાં રજુ જ છે, છતાં એ સંબન્ધી કેટલીક ચોકસ અને નિષ્પક્ષપાત માહિતી પણ જરૂરની ગણી છે, કારણ કે એ વિના આપણા વિચારો આત્મનિન્દક યા મિથ્યાસન્તોષી રહેવાનો ભય છે. પરન્તુ આ સિવાય બીજી ઘણી બાબતો રહે છે કે જેમાં યોજનાની ખામી સ્પષ્ટ દેખાય છે.

કેળવણી એ આ દેશના સર્વ હિતનું આધારસ્થાન છે, અને તેથી એ વિષયને પણ યોગ્ય મહત્ત્વ આપવામાં આવે છે. તથાપિ આ વિષયના નિરૂપણમાં આજ સુધી જે કાર્ય થયું છે તેમાં ઘણા સુધારાનો અવકાશ છે, અને ભવિષ્યમાં એ નિરૂપણ વધારે ઉચ્ચ પ્રકારનું થાય તે માટે અમે બનતી યોજના કરીશું.

'સાયન્સ' એ આ દેશની વિવિધ જરૂરિયાતોમાં પ્રધાન પદ ભોગવે છે, અને તેથી એ વિષયના પણ આજ સુધીમાં અત્રે ઘણા લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. પરન્તુ આ વિષયનો મ્હોટો ભાગ 'લેબોરેટરિ' એટલે પ્રયોગશાળામાં જ યથાયોગ્ય શીખી શકાય એવો

હોય છે, અને તેથી આ વિષયને જોઈતો ન્યાય કરવામાં મુશીબત નડે છે. તથાપિ લેખદ્વારા પણ વાચકની જેટલી બને તેટલી આ દિશામાં દૃષ્ટિ ઊઘાડવી ઇષ્ટ છે એમ સમઝી આ વિષયને વારંવાર આગળ ધરતા રહેવાનો યત્ન થાય છે, અને એ ક્રિયામાં જે કાંઈક ખામી જણાય છે એ સુધારવા તરફ બનતો પ્રયાસ કરવામાં આવશે.

યોજનાની વળી બીજી એક ખામી અમને ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં નજરે પડે છે. આ વિષયની આ પત્રમાં આજ સૂધી અવગણના તો કરવામાં આવી નથી, પણ એ સંબન્ધી પ્રસિદ્ધ થએલા લેખોમાં જોઈએ તેવી સંકલના બિલકુલ સધાઈ નથી. પૂર્વોક્ત વ્યવસાય, અને આજકાલની ચર્ચાના મહાન પ્રશ્નોનું નિરૂપણ ઊપાડી લેનાર અન્ય બન્ધુ ન મળી શકવાથી અમારા ઉપર એ ચર્ચાનો આવી પડતો કર્તવ્યભાર—એ બે કારણને લઈ ધર્મના વિષયને અમારાથી જોઈએ તેવી સેવા થઈ શકી નથી પણ ભવિષ્યમાં એ તરફ અમે પૂર્ણ લક્ષ આપતા રહીશું. આ પત્ર શરુ કર્યું તે વખતે અમારો ઇરાદો એવો હતો કે 'સુદર્શન' ધર્મ અને તત્ત્વજ્ઞાન માટે રોકવું અને આ માસિકમાં તે શિવાયના વિવિધ વિષયો ચર્ચવા. પણ આ બે વર્ષના અનુભવથી અમને જણાવા માંડયું છે કે 'વસન્ત'માં તો ધર્મની ખાસ આવશ્યકતા છે: આજકાલની હિન્દુસ્થાનની સર્વ પ્રવૃત્તિઓમાં ધર્મ એક મુખ્ય સ્થાન ભોગવે છે એટલે એને 'વસન્ત'ના પ્રદેશની બહાર રાખવો બરાબર નથી, એટલું જ નહિ, પણ આપણો નવીન વર્ગ—જે 'સુદર્શન' કરતાં 'વસન્ત' તરફ વધારે વળે છે— એને સ્કૂલ અને કૉલેજમાં ધાર્મિક શિક્ષણ તદ્દન અલભ્ય હોવાથી, એ તરફ એની રુચિ ઉત્પન્ન કરવી અને એ તરફનો કાંઈક માર્ગ બતાવવો એ ખાસ જરૂરની બાબત છે પણ આ કાર્ય યથાશક્તિ સન્તોષકારક રીતે કરી શકાવા માટે, અન્ય વિષયો અમારા મિત્રો ઊપાડી લે એટલી અમારી એમને વિનંતિ છે.

ઉપર જણાવેલા વિષયો તો આજ સૂધીમાં થોડા ઘણા પણ

ચર્ચવામાં આવ્યા છે, પણ એક મ્હોટો વિષય—સાહિત્યચર્ચા—એ તો લગભગ રહી જ ગયો છે એમ કહીએ તો ચાલે. "કલાપી", "અખો", "મીરાંબાઈ" અને "સરસ્વતીચન્દ્રનું અવલોકન" (જેમાંનું છેલ્લું તો સાહિત્ય કરતાં વિશેષે કરી સમાજચર્ચાના ઉદ્દેશથી જ લખાએલું છે,) એ ચાર લેખ શિવાય આ બે વર્ષમાં ભાગ્યે એક પણ મહત્ત્વનો સાહિત્યને લગતો લેખ પ્રકટ થયો છે. સન્તોષ એટલો જ છે કે જેટલું લખાયું છે એ ઉત્તમ લેખકોને હાથે લખાએલું હોઈ આ પત્રને શોભારૂપ થયું છે. હવે પછીથી આ વિષય અમારા વાચક આગળ વધારે વાર આવશે.

છેવટમાં, એક મ્હોટામાં મ્હોટી ખામી લક્ષમાં રાખવાની તે ગ્રન્થાવલોકનની છે. ગ્રન્થાવલોકન લેખકની એક જાહેરખબર માત્ર છે એમ સમઝવાનું નથી: નિષ્પક્ષપાત અને વિચારપૂર્વક કરવામાં આવતું અવલોકન, નવીન લેખકો ઉપર અજાણી રીતે ઉત્તમ અસર કરે છે; પ્રકૃત વિષયમાં એક પ્રકારનો પ્રજામત બાંધે છે; અને આવતા જમાનાના સાહિત્યને વિશુદ્ધ રૂપ આપવામાં કારણભૂત નીવડે છે. એ ઉપરાન્ત વિશેષમાં એક સેવા એ એ કરે છે કે વાચકને આસપાસની સાહિત્યની હવા સંબન્ધે વાકેફ રાખે છે. પરન્તુ આ ખામી આજ સૂધી અમારા લક્ષમાં આવી ન હતી એમ ન હતું. માત્ર અવલોકન માટે આવેલા ગ્રન્થો વાંચી જવાનો અમને વખત ન હતો એટલું જ કારણ હતું. વળી આ બાબતમાં અમે એક નવીન માર્ગ ઊઘાડવાનો વિચાર રાખીએ છીએ. આજ સુધી આપણાં માસિકોમાં ગૂજરાતી ગ્રન્થો જ અવલોકવાનો રિવાજ છે, પણ અમને લાગે છે કે સારા સારા અંગ્રેજી ગ્રન્થો અવલોકવામાં આવે તો ગૂજરાતને મહત્ત્વની સેવા થાય. આપણામાં કેવળ ગૂજરાતી જાણનાર વર્ગ ઘણો મ્હોટો છે—જેને બીજા સુધરેલા દેશોના સાહિત્ય વિષે તેમજ આજકાલ વિવિધ વિષયો ઉપર ત્યાં કેવા વિચારો પ્રકટ થઈ રહ્યા છે એ સંબન્ધે માહિતી મળવાનું કાંઈ જ સાધન નથી, એટલું જ નહિ,

પણ અંગ્રેજી જાણનાર વર્ગમાં પણ મ્હોટો ભાગ એવો છે કે જેને જોઈએ તેવી લાયબ્રેરિ યા ખાનગી પુસ્તકનો ઉપયોગ નહિ મળી શકવાથી ચાલતા જમાનાની સાથે રહેવું કઠિન થઈ પડે છે. આ જરૂરીઆત સહજ પૂરી પાડવા માટે, યદ્યપિ આખા ગ્રન્થોનું ભાષાન્તર યા એનો સમગ્ર સાર આપવો તો અશક્ય છે તથાપિ કોઈ કોઈવાર જાણવાજોગ લેખના વિષયનું સૂચન જેટલું પણ કાંઈક કરી શકાય તો તે કરવા જેવું છે.

ઉપર પ્રમાણે, આ પત્રના મુખ્ય મુખ્ય દોષો અને એમાં સુધારાવધારાની દિશા અમને નજરે પડે છે. હવે અમારા વાચકની પરવાનગીથી—એક બે ગુણો પણ ગણાવીશું. થોડાક ગુણો તો ઉપર અમે દોષોની સાથેજ સૂચવી ગયા છીએ. વિશેષમાં માત્ર બે ઉપર ભાર ખાસ મૂકવા જેવો છે, અને તે એટલા માટે કે ભવિષ્યમાં એને અમે અધિક વિકસાવવા માગીએ છીએ.

એક તો અમે આજ પર્યન્ત પશ્ચિમની લોકસ્થિતિ—એના સામાજિક આર્થિક રાજકીય અને ધાર્મિક ઇતિહાસ અને વર્તમાન અવસ્થા—સંબન્ધે નિયમસર લખતા આવ્યા છીએ, એ આપણા વર્તમાન જમાનાની ખાસ જરૂરીઆત પૂરી પાડે છે. અમારા જૂના વાચકોને સ્મરણ હશે કે 'સોળમા સૈકામાં ઇગ્લાંડનાં ગામડાંની શી સ્થિતિ' હતી એ જાણીને શું ?—એમ કેટલેક ઠેકાણે વસન્ત ઑફિસના આર્ટિકલો ઉપર ટીકા થઈ હતી. પણ જેઓએ ઊંડા ઊતરીને વિચાર કર્યો હશે એમને સ્પષ્ટ સમઝાયું હશે કે તે વખતની સ્થિતિ આપણા ખેડૂતોની સ્થિતિ સુધારવાના પ્રશ્ન ઉપર બહુ ઉપયોગી અજવાળું નાંખે છે. આ માત્ર એક ઉદાહરણ છે. પણ એજ દૃષ્ટિબિન્દુથી જોતાં, ઘણા આર્ટિકલો જે પ્રથમ દૃષ્ટિએ કેટલાકને નિરર્થક લાગતા હશે એની સપ્રયોજનતા લક્ષમાં આવશે.

આ પત્રે ગૂજરાતને કરેલી બીજી સેવા એની રાજકીય અને આર્થિક પ્રશ્નોની ચર્ચા છે. અન્ય પત્રોની જરા પણ નિન્દા કર્યા

વગર અત્રે એટલું જણાવવાની અમે છૂટ લઈએ છીએ કે આપણી કૅાંગ્રેસે હાથ ધરેલા પ્રશ્નોમાંના મ્હોટા મ્હોટા—જેવા કે, લશ્કરી ખર્ચ (Military Expenditure), આર્થિક અપવાહ (Economic Drain), હિન્દનું દારિદ્રય (India's Poverty), હિંદની આર્થિક નીતિ (Fiscal Policy), ખેડૂતોની જમાબન્દી કરજ નાણાં પેઢીઓ (Land Assessment, Agricultural Banks &c) વગેરે પ્રશ્નો પરત્વે આ પત્રે કાંઈક હિસાબમાં ગણવા જેવી સેવા બજાવી લાગે છે. આ વિષયોમાં દરેક પ્રજાજને વિચારો ધરાવવાની જરૂર છે અને તે સંગીન અને ચોકસ હોવા જોઈએ એમ અમારો દૃઢ અભિપ્રાય હોવાથી "स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्" એ 'વસન્ત' સૂત્રને અમે પૂર્ણ જોસથી અમલમાં મૂક્યું છે.

આ આત્મપરીક્ષણ સમાપ્ત કરતા પહેલાં, એક ખુલાસો કરવાની જરૂર છે.

કેટલાકને આ પત્ર કાંઈક 'નીરસ' લાગતું હશે. ઉત્તમ રસની જરા પણ અવગણના કર્યા વિના અમે એટલું આગ્રહપૂર્વક કહીએ છીએ કે—આપણા દેશની વર્તમાન સ્થિતિમાં લોક જેને 'રસિક' લખાણ કહે છે એવાં લખાણોમાં મગજ અને હૃદયનું તેજ ક્ષીણ કરવું એ અમને દેશદ્રોહ સમાન લાગે છે. આ કારણથી, અમે પ્લેટોનો ઉપદેશ સ્વીકારી 'કવિઓ'ને ઘણું ખરૂં અમારા પ્રદેશની બહાર રાખ્યા છે. અમે ખરા કાવ્ય રસની સ્હામે નથી. અમે સારી રીતે જાણીએ છીએ કે કવિતા—ખરી કવિતા—એ પરમાત્માની વાણી છે, અને એ અમૃતના પાન ઉપર મનુષ્યહૃદય અનાદિ કાળથી જીવતું આવે છે. પણ જેટલો ખરી કવિતા માટે અમને આદર છે તેટલોજ—તેટલાજ પ્રમાણમાં—એના ખોટા અનુકરણ માટે અનાદર છે. અને અમે માનીએ છીએ કે એવાં 'રસિક' કહેવાતાં સો લખાણો કરતાં એક શુષ્ક આંકડાઓથી ભરેલું કોષ્ટક અનેક ગણું વધારે કિંમતી છે. અમે સારી રીતે સમઝીએ છીએ કે આ પત્રને લોક-

પ્રિય કરવાનો અને વધારે ગ્રાહક આકર્ષવાનો આ માર્ગ નથી. પણ જ્યાં એ ઉદ્દેશ નથી ત્યાં એ માર્ગ લેવાની જરૂર પણ નથી.

છેવટે, અમે અને અમારૂં વાચક મંડળ એ સંબન્ધે એટલી જ પ્રાર્થના કે—

"सह वीर्यं करवावहै तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ।"

[ વર્ષ ૨, અંક ૧૨, પૌષ, સંવત્ ૧૯૬૦ ]

## ૪. વસન્તમાં સુધારા–વધારા

આ પત્ર આજ પાંચ વર્ષ સમાપ્ત કરી આવતા અંકથી એના જીવનની દ્વિતીય ભૂમિકામાં પ્રવેશ કરશે. "To be or not to be"—"જીવવું કે ન જીવવું ?" આ ગંભીર પ્રશ્ન, જે હૅમ્લેટને નિરાશા અને નિર્વેદની તામસી વૃત્તિથી ઉપજ્યો હતો, તે જ આ પત્રને આત્માવલોકનપૂર્વક સ્વજીવનની ઉપયોગિતા–નિરુપયોગિતા વિષે સાત્ત્વિક મનન કરતાં કેટલીકવાર સ્ફુરી આવતો હતો. ઈશ્વરકૃપાએ, આજ એ પ્રશ્નનું નિરાકરણ આત્મઘાતરૂપે ન થતાં, પ્રબલતર જીવનરૂપે થાય છે, એ જોઈ 'વસન્ત'ના સ્નેહિમંડળને આનન્દ થશે.

પાંચ વર્ષના અલ્પ સમયમાં આ પત્રને વિઘ્નો અને સંકટો થોડાં નથી આવ્યાં. પણ પ્રભુકૃપાથી એ સર્વમાંથી પસાર થઈ, પવિત્ર અને દૃઢ બની, આજ વધારે વિશાળ અને વધારે જવાબદારી ભર્યું જીવન પામવાની એ ઉત્સુકતા ધરાવે છે. એ ઉત્સુકતા સફલ કરવા એક પાસ વાચકને વિનંતિ છે; બીજી પાસ તન્ત્રી તરફથી નીચેની યોજના કરવામાં આવે છે:—

**વસન્તપત્ર વર્ષમાં ચાર વખત**—દર ત્રણ મહિને એટલે કે માઘ વૈશાખ શ્રાવણ અને કાર્તિક માસમાં—**આઠ ફૉર્મના** વિશાળ કદમાં બહાર પડશે. આમ, લગભગ 'ડબલ નંબર' પ્રસિદ્ધ કરવામાં વર્ષના ચાર પાદનું ઔચિત્ય તો છેજ, પણ તે ઉપરાંત વસન્ત પંચમી, અક્ષય તૃતીયા, કૃષ્ણજન્માષ્ટમી, અને વિક્રમવર્ષારંભની પ્રતિપદ્–એ ચાર ઉત્સવદિનોનું નિમિત્ત પણ મળે છે. બાકીના માસમાં એનું સામાન્ય પાંચ ફૉર્મનું કદ તો કાયમ રહેશેજ.

## [ લવાજમમાં વધારો કરવાનો નથી.]

આ પત્રનો પ્રધાન ઉદ્દેશ તન્ત્રીના તે તે વિષયના વિચાર વાચકજન પાસે સ્વીકારાવવાનો નથી, પણ વાચકજન **'परमात्मा अने भारतभूमि'**—જેના જયસંકીર્તનથી વસન્તનું મંગળાચરણ કરવામાં આવ્યું હતું—એ પવિત્ર સૂત્ર લક્ષમાં રાખી **સ્વતન્ત્ર** રીતે વિચાર કરવા લાગે એટલી જ પ્રેરણા કરવાનો છે. અમુક વિચાર સિદ્ધરૂપે સર્વત્ર ગ્રહણ કરાવવા કરતાં આ પ્રકારની વિચાર જાગૃતિ ઉત્પન્ન કરવી એ જ દેશને ખરેખર લાભકારક થાય છે એમ તન્ત્રીનું માનવું છે. તથાપિ **'परमात्मा अने भारत-भूमि'** એ મહાન સૂત્રનું ભાષ્ય વધારે વિપુલતાથી લખાય તો ઠીક એમ ધારી, વસન્તના કદમાં પૂર્વોક્ત રીતે વધારો કરવામાં આવ્યો છે, અને કેટલાક મહત્ત્વના વિષયો ઉપર લેખમાળા શરૂ કરવામાં આવશે. આ સાથે **ગ્રન્થાવલોકન** અને **સાહિત્યચર્ચા**—એ સંબન્ધી આજ સૂધી કેટલાંક કારણોને લઈ જે પ્રમાદ થયો છે તે દૂર કરી ભવિષ્યમાં એ વિષય ઉત્સાહથી ઉપાડી લેવામાં આવશે. **ધર્મ** અને **તત્ત્વજ્ઞાનના** લેખો થોડા આવે છે એમ કોઇને અસન્તોષ રહેતો હશે તો તે પણ દૂર કરવા યત્ન થશે. અને વિશેષમાં, **ગૃહનો** વિષય પણ ઉમેરાશે; તથા **જગતના વાઙ્મયનો** પણ વખતોવખત ગૂજરાતી વાચકને લાભ આપવામાં આવશે.

આજ પર્યન્ત દોષો તો અનેક થયા છેઃ કેટલીકવાર અતિશિથિલ પગલાં ભરાયાં છે, કેટલીક વાર ધારેલે માર્ગે જવાયું જ નથી, અને કેટલીક વાર પગ ઉપાડતાંની સાથે જ સ્તબ્ધ થઈ ગયો છે. પણ જો એકે પગલું આજ સૂધીમાં કુમાર્ગે ભર્યું નથી અને યથાશક્તિ સન્માર્ગે ચાલવા યત્ન કર્યો છે, તો આશા રહી શકે છે કે જે પરમાત્મા 'પંગુને ડુંગર ઓળંગાવે છે' તે આ પત્રને પૂર્વોક્ત કાર્યમાં જોઈતું બળ આપશે જ.

આટલું જણાવી, આ નવીન ઉપક્રમમાં અમારા સુજ્ઞ વાચકજનનું અને સતીર્થ્ય લેખકમંડળનું અનુમોદન અને સાહાય્ય ઇચ્છી, આ પત્રને અમે આવતા અંકથી એના જીવનની દ્વિતીય ભૂમિકામાં પ્રવેશ કરાવીશું. પરમાત્મા એના જીવનનું રક્ષણ અને પોષણ કરો !—

[ વર્ષ ૫, અંક ૧૨; પૌષ, સં. ૧૯૬૩ ]

## ૫. ક્ષમા પ્રાર્થના

'વસન્ત'ના અંકો ચઢી ગયા છે તે બાબત અમારા ઉપર અમારા ગ્રાહકો તરફથી પુષ્કળ ઠપકા આવ્યા છે, અને હજી પણ થોડોક વખત આવશે. અમારા વિલંબનો ખુલાસો કે બચાવ ન કરતાં મૂંગે મ્હોંએ એ ઠપકો સહન કરવો એજ અમારા દોષનું ખરૂં પ્રાયશ્ચિત્ત છે. એથી વિશુદ્ધ બની અમે અમારૂં કર્તવ્ય યથોચિત કરી શકીએ એટલી જ પરમાત્મા પાસે પાર્થના છે.

[ વર્ષ ૭, અંક ૫; જ્યેષ્ઠ, સં. ૧૯૬૪ ]

## ૬. મ્હારૂં રાજીનામું

'વસન્ત'ના તન્ત્રી તરીકે યથાશક્તિ યથામતિ ૧૦-૧૧ વર્ષ સેવા બજાવી, એ પત્ર હું હવે રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ—એમને અધીન કરૂં છું. મ્હારો સંબન્ધ છોડતાં મને બિલકુલ શોક થયો નથી એમ કહેવાનો હું ઢોંગ નહિ કરૂં. પણ એ પત્ર જો મ્હેં ખરેખર ગૂજરાતની સેવા બજાવવા ખાતર જ ઊભું કર્યું છે, તો મ્હારા કરતાં વધારે યોગ્ય અને સબળ હાથમાં એને સમર્પતાં મને શા માટે ખેદ થવો જોઈએ ?— આ વિચાર મ્હારા શોકને છેવટે ભેદવા સમર્થ થયો છે, અને વસન્તના વાચકોને પણ મ્હારી એટલી જ વિનંતિ છે કે તેઓએ પણ કૃપા કરી આ દૃષ્ટિબિન્દુથી જ જોવું, અને તેમ કરશે તો મને આ પત્રનું તન્ત્રીપણું છોડવા માટે ઠપકો દેવાનું એમને કારણ નહિ રહે.

આપણું જીવન આપણે ચલાવતા નથી—કોઈક અનિર્વચનીય ચૈતન્યના આવિર્ભાવતિરોભાવના આપણે તો સ્થાન માત્ર છીએ. જે ચૈતન્યશક્તિએ પોતાને પ્રકાશ કરવા માટે એ પત્રને જન્મ આપ્યો, તે જ એને ભવિષ્યમાં પણ ટકાવી રાખશે એમ મને શ્રદ્ધા છેઃ આજથી દશ વર્ષ ઉપર આવા પત્રની જે જરૂર હતી તે કરતાં આજ ઓછી છે ? હું ધારૂં છું કે અધિક છે; અને અધિક છે તો—જેટલી એ અધિક છે તેટલાજ એ પત્રના અસ્તિત્વના પાયા પણ વધારે મજબૂત છે.

**આમ 'વસન્ત'નું ભવિષ્ય સુ-સ્થિર છે, તો પછી એનું તન્ત્રી-પદ ત્યજતાં મને સંકોચ શા માટે હોય ?**

ભાષાની રૂઢિએ "અમે"-પદનો અધિકાર રાજાને અને પત્રકારને આપ્યો છે, એમાં માનાર્થે બહુવચન ભલે હોય; પણ મને તો લાગે છે કે બહુના પ્રતિનિધિ તરીકે બોલવાનો અધિકાર સૂચવવાનું પણ એ બહુવચનનું કાર્ય છે. તો હવે એટલું જ વિચારૂં છું કે પત્રકાર તરીકે જે બહુના પ્રતિનિધિ તરીકે હું આજ પર્યન્ત બોલ્યો છું તે જ બહુમાંનો હું એક થઈ જાઉં—મૂળસ્વરૂપને પામું—એમાં થોડો આનન્દ છે? ગૂજરાત પ્રત્યે કર્તવ્ય-પરાયણ અનેક વિદ્વાનોના લેખને અવકાશ આપી આજ સૂધી ગૃહસ્થાશ્રમના આતિથ્યધર્મનો મ્હેં આનન્દ લીધો, હવે જે ગૃહમાં રહી મ્હેં આતિથ્ય કર્યું એ જ ગૃહનો અતિથિ થઈ સંન્યાસાશ્રમના ભિક્ષાધર્મનો આનન્દ લઈશ.

પણ આ આવશ્યક આશ્રમાન્તર હું નિર્વિઘ્ને નિર્વિલંબે અને સરળતાથી કરી શક્યો, તે માટે હું મ્હારા મિત્ર રા. રમણભાઈનો ખરા હૃદયથી આભાર માનું છું. મ્હારા મનને જ્યારે 'વસન્ત'ની સાથેનો મ્હારો હાલનો સંબન્ધ છોડવા વિષેના વિચાર મથ્યાં કરતા હતા, તે વખતે રા. રમણભાઈએ, પોતાને જનહિતનાં અગણિત કાર્યો હોવા છતાં, પોતે આગળ આવી, ઉત્સાહથી કાર્ય ઉપાડી લેવાનું સ્વીકારી, મને મૂંઝવણમાંથી મુક્ત કર્યો છે—એ મિત્રકૃત્યમાં સમાએલો ઉપકાર હું કદી પણ વીસરીશ નહિ.

'વસન્ત દિનપરાદિન વધારે ખીલો!' એટલો આશીર્વાદ દઈ, 'વસન્ત'ના તન્ત્રીસ્થાનેથી નીકળી એના વાચકવર્ગમાં આનન્દથી પ્રવેશ કરૂં છું.

[ વર્ષ ૧૧, અંક ૮; શ્રાવણ, સં. ૧૯૬૮ ]

## ૭. "पुनश्च हरिः ओम्"

આ શબ્દો કારાગૃહમાંથી છૂટી કેસરીપત્રનું તન્ત્રીપદ પુનઃ સ્વીકારતી વખતે લોકમાન્ય ટિળક મહાશયે ઉચ્ચાર્યાં હતા. એ મહાશય અને લેખક વચ્ચે કોઈ પણ તરેહનું સામ્ય કે સમાનતા નથી, તથાપિ એમણે કરેલા મંગલાચરણમાં રહેલો ભગવન્નામોચ્ચાર અખિલ અજ્ઞાન અને પાપ અને નિર્બળતાને હરી, વિશ્વમાં ઉચ્ચ રવે સંભળાતું પરમાત્માનું ગાન—ઉદ્‌ગીથ*—આત્મામાં પૂરે છે, તેથી તેનું સ્મરણ કરી, આજ હું મ્હારા જીવનનો ઉત્તરકાંડ આરંભું છું.

---

* ओम्

પૂર્વોક્ત શબ્દો સ્મૃતિગોચર થતાંની સાથે કેટલા દૂર દૂરના ભણકાર કાલગુહામાંથી પ્રતિધ્વનિત થતા કર્ણે પડે છે! પણ એ વિષે કોઇ બીજે પ્રસંગે. આજે તો, આ આરંભનો હું અધિકારી થઈ શક્યો છું તે માટે મારા મિત્ર રા. રમણભાઇનો મ્હારે ઉપકાર માનવો જોઈએ. અને તે હું જેટલો માનું તેટલો ઓછો જ છે. બાર વર્ષ ઉપર ગૂજરાત કૅાલેજ સરકારને સોંપાઈ અને તેને અંગે મ્હારી સેવા સરકારને અધીન થઈ તે પ્રસંગે 'વસન્ત'ના તન્ત્રી તરીકે મ્હારા આગળ આ મ્હોટો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો: 'વસન્ત' બંધ કરવું? એની સ્થાપના વખતે ઉદ્દેશેલા એના વિશાળ કાર્યક્ષેત્રને સંકોચી—રાજકીય વિષય પરહરી—એક સાહિત્ય ધર્મ કે તત્ત્વજ્ઞાનના પત્ર તરીકે જ એને ચાલતું રાખવું? આ વિકલ્પનો પ્રશ્ન મને 'વસન્ત'ના મરણ અને અપાંગતા વચ્ચે પસંદગી કરવા જેવો લાગ્યો. અને રાજકીય અંગ એ વર્તમાન પ્રજાજીવનના અનેક અંગમાંનું માત્ર એક સામાન્ય અંગ નથી પણ એક માર્મિક અંગ હોઈ, એને કાપી નાંખવાની સાથે જીવનનો લોપ જ થાય છે એમ મને લાગ્યું. સ્વાભાવિક ઉદ્‌ગાર નીકળ્યો કે

मत्संबन्धात् कश्मला किंवदन्ती
स्याच्चेदस्मिन् हन्त धिक् मामधन्यम् ॥

પરંતુ પ્રભુએ આ જીવનમાં મને મ્હોટામાં મ્હોટું સુખ આપ્યું છે તે મિત્રોનું છે. ખરે અણીને વખતે ભાઈ રમણભાઈને પ્રેરણા થઈ કે વસન્તનો સઘળો ભાર એમણે પોતે ઊપાડી લેવો, અને મને ઉપર કહેલી ચિન્તાથી મુક્ત કરવો. રમણભાઈએ તે પ્રમાણે મને સૂચના કરી, અને ઉપકારથી ઊભરાતા આર્દ્ર હૃદયે એ મ્હેં સ્વીકારી: અને 'વસન્ત' તે દિવસથી રા. રમણભાઈના તન્ત્રીપદ નીચે મૂકાયું. આ ગઈ કાલની વાતને આજે બાર વર્ષ થયાં: ગંગાનાં નીર કેટલાંએ વહી ગયાં!

સહુને જાણીતું છે કે રા. રમણભાઈની લોકસેવા સર્વતોમુખી હોઈ એમને સાહિત્યક્ષેત્રમાં કાર્ય કરવાનો થોડો જ વખત મળે છે. તથાપિ એમના જીવનની ધન્યતા, એમના સુખી કૌટુમ્બિક જીવનની પછી બીજે દરજ્જે, સાહિત્યની સેવામાં જ એ માને છે. એમના અસંખ્ય વ્યવસાયોમાંથી સમય કાઢી એમણે આ પત્રના તન્ત્રી તરીકે જે કામ કર્યું છે તે માટે જેમ હું એમનો ઉપકૃત છું તેમ ગૂજરાત પણ એમનું આભારી છે. સમય થોડો મળવાથી એ આ પત્રમાં બહુ લખી શકતા નહોતા, પરંતુ જ્યારે જ્યારે એમણે લખ્યું છે ત્યારે ત્યારે ઉત્તમ જ લખ્યું છે. અને ગૂજરાતના સાહિત્યના ઉત્કર્ષ ખાતર હું એમને સવિનય પ્રાર્થના કરૂં છું કે 'વસન્ત'નું તન્ત્રીપદ છોડ્યા પછી પણ વસન્ત પ્રત્યે મમત્વ ધરાવજો, અને તમારા સુન્દર અને વિચારભર્યા લેખોથી એનાં પાનાં દીપાવજો.

આ નવો આરંભ હું ચિન્તારહિત હૃદયે કરતો નથી. ઇસ્વી સને ૧૮૯૭ માં બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈનો દેહ પડ્યા પછી મ્હેં સુદર્શનનું તન્ત્રીપદ લીધું તેનો ચાર પાંચ વર્ષ નિર્વાહ કરી, સને ૧૯૦૨ માં–વિક્રમસંવત્ ૧૯૫૮ માં મ્હેં 'વસન્ત' પત્ર સ્થાપ્યું, તે સમય અત્યારનાથી બહુ જુદો હતો. 'બુદ્ધિપ્રકાશ'નો 'સુધારા'નો યુગ પૂરો થઈ ગયો હતો, અને સુદર્શનનો તત્ત્વદર્શનનો યુગ પણ નવા જીવનની જરૂરીઆત માટે અપર્યાપ્ત થવા લાગ્યો હતો. તે વખતે 'વસન્ત' જેવા પત્રને ગૂજરાતના જીવનમાં સ્થાન હતું. 'સુધારા'ના કે તત્ત્વદર્શનના અમુક સિદ્ધાન્તને બદલે જીવનને વિશાળ ક્ષેત્રમાં વગર પ્રણાલિકાએ વહેવા દેવું એ એનો ઉદ્દેશ હતો, અને એ ઉદ્દેશાનુસાર એનું કાર્ય અત્યાર સુધી થતું આવ્યું છે. પણ નવાં પાણી પણ સદાકાળ છૂટાં જ વહ્યાં ન જાય અને પરિણામે જમીનમાં પ્રણાલિકાઓ પડી નદીઓરૂપે વ્યવસ્થિત થાય એ સ્વાભાવિક તેમજ ઇષ્ટ છે. તદનુસાર, 'વસન્ત'પત્ર પછી એની જ સામાન્ય ભાવનાને જુદે જુદે વિશિષ્ટ માર્ગે બહુ સારી રીતે સિદ્ધ કરનાર સાહિત્ય, નવજીવન,

વીસમી સદી, (અત્યારે એના ઉત્સાહી, તન્ત્રીના પરલોકગમનથી બંધ) રંગભૂમિ, ગૂજરાત, પુરાતત્ત્વ, યુગધર્મ વગેરે પત્રો નીકળ્યાં છે, અને પ્રાચીન 'બુદ્ધિપ્રકાશ' અને 'સમાલોચક' મળીને, સહુ ગૂજરાતની સેવા બહુ ઉત્તમ પ્રકારે કરે છે તો હવે 'વસન્ત' બંધ કેમ ન કરવું? 'કરવું જ'—એમ કોઇ મિત્ર નિશ્ચયાત્મક ઉત્તર આપે તો હું આશ્ચર્ય ન પામું, કારણ કે મ્હેં પોતે જ એ પ્રશ્નનો એજ રીતે મ્હારા અન્તર્માં અનેકવાર ઉત્તર આપ્યો છે. પણ આખરે શું સૌનિક પણ ગૃહશકુન્તનો વધ કરી શકે છે? ન કરી શકે તો એની મમતા અને તેથી ઉત્પન્ન થતો એનો કોમળ ભાવ ઉદાર હૃદયને ક્ષન્તવ્ય લાગશે જ. પણ મમતાની દૃષ્ટિને શાં શાં સુન્દર ભવિષ્યો નજરે નથી પડતાં? શું ગૂજરાતનું જીવન અત્યારે વિકસ્યું છે તેટલેથી જ ગંદાઇ જશે? જીવનના વિકાસની કાંઈ ઇયન્તા હોય છે? કે એની દિશાઓ તો આટલી જ એમ ગણના થઇ શકે છે? કે આટલાં જ જનો એની સેવા કરે અને વધારે નહિ એવી મર્યાદા બાંધવી પડે? હજી એના ઉત્કર્ષ માટે કેટલાં બધાં અણખેડ્યાં ખેતર ખુલ્લાં પડ્યાં છે! શું કામ કરનારા હશે તો ખેતરોની ખોટ છે? કે પાકની નિરાશા છે? પણ હાલમાં તાજી પડેલી પ્રણાલિકાઓ પણ નવાં પાણીને સમાવવા માટે પર્યાપ્ત નથી એ તો વર્તમાન યુગનું સ્વરૂપ જરા બારીકીથી નિહાળનારને દેખાયા વિના નહિ રહે. મનુષ્યજીવનના ઇતિહાસની પાટી ઉપર અમુક વર્ષને વર્ષ ૧ માંડી શકાતું નથી. દરેક કાળ એના પૂર્વકાળ સાથે તેમજ પછીના કાળ સાથે એવી તાત્ત્વિક રીતે ભળેલો રહે છે કે અત્યારે આપણને જે પરિપૂર્તિકાળ દેખાતો હોય તે જ આવતા યુગના જનોને સંક્રાન્તિકાળ દેખાય. તોપણ સ્થૂળ દૃષ્ટિએ એટલું કહી શકીએ છીએ કે રૂશીઆ અને જાપાનના યુદ્ધથી એટલે કે આ વીસમી સદીની શરૂઆતથી જે કાળ શરૂ થયો છે—અથવા, આ પત્રની અહંતાની ભાષામાં બોલીએ તો 'વસન્ત'ની સ્થાપનાના સમયથી જે શરૂ થયો છે, તે આ ભારતના નવજીવનનો મન્થનકાળ છે—અને

તેમાં પણ પહેલાં વીસ વર્ષ કરતાં આ છેલ્લાં પાંચ વર્ષમાં તો પ્રજાજીવનમાં કોઈ અવનવી જ જીવનની છોળો ઊછળવા લાગી છે. આ ઊછળતા ચૈતન્યના દિવસોમાં નિર્માલ્ય આત્મઘાતનો વિચાર કરવો એ પાપ નથી !

Hence in a season of calm weather
Though inland far we be
Our souls have sight of that immortal sea
Which brought us hither
Can in a moment travel thither,
And see the Children sport upon the shore
And hear the mighty waters rolling evermore.

[ વર્ષ ૨૩, અંક ૧; માઘ, સં. ૧૯૮૦ ]

## ૮. અમારી ભાવના

આ 'વસન્ત'ની ભાવના 'પાંડુને મારી માદ્રીને બાળનાર' કે શિવાજીને ચળાવવા જતાં જાતે જ બળી મરનાર કામદેવના મિત્ર મદનની નથી; પણ 'ऋतूनां कुसुमाकरः' એ ગીતાવાક્યમાં ઉલ્લેખેલા અને કવીન્દ્ર શ્રી. રવીન્દ્રનાથે હમણાં જ એક નાટકમાં આલેખેલા ભગવદ્વિભૂતિરૂપ ઋતુરાજની ભાવના છે. આ જોતાં, 'વસન્ત'નો વિજય 'હિંસક' હોઈ શકે જ નહિ; સર્વત્ર નવ જીવન વિસ્તારવું, કોઈ ડાળી સૂકાતી હોય તો તેમાં તે પ્રેરવું, એ જ 'વસન્ત'નો ધર્મ છે. 'વસન્ત'ને કવિઓએ 'ઉદાર સમય' કહ્યો છે એનું કારણ કે વસન્ત એટલે નવ જીવન, અને જીવન એટલે ઉદારતા, વિશાળતા. એમાં જેટલો સંકોચ એટલું જીવન નહિ પણ આત્મઘાત. અને આ પત્ર પણ એ ભાવનામાંથી જેટલું ચળે તેટલી તેની સ્વરૂપહાનિ.

[ વર્ષ ૨૩, અંક ૫; જ્યેષ્ઠ, સં. ૧૯૮૦ ]

## ૯. વિજ્ઞાપના

ફાલ્ગુનના અંકના લેખો પ્રેસમાં જઈ ચૂક્યા હતા તેથી એમાં પસંદગી અને ગોઠવણી બની શકી નથી. તે જ પ્રમાણે ચૈત્રના અંકમાં પણ ઘણાખરા લેખો સાહિત્ય-પરિષદ્‌ને લગતા આવશે. વૈશાખ માસથી વિશેષ યોજનાનુસાર 'વસન્ત'નું સ્વરૂપ બંધાશે.

કહેવાની જરૂર નથી કે ગૂજરાતનો લેખક વર્ગ તન્ત્રીની મદદે ન આવે ત્યાં સુધી તન્ત્રી આ બાબતમાં બહુ થોડું જ કરી શકે. તેથી સાહાય્ય માટે એ વર્ગને અમારી આદરપૂર્વક પ્રાર્થના છે. ગૂજરાતના અન્ય માસિકમાં ન મોકલાવતાં 'વસન્ત'માં જ લેખ મોકલો એવી અણછાજતી વિનંતિ અમારી નથી. કોઈ પણ માસિકદ્વારા લેખક વર્ગ ગૂજરાતની સેવા કરે એજ અમારો અભિલાષ છે; માત્ર, એજ સેવાનાં અનેક દ્વારમાંનું એક દ્વાર 'વસન્ત' પણ રહે એમ અમે ઇચ્છીએ છીએ.

લેખકને ઉત્તેજન વાચકથી મળે છે. પ્રેમી વાચક ગ્રાહક સહજે થઈ જાય છે. અને જેમ વાચકની અને ગ્રાહકની સંખ્યા વધારે તેમ પત્રનો ઉલ્લાસ. પોતાના કર્તવ્યની દિશા છોડીને કેવળ ઉલ્લાસ તરફ આ પત્રનું લક્ષ કદી પણ નહિ રહે, પણ ઉભયની એકતા કરવાનું ધ્યાન તો હોવુંજ જોઈએ. અને તે યથાશક્તિ રાખવામાં આવશે.

[ વર્ષ ૨૩, અંક ૨; ફાલ્ગુન, સં. ૧૯૮૦ ]

## ૧૦. વસન્ત રજતમહોત્સવમાં તન્ત્રીનો ઉત્તર

મહેરબાન પ્રમુખશ્રી મુ. કેશવલાલભાઈ, મ્હારા પત્રકાર અને સાહિત્યપ્રેમી બન્ધુઓ, તથા અન્ય ભાઈઓ અને બ્હેનો—

આજ આપ સહુએ મ્હારા ઉપર જે પ્રેમના અને પક્ષપાતના ઉદ્‌ગારો વર્ષાવ્યા છે તે માટે હું આપને શો ઉત્તર વાળું એની મને સમઝણ પડતી નથી. વાણી અને મૌન બંને પ્રેમની ભાષા છે.— એમાંથી આપે એક ભાષામાં પ્રેમ પ્રકટ કર્યો, હું બીજી ભાષામાં જ કરી શકું એમ છે. એક પત્રકાર મિત્રે મને મુંબાઈમાં પૂછ્યું: "વસન્ત રજતોત્સવ વખતે આપ બોલવાના તે લખ્યું હોય તો તેની નકલ અમને છાપવા આપશો?" મ્હેં મારા હૃદયનું ભાવિ દૌર્બલ્ય

જાણ્યા વિનાજ ઉત્તર આપ્યો: "એવે પ્રસંગે કાંઈ લખીને વંચાતું હશે? તે વખતે તો હૃદયના જે ભાવ થઈ આવે તે તત્ક્ષણ કહેવાના." મ્હારા મનની આ સ્થિતિ ચાર દિવસ ઉપર હું મુંબાઈથી અહીં આવ્યો તે પછી બે દિવસ પહોંચી. પછી જેમ જેમ આજની ઘડી પાસે આવતી ગઈ તેમ તેમ હૃદય ગભરાવા લાગ્યું. એ ભાવને હું શી રીતે વર્ણવું? "परिच्छेत्तुं शक्यो न सुखमिति वा दुःखमिति वा"*—હું નથી એને સુખ કહી શકતો, નથી દુઃખ કહી શકતો; કાંઈ પણ કહું તો દુઃખ કહું. હૃદયના એ દૌર્બલ્યમાં બુદ્ધિની એક ઝીણી વાટ બળ્યાં કરતી હતી—એણે કાંઈક લખીને તૈયાર રાખવાનું સૂઝાડ્યું. ન્હોતું લખવું, છતાં લખવું પડ્યું. ન લખ્યું હોત તો અત્યારે મ્હારે મૌનથી જ આપના પ્રેમનો ઉત્તર વાળી બેસી જવું પડત.

પ્રાસંગિકતા ધ્યાનમાં લેતાં—બે પ્રશ્નો વિષે મ્હારે આજ કાંઈક બોલવું જોઈએ:

**૧. હું પત્રકાર કેમ થયો?**

**૨. વસન્ત-પત્ર મ્હેં શા માટે કાઢ્યું?**

આ બંને પ્રશ્નોના ઉત્તર એક પ્રશ્ન સાથે જોડાએલા છે:

**૧. મ્હારો સાક્ષર શ્રી મણિલાલ નભુભાઇ સાથે સંબન્ધ શી રીતે થયો?**

મને આપ ઘણા ખરા એક સંસ્કૃતજ્ઞ તરીકે ઓળખો છો, મ્હારા સંસ્કૃતના જ્ઞાનની છાપ મ્હારા લેખોમાં જુવો છો. તેને પ્રથમ યશ એ જ્ઞાનનો પાયો નાંખનાર અમદાવાદ હાઈસ્કૂલના સંસ્કૃત શિક્ષક શ્રી ભાસ્કર શાસ્ત્રીને, અને ફર્સ્ટ બી. એ.થી એમ. એ.ના અન્ત દરમીઆન ચણતર ચણનાર મૈથિલ પંડિતોને છે. એઓશ્રીએ મને શાળા-મહાશાળાના અભ્યાસક્રમની બહાર સંસ્કૃત વિદ્યાનો જે વિશાળ સમુદ્ર, અને બીજું રૂપક વાપરૂં તો, વિકટ ધૂમ અને કરાડોવાળો પર્વત પડેલો છે તેનો પરિચય કરાવ્યો. એ પરિચયને 'વસન્ત' સાથે જો કે સાક્ષાત્ અને સ્પષ્ટ સંબન્ધ નથી, તો પણ એ પર્વતની અધિત્યકા-

* विनिश्चेतुं પાઠ પણ પ્રચલિત છે.—સં૦

એ ઉપરથી આસપાસનો પ્રદેશ જોવાની મને બહુ અનુકૂળતા મળી છે અને પત્રકાર તરીકેની મ્હારી સેવામાં કારણભૂત મ્હારો મણિલાલ સાથેનો સંબન્ધ તે પણ મ્હારા સંસ્કૃતના અભ્યાસનું જ ફલ છે. તે માટે આજને પ્રસંગે મ્હારા પ્રથમ પ્રણામ મ્હારા પૂર્વોક્ત ગુરુવર્યોને છે.

આ ગુરુઓની સાથે હું મ્હારા પૂજ્ય પ્રોફેસર આબાજી વિષ્ણુ કાથવટેનું સ્મરણ ન કરૂં તો હું કૃતઘ્ન ગણાઉં. એ વિદ્વાનનો મ્હારા સંસ્કૃતના જ્ઞાનમાં ખાસ ઉપકાર છે એમ તો હું કહી શકું, પણ મુ. શ્રી. સ્વ. રણછોડલાલ છોટાલાલ ઉપરાંત એ પ્રભાવશાલી ગુરુનો ગૂજરાત કૉલેજમાં સંસ્કૃત–પ્રોફેસરનું સ્થાન સ્વીકારવા માટે અત્યન્ત આગ્રહ ન હોત તો આજ હું બીજાજ વકીલાતના–ધંધામાં પડેલો હોત. મુંબાઈમાં મ્હારા મકાન પાસેથી કોઇવાર મિ. જસ્ટિસ તેલંગ જતા આવતા, એમને જોઈ એમના જેવા થવાનું મ્હારા હૃદયમાં મિથ્યાભિમાન અને મિથ્યાભિલાષ ઉત્પન્ન થયાં હતાં, અને તે કારણથી સંસ્કૃત–પ્રોફેસરનું સ્થાન મ્હેં નેત્રમાંથી દુઃખનાં આંસુ પાડીને જ સ્વીકાર્યું હતું. એ સ્વીકાર માટે અત્યારે મને લેશભાર પણ ખેદ નથી. ઉલટું, મ્હારૂં હૃદય આજ બાળકહૃદય હોય તો એ જ નેત્રમાંથી હર્ષનાં આંસુ ખરે.

હું તે કાળમાં અદ્વૈતવેદાન્તી હોઈને મણિલાલ નભુભાઈ સાથે સંબન્ધમાં આવ્યો એમ ધારવું યથાર્થ નથી. વસ્તુતઃ તે સમયે મ્હારામાં તત્ત્વજ્ઞાનના નિશ્ચય જેવું કાંઈ જ ન હતું. સંસ્કૃત તત્ત્વ-જ્ઞાનના જે જે ગ્રન્થો મ્હેં વાંચ્યા હતા તે સંસ્કૃત તરીકે જ, અથવા તો બુદ્ધિને કસનારા ગ્રન્થો તરીકે જ, પણ સત્યવસ્તુપ્રતિપાદક ગ્રન્થ તરીકે હું એમનું મૂલ્ય જાણતો જ ન હતો એમ કહું તો ચાલે. તે સમયમાં કાંઈક જિજ્ઞાસાથી હું થિઑસૉફિ તરફ દોરાયો હતો. અને પ્રો. બર્ટ્રામ કીટલી, જે અત્યારે બનારસમાં રહે છે અને મ્હારા મિત્ર છે, એમને હાથે મ્હેં એ મંડળમાં પ્રવેશ પામવાની દીક્ષા લીધી

હતી. પરંતુ તે પણ એ મંડળ પ્રાચીન આર્યશાસ્ત્રોનું અધ્યયન અને અન્વેષણ કરે છે એમ સમઝીને જ. બાકી એના અદ્‌ભુત ચમત્કાર (mesmerism વગેરેના) એમાં મને રસ ન હતો. તે દિવસોમાં મણિલાલ પ્રત્યે ઘણા ભાઈઓ એમના "પ્રાણવિનિમય"થી આકર્ષાતા હતા, પણ મને એ વિષય તરફ રુચિ થઈ ન હતી. હું બી. એ. પાસ થયો તે પછીના વર્ષને આખરે મણિલાલના "સિદ્ધાન્તસાર"નાં બસો પાનાં મ્હેં એકી બેઠકે વાંચ્યાં હતાં, અને એ પુસ્તક ઉપર હું તદ્દન મુગ્ધ થયો હતો એમ કહું તો ચાલે. અને તે પછી મ્હારા મુંબાઈના વાસ દરમિયાન વર્તમાન ગૂજરાતી સાહિત્ય તરફ મ્હારૂં મન વળ્યુ હતું. તેવામાં મ્હેં કુસુમમાળા, અને સરસ્વતીચન્દ્ર ૧ લો ભાગ એ બે પુસ્તકો વાંચ્યાં હતાં. આ અરસામાં મ્હેં "સુદર્શન"ના તન્ત્રીને પત્ર લખ્યો કે મને "પ્રિયંવદાના અને સુદર્શનના આજ સુધીના બધા અંકો વી. પી.* થી મોકલો." આના જવાબમાં તુરત મ્હારા ઉપર એક પાર્સલ આવ્યું, પણ તે સાદું, વી. પી. નહિ. એની સાથે ટપાલમાં રા. મણિલાલનો પત્ર આવ્યો કે "મારી પાસે જૂના પ્રિયંવદાના અંકોની માત્ર એક જ ઑફિસ નકલ હતી તે, તથા પછીના પ્રિયંવદા અને સુદર્શનના આજ સૂધી પ્રસિદ્ધ થએલા સઘળા અંકોની એક એક નકલ મોકલું છું. એ સ્નેહની ભેટ તરીકે સ્વીકારીને મને ઉપકૃત કરશો. તમે પ્રીવિયસની પરીક્ષામાં હતા ત્યારથી હું તમને ઓળખું છું."—ઇત્યાદિ. આ પત્રથી મ્હારા હૃદય ઉપર શી અસર થઈ હશે એ આપ સહજ કલ્પી શકશો. **આ ક્ષણથી જ મ્હારો મણિલાલ સાથે સંબન્ધ થયો.** એ મહાન સાક્ષરને નિવાપાંજલિ આપતાં એણે ગૂજરાતી સાહિત્યને તથા પ્રાચીન આર્ય-ભાવનાઓને પોતાની તેજસ્વી બુદ્ધિથી અને કલમથી જે સેવા કરી છે તેનું સ્મરણ સહુ

* વી. પી. થી કે બિલથી એ મને ચોક્સ યાદ નથી. હું દિલગીર છું કે આ પત્ર મ્હેં સંગ્રહી રાખ્યો નથી. તથાપિ મ્હારી સ્મૃતિ એ વિષે આજ સૂધી તાજી હોઈ, શબ્દો લગભગ ખરા હોવાનો સંભવ છે.

કરે, પણ હું આજ એ મહાપુરુષના ઉદાર અને પ્રેમભર્યા હૃદયનું સ્મરણ કરી નિવાપાંજલિ અર્પું છું.

એમ. એ. પાસ થઈ ગૂજરાત કૉલેજમાં હું જોડાયો એ પ્રસંગની હકીકત હું આપને કહી ગયો છું.

મ્હારા અને મણિલાલના સંબન્ધનાં સાત વર્ષ ચાલ્યાં ગયાં. એક દિવસ એવો આવ્યો કે હું અને મ્હારા એક મિત્ર મણિલાલને નડીઆદ મળી આવ્યા તે પછી થોડાજ સમયમાં સાંભળ્યું કે મણિલાલને pleurisy (શૂળની વેદના) થઈ છે. અને એમને જોવા જતાં પહેલાં તો એમનો દેહ એકાએક પડ્યો. હું શોક કરવા નડીઆદ ગયો, મણિલાલના કુટુમ્બના મુરબ્બી રા. રા. મનઃસુખરામભાઈ, અને મ્હારા પણ એ વડીલ, તેથી હું એમને મળવા ગયો. એમણે કેટલીક વાતચીતને અન્તે કહ્યું, "આનન્દશંકર! જે બનવાનું હતું તે બન્યું. હવે સુદર્શન તમે હાથમાં લો. એ નિમિત્તે કાંઈક લખી શકશો. સારી સ્થિતિવાળાથી બહુ ગ્રન્થો લખી શકાતા નથી. મણિલાલને આર્થિક આવશ્યકતા હતી તો એમણે આટલા બધા ગ્રન્થો લખ્યા. તમારાથી સુદર્શનને અંગે જ કાંઈક લખી શકાશે." લખવાનાં કારણ સંબન્ધી વડીલશ્રીનું વચન યથાર્થ હો વા ન હો, પણ એમની દૃષ્ટિ ઝીણી હતી, અને ભવિષ્યદર્શી હતી. મ્હેં 'સુદર્શન'નું તન્ત્ર હાથમાં લીધું. મણિલાલને "આદ્ય દ્રષ્ટા" કહી એમનું નામ પત્ર ઉપર કાયમ રાખ્યું. અને કેટલાંક વર્ષો મ્હેં એ પત્ર ચલાવ્યું. હું મણિલાલની માફક પ્રાચીન આર્ય-ભાવનાનો પૂજક હતો, પણ એમની માફક હું એ ભાવનાનો 'missionary' યાને આચાર્ય ન હતો. મણિલાલને એ ભાવના એક સાદા રૂપમાં—અદ્વૈત-સિદ્ધાન્તના રૂપમાં—દેખાતી હતી, મને એ સંકુલ અને અનેકરંગી તન્તુઓની બનેલી પ્રતીત થતી હતી. મ્હારે મન, અદ્વૈત સિદ્ધાન્ત એ પરમ સિદ્ધાન્ત હોવા છતાં, અન્ય સિદ્ધાન્ત પણ આર્ય-ભાવનાના જ હતા, અને એની સાથે રાખીને જ વિચારવાના હતા, એમાં લય પમાડવાના

કે મિથ્યા લેખી ઉવેખવાના ન હતા. આ કારણથી સુદર્શનના વાચકોને અદ્વૈતના પ્રતિપાદનમાં અને ઇતર સિદ્ધાન્તોના ખંડનમાં મ્હારી કલમ મોળી લાગવા માંડી, અને ગાદી ઉપર ચેલાને બદલે એક સ્વતન્ત્ર લેખક જોઈ એમને અસંતોષ પણ થયો. પરંતુ આટલાથી હું 'સુદર્શન' છોડી ન દેત. મને આસપાસના વાતાવરણમાં તેમજ દૂર ક્ષિતિજ ઉપર યુગપરિવર્તનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. લાગ્યું કે મણિલાલના સાક્ષર દેહના અવતારનું પ્રયોજન પૂરૂં થયું છે, સિદ્ધ થઈને વિરમ્યું છે. હવે સૂર બદલાવો જોઈએ. નવો યુગ જૂના કરતાં એના વિચારપ્રદેશમાં તેમજ કાર્યપ્રદેશમાં વધારે વિપુલ અને વધારે સંકુલ થતો આવે છે. તે માટે એને અનુરૂપ માસિક ઉત્પન્ન થવું જોઈએ. નવા યુગને અનુકૂલ થવા મ્હેં 'વસન્ત'નો પ્રારંભ કર્યો. આજ એને પચીસ વર્ષ થઇ ગયાં. એણે કાંઈક સેવા કરી છે—જેની ઉદાર ગુણજ્ઞતાથી આજ આપ કદર કરી રહ્યા છો—પણ ઘણી સેવા કરવી બાકી છે. છેલ્લાં પચીસ વર્ષમાં બીજાં ઘણાં સુન્દર પત્રોનો પ્રાદુર્ભાવ થયો છે. પરંતુ તેથી 'વસન્ત'ને વાસ્તવિક હાનિ નથી. 'વસન્ત' એક ક્યારો નથી, એ એક ઋતુ યાને વાતાવરણ છે. અત્યારનાં ગૂજરાતનાં સઘળાં પત્રો એજ વાતાવરણમાં ઉલ્લાસથી ફૂલેફાલે છે, એ જોઈ 'વસન્ત'નો તાત્ત્વિક અર્થ અને ખરૂં તાત્પર્ય સમઝનાર કયું હૃદય હર્ષ નહિ પામે ? હું જરૂર પામું છું.

પરંતુ તે સાથે મને લાગે છે કે પચીસ વર્ષ ઉપર યુગને અનુરૂપ થવા જે પ્રયત્ન 'વસન્તે' આદર્યો હતો તેવોજ બીજો પ્રયત્ન હવે આવતા યુગને માટે થવો ઘટે છે. પચીસ વર્ષમાં દુનીઆ બહુ બદલાઈ ગઈ છે, હિન્દુસ્થાન બદલાઈ ગયું છે, ગૂજરાત બદલાઈ ગયું છે—એ જીવનનો કોઈ પડઘો પાડે, બલ્કે એનું ગ્રામોફોન કે 'loud-speaker' થાય એટલું બસ નથી. એ જીવનનાં વ્હેણ કયે માર્ગે વહેવાં જોઈએ—વહે છે નહિ, પણ વહેવાં જોઈએ—એ કર્તવ્યભાવનાનાં ચિત્ર આર્ષ દૃષ્ટિથી જુવે અને તદનુસાર નહેરો રચે, ખેતરો પાય એવા ખેડૂતોની

જરૂર છે. આ યુગાનુરૂપ વિશાળ કાર્યને પહોંચી વળવા માટે અન્ય સર્વ વ્યવસાય છોડી આ સેવામાં જોડાય એવાં સ્ત્રી–પુરુષો તન્ત્રી થવાં જોઈએ. અન્ય વ્યવસાયમાં રહી ફુરસદને વખતે વા એમાંથી થોડોક સમય કાઢીને સેવા કરે એવા મ્હારા કે રા. મુનશી જેવા તન્ત્રીઓથી કામ સરશે નહિ. બીજું–અત્યારે દેશસેવાના પ્રશ્નો બહુ સંકુલ બલ્કે જટિલ થયા છે. પૂર્વે એ માત્ર દૂરથી નજરે પડતા અથવા એની થોડીક રેખાઓ જ ઉપસ્થિત થઈ હતી. અત્યારે એ એના સંકુલ સ્વરૂપમાં આપણી સમક્ષ–આપણી ઉપર–આવી પડ્યા છે, અને આપણા જીવનને મથી રહ્યા છે. એ સર્વને પહોંચી વળવા માટે તન્ત્રીઓમાં પ્રતિભા સાથે પુષ્કળ વિદ્વત્તાની જરૂર પડશે. ત્રીજું–જુદા જુદા વિષયોનાં જુદાં જુદાં પત્રો થાય એ પ્રથમ દૃષ્ટિએ ઇષ્ટ જણાય છે, અને આપણો જ્ઞાનભંડાર ઊભરાશે ત્યારે એ આવશ્યક પણ થઈ પડશે. પણ મને હજી એ સમય દૂર લાગે છે. હજી પચીસ વર્ષ એવાં જશે કે જેમાં અનેક વિષય એક તન્ત્રમાં–ભલે કાંઈક ગૌણ પ્રધાનભાવે–એકત્રિત રાખવાની જરૂર છે. ગયા જમાનામાં મહાદેવ ગોવિન્દ રાનડે, બાળ ગંગાધર ટિળક અને ગોપાળ કૃષ્ણ ગોખલે આદિ વિદ્વાનોને દેશસેવા ખાતર પાંડિત્યનો ભોગ આપવો પડ્યો હતો, તેમ હજી પણ કેટલોક વખત એક વિભાગના સેવકે બીજા વિભાગની સેવા માટે પણ સમય અને શક્તિનો ભોગ આપવો પડશે. તેમજ વાંચકો પણ એક જ વિષયના ભોક્તા થઈ રહેશે તો દેશહિત અને આત્મસંસ્કાર બંને ચૂકશે. આ કારણથી ભવિષ્યના તન્ત્રીઓમાં હજી કેટલોક વખત વ્યાપક વિદ્વત્તાની જરૂર રહેશે. યુનિવ્હર્સિટિની છાપ વિના વિદ્વત્તા ન સંભવે એવો મૂર્ખ સિદ્ધાન્ત મ્હારો નથી. પણ વિદ્વત્તા વગર અત્યારે મ્હોટા પાયા ઉપર ખરી દેશસેવા અશક્ય છે એમ માનવાની ધૃષ્ટતા તો હું કરૂં છું જ. ચોથું—સાધારણ રીતે મનુષ્યજાતિની સેવાને હું દેશસેવા કરતાં ઉપર મૂકું, પણ અત્યારે આપણા દેશની સ્થિતિ એવી છે કે

મનુષ્યજાતિની સેવા પણ અત્યારે ભારતમાતાને ચરણે જ ધરવાનું આપણું કર્તવ્ય છે. એ પ્રધાન સૂર હજી કેટલોક વખત આપણા જીવનની તન્ત્રી ઉપર વાગ્યાં કરવો જોઈએ.

નવા ઊછરતા યુવક વિદ્વાનો અને એમનો લેખક વર્ગ એ જ નવા યુગના નિર્માતા થશે, તેથી એના વિચારકો અને ભવિષ્યદ્રષ્ટા પણ એજ હોવા જોઈએ. તે માટે મ્હારી વિચારપરંપરા અને ભવિષ્યદૃષ્ટિ હું વિશેષ નહિ લંબાવું. મ્હારૂં સઘળું વક્તવ્ય આટલેથી જ સમાપ્ત કરીશ. તથાપિ બેસતાં બેસતાં—

આપ સહુનો ફરી એકવાર હું ઉપકાર માનું છું. આ ઉત્સવ જે મંડળોએ યોજ્યો છે એમનો, એના સર્વ કાર્યકર્તાઓનો, એ કાર્યકર્તાઓને જેઓએ સગવડ કરી આપી છે તેમનો, અને પોતાના પ્રેમથી અને વિદ્વત્તાના ગૌરવથી આ સભા અલંકૃત કરી છે એ પ્રમુખશ્રીનો હું ઉપકાર માનું છું. તે ઉપરાંત ગૂજરાતના તેમજ ગૂજરાત બહારના જે વિદ્વાન મિત્રોએ આ સ્મારક ગ્રન્થમાં લેખ લખી મોકલ્યા છે તથા ફોટોગ્રાફ ચિત્રરચના આદિ કર્યાં છે તેમનો પણ હું ઋણી છું. પણ સહુથી વિશેષ ઋણી તો એ ભાઈઓનો અને બ્હેનોનો છું કે જેમણે 'વસન્ત'નાં પચીસ વર્ષ દરમીઆન અનેક લેખો લખીને વસન્તને ગૂજરાતના પ્રેમ અને આદરનું પાત્ર બનાવ્યું છે. એ ઋણ પૂરેપૂરૂં હું નહિ વાળી શકું. પણ કાંઈક અંશે વાળવા મ્હેં એવી યોજના ધારી છે કે 'વસન્ત' પત્રમાં છેલ્લાં પચીસ વર્ષમાં લખાએલા વિવિધ લેખોમાંથી જે ઉત્તમ પંક્તિના જણાય તેનો એક સંગ્રહ પ્રકટ કરવો. એ સંગ્રહ માટે લેખની પસંદગી કરવા એક કમિટી પણ નીમાશે. આ માર્ગે મ્હેં કાંઈક શરૂઆત પણ કરી દીધી છે. રા. છોટાલાલ ગળીઆરા તરફથી મને સાહિત્યસેવા માટે જે ઇનામ આપવામાં આવ્યું છે તેનો વિનિયોગ હું કાર્યમાં કરવા ઇચ્છું છું, તથા એ પુસ્તક સાથે એ સાહિત્યપ્રેમીનું નામ, એમની પરવાનગીથી, જોડવા માગું છું.

છેવટે, 'વસન્ત'ના ભાવી ઉલ્લાસ માટે સહુ લેખકોની અને વાચકોની આશિષ્ પ્રાર્થું છું: "જય જય ગરવી ગૂજરાત"

[ વર્ષ ૨૯, અંક ૧૧; માર્ગશીર્ષ, સં ૧૯૮૪]

## ૧૧. તંત્રીનું નિવેદન

'વસન્ત'નું વર્ષ ૨૮ મું પૂરૂં થયું. આવું નિર્બળ વર્ષ એના આજ સુધીના જીવનમાં ભાગ્યે જ ગયું હશે. છતાં 'વસન્ત' ચાલુ રાખવું ? રાખવું નહિ, તો શું આ જ વર્ષે–જ્યારે ગૂજરાત, બલ્કે સમસ્ત હિન્દુસ્થાન, નવ ચૈતન્યથી ઊછળી રહ્યું છે તે સમયે–એનો નાશ કરવો ? વિષાદનો ભાવ વસ્તુસ્થિતિ જોતાં સ્થાને હોય તો પણ અત્યારે એ શક્ય નથી. દેશનું જીવન જ્યારે ભારે સંક્રાંતિકાળમાં પસાર થઈ રહ્યું છે ત્યારે 'ક્ષુદ્ર હ્રદય દૌર્બલ્ય'–થી આત્મઘાત કરવો બની શકે એમ નથી.

વસન્ત–રજતમહોત્સવને પ્રસંગે એના જન્મ સંબન્ધી ઇતિહાસ આપતાં મ્હેં કહ્યું હતું: "નવા યુગને અનુકૂલ થવા મ્હેં 'વસન્ત'નો પ્રારંભ કર્યો. આજ એને પચીસ વર્ષ થઈ ગયાં. એણે કાંઈક સેવા કરી છે પણ ઘણી સેવા કરવી બાકી છે. છેલ્લાં પચીસ વર્ષમાં બીજાં ઘણાં સુન્દર પત્રોનો પ્રાદુર્ભાવ થયો છે. પરંતુ તેથી 'વસન્ત'ને વાસ્તવિક હાનિ નથી. 'વસન્ત' એક ક્યારો નથી, એ એક ઋતુ યાને વાતાવરણ છે. અત્યારનાં ગૂજરાતનાં સઘળાં પત્રો એજ વાતાવરણમાં ઉલ્લાસથી ફૂલેફાલે છે, એ જોઈ 'વસન્ત'નો તાત્ત્વિક અર્થ અને ખરૂં તાત્પર્ય સમજનાર કયું હ્રદય હર્ષ નહિ પામે ?"

પછી, એ જ પ્રસંગે વર્તમાન સમયની અપેક્ષાઓને ઉલ્લેખીને મ્હેં કહ્યું: "પચીસ વર્ષ ઉપર યુગને અનુરૂપ થવા જે પ્રયત્ન 'વસન્તે' આદર્યો હતો તેવો જ બીજો પ્રયત્ન હવે આવતા યુગને માટે થવો ઘટે છે. પચીસ વર્ષમાં દુનીઆ બહુ બદલાઈ ગઇ છે, હિન્દુસ્થાન બદલાઈ ગયું છે, ગૂજરાત બદલાઈ ગયું છે—એ જીવનનો કોઈ પડઘો પાડે, બલ્કે એનું 'ગ્રામોફોન' કે 'લાઉડ સ્પીકર' થાય એટલું બસ નથી. એ જીવનનાં વ્હેણ કયે માર્ગે વહેવાં જોઈએ–વહે છે નહિ, પણ વહેવાં જોઈએ–એ કર્તવ્યભાવનાનાં ચિત્ર આર્ષ દૃષ્ટિથી જુવે, અને તદનુસાર નહેરો રચે, ખેતરો પાય, એવા ખેડૂતોની જરૂર છે."

અત્યારે ખેડૂતો પણ યોદ્ધાઓ થઈ ગયા છે. તાજા દાખલા ભાઈ મુનશી, રામનારાયણ પાઠક, મહાદેવભાઈ દેસાઇ, અને આચાર્ય કાલેલકર-ના છે. પરંતુ યુગધર્મ પલટાતાં અહિંસક શસ્ત્ર પણ થોડાક સમય પછી જ્યારે ઉત્પાદક હળનાં પાનાં બનશે ત્યારે ખેતરો ફરી ખેડાશે, એમાં નવા ધોરીઆ રચાશે, અને નવાં પાણ પવાશે, તેવે સમયે ધરડે અને થરથરતે હાથે એકાદ હળને હાથ દેવાનો, કે એકાદ ક્યારે પાણી પૂરવાનો હક અમારે ગુમાવવો ? 'વસન્ત'ની ભાવના અને અભિલાષ મ્હોટાં છે. એ એકાદ ક્યારો પોતાનો કરી બેસી રહેવા ઇચ્છશે નહિ, એ તો નવી વનલીલાની આસપાસ એક ઋતુરૂપ વાતાવરણ થવા ઇચ્છે છે, અને નવા સમયની ભાવના આલેખવા પોષવા અને કાર્યરૂપે પરિણત કરવા ઉત્સુકતા ધરાવે છે. આ શરીર તે સમયે નહિ હોય અથવા જીર્ણ થઈ ગયું હશે, તો અન્ય બન્ધુઓ 'વસન્ત'નું કાર્ય ઊપાડી લેશે એમ અમને વિશ્વાસ છે, કારણ કે 'વસન્ત' એક ભાવનારૂપે પ્રકટ થયું છે, અને ભાવના અમર છે, જે એના મૂળ પ્રકટ કર્તાના અસ્તથી અસ્ત થવાની નથી.

જો એ ભાવના સિદ્ધ થઇ ચૂકી છે એમ અમને લાગતું હોત તો એક ક્ષણ પણ 'વસન્ત'ને ચાલતું રાખવા અમે ઉત્સુકતા ધરાવત નહિ. વસ્તુતઃ હજી અમને કૃતકૃત્યતાનું ભાન થતું નથી; ઉલટું, અનેકમુખી અપૂર્ણતા અમારી નજરે પડે છે, જે 'વસન્ત'ને ચાલતું રાખવાનું સબળ કારણ છે. અમે 'વસન્ત'ની ફાઈલમાં નજર ફેરવીએ છીએ તો જણાય છે કે 'વસન્ત' દિનપરદિન ક્ષીણતા પામતું જાય છે એમ કાંઈ નથી. એનો દોષ એ છે કે એ સરખી રીતે ઉચ્ચ ભૂમિકા જાળવ્યા કરતું નથી, એટલુંજ નહિ પણ બુદ્ધિપુરઃસર એની રચના થઈ શકતી નથી. આ દોષમાં એક કારણ અમારો દૂર નિવાસ છે. એ કારણથી અમે ધાર્યા પ્રમાણે વિષય ગોઠવીને પત્રનું વિશિષ્ટ સ્વરૂપ બાંધી શકતા નથી, તેમ નિયમિત સમયે પ્રકટ કરવામાં પણ વિલમ્બ થઈ જાય છે. જો અંદરનું વસ્તુ અમે સારૂં કરી શકીએ તો આ અનિયમિતતા માટે જોઈએ તે કરતાં અધિક ખેદ અમે ન કરીએ. છતાં, ચઢેલા અંકો સત્વર પ્રકટ કરવા અમે યત્ન કરી રહ્યા છીએ,—કારણ કે આખરે વસ્તુ જ પત્રનો આત્મા છે. આ ઉપરાંત એક બીજી મુશ્કેલી અમને એ નડે છે કે ગૂજરાતની ચાલુ સ્થિતિનો સંપર્ક અમને કાંઈક ઓછો રહે છે, જો કે એ ખામી પૂરવા અમે બનતો યત્ન તો કરીએ છીએ જ. આ દૂરતા અમારા સાક્ષરબન્ધુઓનું સાહાય્ય

મેળવવામાં પ્રતિબન્ધક થાય છે, એટલુંજ નહિ પણ નવા ઊગતા સાક્ષરો જેમનો પ્રેમ અને સહકાર અમે સદા ઇચ્છયો છે અને જે મેળવવા 'વસન્ત' સદા ભાગ્યશાળી થયું છે તે અમારા કાશીનિવાસના આ દશકામાં અમારા પરિચયની બહાર રહ્યા છે. આ સઘળી મુશ્કેલીને અવગણીને અમે 'વસન્ત' પત્ર ચાલુ રાખવા નિશ્ચય કર્યો છે, અને અમે આશા રાખીએ છીએ કે અમારા વાચક તેમજ લેખક બન્ધુઓ અમારા આ નિશ્ચયને પાર ઊતારવામાં બનતું સાહાય્ય આપશે.

'વસન્ત'ને એની મૂળ પ્રતિષ્ઠાએ ચઢાવવા અમે શાં શાં પગલાં લેવા ધારીએ છીએ એ કહેવા કરતાં, એ પગલાં લઈ કાંઈ કરી બતાવવું એ વધારે ઇષ્ટ છે. અને અમારા વાચકો પણ અમે ધારીએ છીએ કે એજ પસંદ કરશે.

આવતા અંકથી 'વસન્ત'નું નવું વર્ષ શરૂ થશે. તેમાં ગુર્જર વાચકોની અભિરુચિ અને ગુર્જર લેખકોનો સહકાર અમે પ્રાર્થીએ છીએ.

[ વર્ષ. ૨૮, અંક. ૧૨; પૌષ, સં ૧૯૮૫ ]

## ૧૨. અમારા લેખક બન્ધુઓને વિનંતિ

હું ન્હાનપણમાં "લાવરી અને તેનાં બચ્ચાં"નો પાઠ શીખ્યો હતો (આ પાઠ સહુને જાણીતો છે.), અને તેથી 'સ્વાશ્રય'ની આવશ્યકતા તેમજ એનો મહિમા બંને જાણું છું. જ્યાં સૂધી આપણે પોતે આપણું કામ કરવા ન ઊઠીએ ત્યાં સૂધી આડોશી પાડોશી આપણું કામ કરશે કે આપણી મદદે આવશે એમ આશા રાખવી મિથ્યા છે. આટલા કારણથી હજી સૂધી કોઇ ભાઈને 'વસન્ત'માં લખવા વિનંતિ કરી નહોતી. પણ હવે મ્હેં મ્હારૂં કર્તવ્ય ઊપાડી લીધું છે, તેથી મ્હારા બન્ધુઓને મ્હારા કાર્યમાં મને સાહાય્ય દેવાની વિનંતિ કરવા હિંમત ધરૂં છું.

આમ કરવામાં મ્હારા માથાનો ભાર ઓછો કરવાનો હેતુ નથી. પણ સ્વાભાવિક છે કે વાચકોને એકની એક કલમથી લખાએલું લખાણ વાંચતાં કંટાળો આવે તે માટે એમના આનન્દ અર્થે પણ મ્હારા લેખકબન્ધુઓને 'વસન્ત'માં વખતોવખત લખવાની મ્હારી વિનંતિ છે. મને વિશ્વાસ છે કે આ વિનંતિ નિષ્ફળ નહિ જાય.

[ વર્ષ ૨૯, અંક ૨; ફાલ્ગુન, સં. ૧૯૮૬ ]

## ૧૩. વિજ્ઞપ્તિ

કહે છે કે પુરાતન કાળમાં કેટલાક દેશમાં ઘરડાં માબાપને વનમાં મરવા મૂકી આવવાનો રિવાજ હતો. વસ્તુતઃ એમજ હતું કે ઘડપણ આવતાં આપણી વાનપ્રસ્થ આશ્રમની વનસેવાની સંસ્થા હિન્દુસ્થાનની બહારના દેશોમાં પણ પ્રવર્તતી હશે એ કોણ કહી શકે? ગમે તેમ હો, પણ આપણા દેશમાં તો શ્રવણે અન્ધ માબાપને ખભે કાવડમાં લઈ તીર્થ-યાત્રા કરાવ્યાની કથા છે. એ ભાવનાની દૃષ્ટિએ તો ઘરડા વસન્તને વનમાં છોડી આવવાની વાત કરી શકાતી નથી. પરંતુ ઉપમા બદલતાં, એમ સમઝાય કે ખેતરમાં ઊંડાં બાઝેલાં પુરાણાં જડીઆં નવા પાકના ઊછેરમાં બાધક થાય છે તો કર્તવ્યનો માર્ગ ખુલ્લો છેઃ અને તે એ કે એ જડીઆં ખોદી કાઢવાં અથવા ખેતરમાં અગ્નિ મૂકવો. પણ નવા પાકને બાધક થાય એવી જડતા વસન્તમાં આવી હોય એમ હજી અમને લાગતું નથી. બેશક, પાન પીળાં થતાં જાય છે અને ખરતાં જાય છે. પણ એ ભેગાં ભવિષ્યનાં વૃક્ષોનાં બીજ પણ પડ્યાં છે, જેને અંકુરિત થઈ વૃક્ષ બનવાની ક્રિયામાં એ પીળાં પાન પણ ખાતરની ગરજ સારશે એમ આશા રહે છે.

તન્ત્રીને દૂર પ્રાન્તમાં બેઠે યથાવિધિ તન્ત્ર ચલાવવું કઠણ પડે છે, અને ગૂજરાતના ઊછરતા લેખકો સાથે અને પ્રતિષ્ઠિત અને અભિનવ વિદ્વાનો સાથે સંપર્કમાં રહેવાનું પણ બની શકતું નથી. આ કારણથી, તન્ત્રીને ધારેલે માર્ગે અને નિશ્ચિત વેગથી નૌકા ચલાવવાના કૅપ્ટનના કામમાં ઘણા દોષો અને ઘણી ખામીઓ આવે છે. પણ તે વહાણના બેસારૂ-ઓ અસાધારણ તિતિક્ષાથી સહન કરે છે એ એમનો મહાન ઉપકાર છે.

વસન્તને નિયમિત રીતે પ્રતિમાસ ન કાઢી શકાતું હોય તો બે બે માસે શા માટે ન કાઢવું? એમ કરવાથી ઓછાં ફૉર્મ થશે, પણ સારા લેખનાં ઓછાં ફૉર્મ શાં ખોટાં? અને નિયમિતતા સચવાય એ પણ લાભ ખરો ને? તે સાથે લવાજમ પણ ઘટાડવામાં આવે એ દેશની વર્તમાન દશા જોતાં હિસાબમાં ગણવા જેવી વાત છે. આ કારણથી અત્યારે એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે આ અંક સાથે આ વર્ષના ચાર માસનાં વીસ ફૉર્મ પ્રકટ થઈ ચૂક્યાં, અને બાકીના આઠ માસનાં ચાર જોડકાંનાં

બીજાં વીસ ફૉર્મ ઊમેરાશે એટલે વર્ષનાં **કુલ ચાળીશ ફૉર્મ થશે.** ગયાં બે વર્ષમાં, વિલમ્બના પરિણામને નિવારવા ચાર માસ ઊડાવી દઇ વાર્ષિક આઠ અંક જ બહાર પાડ્યા હતા, અને તે પ્રમાણે લવાજમ પણ ઘટાડવામાં આવ્યું હતું. એમ માસ ઊડાવી દેવા કરતાં આ નવી યોજના વધારે સારી છે. તદનુસાર હવે પછીના અંકો બે બે મહિનાની છાપ સાથે બહાર પડશે, અને લવાજમ પણ પૂર્વવત્ ઘટાડવામાં આવશે.

[ વર્ષ ૩૧, અંક ૪; વૈશાખ, સં. ૧૯૮૮ ]

## ૧૪. તન્ત્રીની પ્રાર્થના

'વસન્ત' અત્યારે મૃતપ્રાય દશામાં પડ્યું છેઃ એમાં વિશેષ દોષ–બહુ મ્હોટે ભાગે દોષ–અમારો છે, અને એ દોષના મૂળમાં અમારી કેટલીક લાઇલાજ સ્થિતિ છે એમ કહેતાં પણ અમારી કલમ ઊપડતી નથી. પણ અમારા સાક્ષરબન્ધુઓ તરફથી અમે કદી આશા રાખીએ તેટલી અને તેવી મદદ અમને મળતી નથી એટલું તો અમે નિખાલસપણે કહીશું જ. છતાં બાળપણમાં ભણેલો "લાવરી અને તેનાં બચ્ચાં"નો પાઠ અમે ભૂલીશું નહિ. હિન્દુસ્થાનના દેવાદાર ખેડૂતોનું ભવિષ્ય સુધારવું હોય તો પહેલું પગલું એ દેવું માફ કરવું એ છેઃ તે જ પ્રમાણે થોડા દિવસોમાં આષાઢ બેસશે અને આષાઢ અન્તે 'વસન્ત' પત્રનું નવું અર્ધું વર્ષ પૂરૂં થશે તેથી એ ભાર ગળે ધર્યા વિના–શ્રાવણ માસથી અમારૂં કર્તવ્ય ગણીશું, અને એ ઉત્તરાર્ધમાં ધર્મ–તત્ત્વજ્ઞાન–સાહિત્ય–કેળવણી–રાજ્યપ્રકરણ અને ગ્રન્થાવલોકન ઉપર ખાસ ધ્યાન આપીશું.

આશા રાખીએ છીએ કે અમારા વિદ્વાન બન્ધુઓ અને 'વસન્ત' ઉપર મમતા ધરાવનાર વાચકો યથાસંભવ અમને સાહાય્ય દેશે.

[ વર્ષ ૩૧, અંક ૧૧–૧૨; માર્ગશીર્ષ–પોષ, સં. ૧૯૮૯ ]

## ૧૫. પ્રાસંગિક નોંધ

**જૂનાં સ્મરણો**

મ્હારૂં શરીર કેટલાક વખતથી જોઈએ તેવું સ્વસ્થ રહેતું નથી, તેથી મને લાગે છે કે એ હવે આશ્રમાન્તર કરી રહ્યું છે. અને એમ છે તો વસન્તને પણ વિશ્રામ લેવાનો સમય આવી ગયો છે. 'વસન્ત' જે ઉદ્દેશથી સ્થાપવામાં આવ્યું હતું એ ઉદ્દેશ આજ ગૂજરાતમાં અનેક પત્રો યૌવનના ઉત્સાહ

અને વેગથી, સાધી રહ્યાં છે–એ જોતાં, અને નવો જમાનો જૂના જમાનાનો ભાર ઊપાડી લે ત્યારે જૂના જમાનાએ વિશ્રામ લેવો જોઈએ એ આપણા પ્રાચીન સદાચારની પદ્ધતિ પણ એજ માગે છે.

આ વિચારની પાછળ કોઈ પણ પ્રકારના નિર્વેદ કે હૃદયદૌર્બલ્યની લાગણી રહેલી છે એમ સમજવાનું નથી; ઉલટું એમાં, કૃતકૃત્યતાના વિચારથી ઉત્પન્ન થતો શાન્ત આનન્દ, અને 'વસન્ત'ની સ્થાપના વખતે પ્રભુએ કરાવેલી ભવિષ્યની ઝાંખી માટે એનો નમ્રભાવે ઉપકાર–એ બે જ લાગણીઓ હૃદયને છાઈ રહી છે.

આ વિચારનો ઉદ્‌ગમ આ રીતે થયો:

હમણાં – તા. ૧૦ મી માર્ચે – સંયુક્ત પ્રાન્તમાં "લીડર" પત્રની સિલ્વર જ્યુબિલી યાને "રૌપ્ય ઉત્સવ" ઊજવાયો. એ પત્રના સ્થાપક પં. માલવીયાજી અને લગભગ આરંભથી જ હજી સૂધી કાયમ એના તન્ત્રી મિ. ચિન્તામણિ – બંનેને આ પ્રસંગે ચોતરફથી અસંખ્ય ઉપકાર અને માનના અર્ઘ્યો અપાયા.

પં. માલવીયાજીએ સંયુક્ત પ્રાન્તની અને એ દ્વારા આખા ભારતવર્ષની જે અનેકવિધ સેવાઓ કરી છે એ હરેક ભારતવાસી જાણે છે, અને તન્ત્રી તરીકે મિ. ચિન્તામણિએ જે બાહોશીથી આ પ્રાન્તમાં "પાયોનિયર" જેવો દુર્ગ તોડીને ઍંગ્લો ઇન્ડીઅન દૃષ્ટિનો પ્રભાવ ઝાંખો પાડ્યો છે એ પણ સર્વવિદિત છે. પરંતુ આ પ્રસંગે પ્રકટ કરવામાં આવેલા "લીડર"ના વિશેષાંકમાં જે એક વાત વાચકનું ધ્યાન ખેંચે છે તે દેશનાં "**ત્યારે અને અત્યારે**": તે વખતની અને અત્યારની દેશની સ્થિતિ. એ વાંચીને અમારાં નેત્ર આગળ **वसन्त**ના જન્મકાળના ગૂજરાતની અને અત્યારના ગૂજરાતની સ્થિતિ, એનું ચિત્ર ઉપસ્થિત થયું.

"લીડર"નું નામ પં. માલવીયાજીએ પાડ્યું હતું, અને એનો ઉદ્દેશ, એના નામથી સૂચવાય છે તેમ, લોકના નેતા થઇ લોકમતને યોગ્ય માર્ગે દોરવાનો હતો. **वसन्त** નામ જુદા જ ઉદ્દેશથી રાખવામાં આવ્યું હતું. એ નામ રાખવામાં, પુરુષપ્રયત્ન કરતાં કાળબળ યાને યુગાત્માનું વિશેષ મહત્ત્વ સૂચવવાનું તાત્પર્ય હતું. અત્યારે ભારતવર્ષમાં ચારે તરફ વૃક્ષે વૃક્ષે નવજીવનનાં પુષ્પો ખીલવા માંડ્યાં છે, એની કળીઓ પણ તે સમયે બેઠી ન હતી. બીજું રૂપક લઈએ તો, અત્યારે નવજીવનના સૂર્યનાં કિરણો

ફૂટવા અને પથરાવા લાગ્યાં છે તેને સ્થાને તે વખતે પ્રભાત પણ થયું ન હતું. માત્ર પૂર્વ દિશાના ક્ષિતિજ ઉપર શ્યામ રાત્રિ ભેદાઇને અરુણોદયનો શ્વેત રંગ દેખાવા લાગ્યો હતો. પરંતુ એ અરુણોદયમાં આગામી સવિતા દેવના મંગળ તેજની ઝાંખી કરાવનાર પરમાત્માને જ એનો યશ છે.

* * * *

**નવ ચૈતન્ય**

છેલ્લાં પાંત્રીશ વર્ષમાં હિન્દુસ્થાનના અને તેથી ગૂજરાતના જીવનમાં, ચકિત કરે એવા પરિવર્તો થયા છેઃ અને તે માત્ર જીવનના અમુક પ્રદેશમાં જ નહિ, પણ સકલ જીવનમાં–એટલે કે ધર્મ અર્થ કામ ગૃહ સમાજ રાજ્ય સાહિત્ય આદિ જીવનની કલા કલામાં – વધારે ઓછો પણ તાત્ત્વિક ફેરફાર થઇ રહ્યો છે. તેમાં, ખાસ કરીને સાહિત્ય ઉપર દૃષ્ટિ નાંખતાં – ભલે, કોઇ ઊંચા સત્ત્વવાળી કૃતિ નજરે ન પડે, પણ સાધારણ ઉત્કૃષ્ટતા-વાળી કૃતિઓ અસંખ્ય જોવામાં આવશે. સામયિક અને વર્તમાનપત્રોની સંખ્યામાં અને ગુણમાં ઘણો સુધારો–વધારો થયો છે. આરમ્ભમાં **વસન્ત** પત્ર જેવા લેખોથી સંતોષ પામતું અને જે માટે એને ધન્યવાદો અપાતા તે કરતાં બહુ ઊંચા ગુણનાં લખાણો અત્યારે ઘણા સામયિક પત્રોમાં નજરે પડે છે, અને સારી વિદ્વત્તાભર્યા લેખો બુદ્ધિપ્રકાશ, પ્રસ્થાન, કૌમુદી વગેરે ઘણાં પત્રોમાં અનેકવાર દેખાવ દે છે. સંસ્થાઓનાં પ્રકાશનો ઉપર નજર નાંખીએ તો ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ, ફૉર્બસ સભા, અને ગૂજરાત સાહિત્ય સભા – એમાં નવું યૌવન આવ્યું છે. તે ઉપરાંત, બીજાં અસંખ્ય ન્હાનાં મ્હોટાં મંડળો રચાયાં છે જે વખતોવખત સાક્ષરોના મેળાવડા અને ઉત્સવો કરે છે. ટુંકામાં, – ચોતરફ અત્યારે નવચૈતન્યની વાડીઓ ખીલી ઊઠી છે!

આનો યશ કોને? અમે હંમેશા માનતા આવ્યા છીએ કે જગત્‌ના ઇતિહાસમાં ભારે પરિવર્તો થાય છે ત્યારે એનો યશ યુગાત્મા ભગવાનને જ હોય છે, પણ ભગવાન વિશ્વ બહાર કોઈ ગુફામાં કે સિંહાસન ઉપર બેઠો નથી. એ જગત્‌માં રહી, એક નાયકરૂપ અને અસંખ્ય અનુયાયીરૂપ ન્હાની મ્હોટી વિભૂતિ દ્વારા પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે અને પોતાનું મહાન્ કાર્ય સિદ્ધ કરે છે. તદનુસાર, પ્રકૃત પ્રસંગે પણ સમસ્ત જગત્ આજકાલ જે નવા જીવનની પરિસ્ફૂર્તિ ભોગવી રહ્યું છે એમાં હિન્દુસ્થાન

પણ ભાગ લે છે. તથાપિ હિન્દુસ્થાનનો વર્તમાન જમાનો કોઇ પણ એક વિશિષ્ટ નામ ધારણ કરશે તો તે **ગાંધીયુગ.** આપણા દેશમાં મહાત્મા ગાંધીજી દ્વારા જ આ નવો જમાનો પ્રકટ થયો છે, અને એમણે જ આ જમાનાને વિશિષ્ટરૂપ આપ્યું છે. આજકાલ યુવક અને યુવતિઓમાં પૂર જોસથી વહેતું, અને વૃદ્ધ નરનારીઓને પણ પોતાના વ્હેણમાં ખેંચતું, નવું ચૈતન્ય ગાંધીજીને જ આભારી છે, એ વાત ગાંધીજીના સિદ્ધાન્તને માનનાર–ન માનનાર – વિવેક કરનાર સહુ કોઈ કબૂલ કરશે.

[ વર્ષ ૩૪, અંક ૧; માઘ, સં. ૧૯૯૧ ]

## ૧૬. ઋણમોચન અને સેવાભિલાષ

હું ત્રણ ચાર માસમાં કાશી વિશ્વ વિદ્યાલય સાથેનો મ્હારો નિત્ય સંબન્ધ છોડી ગૂજરાતમાં આવી જઈશ એમ આશા રાખું છું. તે પછી એ ભવ્ય સંસ્થા સાથે મ્હારો નૈમિત્તિક સંબન્ધ જ રહેશે, એટલે અત્યારે મ્હારૂં જીવનનું જે વાતાવરણ છે તે બદલાઈ એ ગૂજરાતનું થશે, અને માત્ર અમુક અમુક નિમિત્તે જ કોઈ કોઈ વાર મ્હારે કાશી જવું પડશે–જેથી એની ઊંચી ભાવનાથી વિયુક્ત થયા વિના ગૂજરાતની સેવા હું યથામતિ યથાશક્તિ યથાવૃત્તિ પૂર્ણ અવકાશે કરી શકીશ. પરંતુ એ કાર્ય મ્હારે યથોચિત રીતે કરવું હોય તો મ્હારે દેવામાંથી મુક્ત થઈ જવું જોઈએ– જેમ હિન્દના ખેડૂત પાસેથી પૂર્ણ કામ લેવું હોય તો એને એના શાહુકારના દેવામાંથી છોડાવવો જોઇએ એ જ રીતે. પરંતુ ચોપડે ચઢેલી દેવાની રકમ શાહુકારને ત્યાં ભરાવી ખેડૂતને ઋણમુક્ત કરવો અશક્ય છે. અત્યારે તો એ રકમ માંડી વળાવીને એને ઋણમુક્ત કરી દેવો એ જ સારૂં છે, જેથી એના ભવિષ્યના કાર્ય માટે એ સ્વતન્ત્ર થઈ જાય.

તે માટે મ્હારી વ્યવસ્થાપકને સૂચના છે કે આ વર્ષે માઘથી ભાદ્રપદ સૂધી વસન્તના આઠ અંકો પ્રસિદ્ધ થયા છે તે પછીના ચાલુ વર્ષના (પૌષ સૂધીના) ચાર અંકો છોડી દેવા, અને આવતો અંક નવા વર્ષના ૧લા અંક તરીકે પ્રસિદ્ધ કરવો,* ત્રણ ચાર મહિના મને મ્હારો કાશીનો સંબન્ધ સંકેલતાં થશે. પણ તે પછી હું યથેચ્છ વસન્તની સેવા કરી શકીશ એમ મને આશા છે.

* જેઓએ ચાલુ વર્ષનું લવાજમ અગાઉથી ભર્યું છે તેમને બાકીના ચાર મહિનાનું લવાજમ આવતા વર્ષમાં અમે જમે આપીશું. બીજા ગ્રાહકો પાસેથી માત્ર આઠ મહિનાનું જ લઇશું. **વ્યવસ્થાપક**

એ સેવાથી ગૂજરાતમાં એકાએક "ઝળળળ" અજવાળું થઈ જશે એમ માનું એવો હું મૂર્ખ નથી. પણ પ્રભુએ દરેક મનુષ્યને કાંઈ ને કાંઈ એના ભાઈઓની સેવા કરવાની શક્તિ આપી છે. એ શક્તિ વગર વાપર્યે જ કુંઠિત ન થઈ જાય એટલું જોવાની અને તદનુસાર કાર્ય કરવાની એની ફરજ અને એનો હક છે–એટલી બુદ્ધિથી જ અનેક મુશ્કેલીઓ વચ્ચે હું વસન્ત આજ સુધી ટકાવી રહ્યો છું. એમાં વસન્તના ઉદાર વાચકો અને ગ્રાહકોની સહિષ્ણુતાએ મને થોડી મદદ નથી કરી. એ માટે હું ખરા અને ઊંડા હૃદયથી એમનો કૃતજ્ઞ છું.

આ શતકને આરંભે વસન્ત આસ્તત્વમાં આવ્યું તે નવા યુગના નવા જીવનને ઝીલવાના ઉદ્દેશથી એ સહુને જાણીતું છે. વસન્તનો યૌવનકાળ ગયો. દરમીઆન નવું જીવન દેશમાં સારી પેઠે વિસ્તર્યું છે. અને આજ વસન્તને વૃદ્ધાવસ્થાનાં કર્તવ્ય પ્રાપ્ત થયાં છે. નવજીવનને એની બાલ્યાવસ્થામાં તો હુલાવવા–ફુલાવવાનું જ કર્તવ્ય એનું હતું. યુવાવસ્થામાં એ કાર્યના યૌવનને પવિત્ર કરવાની જરૂર છે. આ કાર્ય યુવાન કરતાં વૃદ્ધ જન વધારે સારી રીતે કરી શકે. ગૃહસંસારમાં માનચતુર નિરર્થક નથી.

વસન્તનું કાર્ય નવા જીવનનું સંયમન કરવાનું જ નથી. કચ કચ કરતો દોષકાઢુ ડોસો કોને ગમે ? એવાની જરૂર પણ નથી. પ્રેમથી પોતાનો અનુભવ ઊછરતી પ્રજા આગળ મૂકે એ જ વાર્ધક્યનું ખરું પ્રયોજન છે. પણ તે ઉપરાંત હજી ઘણાં ક્ષેત્રો અણખેડ પડયાં છે, જે ખેડવાનું કામ વસન્તનું હતું, પણ જે એનાં સાધનની ખામીને લીધે એના યૌવનકાળમાં પણ એ ખેડી શક્યું નહિ. એ ક્ષેત્ર હજી પણ કદાચ એ ખેડી ન શકે, ખાસ કરીને એનું શરીર જર્જરિત છે તે કારણથી–તો પણ એ તરફ આંગળી બતાવી એક પણ યુવકને આ કાર્ય કરવા એ પ્રેરે, તો પણ વૃદ્ધાવસ્થામાં પણ એનું જીવવું સાર્થક થશે.

યૌવનનું પ્રેમથી સંયમન, અને નવાં ક્ષેત્રો તરફ અંગુલિનિર્દેશ–એટલું કરવા પ્રભુ એને અવકાશ, અનુકૂળતા અને બળ આપો !

[ વર્ષ ૩૪, અંક ૮; ભાદ્રપદ, સં. ૧૯૮૧ ]

૧૭.—

**શ્રી**—તન્ત્રીજી,

આપ કૃપા કરી આપના પત્રમાં નીચેની હકીકત પ્રકટ કરશો તો હું આપનો આભારી થઈશ:

**वसन्त બંધ કરવામાં આવશે**

પ્રસ્થાન, માનસી, ગુજરાત, કૌમુદી વગેરે અનેક માસિકો અને બુદ્ધિપ્રકાશ, ફાર્બસસભાપત્રિકા આદિ ત્રૈમાસિકો અભિનવ ગૂજરાતની સુન્દર અને પ્રભાવશાળી સેવા અનેક માર્ગે કરી રહ્યાં છે એ જોતાં—वसन्त બંધ થાય છે તો તેથી તેની ખોટ જણાવાની નથી.

બેશક, મ્હારી સમઝણ પ્રમાણે ગૂજરાતને હજી બહુવિધ સેવાની જરૂર છે, પણ બધી સેવા કરીને, કૃતકૃત્ય થઈને, કોણ કર્તવ્યથી વિરમી શક્યું છે? છતાં, વિચાર કરીએ તો, જીવનમાં એવો સમય આવે છે કે જ્યારે કર્તવ્યથી વિરામ એ જ કર્તવ્ય છે. અને મને લાગે છે કે वसन्त-ને એ સમય આવ્યો છે—ઘણા તો કહેશે કે ઘણા વખતથી એ આવી ચૂક્યો છે—તે માટે હવે એ—

"शान्ति निर्वाणपरमां मत्संस्थामधिगच्छति"—

**તા. ક.** ઉપરનો લેખ એક બે સાપ્તાહિકમાં પ્રસિદ્ધ કરવા મ્હેં લખ્યો, તે પછી તુરત કેટલાક મિત્રોએ वसन्तનું કાર્ય પોતાને હસ્તક લેવાની ઇચ્છા બતાવી. આ રીતે એને જીવતું રાખવું તો કોઈક માસિક સાથે એને જોડવું કે કોઈ સ્વતન્ત્ર વ્યક્તિ કે મિત્રમંડળને એ સોંપવું એ વિચારવાની બાબત છે. એ માટે મિત્રોની અને વાચકોની હું સલાહ માગું છું. અને કેવી યોજના રાખવી એ માટે સૂચના પણ ઇચ્છું છું. આ સંબન્ધમાં એટલું જણાવું કે હાલ वसन्त ચલાવતાં ખોટ જાય છે તે માટે હું वसन्त બંધ કરવા ઇચ્છું છું એમ નથી. પણ ગ્રાહકોની સંખ્યા નજીવી રહે એ સ્પષ્ટ સૂચવે છે કે ગૂજરાતને એ પત્ર જોઈતું નથી. તે છતાં એને ચાલતું રાખવું એનો અર્થ થોડાક મિત્રો ઉપર લવાજમનો બોજો નાંખવો એજ થાય છે. જે મિત્રમંડળ કે પત્રકાર वसन्त જીવતું રાખવા ઇચ્છતા હોય તેમને કૃપા કરી મને જણાવવા વિનંતિ છે કે પોતે શા ઠરાવથી તથા ભવિષ્યની કેવી કાર્યરેખાથી આ પત્ર ચાલતું રાખવા ઇચ્છે છે.

**તન્ત્રી—वसन्त**

[ વર્ષ ૩૫, અંક ૨; ફાલ્ગુન સં. ૧૯૯૨ ]

## ૧૮. ગ્રાહકો અને વાચકોને વિજ્ઞપ્તિ

આ વર્ષે 'વસન્ત'ને ત્રૈમાસિક કરવાનો અમે એકાએક નિશ્ચય કર્યો, તેથી તે માટે યોગ્ય ગોઠવણ હજી જોઈએ તેવી થઈ શકી નથી. આવતાં અંકથી એનું **નવું વર્ષ** શરૂ થશે. તેમાં ધર્મ, રાજ્ય, અર્થ અને સાહિત્ય વગેરે વિવિધ વિષયો ઉપર લેખમાળા તેમજ છૂટક લેખો મૂકવાનો યત્ન કરવામાં આવશે.

આરંભના કાળમાં અમારા ભાઈઓ પાસે નિરપેક્ષ સાહિત્ય સેવાની અમે આશા રાખી શકતા હતા, અને હજી પણ એક પ્રકારની સાહિત્ય-સેવાનો પ્રેમ ચાલતો રહે એમ અમે ઇચ્છીએ છીએ. પણ તે સાથે વર્તમાન સમયની મુશ્કેલીઓ પણ અમારા ધ્યાનમાં છે. અને તેથી ઊંચા પ્રકારના લેખ માટે પુરસ્કાર માગે તેને આપવા (એ લેખ સ્વીકારી શકીએ તો) અમે રાજી છીએ.

આ ડીસેમ્બર માસમાં કોંગ્રેસ ઉપરાંત કેટલીક બહુ મહત્ત્વની સંસ્થાઓ ભરાઈ છે, જેમકે "અખિલ હિન્દ મહિલા પરિષદ્". પરંતુ એ વિષે સ્થળસંકોચને લીધે અમે કાંઈજ લખી શક્યા નથી, તે હવે પછીના અંકમાં આવશે. બધા વિષયોને ન્યાય કરવા માટે ત્રૈમાસિકનું કદ હાલના કરતાં પણ મ્હોટું જોઈએ. પણ તે લેખકોની અને ગ્રાહકોની કૃપા વિના કરવું મુશ્કેલ છે. કદ વધારવાનું સાહસ કરતાં પહેલાં એક વર્ષ વધુ અનુભવ લઈ જોવાની જરૂર છે.

રા. રા. નરસિંહરાવના સ્મરણાર્થે "ગુજરાત"નો સ્મરણાંક અંક બહાર પાડવાનો છે એટલે "વસન્ત"નો એવો જ અંક કાઢતાં દ્વિરુક્તિ થવાનો ભય છે. તોપણ રા. રા. નરસિંહરાવનું સાહિત્યક્ષેત્રમાં ગૌરવ વિચારતાં અમારે કર્તવ્ય કરવાનું રહે છે, અને તે માટે અમે "બુદ્ધિ-પ્રકાશ"ના તન્ત્રીના સહકારથી બંને પત્રો તરફથી એક સ્મરણાંક પ્રસિદ્ધ કરવા ધારીએ છીએ.

[વર્ષ ૩૫, અંક ૧૦-૧૨; કાર્તિક-પોષ, સં. ૧૯૯૩]

## ૧૯. અવસાન નોંધ

છેલ્લાં ત્રણ માસમાં ગૂજરાતે નીચેનાં નરરત્નો ખોયાં છે તે માટે 'વસન્ત' પત્રે એમનાં અવસાનની વિગતવાર નોંધ લેવી જોઈએ. પરંતુ મ્હારી બિમારીના કારણથી હું દિલગીર છું કે હાલમાં મ્હારાથી કાંઇ પણ વિગત-

વાર લખી શકાય એમ નથી. ર્‌હેં શારીરિક સ્વાસ્થ્યની વાત તો ઘણી જોઈ પરંતુ દાક્તરો હજી સુધી શારીરિક અને માનસિક શ્રમ લેવાની સાફ ના પાડે છે. અને તે જ કારણથી 'વસન્ત' પત્ર પણ બંધ કરવું એવી દાક્તરોની સલાહ છે. આ અંક વર્ષનો છેલ્લો અંક છે અને આ સાથે **'વસન્ત'ની કારકિર્દીનો અન્ત આવશે એમ લાગે છે.** જેવી પ્રભુની ઇચ્છા !—

૧. મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ
૨. બળવંતરાય પ્રમોદરાય ઠાકોર
૩. શ્રીયુત મોતીભાઇ અમીન
૪. મહામહોપાધ્યાય શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર
૫. શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મ્હેતા

The End and After *

Music, when soft voices die,
Vibrates in the memory—
Odours, when sweet violets sicken,
Live within the sense they quicken.

Rose leaves, when the rose is dead,
Are heaped for the belovéd bed;
And so thy thoughts, when thou art gone,
Love itself shall slumber on.

—*P. B. Shelley*

("Palgrave's Golden Treasury" Book IV)

[ વર્ષ ૩૭, અંક ૪; કાર્તિક–પોષ સં. ૧૯૯૫ ]

* 'વસન્ત'ના પાછલા પૂંઠા ઉપર અંગ્રેજી ઊતારાઓ આવતા તે 'વસન્ત'નું એક આકર્ષક અંગ હતું. 'વસન્ત' બંધ કરવાના અંકના પૂંઠા ઉપર અંગ્રેજ કવિ શેલિનું કાવ્ય મૂકવામાં આવ્યું હતું, તે અહીં અંતે સામેલ કર્યું છે, જેથી કઈ ભાવના સાથે તંત્રીએ 'વસન્ત'ને વિદાય આપી હતી તેનો સૌને સહજ ખ્યાલ આવશે. —સં૦

# શબ્દસૂચી

## અંગ્રેજી શબ્દોની સૂચી

